

# अमृततत्त्व યાને અમરબોધ.

( *Essence of Highest Philosophy-Immortality* )

(સર્વ મુમુક્ષુઓના હિતાર્થે જીવનમુક્તિના સુખાર્થે છપાવી પ્રકટ કરવામાં આવેલ છે.)



સંપાદક અને પ્રકાશક,

**મહેતા છગનલાલ ઘેલાભાઇ.**

(રીટાયર્ડ ડેપ્યુટી પોલીટીકલ એજંટ.)

કેળાપીઠ—સુરત.

( મહાવાક્ય રત્નાવળીના ભાષાંતરના તથા મહાત્માના જ્ઞાનવચનના પુસ્તકોના પ્રકાશક. )

સને ૧૯૨૯. સંવત ૧૯૮૫.

મૂલ્ય રૂા. ૨-૮-૦.



છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

મહેતા છગનલાલ ઘેલાભાઈ.

(રીટાયર્ડ ડેપ્યુટી પોલીટીકલ એજંટ.) કેળાપીઠ—સુરત.



છાપનારઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું:—શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે—સુરત.





वाग्भाभि ब्रह्मविद्ब्रह्म भाति स्वप्न इवात्मनि ।
यदिदं तत्स्वशब्दोत्थैर्यो यद्वेत्ति सवेत्ति तत् ॥

બ્રહ્મવેત્તા કે જે બ્રહ્મરૂપજ છે તે મહાવાકયોથી પ્રાપ્ત થયેલા બોધરૂપ પ્રકાશથી પૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે. કારણ કે આ જે દૃશ્ય પદાર્થરૂપ જગત છે તે સ્વપ્નની પેઠે આત્મામાંજ પ્રકટ થયેલ છે. જે કોઇ શખશ શ્રવણાદિક ઉપાયોથી બ્રહ્મને જાણે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

यतः सर्वाणि भूतानि प्रतिभांति स्थितानिच ।
यत्रैवोपशमं यांति तस्मै सत्यात्मने नमः ॥

સઘળા ભૂત-ભાૈતિક પદાર્થો જેની સત્તાથી સત્તા પામીને પ્રકટ થયા છે, સ્થિતિ કાળમાં જેની સત્તાથીજ રહ્યા છે. અને પ્રલયકાળમાં જેનીજ સત્તા રહેતાં તિરોભૂત થાય છે તે સત્ય સ્વરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.

ज्ञाताज्ञानं तथा ज्ञेयं द्रष्टा दर्शन दृश्यभूः ।
कर्ता हेतुः क्रिया यस्मात्तस्मै ज्ञप्त्यात्मने नमः ॥

જાણનાર, જાણવું, અને જાણવાના વિષયરૂપ પદાર્થો તથા જોનાર, જોવાના સાધન અને જોવાના વિષયરૂપ પદાર્થો તેમજ કરનાર, ક્રિયાને ક્રિયા ઉત્પન્ન કરવાનું નિમિત્ત એ સઘળાં જેની સત્તાથીજ થયેલા છે તે જ્ઞાનસ્વરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.

स्फुरंति सीकरा यस्मादानंदस्यांबरेऽवनौ ।
सर्वेषां जीवनं तस्मै ब्रह्मानंदात्मने नमः ॥

જેમાંથી સઘળાં બ્રહ્માંન્ડની અંદર આનંદના કણો સ્ફુરે છે અને જે સઘળા-ઓના મૂળતત્વરૂપ છે તે સચ્ચિદાનંદરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.

दिवि भूमौ तथाऽकाशे बहिरंतश्चमे विभूः ।
यो विभात्य वभासात्मा तस्मै सर्वात्मने नमः ॥

જે અખંડ પ્રકાશરૂપ પરમાત્મા મને ઉપર નિચે મધ્યમાં બહાર તથા શરીરની અંદર પણ ભાસે છે તે સર્વના સ્વરૂપભૂત પરમાત્માને પ્રણામ કરૂં છું. ૐ



મહેતા છગનલાલ ઘેલાભાઈ.

# अमृततत्त्व યાને અમરબોધ.

## ( ESSENCE OF HIGHEST PHILOSOPHY--IMMORTALITY. )

### ભૂમિકા યાને સંપાદકને પ્રકાશકનું નિવેદન.

આ સંસારમાં મુક્ત, મુમુક્ષુ, વિષયી અને પામર એવા ચાર પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે તેમ મુક્ત પુરૂષોને તો પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ ગયેલી હોવાથી તેમને તો કાંઈ કર્તવ્ય અવશેષ રહેતું નથી. વિષયી અને પામર મનુષ્યોતો વિષયોમાં આસકત અને શાસ્ત્ર સંસ્કાર રહિત હોવાથી તેઓ અનધિકારી છે. પરિશેષથી અજ્ઞાનરૂપી અંધકારની નિઃશેષ નિવૃત્તિ કરનાર **આ અધ્યાત્મગ્રંથમાં** (વેદાંત શાસ્ત્રમાં) મુમુક્ષુ જનોનોજ અધિકાર છે. આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારના તાપોની આત્યંતિક નિવૃત્તિ (અજ્ઞાનરૂપ મૂળ સહિત અત્યંત ઉચ્છેદ) અને સ્વસ્વરૂપાનંદની નિત્ય પ્રાપ્તિ (આવિર્ભાવ યા સાક્ષાત્કાર) તે **મુક્તિ (મોક્ષ)** કહેવાય છે. એવો મોક્ષ સંપાદન કરવાની ઉત્કટ ઈચ્છા (તીવ્ર જીજ્ઞાસા) જેમને થાય તે **મુમુક્ષુ** કહેવાય છે. આવા મુમુક્ષુને તત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષયના સમકાલીન અભ્યાસવડે ચિત્તની શાંતી થતાં પ્રત્યગાત્માનો પરબ્રહ્મ સાથે અચળ અમર અભેદાનુભવ સ્થિત થાય **તેજ અમર બોધ** છે તેથી આ ગ્રંથનું નામ સાર્થક છે અને તેજ આ મનુષ્ય જીવનનું આશ્વાસન છે માટે તે એવા મુમુક્ષુના હિતાર્થે પ્રકટ કરવામાં આવે છે. તેથી જો વેદાંતાનુરાગીજનો આ ગ્રંથનું યથાર્થ અવલોકન તથા મનન કરશે તો આ મારો ગ્રંથ પ્રકટ કરવાનો પ્રયત્ન સફળ થયો એમ સમજીશ.

પ્રોફેસર મેકસમ્યુલર (મોક્ષ મૂલર ભટ) મહા વિદ્વાન હતા તેમના ઉદ્દેશમાં કહીએ તો આપણે ગમે તે ભાષામાં ગદ્ય લખીએ કે પદ્ય પણ એટલું તો કદી ભુલવું નહિં કે આપણા બંધુઓની ઉત્તમ સેવા કરવી હોય તો તેમાં સારભૂત વિચારો દર્શાવવાથીજ કરાશે. કેટલાક અખૂટ ભંડારી હોય છે પણ અખૂટદાતા હોતા નથી. આ બંને ગુણ એક સાથે રહેવા વિરલ છે. મનુષ્ય દેહના અલ્પ આયુષ્યનો અમુક ભાગ આવા શુભ કાર્યોમાં અર્પણ કરવા સમાન પુણ્ય કશું નથી. આ ગ્રંથનો શ્રમતો એક Labour of Love તરીકે ઉપાડી લેવામાં આવે છે.

આ ગ્રંથમાં પરમહંસો, યોગીઓ, મહાત્માઓ ને સન્યાસીઓ આદિ (જેવા કે **બ્રહ્મનિષ્ઠ સ્વામી વિજ્ઞાનાનંદજી, દંડી સંન્યાસી યોગાનંદજી, બ્રહ્મનિષ્ઠ શ્રી નિર્વિકલ્પ યોગીરાજ, શ્રી કૃષ્ણદેવ અવધૂત, સ્વામીજી રામતીર્થ, રામચરણ** તથા **આત્માનંદજી** વીગેરે) પાસેથી ગ્રંથ કર્તાએ તેમની કૃપાથી જે અનુભવ પ્રાપ્ત કરેલોને જે લખાણમાં મુકી શકાય તે તેમજ અધ્યાત્મ શાસ્ત્રોમાંથી લીધેલા શ્લોકો તથા બોધવચનો તથા શ્રી **યોગવાશિષ્ઠના ઉપશમ પ્રકરણમાંથી** (હિંદી તેમજ ગુજરાતી ગ્રંથમાંથી) વિસ્તારથી લીધેલ સાર જેમાં સમાધિવાળા મનરૂપી માનસ સરોવરમાં સર્વદા સચ્ચિદાનંદરૂપથી નિવાસ કરનારા ઋષીઓની ઉત્તમ કથાઓ અને નિર્વિકલ્પ ધ્યાનની યુકિતઓ છે તે તદુપરાંત શ્રી **યોગવાસિષ્ટના નિર્વાણ પ્રકરણના પૂર્વાર્દ્ધમાંથી શિખિધ્વજ રાજા અને ચુડાલા રાણી** (કે જે રાજા રાણી સંસારના એટલે રાજ્યના કાર્યો કરવા છતાં પણ નિર્લિપ્ત રહી જીવનમુકિતના સુખનો અનુભવ લઈ વિદેહ કૈવલ્યના ભાગી બન્યા હતાં તેમનું) અપૂર્વ વ્યાખ્યાન ને **સિદ્ધગીતા** છે તે તથા **અમૃતાનુભવ ગ્રંથમાંથી** જ્ઞાની જીવનમુક્ત ભકતો સંબંધે અને **તત્ત્વમસિ** મહાવાકય સંબંધ તથા **ચાંગદેવ**

**પાશષ્ટિમાંથી મરાઠી ઓવીઓ** અને ગુજરાતી ભાષામાં વિવેચનનો લીધેલ સાર દાખલ કરેલ છે એટલુંજ નહિં પણ શ્રી **ગૌડપાદિયકારિકા સહિત અથર્વવેદીય માંડુકોપનિષદ્**ના મૂળ શ્લોકો અને તેના વિવેચન સાથે લીધેલ સાર, તથા શ્રી **સ્વામી વિદ્યારણ્યકૃત પંચદશી ગ્રંથમાંથી** દ્વૈત વિવેકાદિ પ્રકરણના પણ શ્લોકો ને તેના વિવેચન સાથે કાઢેલા સારનો પણ આ ગ્રંથમાં સમાવેશ કરેલ છે. વળી **શ્રીમદ્ભાગવતમાંથી વેદોએ કરેલી નિગુણ બ્રહ્મની સ્તુતિનું વિવેચન** તથા શ્રી **ઉદ્ધવજીને મળેલું આત્મજ્ઞાન** તથા શ્રી **દત્તાત્રય અવધૂતે** કરેલા **ગુરૂઓ પાસેથી મેળવેલ** (ગુણ) **જ્ઞાનનો** સાર તથા **ચતુશ્લોકી ભાગવત** શ્રી **કૃષ્ણ ભગવાને બ્રહ્માજીને** કહેલું તેનું ભાષાંતર. ઉપરાંત શ્રી**મદ્ભગવત ગીતામાંથી** ચુંટી કાઢેલા વિષયોનું અઢારે અધ્યાયવાર બનાવેલું કોષ્ટક આપેલ છે. વળી **અભેદ અનુભવના ઉદ્ગારો, ભજનો જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંબંધી દોહા સ્તુતી સાખી તથા રાગો** ગુજરાતી, મરાઠી તથા હિંદી ભાષાના પણ તેમાંઆપેલ છે અંતમાં **દેહ અવસાનની સુરતા,** તથા **જ્ઞાની જીવનમુક્તના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી તે સંબંધમાં ઉપનિષદો, શાંતિ પર્વ વિગેરે આધારો** સાથે દર્શાવેલ છે તેમજ સંસ્કૃતમાં **મહાવાક્ય પ્રબોધ પ્રકરણ** તથા શ્રી **બ્રહ્મસુત્ર શંકરભાષ્યાનુવાદમાંથી અધિકરણ ચતુઃસુત્રી, વ્યાહૃતિ** તથા **શિર** સાથે **ગાયત્રીનું વેદ, ઉપનિષદો** તથા **યોગીશ્વરે બનાવેલા અર્થોદ્વારા વિસ્તારથી ચારેપાદનું અર્થ** સાથે વિવેચન અને સંસ્કૃતમાં **શાંતીપાઠો** ને તેના અર્થનું વિવેચન પણ કરી બનાવેલ છે. ઈત્યાદી વિષયોથી સ્પુરણ સારભૂત વિચારોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, અને તેને માટે તે સર્વ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનો માન સહિત ઉપકાર ચિરસ્મરણીય છે.

આ આધ્યાત્મિક ગ્રંથની ભાષા બનતાં સુધી સરલ અને સુરસ કરવામાં આવી છે પણ વિષયને અનુસરતા પારિભાષિક શબ્દોને લઈને કિલષ્ટ (કઠણ) લાગે તો તે તથા મુદ્રાકળા કે છાપામાં જો કાંઈ દુષણો જણાય તો તે પણ ક્ષંતવ્ય છે. આશા છે કે વાંચકવર્ગ ક્ષીર નીર ન્યાયથી હંસવત સારજ ગ્રહણ કરશે. કારીગરને દૂષિત ગણતાં પહેલાં પરિક્ષકો કારીગરના સાધનો અને શ્રમ ધ્યાનમાં રાખશેજ.

આ ગ્રંથ સંશોધન કરવાનું કાર્ય શ્રીયુત **શાસ્ત્રી મણીશંકર ઉમાશંકર જ્યોતિષરત્નએ** તથા પ્રેસકોપીઓ સુધારવાનું કાર્ય તેમજ તથા **રા. રા. ખંડુભાઈ વલ્લભભાઈ મહેતા** રીટાયર્ડ સબ રજીસ્ટ્રારે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી ઘણું કાળજીપૂર્વક કર્યું છે તે માટે તેમનો બંન્નેનો પણ અત્રે અંતઃકરણપૂર્વક ઉપકાર માનવામાં આવે છે.

આ સદુપદેશના ભંડારરૂપ ગ્રંથ—સત્તા સામાન્ય કે સત્તા સ્વાતંત્ર્યરૂપ મોક્ષની મહત્તા દર્શાવનાર લોકને—સત્માર્ગે દોરનાર અને સત્ સ્થિતિ પ્રાપ્ત કરાવનારો **થાય એજ અભ્યર્થના** યા વાંછાપૂર્વક **हरि ओं तत्सत् ॥ सुज्ञेषु किं बहुना ॥**

કળાપીઠ
**સુરત**
તા. ૯ મી ઓગસ્ટ
સને ૧૯૨૯

પ્રકટકર્તા

**મહેતા છગનલાલ ઘેલાભાઈ**

(રીટાયર્ડ ડેપ્યુટી પોલીટીકલ એજંટ)

તા. ક:—રા. રા. શ્રીયુત **મહેતા છગનલાલ ઘેલાભાઈનું** જીવનચરિત્ર તેમના **સ્નેહી** શ્રીયુત **માણેકલાલ જમનાદાસ મલ્હારજી ભક્તરાજે** આ ગ્રંથ સાથે પ્રકટ કરવા **આપ્યું** તે જીવનચરિત્ર તથા તેમનો ફોટો એ બંન્ને તેમની ઈચ્છાથી આ ગ્રંથના આદિ **ભાગમાં મુકવામાં આવેલ છે.**

* * * *

## શ્રીયુત્ રા. રા. છગનલાલ ઘેલાભાઈ મહેતાનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

અમારા મિત્ર શ્રીયુત્ **મહેતા છગનલાલ ઘેલાભાઇ** આ સૂર્યપુર (સુરત શહેર)ના નિવાસી હરસોલ્લા જ્ઞાતિના એક મેસરી વણીક સદ્દગૃહસ્થ છે, તેમના પિતાશ્રી શ્રીયૂત્ **ઘેલાભાઈ ઠાકોરદાસ મહેતા** પરમ ધાર્મિક અને શિષ્ટ વર્ગમાં ઉત્તમ આદર પામેલા હતા. તેમને પ્રજામાં ચાર પુત્રો **છગનલાલ, રતીલાલ, મગનલાલ** અને **હીરાલાલ** છે તેમાં રા. **છગનલાલ** વડીલ છે. આ બધા બંધુઓ ઉંચકેળવણી લઈ સારા હોદ્દાઓ અનુક્રમે કેળવણી ન્યાયને પોસ્ટ ખાતામાં ભોગવે છે. ભાઈ **છગનલાલ**નો જન્મ વિક્રમ સંવત્ ૧૯૨૫ના વૈશાખ સુદ ૬ (છઠ)ના રોજ (અંગ્રેજી તા. ૧૭મી એપ્રીલ ૧૮૬૯ના દીવસે) સુરતમાં થયેલો છે. તેમના પૂજ્ય માતુશ્રી **મંછાબા** તેમને માત્ર બાર વર્ષની બાળક અસ્થામાં મુકી સ્વર્ગવાસ થયા હતા. ને તેમના વડીલ શ્રીયૂત્ **ઘેલાભાઇ** તેમની વર્ષ ચોવીશની ઉમર થતાં સુધી વિધમાન હતા તે દરમીઆન સારી કેળવણી લેવરાવી આર્ટસ કોલેજમાં પ્રીવીઅસનો અભ્યાસ કરાવી કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીમાં સરકારી નોકરીમાં તેમને પ્રવેશ કરાવ્યો હતો. પિતાશ્રીની તબીયત પોતાના છેવટના ત્રણેક વર્ષોમાં સખત બીમાર હોવાથી ને બીજા તેમના પુત્રો સગીર હોવાથી પોતાના કુટુંબની સુપ્રતિષ્ઠિત સ્થિતિ જળવાઈ રહે તેવા હેતુથી ભાઈશ્રી **છગનલાલ**નો કોલેજનો અભ્યાસ છોડાવી સરકારી સરવીસમાં તેમને દાખલ કરવાનું પોતે દુરસ્ત ધાર્યું હતું ને તેમની આજ્ઞાનુસાર સને ૧૮૮૮ ના મે મહીનામાં તેમણે આર્ટસ કોલેજ છોડી નોકરીમાં દાખલ થયા હત. વડીલશ્રીની તબીયત ત્યારબાદ વધારે બગડવાથી લાંબી રજા લેવી પડી હતી ને તે માંદગી દેહાંતનું કારણ થઈ પડી હતી જેને પરીણામે સને ૧૯૦૩ ના માહે ડીસેંબરમાં ૪૭ વર્ષની ઉમરે પોતે આ ક્ષણભંગુર દુનીયાનો ત્યાગ કર્યો હતો.

વય અને સદ્વિચારોનો પ્રૌઢ પરિપાક થતાં **રાજેશ્રી છગનલાલ** સત્સંગ તથા સત્શાસ્ત્રના શ્રવણમાં ને ઉત્તમ પ્રતિષ્ઠામાં દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા જોવામાં આવેલા છે. તેમના બચપણથીજ પરમાત્માની ભક્તિમાં પ્રેમ હતો અને **शिवस्य हृदयं विष्णुर्विष्णोश्चहृदयं शिवः ॥** ઈત્યાદી શાસ્ત્ર સિદ્ધાંતાનુસાર તેમને સત્સંગ બળથી અભેદભાવ કાયમ રહેલ છે.

તેમના વિવાહ સુરત નિવાસી **શા. ચુનીલાલ પરમાનંદદાસના** પુત્રી **તારાગવરી** સાથે છેવટ થયાં હતાં. એ તેમના ધર્મ પત્નિ પતિભક્ત નિષ્ઠાવાન ભગવદીય સુશીલ અને કુલાંગનાઓમાં આભૂષણરૂપ ગૃહિણી હતાં. અર્થાત સોનું ને સુગંધરૂપ હતાં. તેમનાથી **ભાઈ છગનલાલને** ત્રણ પુત્ર અને એક પુત્રી નામે **ચી. ઠાકોરલાલ, રસીકલાલ, ચંદ્રકાંત** અને **મંજુલા બેન** એમ ચાર પ્રજા વિધમાન છે. તે પ્રજાને મુકી તે **તારાગવરી** તા. ૫-૫-૨૭ના (સંવત્ ૧૯૮૩ના વૈશાખ સુદ ૪) ના રોજ વૈકુંઠવાસ થયાં છે અર્થાત્ આ વિશ્વરૂપના નાટય ભૂમીપરથી તિરોહિત થઈ ગયાં છે. આ સંસારનું સુખ તો ભ્રાંતિરૂપ છે પણ સ્વસ્વરૂપના વિસ્મરણથી સુખાર્થે બહિર્મુખ પ્રવૃત્તિ કરવા જતાં મનુષ્ય અધિકાધિક દુઃખમાં આવી પડે છે ને શાશ્વત સુખ દૂર રહે છે. પરંતુ **ભાઈશ્રી છગનલાલે** સત્સંગબળ તેમજ આત્માની દૃઢ નિષ્ઠાને લઇને તેવા આઘાત સહન કરી પ્રભુ ઇચ્છા સ્વીકારી હતી.

આ સંસારની નાટય ભૂમી ઉપર શ્રીયૂત્ **છગનલાલે** અનેક વેષો ભજવ્યા છે. **કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીમાં** એક કલાર્કની જગ્યાથી શરૂ કરીને તેઓ હેડકલાર્ક ચિટનીસ ( પ્રાંત શીરસ્તેદાર ) થાણાદાર ( મામલતદાર, ) આસીસ્ટંટ-ટુ-ધી સુપ્રીન્ટેન્ડન્ડ ઓફ મેનેજડ ( વોડર્સ ) એસ્ટેટસ થયા હતા અને ત્યારબાદ તેમણે **રેવાકાંઠા પોલીટીકલ એજન્સીમાં** (ગોધરામાં) સને ૧૯૧૧ માં ડેપ્યુટી પોલીટીકલ એજંટ (ડેપ્યુટી કલેકટર) અને છેવટે એક દેશી અમલદાર જે ટોચ

સુધી પહોંચી શકે એવો આસીસ્ટંટ પોલીટીકલ એજંટ **અર્થાત** આસીસ્ટંટ કલેક્ટરનો ઉંચો દરજ્જો દોઢ વર્ષ સુધી **મહીકાંઠા પોલીટીકલ એજન્સીમાં** (સાદરામાં) ભોગવ્યો છે. અર્થાત્ વ્યવહારીક દષ્ટીની મર્યાદા પહોંચે ત્યાં સુધીના જુદા જુદા હોદ્દા ભોગવ્યા પછી તે તરફની અભિલાષા તેમની શાંત થઈ છે. તેઓ સને ૧૯૨૪માં એપ્રીલ માસથી છ માસની ચડેલી રજા ભોગવ્યા બાદ તા. ૧૭મી અક્ટોબરથી **ગેઝેટેડ સરકારી નોકરી** ઉપરથી રીટાયર થઈ પેન્શન સુખપૂર્વક ભોગવે છે. આ વ્યવહારીક નાટકનું સાફલ્ય તેમના ઉપરી અમલદાર **કર્નલ એ. એચ. ઈ. મોસ મહીકાંઠાના પોલીટીકલ એજંટ સાહેબના** નીચે પ્રમાણેના કાઢેલા ઓફીસ મીમો ઉપરથી સ્પષ્ટ થશેઃ—

No. E. S. T. 134.
*Mahikantha Political Agency.*
Camp via Sadra, 19th. April 1924.

OFFICE MEMO:—

Ont he retirement of Mr. Chhaganlal G. Mehta after **35** years of Government Service, the Political Agent cannot allow him to depart from this Agency without an expression of appreciation of his long and excellent record of work well done. During the last **18 months** Mr. Chhaganlal has filled the reponsible post of Assistant Political Agent and done so entirely to the satisfaction of the Political Agent, He is now about to enjoy his well earned pension but he will be missed in the Mahikantha and the Political Agent is sure that the whole Agency will join with him in wishing Mr. Chhaganlal that is best in the future that lies before him

Sd/. A. H. E. MOSSE Lt. Colonel
Political Agent, Mahikantha.

TO,

Mr. Chhaganlal Ghelabhai Mehta
The Assistant Political Agent, Mahikantha
The Superintendent of Agency Police, M. K.
The District Deputy Political Agent, M. K.
The Hazur Deputy Political Agent, Mahikantha.

* * * *

**તેમની કારકીર્દીનું માત્ર ટુંકમાંજ વિવેચન કરૂં છું:—**

ઉત્તમ સંસ્કારી માતાપિતાને ઘેર પુણ્યાત્માજ જન્મ ધરે છે એ નિઃસંશય છે. તેમના **વડીલશ્રી ઘેલાભાઈ ધર્મીષ્ઠ** સુનીતિવાન, પ્રમાણીક પરોપકારી અને સત્વગુણ સંપન્ન હતા ને તેઓ પણ નીચેના દરજ્જાપરથી **ડેપ્યુટી પોલીટીકલ એજંટ**ના ઉંચા હોદ્દા ઉપર સ્વાશ્રયથી ચઢ્યા હતા ને કાઠીયાવાડમાં અદ્વિતીય કીર્તિ સંપાદન કરી હતી. **તેજ વારસો આ જીવનચરિત્રના નાયક છગનલાલે પણ મેળવેલો** છે અને કાર્યદક્ષતા, પ્રમાણીકતા અને એકનિષ્ઠાથી તે સફળ કરેલો છે.

**ભાઇશ્રી છગનલાલ** અભ્યાસમાં બહુ ખંતીલા અને બુદ્ધિશાળી હોવાથી અંગ્રેજી સ્કુલોમાં પણ ઉંચો નંબર રાખી એકઝીબીશનો મેળવ્યાં હતાં તેમ આર્ટસ કોલેજમાં પણ સ્કોલરશીપ સંપાદન કરી હતી. તેઓ વિદ્યાના અભ્યાસી અને પ્રેમી છે, તેમની રેવાકાંઠા તથા રેવાકાંઠા પોલીટીકલ એજન્સિમાં ગેઝીટેડ નોકરી દરમીઆન કેળવણી ખાતાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો સાથે મળીને પોતાના તાબાના તાલુકાઓ અને થાણાઓમાં **દશ પ્રાઇમરી નિશાળો નવી ખોલી** છે; તથા ગોઠડા, કોઠી વીગેરે ગામોમાં સ્કુલોના નવા મકાનો બંધાવ્યા છે ને હરેક રીતે કેળવણીને ઉત્તેજન આપેલ છે તે તેમણે કરેલી સ્કુલોની વીઝીટ રીમાર્કસો, સ્કુલો ખુલ્લી મુકવાની ક્રીયાના ભાષણો તથા વાર્ષિક રીપોર્ટો ઉપરથી સ્પષ્ટ થાય છે. **તેઓશ્રીના નામથી તાલુકા વસનપરાના રા. રા. દરૂભાઈ એક પાટીદાર ગૃહસ્થે** મે. પોલીટીકલ એજંટ સાહેબની મંજુરી લઇ ત્યાંની સ્કુલમાં **એક માસીક સ્કોલરશીપ** પણ કાઢેલી છે ને શને ૧૯૨૨માં પ્રાઇમરી સ્કુલોમાં વિદ્યાર્થીઓને ચિરકાળ યાદ રાખવા યોગ્ય નિયમો છપાવીને પણ વેહેંચ્યા છે.

વળી **પોતે** ગુજરાત વરનેકયુલર સોસાયટીના લાઇફ મેમ્બર છે. તેમ **લાયબ્રેરીઓ અને સ્કુલોને ઉત્તેજન આપવા ખાતર** ૧૯૦૮માં તેઓશ્રીએ કાઠીયાવાડમાં બગસરા થાણાની સ્કુલ લાઇબ્રેરીમાં, સને ૧૯૦૧માં વઢવાણ કાંપની મીડલ સ્કુલની રીડીંગ રૂમમાં, તેમજ વળી શને ૧૯૧૭માં ગોધરાની સ્ટુઅર્ટ લાઇબ્રેરીમાં અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી ખાનગી પુસ્તકો સારી સંખ્યામાં અર્પણ કર્યાં છે. આ પણ બતાવી આપે છે કે તેઓ કેળવણી ને વિદ્યાર્થીઓ પ્રત્યે કેવી સહૃદય લાગણી ધરાવે છે.

**તેઓશ્રી પુસ્તકો મુદ્રીત અને પ્રકાશીત કરવામાં** પણ યોગ્ય પુરૂષાર્થ અને મદદો કરતા રહ્યા છે જેવાં કે શ્રી **વિજ્ઞાન કમલાકર વેદાંત પ્રકરણનું પુસ્તક, મહાવાક્ય રત્નાવળીનું ગુજરાતી ભાષાંતર, બ્રહ્મનિષ્ઠ નિર્વિકલ્પ યોગીશ્વરના જ્ઞાન વચનનું પુસ્તક** તથા **ચંદ્રશ્વેતા નામનું પુસ્તક** (આ છેલ્લા પુસ્તકમાં તેઓશ્રીને શને ૧૯૧૩માં અર્પણ પત્રિકા અર્પેલ છે.)

શને ૧૯૧૨ના ડીસેંબર માશમાં શ્રી **પંચમહાલ એજ્યુકેશનલ સોશાયટીની સંસ્થાના વાર્ષીક મેળાવડા પ્રસંગે** શ્રીયૂત્ **છગનલાલે પ્રમુખસ્થાને** બીરાજી એક મનનીય ભાષણ આપ્યું હતું.

વળી **શારીરિક કેળવણી**માં પણ પોતે જાતે સારો ભાગ લે છે. તેમણે પોતાનાજ રહેવાના ગોધરાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી પોલીટીકલ એજંટના બંગલામાં એક **પ્રથમ** બેડમીંગ્ટન કલબ કાઢયું હતું અને ત્યારબાદ ત્યાંના **કલેટન** ટેનીસ કલબ અને **નેન્સી** પેવીલીઅન પણ તેમના પ્રયાસને મુખ્ય ભાગે આભારી છે એ તારીખ ૨૨-૯-૨૦ વીગેરેના ભાષણો પરથી સ્પષ્ટ જણાય છે. પોતે પેનશન લીધા પછી પણ સુરતની **મહિલાવિદ્યાલય, આર્ટસકોલેજ, યુનીઅન તથા સાર્વજનીક એજ્યુકેશનલ સોસાયટી**ઓ તથા **લેડી વીલીંડગન અશક્તાશ્રમમાં** લાઇફ મેમ્બર છે અને મેનેજીંગ કમીટીઓમાં રહી સારો ભાગ લે છે. સુરત **ડીસ્ટ્રીકટની કેળવણી એસોસીએશનમાં** પણ સીમ્પેથાઇઝર તરીકે મેમ્બર છે, હરીપરા અગર મહીધરપરાના ભાગમાં મહિલા વિદ્યાલયની એક શાખા કહાડવાના ઠરાવ વખતે પણ શને ૧૯૨૬માં પોતે ત્યાંના ચેરમેન હતા અને અત્યાર સુધી પણ **સુરત યુનીયન કલબમાં** ટેનીસ વિગેરે ગેઈમ્સમાં પોતે સારો ભાગ લે છે. એટલુંજ નહીં પણ **સુરતની આર્ટસ કોલેજમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ માટે** રૂપીઆ બે હજાર **અને પાંચસોની (રૂા. ૨૫૦૦ની) સને ૧૯૪૫-૫૫ની પાંચ ટકાની ગવર્મેન્ટ** ઓફ ઈન્ડીઆની

સીક્યુરીટીઓ લઈ **એક સ્કોલરશીપ "મહેતા છગનલાલ ઘેલાભાઈ એન્ડાઉમેન્ટ ફંડ"**ના નામથી નામદાર મુંબાઈ સરકારની મંજુરી લઈને હાલમાં કાઢવામાં આવી છે. (જુઓ મુંબાઈ ગવર્મેન્ટ ગેઝીટ તારીખ ૧૧મી એપ્રીલ ૧૯૨૯નાં પાનાં ૫૮૩–૫૮૪)

**તેઓશ્રી** સ્વભાવે પ્રેમાળ, પરોપકારી, એકનિષ્ઠાવાન, સદ્દગુણી અને આનંદી મુદ્રાવાળા છે તે તેમનો ફોટોજ કહી આપશે. સુજ્ઞવાચક વૃંદને વિદિત હશેજ કે જ્યારે મોટો અધિકાર મળે છે ત્યારે અમલના મદમાં નમ્રતા કે મધુરવાણી તેઓ વિસરી જાય છે. પણ શ્રીયૂત્ **છગનલાલને** સંબંધે તેમ થવા પામ્યું નથી. તેથી ઉલટી રીતે આંબાના વૃક્ષો ફળોના બારથી નીચે લચી રહે છે તેમ તેઓ વિશેષ નમ્ર થતા જોવામાં આવે છે ને વિશેષ ધર્મ પરાયણ થતા રહે છે. તેમની સરકારી નોકરી દરમીઆન પણ પોતાના નિયમોથી ચ્યુત થયા નથી. પોતાના તાબાના નોકરો, તાલુકદારો તથા રૈયતો ઉપર પણ તેમજ સંબંધીજનો પ્રત્યે પણ ન્યાય અને સમદૃષ્ટીથી વર્તેલ છે અને વર્તે છે. તેઓએ પોતાની દયાળુવૃત્તિ સંવત ૧૯૫૮ને તે પછીના દુષ્કાળ પ્રસંગે બતાવી આપી છે. તન, મન અને ધનથી પીડીતોના કષ્ટ મટાડેલ છે. અને તેજ તેમના જીવનનો ઉદ્દેશ છે. **સર પુરશોત્તમદાશ ઠાકોરદાશે** રા. **છગનલાલ** જ્યારે **રેવાકાંઠાના ડેપ્યુટી પોલીટીકલ એજંટ હતા** તે વખતે તા. ૨૪–૮–૧૯૧૨ના રોજે **તેમને–મુંબાઈ પ્રેસીડન્સીના ફેમીન રીલીફફંડના જનરલ સેક્રેટરી** તરીકે લખી જણાવેલ છે કે,

" I beg to say that if this committee's help has been timely and useful, much credit is due to sympathetic officers like your good self who spared no pains to bring the needs of the people to our knowledge, તેમ તે વખતના રેવાકાંઠાના પોલીટીકલ એજંટ **જે. ગોસલ સાહેબે** માહે સપ્ટેંબર ૧૯૧૨માં નામદાર સરકારમાં રીપોર્ટ કરેલો છે કે:—The famine administration of Pandu Mewas was entrusted to Mr. Chhaganlal D. P. Agent under my general supervision & directions; it will be seen from the figures of expenditure quoted (above) that the famine administration of Pandu Mewas was carried on judiciously & economically and relief afforded to all who wanted it. ×× On the whole Mr. Chhaganlal the District D. P. Agent is to be congratulated on the efficiency of the famine administration in this Mewas. સને ૧૯૧૮–૧૯માં તે વખતના પોલીટીકલ એજંટ **એચ. બી. ક્લેટન સાહેબે દુકાળ સંબંધે** નામદાર સરકારમાં નીચે પ્રમાણે રીપોર્ટ કરેલો છે કે:—

I have much pleasure in recording the great **assistance** rendered to me by Mr. Chhaganlal Ghelabhai Mehta District D. P. Agent R. K. whose knowledge of the tract affected & experience of past period of scarcity was invaluable. I was unable to supervise the administration of relief in person and all such inspection devolved upon him.

The Commissioner N. D. the Honorable Mr. F. G. Pratt has

reviewed the Rewakantha Administration Report to the following effect:—

FOR 1916-17. Two new primary schools have been opened while the number of boys attending schools has also increased.

FOR 1917-18. The District Deputy Poll. agent enquired into and disposed of 145 ( alienation ) cases of Pandu.

The opening of seven new schools in all in the two Mewases & in the Bhadarwa State shows that education continues to make good progress in the Agency.

રા. રા. **છગનલાલ** નામદાર સરકારની નોટીફીકેશન નંબર ૧૦૭૫૪/૬-૬-૧૮ થી **એડીશીનલ સેશન જડજ** પણ નિમાયા હતા.

**કર્નલ એચ. એફ. જેકબ** મહીકાંઠા એજન્સીના પોલીટીકલ એજંટ સાહેબનો તારીખ ૨૫-૧-૧૯૨૨નો પત્ર નિચે મુજબ છે:—

Dear Mr. Chhaganlal,

I thank you very much for all the help given me by you on all occasions during my regime as Political Agent, Mahikantha. I found your opinions sound and your judgment mature. I wish you long life and much success and honours. You do not work for reward, however, I well know; for you have realized the truth of the Gita.

**कर्मण्येवाधिकारस्ते माफलेषुकदाचन ॥**

I shall be very pleased to hear from time to time of your welfare and that of your children.

Yours Sincerely,
H. F. JACOB.

અત્રે આ ફકરા ટાંકવાનો હેતુ શ્રીયૂત **છગનલાલ**ની ઉજ્વલ કારકીર્દી તથા દયાળુ પુરૂષાર્થી વિદ્યોત્તેજક ન્યાયી તથા આધ્યાત્મિક સ્વભાવનો ઉત્તમ ખ્યાલ આપવા પુરતો છે. એટલુંજ નહીં પણ તેઓશ્રીનો આશ્રય લેનાર કે માગનારને નિરાશ થવાનો પ્રસંગ ભાગ્યેજ આવ્યો હશે. અભયદાનજ પોતાથી બનતા સુધી આપેલ છે. તેમના જેવા ધાર્મિક, પરોપકારી પ્રમાણીક, સારગ્રાહી નિરભિમાની, નમ્ર અને ઇન્સાફી પુરૂષ વિરલ છે. તેનો ખ્યાલ પુરેપુરો તો તેઓશ્રીએ **રેવાકાંઠા, મહીકાંઠા** તથા **કાઠીઆવાડ પોલીટીકલ એજન્સીઓમાં નોકરી** કરી છે તે સ્થળોએથી વિશેષ આવી શકશે. કહ્યું છે કેઃ– **शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।**

**साधवो न हि सर्वत्र, चंदनं न वने वने ॥**

વળી **परोपकारार्थे मिदं शरीरम् ॥**

તેઓશ્રીની Biography (ટુંકું જીવનચરિત્ર) Ashaque's Directory of the Bombay Presidency by Issa Issak Mandoo Ashaqueમાં સને ૧૯૨૧માં છપાયેલ છે.

**તેઓશ્રી** જ્યારે રેવાકાંઠા પોલીટીકલ એજન્સીમાં ડીસ્ટ્રીકટ ડેપ્યુટી પોલીટીકલ એજંટ હતા ત્યારે તેમના શુભ હસ્તે તેમના ચાર્જના કેટલાક ઠાકોરસાહેબોને **ગાદી નશીન** પણ કરવામાં આવેલ છે. જેવાકે **રાણા વખતસીંહજી સજ્જાર તાલુકાના, ભીલોડીઆ તાલુકાના ઠાકોરશ્રી મોટાભાવા, ઉચાદ તાલુકાના ઠાકોરશ્રી મહમદમીઆ, માંડવા તાલુકાના રાણાશ્રી ખુશાલસીંહજી વીગેરે.** તદ્દુપરાંત **મેવાસ હિતકરણી સભાનું સ્થાપન** પણ તેઓશ્રીના પ્રયાશને આભારી છે. જેને અંગે વાર્ષિક દરબારો સંખેડા મેવાસમાં પોલીટીકલ એજંટ સાહેબોના પ્રમુખપણા નીચે ભરાય છે. ને રાજા રૈયતના હિતો જાળવનારા તથા રજપુત અને મુસલમાન ઠાકોર સાહેબોનાં હિતના સોશીયલ સુધારાના પણ ઠરાવો પસાર થાય છે.

**તેઓશ્રી** સને ૧૯૨૦માં પંચમહાલ ને **રેવાકાંઠાના નરસીંગ એસોસીએશનની એકઝીકયુટીવ** કમીટીના ચેરમેન પણ નિમાયા હતા. તેઓશ્રીને ગોધરા તેમજ સાદરામાં (જે રેવાકાંઠા અને મહીકાંઠા પોલીટીકલ એજન્સીના હેડકવાર્ટર્સ છે) તે સ્થળો છોડતી વખતે **અનુક્રમે કલેકટર મી. બેઇટસસાહેબ** તથા પોલીટીકલ એજંટ **કર્નલ મોસસાહેબના પ્રમુખપણા** નીચે સારાં માન પાન મળ્યાં હતાં.

જે ગૃહરાજ્યમાં ધર્મ, નીતિ, સત્ય, દયા અને ઉદારતા પ્રકાશી રહ્યાં છે. તે ગૃહસ્થધર્મ અનુકરણીય છે ત્યાં ઉછરેલાં બાળકો પણ સંસ્કારીજ નીવડે છે, તેમના ધર્મપત્નિ **તારાગવરી તરફથી** હરસોલા જ્ઞાતિબંધુઓ તથા સંબંધીજનોમાં સંકટહરણ ગરબાવળીઓ ભેટ આપવામાં આવી છે. અને તે ધર્મપત્નિના અકાળ મૃત્યુની યાદગીરીમાં **સુરત રક્તપીતીયા આશ્રમમાં વોટરપંપ** મુકાવેલ છે તથા **સુરત લેડી વીલીંગડન અશક્તાશ્રમમાં** વાર્ષીક ભોજનનો પ્રબંધ પણ કરેલ છે.

**પંચમહાલ્સના દશા શ્રીમાળી વણીક મંડળ તરફથી** તા. ૪-૧૦-૧૯માં ગોધરામાં વાર્ષીક મેળાવડો થયો હતો ત્યારે **રા. રા. છગનલાલ મહેતાએ પ્રમુખપદ** શોભાવી એક-મનનીય ભાષણ આપ્યું હતું. તેમ વળી પેન્શન લીધા બાદ પોતાના હરસોલા જ્ઞાતિબંધુઓના હિતાર્થ જ્ઞાતિધારા કોડીફાઈ (સંગ્રહ) કરી સને ૧૯૨૬માં **શ્રી સુરતની હરસોલા મેશરી-વણિક જ્ઞાતિસમસ્તના ધારાધોરણ**-બીજા જ્ઞાતિબંધુઓની સાથે રહી છપાવી પ્રસિદ્ધ કરાવેલ છે.

* * * *

**હવે શ્રીયૂત્ છગનલાલની બીજી બાજુ (વ્યવહારીક છોડીને પારમાર્થિક) તપાસીએ.**

પ્રથમ કહી ગયાનુસાર બચપણથી તેઓ ઇષ્ટભક્ત અને ભાવિકવૃત્તિના છે. તેઓશ્રીએ સરકારી આસીસ્ટંટ પોલીટીકલ એજંટના દરજ્જાની નોકરી છોડતી વખતે તેમને તા. ૩૦-૩-૨૪ ના રોજ મહીકાંઠા પોલીટીકલ એજન્સીના પોલીટીકલ એજંટ સાહેબ **કર્નલ એ. એચ. ઈ મોસના** પ્રમુખપણા નીચે મળેલા માનની પારટીમાં ડેપ્યુટી પોલીટીકલ એજંટ **મી. કાદરીના** જવાબમાં **શ્રીયૂત્ છગનલાલે** જે ઉદગારો કાઢ્યા હતા તેના અંતનો ભાગ નીચે પ્રમાણે હતોઃ-

× × × "The struggle for existence in the world leaves only too often little or no opportunity for the cultivation of inner nature and it will be a pleasure to see that this is now afforded to me viz:-to seek the Divine Centre within one Self and to live in peace and to lose in that Divine **Self. Amen.**"

**તેઓશ્રી** બચપણમાં **રાજકોટમાં શ્રી પંચનાથ, જાગનાથ** વીગેરે સ્થળોએ બનતાં સુધી દરરોજ સાયંકાળે જવા ચુકતા નહિં અને ત્યાં જે સંત સમાગમ કથા પ્રસંગ થાય તેનો અવશ્ય લાભ લેતા; ને સ્કુલમાંથી આવીને પણ દાદી **કૃષ્ણામા**(બાપના મા)ની ગોદમાં રહીને ધાર્મીક વાર્તાઓ સાંભળતા હતા. પોતાની યુવાવસ્થામાં **શ્રીયુત્ જીવુબા વામનરાવ**ના સત્સમાગમથી તેમના વેદાંત સંબંધીના વ્યવહારીક દ્રષ્ટાંતો સાંભળતાં સાંભળતાં તેમની મનોવૃત્તિ જાગ્રત થઈ હતી અને **શ્રીપાદ્ વલ્લભ નૃસિંહ સરસ્વતી અકલકોટ સ્વામીના પટશિષ્ય શ્રીયુત્ બ્રહ્મનિષ્ઠ વામનબુવા**ના વડોદરામાં દર્શનાદિનો લાભ લીધો હતો. કે જે **વામનબુવાએ** ગુરૂલીલામૃત નામનું મનનીય પુસ્તક બહાર પાડયું છે. જ્યારે **શ્રીયુત્ છગનલાલ** પ્રાંતચિટનીસ (શીરસ્તેદાર) હતા ત્યારે **જામનગરમાં શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ વિશ્વનાથ ગુરૂને ત્યાં** કથા પ્રસંગે સાયંકાળે જતા હતા ત્યારે **બ્રહ્મનિષ્ઠ નિરભીમાની પંડીત પીતાંબરદાસજી** કચ્છ ગઢશીશાવાળાનો તથા **શ્રીયુત્ વેદાંતવિત્ મહાત્મા ભીખાભાઇનો** સત્સમાગમ થયો હતો. અને તે મહાત્માશ્રીએ શ્રીયુત છગનલાલને ઘેર સ્થિતિ કરી વેદાંતના સંસ્કૃત અને હિંદી પુસ્તકો-**પંચીકરણ શ્રીયુત્ જયકૃષ્ણ મહારાજકૃત, પંચદશી, તત્વાનુસંધાન, વિચારસાગર, હરિમીડે સ્તોત્ર સંસ્કૃત ટીકાવાળું**, શ્રી **દક્ષિણામૂર્તિ સ્તોત્ર** શ્રીમત્સુરેશ્વરાચાર્ય **વિરચિત ભાવાર્થ વાર્તિક સાથે, તત્વબોધ** ને **આત્મપુરાણ** વગેરેનું શ્રવણ કરાવી ચિત્ત ભૂમિકાની અભિરૂચી અને વેદાંતમાં પ્રવેશ કરાવ્યો હતો. વળી **ભાવનગર આર્ટસ કોલેજના** શ્રીયુત **શ્રોત્રિય શાસ્ત્રીજી ભાનુશંકર** પાસે **શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ** તથા **વેદ સ્તુતિ ( શ્રીધરી ભાવાર્થ દીપિકા ટીકાવાળાં )** પણ શ્રવણ કર્યાં હતા. હિમાલયના **બ્રહ્મનિષ્ઠ યોગેશ્વર નિાવકલ્પ અવધૂત ઉર્ફે અગમ્ય પરમહંસ** પાસેથી **શ્રી યોગવાસિષ્ઠના ગ્રંથનું** શ્રવણ તથા ધ્યાનાદિ ઉપદેશનો અપૂર્વ લાભ સને ૧૮૯૫ વીગેરે સાલોમાં વઢવાણકાંપ, તથા રાજકોટમાં લીધો હતો અને હાલ સુરતમાં પણ લઇ રહ્યા છે. **ભાઈ છગનલાલના પૂજ્ય પિતાશ્રીના શાસ્ત્રિ શ્રીયુત્ જયશંકર લીલાધર ત્રવાડી રાજકોટનિવાસી** હતા તે શાસ્ત્રીજીને કાયમ રાખી **શ્રીયુત્ છગનલાલ** દર ચાતુર્માસોમાં પોતાને ત્યાં વઢવાણ કાંપ ને ગોધરામાં **શ્રી શંકરાનંદી ભગવદ્ ગીતાનું** શ્રવણ કરતા રહેતા ને સત્સંગનો લાભ લેતા. વળી તેમને ( **જુનાગઢ સ્ટેટના** ) **શ્રી ગીરનારના** પર્વત ઉપરની સ્થિતિ દરમીઆન **એક દાર્જીલીંગના મહાત્મા યોગીનો** અકસ્માત અપૂર્વ લાભ મળ્યો હતો અને **શ્રી બીલેશ્વર (પોરબંદર સ્ટેટ) માં બીલેશ્વરના બ્રહ્મચારીજી**ના નામથી ઓળખાતા એક મહાન પુરાણા મહાત્મા બ્રહ્મચારીજીનો તેમની ગુફામાં અને ત્યારબાદ પોતાને ગૃહે અલભ્ય લાભ મળ્યો હતો. **ગોધરામાં બ્રહ્મનિષ્ઠ પંડીત સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજી** તેમના બંગલામાં પધાર્યા હતા ને સત્સમાગમ તથા બોધ આપ્યો હતો ( તે સ્વામીશ્રીએ શ્રી**વિજ્ઞાન કમલાકર આખ્ય વેદાંત પ્રકરણ નામનું પુસ્તક** સંસ્કૃત ને સાથે સાથે હીંદીમાં ભાવનગરમાં શ્રી સરસ્વતી છાપખાનામાં છપાવી બહાર પાડેલ છે.) સુરતમાં પણ **શ્રીયુત્ બ્રહ્મનિષ્ઠ દંડી સ્વામીજી યોગાનંદજી** પાસેથી સંસ્કૃત પુસ્તકો **શ્રી બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય** તથા **શ્રી ગૌડપાદીયકારિકા સહિત માંડૂક્યોપનિષદ્ ભગવદ્ગીતા** વિગેરે શ્રવણ કરેલ છે ને કરે જાય છે. **શ્રીયુત્ છગનલાલે** પોતાની વ્યવસાયીક વ્યવહારીક નોકરી દરમીયાન કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીના ચારે પ્રાંતોમાં, તથા રેવાકાંઠા અને મહીકાંઠા પોલીટીકલ એજન્સીઓમાં એવું જાત્રાનું સ્થળ ભાગ્યેજ હશે કે જેનો લાભ પોતે નહિં લીધો હોય. તદુપરાંત પોતે **(કાઠીયાવાડમાં) જેતલશરકાંપમાં** પ્રાંત ચિટનીસ હતા ત્યારે સને ૧૯૦૫-૦૬માં **પ્રયાગના ( બારે વર્ષે ભરાતા ) કુંભના મેળાનો** અપૂર્વ લાભ

લીધો હતો અને તે લાભ ઉત્તર હીંદુસ્થાન નિવાસી **શ્રી સ્વામીજી બ્રહ્મનિષ્ઠ બ્રહ્માનંદજી** જે શાંત મૂર્તિ છે તેમને લઇને થયો હતો. એટલુંજ નહિં પણ તેઓશ્રીએ પોતે સાથે રહીને સત્સમાગમનો લાભ આપીને સને ૧૯૨૧ના એપ્રીલથી જુલાઇ સુધીમાં **શ્રી ઉજ્જૈનના છઠ્ઠા કુંભના મેળાનો** તથા ત્યારબાદ શ્રી **બદ્રીનારાયણ, કેદારનાથ, ત્રીયુગીનારાયણ, તુંગનાથ** તથા વસુંધરા તેમજ શ્રી **કાશીવિશ્વનાથ** અને શ્રી **જગન્નાથજીની રથયાત્રાઓ પૂર્ણ કરાવી હતી** તે વખતે પોતે સહકુટુંબ આ જાત્રાઓ કરી હતી. પોતે ગોધરામાં હતા ત્યારે પણ **શ્રીમાન્ તીર્થપાદ્ દ્વારકાધીશ રણછોડરાયજી**ના દર્શનનો દર વર્ષે સહકુટુંબ લાભ શ્રી ડાકોરમાં બનતા સુધી લેવા ચુકતા નહિં. શ્રી **મોટા અંબાજી તથા** શ્રી **શ્યામળાજીના દર્શન પણ** સહકુટુંબ કર્યા છે વળી શ્રી **શુલપાણેશ્વર ( કૈલાશ કહેવાય છે )** તેની તથા શ્રી **ગીરનાર ગુરૂદત્તાત્રયની** પણ જાત્રા ત્રણ ત્રણ વખત કરેલી છે. વળી તપોભૂમી **હરદ્વાર ઋષિકેશના વિદ્વાન્ પંડીત ગોવીંદવલ્લભ ( શ્રી ભારત મંદીરના શાસ્ત્રીજી ) દ્વારા જ્ઞાનયજ્ઞ શ્રીમદ્ ભાગવતની સમાહ** સને ૧૯૨૧માં શ્રી **બદ્રીનારાયણની જાત્રા** જતાં **શ્રીયુત્ છગનલાલે શ્રી ઋષીકેશમાં** કરાવી યથાશક્તિ (અન્નક્ષેત્રવાળા વગેરેનું) સાધુભોજન તથા બ્રહ્મભોજન કરાવ્યું હતું એટલુંજ નહિં પણ તેજ પંડીતશ્રીદ્વારા સને ૧૯૨૫માં નિષ્કામપણે બીજા બંધુઓની સહાયતાથી **સુરત શહેરના વિખ્યાત શ્રી બાલાજીના મંદીરમાં તેજ જ્ઞાનયજ્ઞ શ્રીમદ્ ભાગવત સમાહ** કરાવી સુર્યપુર શેહેર નિવાસીઓને અપૂર્વ લાભ અપાવ્યો છે તે અહોભાગ્ય છે. આવી રીતે પેન્શન લીધા પછી તેઓશ્રી સૂર્યપુરમાં પણ ચાતુર્માસોમાં સ્વામી સંન્યાસીઓના કથા પ્રસંગોનો સારો ઉત્સાહપૂર્વક ભાગ લીધે જાય છે તેમજ અવકાશના સમયમાં નિરર્થક કાળક્ષેપ કરતા **નથી** પણ મહાત્માઓની યથાશક્તિ સેવા વિગેરેથી જીંદગીનું સાફલ્ય કરે જાય છે તેનો **આ પુસ્તક** ઉપરથીજ ખ્યાલ પુરી રીતે આવી શકશે **એ સંપૂર્ણ સતત્ સત્સંગનુંજ શુભ ફળ છે. ૐ**



# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પાનું | | લીટી | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૧૮ | ... | ૨૯ | ... | અઞ | અગ્ર |
| ૨૨ | ... | ૩૧ | ... | તેવીજ હતી | તેવીજ થઈ હતી |
| ૨૪ | ... | ૨૬ | ... | સર્વજ્ઞાતા | સર્વજ્ઞતા |
| ૨૬ | ... | ૨૯ | ... | ચક્ષુગણા | ચક્ષુપણા |
| ૨૮ | ... | ૧૬ | ... | જીમ | જીભ |
| | ... | ૨૩ | ... | થવાની | થવાથી |
| ૩૮ | ... | ૮ | ... | હોય | હોય |
| ૪૦ | ... | ૨૦ | ... | પ્રવાહનું | પ્રાણનું |
| ૪૫ | ... | ૧૭ | ... | તેમ 'ન'ના | તે મનના |
| ૪૮ | ... | ૩૩ | ... | ખંડ | ખડ |
| ૫૨ | ... | ૧૨ | ... | સંસ્કૃતિરૂપ | સંસૃતિરૂપ |
| ૫૩ | ... | ૮ | ... | વિપર્યત | વિપર્યય |
| ૫૪ | ... | ૧૭ | ... | અને પ્રકારના | અનેક પ્રકારના |
| ૫૬ | ... | ૮ | ... | વિચારો | વિચરો |
| | ... | ૧૭ | ... | ક્યાં દેડકાં | ક્યાંય દેડકાં |
| ૫૭ | ... | ૨૧ | ... | ગુરૂ ી | ગુરૂશ્રી |
| ૬૧ | ... | ૩૩ | ... | મનુષ્યનો કાંઈ | મનુષ્યનો જે કાંઈ |
| ૬૨ | ... | ૧૨ | ... | સ્વભાવથીજ | સ્વભાવથીજ |
| ૬૬ | ... | ૬ | ... | થતો | થયો |
| ૭૦ | ... | ૩૫ | ... | દુષ્પાપ | દુષ્પ્રાપ્ય |
| ૭૧ | ... | ૩૭ | ... | મન સ્થળોનું વડે | સ્થળોનું મન વડે |
| ૭૩ | ... | ૩૦ | ... | સનો ત્યાગ | સર્વનો ત્યાગ |
| ૭૪ | ... | ૨૬ | ... | ચત્તનો | ચિત્તનો |
| ૭૮ | ... | ૧૯ | ... | આજે | આ જે |
| | ... | ૩૫ | ... | તક | તર્ક |
| ૭૯ | ... | ૨૪ | ... | **मोदे मिनया** | **मोदेमि न या** |
| ૮૦ | ... | ૩૪ | ... | સત્તાતાળુ | સત્તાવાળુ |
| ૮૧ | ... | ૧૪ | ... | પ્રમાણે | પ્રમાણુ |
| ૮૩ | ... | ૨૯ | ... | કરનારો | કરનારૂં |
| ૮૫ | ... | ૩૫ | ... | **बृहस्वास्वार्ह्न** | **बृहस्वार्ह्न** |
| ૮૮ | ... | ૩૩ | ... | **संशांतमयो** | **संशांतमयो** |
| ૯૦ | ... | ૨૩ | ... | વિચર્યો | વિચર્યા |
| | ... | ૨૫ | ... | અનિદ્ય | અનિંદ્ય |
| ૯૧ | ... | ૩ | ... | ઋષિને | ઋષિનો |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૨ | ૯ | મારો સ્વર્ગ | મારૂં સ્વર્ગ |
| ૯૩ | ૩૦ | એવા (તૃષ્ણાવાળી) | એવી (તૃષ્ણાવાળી) |
| ૯૪ | ૨૩ | મુકત | યુકત |
| ૯૭ | ૧૯,૨૦ | ચાલતો થયો | ચાલતા થયા |
| | ૨૫ | त्तद् हरेव | त्तद्हरेव |
| ૯૮ | ૧૨ | જેને | જેનું |
| ૧૦૧ | ૨ | રહેતોજ | રહેલોજ |
| | ૭ | કરવો | કરવું |
| | ૧૭ | व्यापको दयं | व्यापकोदयं |
| | ૨૯ | यच्चलन | यच्चलन |
| ૧૦૨ | ૨૫ | येना लिंग्यते | येनालिंग्यते |
| ૧૦૩ | ૨૮ | અ૦ ૨ જો | . |
| ૧૦૪ | ૧૬ | तेन् | तेन |
| ૧૦૫ | ૯ | प्रतिहन्य ना | प्रतिहन्यमाना |
| | ૧૧ | કાય | કાર્ય |
| | ૧૮ | ઉઠીને સુઇને | ઉઠીને તે સુઈને |
| | ૨૪ | व ङ्काति | वङ्काति |
| | ૨૭ | ज्ञाना भ्या साद्धि | ज्ञानाभ्यासाद्धि |
| ૧૦૭ | ૧૬ | બ્રાહ્મણ મુહૂર્ત | બ્રાહ્મમુહૂર્ત |
| | ૨૩ | दाल्स्यान् | दाल्भ्यान् |
| ૧૦૯ | ૫ | कुर्वते | कुरुते |
| | ૬ | वस्त्व | वस्तुन्य |
| | ૧૬ | हृदेशे | हृद्देशे |
| | ૨૪ | वृत्तिमंत | वृत्तिमंतः |
| ૧૧૦ | ૧૪ | કર્મે | ક્રમે |
| | ૩૬ | સંપાદાન | સંપાદન |
| ૧૧૫ | ૨૦ | જે બ્રહ્મને | તે બ્રહ્મને |
| ૧૨૨ | ૧૨ | Stweeter | Sweeter |
| ૧૨૬ | ૩ | શ્લોક ૧૨ | શ્લોક ૨૨ |
| ૧૩૧ | ૧૩ | पगटना | प्रगटना |
| ૧૩૨ | ૭ | પ્રગટજ | નિત્ય પ્રગટજ |
| ૧૩૪ | ૬ | दृश्या | दृश्या |
| ૧૩૭ | ૩૫ | અ ન | અજ્ઞાન |
| ૧૪૦ | ૧૦ | दशोपनिषद | दशोपनिषदं |
| ૧૪૧ | ૩૬ | शिवम् | शिवम |
| ૧૪૨ | ૩૫ | હું છું | હું સુખી છું |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૬ | ... ૨ ... | પાર્થોનું | પદાર્થોનું |
| | ... ૧૪ ... | એવી સ્વપ્નમાં | એવી રીતે સ્વપ્નામાં |
| | ... ૩૧ ... | नियंता | नियतां |
| ૧૪૯ | ... ૩૫ ... | નિત્ય યુકત | નિત્ય મુક્ત |
| ૧૫૦ | ... ૪ ... | સદ્રૂપ કલ્પિત છે | કલ્પિત છે. |
| ૧૫૩ | ... ૨૮ ... | અમનો | અમની |
| ૧૬૧ | ... ૧૧ ... | આત્મા શબ્દોથી | આત્માઆદિ શબ્દોથી |
| ૧૬૪ | ... ૩ ... | છેમ | તેમ |
| ૧૬૫ | ... ૨૧ ... | स्तत्वा | स्तप्त्या |
| | ... ૨૧ ... | जगर्दि | जगदि |
| | ... ૨૮ ... | तद्धेहं | तध्येहं |
| ૧૬૭ | ... ૧ ... | ત્રણેમાં | ત્રણે |
| ૧૭૦ | ... ૧૨ ... | त्रि शेषं | त्रिशेषं |
| ૧૭૨ | ... ૧૦ ... | તેજ પ્રકારથી | તેજ સર્વ પ્રકારથી |
| ૧૭૩ | ... ૪ ... | જગન | જગત |
| | ... ૧૧ ... | मिथ्या त्व | मिथ्यात्व |
| ૧૭૪ | ... ૧૧ ... | काभात् | कामात् |
| ૧૭૬ | ... ૧૬ ... | ગોણી | ગૌણી |
| ૧૭૯ | ... ૧૭ ... | બ્રહ્મસૂત્ર | બ્રહ્મસત્ર |
| ૧૮૦ | ... ૬ ... | ઇંદ્રાદિક વિરો | ઇંદ્રાદિક વિકારો |
| ૧૮૬ | ... ૩ ... | क्रियार्थेन | क्रियार्थे न |
| ૧૯૦ | ... ૨૬ ... | योनिभयं | योनिमभयं |
| ૧૯૬ | ... ૩૬ ... | પરલોના | પરલોકના |
| ૧૯૯ | ... ૨૬ ... | ભદુરાજા | યદુરાજા |
| ૨૦૧ | ... ૨૬ ... | तद्यो हं | तद्योहं |
| ૨૦૩ | ... ખાનું ૧૨ ... | વિભૂત ધ્યાન માટે | વિભૂતિ (ધ્યાન માટે) |
| ૨૦૬ | ... ૧૩ ... | न्य खण्डं | न्यखण्डं |
| | ... ૧૯ ... | अस्तन्य मेयता | अस्तन्यमेयता |
| | ... ૨૪ ... | તાાપર્ય | તાત્પર્ય |
| | ... ૨૬ ... | प्रति पादकाः | प्रतिपादकाः |
| | ... ૨૯ ... | ब्रह्मण्य वसिता | ब्रह्मण्यवसिता |
| | ... ૩૨ ... | ब्रह्मण्य वसिता | ब्रह्मण्यवसिता |
| ૨૦૭ | ... ૩૦ ... | વિધિ અકર્તૃતંત્ર નથી | ના-વિધિ અકર્તૃતંત્ર નથી |
| ૨૦૮ | ... ૩૧ ... | ધછી | પછી |
| ૨૧૫ | ... ૧૧ ... | સ્વપ્નાં | સ્વપ્નીં |
| ૨૧૭ | ... ૩૨ ... | આહી | આડી |
| | ... ૩૪ ... | કાલા | કાગા |

| પાનું | | લીટી | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૨૨૦ | ... | ૨૭ | ... | **बहु तरो** | **बहुतरो** |
| ૨૨૪ | ... | ૩ | ... | વેગે જઈ | વેગે વહી જઈ |
| | ... | ૨૬ | ... | જોઈ ઇચ્છિો | જો ઇચ્છો |
| ૨૨૫ | ... | ૧૩ | ... | ભાવનાવાળા | ભાવનાના |
| | ... | ૨૨ | ... | દસા | સદા |
| | ... | ૨૪ | ... | આ પનો | આપનો |
| ૨૨૭ | ... | ૨૧ | ... | તેં અરે | તેંએરે |
| ૨૨૯ | ... | ૨૮ | ... | પ્યારોકો | પ્યારેકો |
| | ... | ૩૪ | ... | નિરજન | નિરંજન |
| ૨૩૦ | ... | ૨૮ | ... | જ્ઞાને કે | જ્ઞાન કે |
| ૨૩૧ | ... | ૧૭ | ... | જન મારા | જન્મારા |
| | ... | ૩૫ | ... | જ્યાં સુવર્ણમેં | જ્યું સુવર્ણમેં |
| ૨૩૪ | ... | ૧૫ | ... | નમો: | નમ: |
| | ... | ૨૦ | ... | ધાય | ધાય |
| | ... | ૨૧ | ... | ધાય | ધાય |
| | ... | ૨૫ | ... | મૃગ્રત્રષ્ના | મૃગતૃષ્ણા |
| ૨૩૫ | ... | ૧૩ | ... | રૂડામાં | હૃદામાં |
| | ... | ૨૫ | ... | રચ્યો ત્રાતા | રચ્યો સૌ ત્રાતા |
| ૨૩૭ | ... | ૬ | ... | ઉપજાલી | ઉપજાવી |
| | ... | ૧૭ | ... | પડમો: | પડયો |
| | ... | ૨૫ | ... | પ્રાણુથી નપેટજ | પ્રાણુ વીન પેટજ |
| | ... | ૨૬ | ... | શશ: | શશા |
| ૨૩૮ | ... | ૧૧ | ... | બળક | બાળક |
| | ... | ૨૬ | ... | સાચ્ચિદાનંદ | સચ્ચિદાનંદ |
| | ... | ૩૧ | ... | હોમના | હો મના |
| | ... | ૩૩ | ... | જાનમના | જાન મના. |
| ૨૪૦ | ... | ૩૧ | ... | **समभ्द्रावं** | **स मद्भावं** |
| ૨૪૨ | ... | ૧૭ | ... | અધિદવરૂપ | અધિદૈવરૂપ |
| ૨૪૩ | ... | ૩૦ | ... | કુતાર્કિ કોની | કુતાર્કિકોની |
| ૨૪૪ | ... | ૫ | ... | **एवान्तो** | **एवान्ततो** |
| | ... | ૩૨ | ... | યુરૂપ | પુરૂપ |
| ૨૪૫ | ... | ૧ | ... | થતું ન અવે | થતું નથી અને |
| | ... | ૧૮ | ... | બ્રાહ્ય | બાહ્ય |
| | ... | ૨૩ | ... | મોથી | માંથી |
| ૨૪૬ | ... | ૩૦ | ... | **वाङ्मनसि** | **वाङ्मनसि** |
| ૨૪૭ | ... | ૧૭ | ... | ત્રિદ્વાન | વિદ્વાન |
| | ... | ૩૪ | ... | કાતકસ્વામી | કાર્તિકસ્વામી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૪૮ ... | ૮ ... | કહે છે | કરે છે. |
| ... | ૩૬ ... | બ્રહ્મ | ब्रह्म |
| ૨૪૯ ... | ૭ ... | હેય છે | હોય છે |
| ... | ૩૨ ... | તે યોગ કરે છે અને તે યોગ | તે યોગ |
| ૨૫૦ ... | ૧ ... | એલે | એટલે |
| ... | ૧૧ ... | મંત્ર ૧૧ અને ૨ | મંત્ર ૧૧ અ૦ ૨ |
| ૨૫૨ ... | ૯ ... | वारि चरस्य | वारिचरस्य |
| ૨૫૩ ... | ૩૪ ... | मस्सगंतेन | मस्संगतेन |
| ૨૫૭ ... | ૧ ... | અવિદ્યાના ત્યાગ | અવિદ્યાના ત્યાગ પૂર્વક શરીર ગ્રહનો ત્યાગ |
| ૨૫૮ ... | ૨૨ ... | अस्माक | अस्माकं |
| ... | ૨૬ ... | भजनाद्धर्ग | भर्जनाद्धर्गः |
| ૨૫૯ ... | ૧૫ ... | કુબધ | કુબંધ |
| ૨૬૧ ... | ૧૩ ... | કહે અનુક્રમે છે. | અનુક્રમે કહે છે |
| ... | ૧૯ ... | यजूषि | यजूंषि |
| ... | ૨૩ ... | रजाय | रजा य |
| ૨૬૨ ... | ૫ ... | कलयाणतसं | कल्याणतमं |
| ૨૬૩ ... | ૨૮ ... | બ્રહ્મ જતે | બ્રહ્મજ તે |
| ... | ૩૫ ... | ઉપદેશે છે | ઉપાસે છે |
| ૨૬૪ ... | ૪ ... | स्वंरिति | स्वरिति |
| ... | ૧૮ ... | तत्त्सवितु | तत्सवितु |
| ... | ૩૦ ... | અમૃરૂતપ | અમૃતરૂપ |
| ૨૬૬ ... | ૧૬ ... | જ્ઞાનમૂાત | જ્ઞાનમૂર્તિ |
| ... | ૩૫ ... | બનાવે છે | બતાવે છે |
| ૨૭૧ ... | ૧૯ ... | જણુવામાં | જાણુવામાં |
| ૨૭૩ ... | ૧૨ ... | કહે છે | . |
| ... | ૧૫ ... | અનંતત્ત્વ | અનંત તત્ત્વ |
| ૨૭૭ ... | ૨૭ ... | शांति इरा शांति | शांतिइरशांति |
| ૨૭૮ ... | ૧૧ ... | અર્થમાં | અર્ચમા |
| ... | ૧૮ ... | છે. | છો |
| ભૂમિકા ૬ ... | ૧૭ ... | રપૂરભ | ભરપૂર |
| ,, ૭ ... | ૩૫ ... | થાણુદાર | થાણુદાર |
| ,, ૮ ... | ૧૨ ... | ont he | on the |



નીચેના પુસ્તકો તેના પ્રકાશક તરફથી
નીચે લખેલી કીંમતે મળશે

—: અથવા :—

નીચેના સરનામે વેલ્યુપેએબલ ઓરડર આવેથી
તુરત મોકલવામાં આવશે.

# મહાવાક્યરત્નાવલિનું

ગુજરાતી ભાષાંતર કિં. ૦—૬—૦

# મહાત્માના જ્ઞાનવચન

કિં. ૦—૪—૦

મહેતા છગનલાલ ઘેલાભાઇ.

(રીટાયર્ડ ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ)

કેળાપીઠ—સુરત.



# अमृततत्त्व યાને અમરબોધ.



## પ્રકરણ પહેલું.



શ્રીયુત્ બ્રહ્મનિષ્ઠ મહાત્મા વિજ્ઞાનાનંદ સ્વામી



પોતાના પત્રમાં લખી જણાવે છે કે **શ્રી યોગવાશિષ્ઠ સંસ્કૃત ગ્રંથનું પાંચમું ઉપશમ પ્રકરણ વિચારો.** તેમાં સમાધિવાળા ઋષી લોકો (મનરૂપ માનસ સરોવરમાં સર્વદા સચ્ચિદાનંદ રૂપથી નિવાસ કરનાર)ની સુંદર કથા નિર્વિકલ્પ ધ્યાનની યુક્તિઓ છે જે પઢવાથી સુખપૂર્વક પોતાને નિર્વિકલ્પ સમાધિનો લાભ થશે અને શરીર ધ્યાનાવસ્થિતિમાં છોડવાને સમર્થ થવાશે.

નીચેના શ્લોકોના **વિચારરૂપી પુરૂષાર્થથી** વિશ્રાંતિ મળે છે:—

॥ श्री वशिष्ट उवाच ॥

योहि विष्णुः सएवात्मा, योह्यात्मासौ जनार्दनः ।
विष्णवात्मशब्दौ पर्यायौ, यथा विटप पादपौ ॥ १ ॥

कदाचिदात्मनैवात्मा, स्वयं शक्त्या प्रबुध्यते ।
कदाचिद्विष्णु देहेन, भक्ति लभ्येन बोध्यते ॥ २ ॥

मुख्य पुरुष यत्नोत्थो, विचारः स्वात्मदर्शने ।
गौणो वरादिको हेतु, मुख्य हेतु परोभव ॥ ३ ॥

न हरे नं गुरो र्नार्थात्किंचिदासाद्यते महत् ।
आक्रांत मनसः स्वस्माद्यदासादित मात्मनः ॥ ४ ॥

आराधयात्मनाऽत्मान, मात्मनात्मानमर्चय ।
आत्मनात्मानमालोक्य, संतिष्ठ स्वात्मनात्मनि ॥ ५ ॥

शास्त्र यत्न विचारेभ्यो, मूर्खाणां प्रपलायिनाम ।
कल्पिता वैष्णवी भक्तिः, प्रवृत्यर्थं शुभस्थितौ ॥ ६ ॥

अभ्यास यत्नौ प्रथमं, मुख्यो विधि रुदाहृतः ।
तद्भावे तु गौणः स्यात्पूज्य पूजामय क्रमः ॥ ७ ॥

अस्ति चेदिंद्रियाक्रांतिः, किं प्राप्यं पूजनैः फलम ।
नास्ति चेदिंद्रियाक्रांतिः, किं प्राप्यं पूजनैः फलम ॥ ८ ॥

विचारोपशमाभ्यां हि, न किंमासाद्यते हरिः ।
विचारोपशमाभ्यां च, मुक्तस्यान्न करेण किम् ॥ ९ ॥

क्रियते माधवादीनां, प्रणय प्रार्थना स्वयं ।
तथैव क्रियते कस्मान्न, स्वकस्यैव चेतसः ॥ १० ॥

सर्वस्यैव जनस्यास्य, विष्णुरभ्यन्तरे स्थितः ।
तं परित्यज्य ये यांति बहि र्विष्णुं नराधमाः ॥ ११ ॥

हृद्‌गुहा वासि चित्तत्त्वं, मुख्यं सनातनं वपुः ।
शंख चक्र गदा हस्तो, गौणाकार आत्मनः ॥ १२ ॥

योहि मुख्यं परित्यज्य, गौणं समनुधावति ।
त्यक्त्वा रसायनं सिद्धं, साध्यं संसाधयत्यसौ ॥ १३ ॥

आकारं भास्वरं त्यक्त्वा, बाह्यमांतरमप्यजं ।
कुरु जन्म क्षयायाशु, संविन्मात्रैक चिंतनम् ॥ १४ ॥

संवेद्य निर्मुक्त निरामयैक, संविन्मयास्वादमनंतरूपं ।
सन्मात्रमास्वाद्य सर्वसारं, पारं परं प्राप्यसि जन्म नद्याः ॥ १५ ॥

॥ इति शिवं ॥

ખરેખર વ્યાપનશીલ નિરાકાર વિષ્ણુ છે તેજ આત્મા છે. જે નિશ્ચય પરમાત્મા છે તેજ જનાર્દન છે. (અવિદ્યાને તેના કાર્યનો નાશ કરનારા છે.) વિષ્ણુ અને આત્મા પર્યાય શબ્દ છે જેમ વિટપ અને પાદપ બંને શબ્દનો એકજ અર્થ ઝાડ થાય છે. (૧)

કોઈ વાર તો આત્મા પોતાની શક્તિથી (પુરૂષાર્થ–દૃઢભક્તિ નિશ્ચયથી) આત્માને (પોતાને) બોધ કરે છે–કદાચિત ભક્તિથી પ્રાપ્ત થઈને વિષ્ણુદેહ ધરીને (જેમ ઓધવજી પ્રત્યે **શ્રી કૃષ્ણચંદ્રે** કરેલો તેમ) બોધ કરે છે. (૨)

**પુરૂષ પ્રયત્નથી ઉત્પન્ન થયેલ વિચાર એ પોતાના સ્વરૂપ દર્શન વિશે મુખ્ય સાધન છે.** આત્મજ્ઞાન વિષે વરદાનાદિ હેતુ ગૌણ સાધન છે માટે મુખ્ય હેતુ પરાયણ થા. (પુરૂષ પ્રયત્ન વિના જો જનાર્દન દર્શનથીજ ઉદ્ધાર થતો હોય તો આ અજન્મા વિષ્ણુ પશુપક્ષી આદિનો કેમ ઉદ્ધાર નથી કરતા? અને અજ્ઞાનીનો ઉદ્ધાર પોતાના પુરૂષાર્થ વિના જો ગુરૂ કરતા હોય તો પોતે ઉંટ, ઉન્મત (નાથેલા) બળદનો ઉદ્ધાર શા માટે ન કરે?) (૩)

જેણે પોતાનો પુરૂષાર્થ કરીને મનનો જય કર્યો છે (મન સ્થિર કર્યું છે) તેને પોતાના આત્મ વિષયક લાભ થાય છે તે લાભ મનના જય વિના કેવળ હરિ, ગુરૂ કે ધનથી થતો નથી. **તેથી ઉપશમ સંયુક્ત આત્મ વિચારથી તેની સિદ્ધિ થાય છે.** (૪)

મન વડે આત્માનું આરાધન કરો (અભેદ ચિંતન કરો) અને મન વડે આત્માનું અર્ચન કરો. (સર્વવ્યાપી જાણો). કર્તા ભોક્તા આદિ આત્માને (સ્વરૂપને) જાણો. **પોતાના મનવડે આત્માનો અનુભવ કરીને (સ્વસ્વરૂપ જાણીને) સ્વસ્વરૂપમાંજ સ્થિતિ કરો.** (બહાર વિષ્ણુ આદિને ઢુંઢો નહિં) (૫)

શાસ્ત્ર (શ્રવણ) વિચાર (મનન) અભ્યાસ નિદિધ્યાસન) એ કરવામાં જે મૂઢ અસમર્થ છે તેને માટે વૈષ્ણવી ભક્તિ શુભ ક્રિયામાં પ્રવૃતિ કરાવવા માટે કહી છે. (૬)

આત્મજ્ઞાનમાં મુખ્ય સાધન નિદિધ્યાસનનો સતત્ પ્રવાહ છે. તે જેનાથી ન બની શકે તેને માટે સેવ્ય સેવક ભાવ (દેવઆરાધન વિધિ) કહેલી છે તે ગૌણ સાધન છે. (૭)

જો ઇંદ્રિયોની આક્રાંતી (દમન) છે તો દેવ પૂજનથી શું ફળ અધિક છે (પ્રાપ્ત કરવાનું રહે છે) અને જો ઇંદ્રિયોનું દમન નથી તો પછી દેવ પૂજનથી શું ફળ મળવાનું ? કિંતુ કાંઈ નહીં મળે. (૮)

વિચાર અને ઉપશમ વિના (મનોનિગ્રહ વિના) હરિ (વિષ્ણુ) પ્રસન્ન થતા નથી અને જો કદાચિત સ્વવિચાર અને ચિત્ત નિરોધથી મોક્ષને પામેલો છે તો તેને (ફરીને) વિષ્ણુ (જેના હસ્તમાં (અબ્જકરણુ) કમળ છે એવાની) સાથે શું પ્રયોજન (મતલબ) છે ? (૯)

જેવી રીતે માધવાદિની નમ્રતાપૂર્વક પ્રાર્થના પોતે કરે છે તેવીજ રીતે પોતાના ચૈતન્ય સ્વરૂપની શા માટે પ્રાર્થના (અખંડ સ્વરૂપ ચિંતન) નથી કરતો ? (૧૦)

સર્વ મનુષ્યોના અંતઃકરણમાં નિરાકાર વિષ્ણુ વ્યાપક છે. તેને છોડીને વિષ્ણુને બહાર ઢુંઢવા જાય છે તે મનુષ્યોમાં અધમ છે. (૧૧)

હૃદય ગુફા વિશે જે રહેનાર ચૈતન્ય તત્વ છે તે આત્માનું મુખ્ય સનાતન સ્વરૂપ છે. અને શંખ ચક્ર ગદા પદ્મ જેના હસ્ત વિશે છે તે પરમાત્માનું ગૌણુ સ્વરૂપ છે. (૧૨)

જે મુખ્યને છોડીને ગૌણુની પાછળ દોડે છે તે બની બનાવેલ રસાયણુ (વિદ્યમાન અમૃત) છોડીને આ મૂઢ, રસાયણુ બનાવવા યત્ન કરે છે. (૧૩)

બાહ્ય અને અંતરધ્યાનરૂપે વિષયોના ભાસ્વર (સુંદર) દેખાતા આકારોને છોડીને (મનરૂપી હસ્તીને આત્મ વિવેકરૂપી અંકુશથી વશ કરો)અને અજન્મા ચૈતન્ય માત્ર કેવળનુંજ ધ્યાન જન્મ મરણુની નિવૃત્તિ માટે સદ્ય કરો. (૧૪)

સંવેદ્ય (દૃશ્ય) સંબંધથી રહિત અને જન્મ મરણાદિ રોગથી રહિત એવા જે એક ચિન્મય (ચૈતન્યમય) આસ્વાદ (આનંદૈક રસરૂપ) અનંત રૂપ સત્તા માત્ર સર્વના સાર ભૂત (પરં) સર્વોત્કૃષ્ટ રૂપનું ચિંતન કરો એટલે જન્મ મરણરૂપી નદીને પાર ઉતરશો, અહિં ચિંતન એટલે નિર્વિકલ્પ અખંડ **'સોહં'** સ્વરૂપ ચિંતન સમજવું.

અત્રે છેવટમાં શ્રી સામવેદીય તલવકારો પનિષત્ ( કેનોપ નિષત્ )નો શાંતિપાઠ ભણુવોઃ—

**ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राण श्चक्षुः श्रोत्रमथो बल मिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यांमा मा ब्रह्म निराकरोद् निराकरणम स्त्व निराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

મારા સર્વ અંગોવાણી પ્રાણુ ચક્ષુ શ્રોત્ર (ચિત્તશુદ્ધિ) આદિ ઇંદ્રિયો બ્રહ્મના નિર્વિકલ્પ સ્વરૂપ ચિંતનનાં અભ્યાસમાં બળને પ્રાપ્ત થાઓ. સર્વોપનિષદ્ પ્રોકત બ્રહ્મ જ છે. હું બ્રહ્મનું નિરાકરણુ ન કરૂં (બ્રહ્મથી બીજી વસ્તુ સત્ય છે વા બ્રહ્મ નથી એમ ન માનું) બ્રહ્મ મારૂં નિરાકરણુ ન કરો (બ્રહ્મથી પોતાને જુદો ન કરો અર્થાત બ્રહ્મ વિસ્મરણુ ન કરે–વિષયાસક્ત બુદ્ધિ ન આપે. પોતાના સ્વરૂપ ચિંતનથી વિમુખ ન કરે) અમારૂં અનિરાકરણુ હો. અમારી પરસ્પર પ્રીતિ રહો. તે પરમ પ્રેમાસ્પદ બ્રહ્માત્મમાં નિરંતર પ્રેમ કરનાર અમારામાં ઉપનિષદ્ પ્રકાશીત ધર્મો (જેવા કે શમદમાદિ, યમ નિયમાદિ, વિવેક વૈરાગ્યાદિક, ને શ્રવણુ મનનાદિક) રહો (બન્યા રહો) ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**यथा गार्ग्य मरीचयोऽर्कस्यास्तं गच्छत एतस्मिं स्तेजो मंण्डल एकीभवन्तिं । सुषुप्तिकाले सकलविलीने यत्प्रयन्त्य भिसंविशन्ति । यथा नद्यः स्पंद मानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । 'गताः कलाः पञ्चदश प्रतिष्ठाम' 'एव मेवास्य परिद्रष्टुरिमाः षोडश कलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति' इत्यादीनां सुषुप्ति प्रलय समाधि साक्षात्कार विदेहकैवल्येषु प्रपंचोपशमाज्जीवस्य ब्रह्मस्वभावता प्राप्ति पतिपादनेन प्रत्यग्ब्रह्मैकरसा खण्ड वस्तुलक्षक श्रुतीनामपि मनउपशमादेव सर्व प्रपञ्चोपशमेन स्वरुप प्रतिष्ठायां तात्पर्य मिति रहस्यो द्घाटनायोपशम प्रकरण मारम्य माणः ॥**

હે ગાર્ગી ! જેવી રીતે સૂર્યના કિરણો અસ્ત પામીને આ તેજ મંડળ વિશે ઐક્ય ભાવને પામે છે, જેવી રીતે સુષુપ્તિમાં સર્વ (ઈંદ્રિયો, મન, બુદ્ધિ આદિક) લીન થતાં જેને વિશે જઈને મળે છે, જેવી રીતે વહેતી નદીઓ પોતાના નામ રૂપ છોડીને સમુદ્રને જઈ મળે છે, જેમ પંચ દશ કળા લય પામીને સ્થિત થાય છે તેવી રીતે આ દ્રષ્ટાની સોળે કળા પુરૂષને પ્રાપ્ત થઈને લય થઈ જાય છે ઇત્યાદિ તેમ સુષુપ્તિ, પ્રલય સમાધિ સાક્ષાત્કાર અને વિદેહ કૈવલ્ય વિશે પ્રપંચ ઉપશમ પામીને જીવને બ્રહ્મની સ્વભાવિક પ્રાપ્તિ છે તે પ્રતિપાદનથી, પ્રત્યક બ્રહ્મ એકરસ અખંડ વસ્તુ લક્ષક શ્રુતિઓનું પણ મનના ઉપશમથીજ સર્વ પ્રપંચનું ઉપશમ છે ને સ્વસ્વરૂપ વિશે સ્થિતિ થાય છે એ તાત્પર્યનું રહસ્ય પ્રકટ કરવા માટે ઉપશમ પ્રકરણનો પ્રારંભ કરાય છે.

**શ્રીરામજીનો પ્રશ્ન શ્રીયુત્ વશિષ્ઠજી પ્રત્યે સવિનયઃ—**

મારી બુદ્ધિ ભોગો સાથે તન્મય થઈ ગઈ છે તે બુદ્ધિરૂપી સ્ત્રી (જળને તથા દુધને હંસ જેમ ભિન્ન કરે છે તેમ વિવેક યુક્ત થઈ) આત્મારૂપી પતિને પામીને વિશ્રાંતિ પામે એવો ઉપાય કહો. હું ક્યારે પૂર્ણિમાના ચંદ્રમાવત્ સંપૂર્ણ કળાવાન થઈશ, સ્વચ્છ શિતળ પ્રકાશ વિશે સ્થીત થઈશ ? મલીનકલાનો ત્યાગ કરીશ અને જગતને દેખીને હસીશ ? અને રાગદ્વેષાદિ વીતજ્વર થઈને ઉપશમસિદ્ધ પદને પામીશ ને સમદર્શી થઈ ચિત્તની શાંતિ મેળવીશ ? જેમ વાયુ વિના દીપક શાંત થાય છે તેમ ભ્રાંતિને ત્યાગીને પ્રકાશવાન ક્યારે થઈશ ? અહં ત્વં આદિ મિથ્યા ભ્રમ છે ને દેહ દુર્ગંધીવાળો છે. હે બુદ્ધી ભગિની ! શીઘ્ર ભ્રાતવત્ અર્થ પૂર્ણ કર કે હું અને તું બંને દુઃખથી મુક્ત થઈએ અને શાંતિ પામીએ. જેમ શરદકાળના મેઘો વર્ષા વિના નિષ્ફળ છે તેમ બુદ્ધિ વિશે આત્મ પરાયણ ચિત્તના અનુસંધાનથી રહિત વિચાર નિષ્ફળ છે. જેમ ચંદ્રમાના કિરણો તમ અને તમ બંને દૂર કરે છે તેમ શીતળ ચિત્ત અજ્ઞાનને તાપથી રહિત હોય છે. ઉત્તમ વાંસ વિશે મોતી ફળીભૂત થાય છે તેમ વિવેકી ઉદાર આત્મ ચિત્ત પુરુષ વારંવાર રાત્રી દીવશ અર્થના તાત્પર્યનો વિચાર કરેથી તેના હૃદય વિશે સમાધાનના વચનો ફળીભૂત થાય છે, અને તે વચનામૃત હૃદયગત્ અજ્ઞાનનો નાશ કરનાર સૂર્યરૂપ થાય છે, આ સંસાર આપાત રમણીય થઈ ભાસે છે. જ્યાં સુધી પદાર્થોનો અભાવ નથી થતો ત્યાં સુધી સુખ દાયક ભાસે છે અને જ્યારે તે (વિષયો) ઈંદ્રિયોથી દૂર થાય છે ત્યારે દુઃખ દાયક થઈ પડે છે. આપના વચનામૃત સર્વ શાસ્ત્રો વિશે જે પુણ્યરૂપી જળ છે તેના સમુદ્રરૂપ છે અને હું નિષ્પાપ થયો છું તો મને ઉપદેશ કરો.

**શ્રીમાન્ વશિષ્ઠ મુનિ કહે છેઃ—**

હે સુંદર મૂર્તી રામજી ! ઉત્તમ સિદ્ધાંતોવાળું અને મુક્તિ આપનારૂં આ ઉપશમ પ્રકરણ કહું છું તે એકાગ્ર ચિત્તથી સાંભળો—સાત્વીકગુણ પ્રધાન જીવો તમારા સરખા ધીર અને શૂરવીર

છે તે તથા વિવેક વૈરાગ્યાદિ ગુણુ સંપન્ન પુરુષો જેમ સર્પ જુની કાંચળીને છોડી દે છે તેમ લીલા માત્રમાં અનાદીકાળની સંસાર માયાને યત્ન વિના ત્યાગી દે છે (સુવર્ણ દૃષ્ટી ગ્રહી ભૂષણ દૃષ્ટી ત્યાગે છે તેમ ત્યાગે છે) તેજ બુદ્ધિવાન સાત્વિક જાગેલા પુરૂષ છે. અને રાજસ પ્રધાન સાત્વિક છે તે પણ ઉત્તમ પુરૂષ છે. તે પુરૂષ જગતના પુર્વાપુર્વ (કારણની પરંપરા)નો વિચાર કરે છે. સંતજન સત્શાસ્ત્રનો સંગ તથા વિચાર કરે છે અને તેના આચાર પૂર્વક વિચરે છે. તેથી કરી પરમાત્માના દર્શનની બુદ્ધિ ઉપજે છે. દીપકવત જ્ઞાન પ્રકાશ પામે છે. પણ જ્યાં સુધી પોતે વિચાર કરી પોતાના સ્વરૂપને પિછાનતો નથી ત્યાં લગી એ જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને જે ઉત્તમ કુળ નિષ્પાપ સાત્વિક-રાજસી જીવોને વિચાર ઉપજે છે તેણે કરી પોતાની મેળે પોતાના સ્વરૂપને પામે છે તે દીર્ઘ દર્શી છે. તે સંસારના નાના પ્રકારના આરંભને વિચારે છે ને વિચારદ્વારા આત્મ પદને પામે છે ને પરમાનંદ સુખને પ્રાપ્ત થાય છે, તેથી તમો (કે જે ઉત્તમ કુળમાં જન્મેલા અને બુદ્ધિશાળી છો તે) પણ વિચારો કે આ દેખવામાં આવતા સંસારના આરંભોમાં સત્ય શું છે અને અસત્ય શું છે? અને તે વિચારી અસત્યનો ત્યાગ કરો અને સત્યનો આશ્રય કરો, જે પદાર્થ આદિ વિશે નથી તેમ અંતમાં રહેવાનો નથી તેને મધ્ય વિશે પણ અસત્ જાણવો. અને જે આદિ અંતમાં એક રસ છે (અવિચળ છે) તેજ સત્ જાણવું, બીજાને નહીં. અને અસત્ (મિથ્યા કે કલ્પીત) વિશે રાગ (પ્રીતિ) નહીં કરવી; ને કરે છે તેને વિવેકનો રંગ લાગ્યો નથી જાણવું. આ સંસારમાં મનજ ઉપજે છે, મનજ વધે છે અને બ્રહ્મ વિદ્યારૂપી સમ્યક્જ્ઞાન ઉદયથયે મનજ નિર્વાણ થઈ જાય છે. મતલબ મનરૂપ સંસાર છે અને આત્મ સત્તા તો જેવી ને તેવી છે.

**પ્રશ્ન**–જ્યારે સર્વ ભાવના વિશે આ સંસાર મનરૂપ છે; જરા મરણાદિ વિકારનું પાત્ર પણ મનજ છે તો તે મનને તરવાનો ઉપાય કૃપા કરીને કહો.

**ઉત્તર**–જીવોનું પ્રથમ કર્તવ્ય તો વિચારપૂર્વક વૈરાગ્ય છે, જે સંતજનોના સંગ તથા સત્શાસ્ત્રો કરી થાય છે અને તે મનને નિર્મળ કરે છે બાદ સર્જનતા અને આર્જવતાથી સંપન્ન થવાય છે ત્યારબાદ વૈરાગ્ય ઉપજશે કે જે થયેથી જ્ઞાનવાન બ્રહ્મનિષ્ઠ ગુરૂ નિકટ જઈ તેના ઉપદેશથી ધ્યાન અર્ચનાદિના ક્રમથી પરમપદને પ્રાપ્ત થવાશે. વિચારથી વસ્તુના સ્વરૂપને જેમનું તેમ જાણવાથી સર્વ દુ;ખ મનમાંથી નષ્ટ થઈ જાય છે. જેમ સોમ (સ્વસ્થ) જળ નીચે રેતી જઇને રહે છે તેમ આધિ પીડા તેની દૂર થઈ જાય છે ને પછી ઉત્પન્ન નથી થતી. મન દેહ ઈંદ્રિયો આદિ સાથે મળીને સંશીત થાય છે પણ જ્યારે વિચાર કરીને ભિન્ન ભિન્ન (સોનું અને રાખ જુદા પાડી દેખે તેમ) જાણે ત્યારે મોહ નષ્ટ થઈ જાય છે ત્યારે સંશયરહીત થઈ શુદ્ધ અવિનાશી આત્માને દેખે છે, નિર્મળ સ્વરૂપ આત્મા છે તેને રંચક માત્ર પણ દેહ સંબંધ નથીજ. જેમ જળથી કમળ ભિન્ન (ઉપર) રહે છે તેમ આત્માને દેહ ભિન્ન ભિન્ન છે. અસંગ આત્મ સ્વરૂપ ઓળખ્યા બાદ પરમ સુખ અને શાંતિજ છે. સંકલ્પથી રહિત થવું પરમ કલ્યાણરૂપ છે. જ્યાંસુધી જડ-ધર્મવાન રહી વિષયભોગો વિશે આસ્થા કરે છે ને આત્મ તત્ત્વ તરફથી શૂન્ય રહે છે ત્યાંસુધી મૂઢ 'ટોયા' જેવો છે ઉપરની (બહારની) ભાવના અંતરમાં થતી નથી ને સ્વરૂપ વિષે પ્રમાદ જ્યાંસુધી છે ત્યાંસુધી હૃદયમાંથી સંસારનું અંધારૂં (અજ્ઞાન) કોઈપણ પ્રકારથી દૂર થતું નથી. જ્યાંસુધી આત્મપદનો બોધ નથી ત્યાંસુધી મન ભોગો વિષે તદ્દરૂપ છે. જેમ આકાશને વંટોળીયાની ધૂળનો લેશ માત્ર પણ સંબંધ નથી તેમ દેહ સાથે આત્માનો કાંઈ સ્પર્શ નથી. સદા વિલક્ષણ નિર્લેપ છે, પણ સુખદુઃખનું અભિમાન આત્મા વિશે ભાસે છે તે ભ્રમ માત્ર અસત્યરૂપ છે જેમ

આકાશ વિશે નિલતા અથવા બીજો ચંદ્રમા ભાસે છે તે અસત્યરૂપ છે. સુખદુઃખ જે દેહને થાય છે તે અજ્ઞાનથી આત્મા વિશે કલ્પેલાં છે. ને દેહનો નાશ થયે આત્માનો નાશ નથી થતો. અજ્ઞાન નષ્ટ થયે સતે ન કોઈને સુખ છે ન દુઃખ છે. સર્વ આત્માનાજ વિવર્તરૂપ અને આત્મમય શાંતરૂપ છે. અને જે આ વિસ્તૃતરૂપ જગત દૃષ્ટી આવે છે તે માયામય છે. જેમ જળ વિશે તરંગ અને આકાશ વિશે તરવરાં (જળની લીટીઓ) ભાસે છે તેમ આત્મા વિશે જગત ભાસે છે તે આત્માજ છે. ન એક છે ન બે છે. સર્વ આભાસમાત્ર છે મિથ્યા દૃષ્ટ આકાર ભાસે છે. જેમ મણિનો પ્રકાશ મણિથી ભિન્ન નથી, પોતાની છાયા દૃષ્ટ આવે છે તે પોતાથી ભિન્ન નથી તેમ આત્માના પ્રકાશરૂપ જગત ભાસે છે તે સર્વ બ્રહ્મરૂપ છે. હું બીજો છું જગત જુદું છે એ ભ્રમને ત્યાગો. વિસ્તૃતરૂપ જે બ્રહ્મઘન સત્તા છે તેના વિશે બીજી કાંઈ કલ્પના નથી. જેમ જળ વિશે તરંગ કાંઈ બીજી વસ્તુ નથી જળરૂપજ છે તેવી રીતે સર્વરૂપ આત્માજ છે. તે એકરૂપ છે તેને દ્વિતીય કલ્પના કાંઈ નથી. જેમ અગ્નિ વિશે બરફના કણુકા નથી હોતાં તેમ દેશકાળ પરિચ્છેદથી રહિત સર્વમય પરબ્રહ્મમાં બીજી કલ્પના છેજ નહીં. તેથી પોતાના સ્વરૂપનીજ ભાવના પોતે કરવી કે હું ચિન્માત્રરૂપ છું. જગતજાળ સર્વ મારૂં સ્વરૂપજ છે. હુંજ વિસ્તૃતરૂપ છું. જે કાંઈ છે તે તદ્રુપજ છે. ન શોક છે, ન મોહ છે, ન જન્મ છે, ન દેહ છે. એમ જાણીને વિગત જ્વર થાઓ. ને પોતાના સ્વરૂપ વિશે સ્થિત થાઓ. નિર્યોગ ક્ષેમ આત્મવાન વિશોક થઈ સ્થિત થાઓ. સત્ય સંકલ્પ, ધૈર્યવાન યથાપ્રાપ્ત વિશે વર્તતાં વિગત જ્વર થાઓ (શીતઉષ્ણઆદિ દ્વંદ્વોથી ત્થા માનસિક વિક્ષેપોથી રહિત થાઓ). પરિપૂર્ણ સમુદ્રવત્ અક્ષોભરૂપ સંતાપથી રહિત વિચરો. આત્મવેત્તાના શરીર અનંત છે. આદિઅંતથી રહિત પર્વતના શિખરવત્ અચળવૃત્તિ ત્થા વિગત જ્વર થાઓ. પૂર્ણ મહાસાગરની પેઠે પોતે પોતામાંજ મહિમા પામો. જેમ પૂર્ણમાસીના ચંદ્રમા પોતાના આનંદથી આનંદવાન અને શીતળ છે તેવી રીતે આનંદવાન થાઓ અને પરમશાંતી પામો. જે પ્રપંચ રચના ભાસે છે તેને અસત્ય જાણી અસત્યની કલ્પના ત્યાગી દુઃખ રહિત થઈ નિત્ય ઉદીત શાંતરૂપ શુભ ગુણો સંયુક્ત ઉપદેશદ્વારા ચક્રવર્તી સામ્રાજ્ય થઈને પૃથ્વી પરરાજ્ય કરો. પ્રજાની પાલના કરો. સમદૃષ્ટીથી વિચરો. બાહ્ય શુભ ચેષ્ટા શાસ્ત્ર પ્રમાણે કરો. રાજ્યની મર્યાદા પાલન કરી અંતરનિર્લેપ રહો, આત્મવેત્તા ને કર્મના ત્યાગ ગ્રહણ સાથે કાંઇ સંબંધ નથી. તમો પણ ગ્રહણ ત્યાગ વિશે સમ બુદ્ધિ રાખી સમભાવથી રાજ્ય કરો.

હે રામજી! સર્વ કાર્યને કરતાં છતાં આ સર્વ વ્યવહાર હું કરતો નથી એ પ્રમાણે હૃદયથી વાસના જેની નષ્ટ થઈ છે તે પુરૂષ કાર્ય વિશે વર્તે છે તો પણ મુક્તજ છે, તે ક્રમે કરીને પરિપૂર્ણ પદને પામે છે. જેમ શુકલ પક્ષના ચંદ્રમા ક્રમે કરીને પૂર્ણ માસીના થાય છે ને સર્વ રીતે પરિપૂર્ણ હોય છે. જેમ વર્ષાકાળ વિશે કટકમંજરી વૃદ્ધિને પામે છે તેવી રીતે સૌભાગ્ય લક્ષ્મી (સાધન સંપત્તી) તેની વૃદ્ધિને પામે છે અને તેનો જન્મ અંતનો જાણવો. તેના વિશે વેદે કહેલા મૈત્રિ, સૌમ્યતા, આર્યતા જ્ઞાતવ્યતા ને મુક્તતાગુણો પ્રવેશ કરે છે, મૈત્રિ એટલે સર્વ જીવો સાથે ભલાઈ કરવી. તેમના ઉપર દયા રાખવી તે. સૌમ્યતા એટલે સર્વદા પ્રસન્ન રહેવું તે, આર્યતા એટલે યથા શાસ્ત્ર આચરણ કરવું તે. જ્ઞાતવ્યતા એટલે જ્ઞાન અને મુક્તતા=હૃદય વિશે સદા સમભાવ, અંતઃકરણ ક્ષોભ રહિત રહે; લાભ અલાભ વિશે રાગદ્વેષ ન રહે તે. તેવો પુરૂષરાજસી સાત્વીક અંતના જન્મવાળો મુક્ત છે. અને આ આત્મભાવથી કરીને રાગદ્વેષ નષ્ટ થઈ જાય છે. તે ગુણોથી પૂર્ણ થઈ સદ્ગુરૂને શરણે જઈ વિવેકનો ઉપદેશ મેળવી પરમપદને પામે છે તે નિર્મળ બુદ્ધિવડે

**ચિત્તની અંદર રત્નની પેઠે પ્રકાશતો જીવ સાક્ષાત્પરબ્રહ્મજ છે એવો અપરોક્ષ અનુભવ કરી પોતાના સ્થાનમાં બેઠાં બેઠાંજ** પરમ પુરૂષાર્થરૂપ સર્વોત્તમ ગતિને પ્રાપ્ત થાય છે.

મન કેવું છે કે જેને વિશે મનન એજ મથન છે. ઉપરના ગુણોથી મનને જગાડવું. ગુણોને જાણીને તેને સેવવા, જગતને આત્મરૂપ દેખવું ને આત્મપ્રકાશ વિચારથી અવિદ્યામળ નષ્ટ થઈ જાય છે. જ્ઞાન પ્રાપ્તિનો આક્રમ સર્વ જીવોને સમાન છે પણ ઉત્તમક્રમ તો એજ છે કે પોતે પોતાની મેળે સમજી સમયસર આકાશમાંથી અચાનક પડેલા ફળની પેઠે-**અકસ્માત ફળરૂપ જ્ઞાનની પ્રાપ્તિ થાય તે છે. જેમ વૃક્ષથી ફળ પડે અને અકસ્માત આવી મળે તેમ મળે છે. તેમાં વિદેહ નગરના ઉદારચિત રાજાનું દૃષ્ટાંત છે.** તે સાંભળો તે પૃથ્વી ઉપર વિષ્ણુરૂપે હતો, તે અર્થી પુરૂષોને કલ્પવૃક્ષરૂપ; મિત્રોરૂપી કમળને પ્રફુલ્લિત કરનાર સૂર્ય સમાન, બાંધવરૂપી પુષ્પોને વસંત ઋતુસમાન, સ્ત્રીને કામદેવરૂપ, બ્રહ્મરૂપી ચંદ્રમુખી કુમુદને શીતળ ચંદ્રમારૂપ અને દુષ્ટ પુરૂષોને તમ(અંધકાર)નો નાશ કર્તારૂપ સૂર્ય હતો તેમ સૌજન્યરૂપી રત્નોનો સમુદ્ર હતો. તે રાજા એકવાર બગીચામાં ફરતાં ફરતાં તમાલ વનની કુંજમાં આવ્યો તે સુંદર મનોરર કુંજમાં શીત, મંદ અને પુષ્પોથી સુગંધીત પવન વાયી રહ્યો હતો ત્યાં નિત્ય એકાંતમાં વસનારા અદૃશ્ય સિદ્ધ પુરૂષો હતા તે સિદ્ધ ગીતા બોલ્યા તે તે રાજાના સાંભળવામાં આવી તે **સિદ્ધ ગીતા** શ્રવણ માત્રથીજ આત્મ સાક્ષત્કાર કરાવી દે તેવી હતી. આ ગીતા **જનક વિદેહીને** ઉદ્દેશીનેજ હતી તે નીચે મુજબ શ્રવણ કરી:—

પહેલો શ્લોક–દ્રષ્ટા પુરૂષ અને દૃશ્ય જગતના મિલાપમાં (અધ્યાસથી) જે નિશ્ચીત આનંદ પ્રતીત થાય છે ને જે ઇષ્ટના સંયોગને અનિષ્ટના વિયોગનો આનંદ ચિત્ત વિશે દૃઢ થાય છે તે આનંદ આત્મ તત્ત્વથી ઉત્પન્ન થાય છે. જે આત્માનંદથી સ્પંદરૂપ લવ ઉઠે છે તેજ **અખંડ એકરસ પરબ્રહ્મ છે** તેની હું ઉપાસના કરૂં છું એમ કોઇ સિદ્ધ બોલ્યા.

બીજો શ્લોક–દ્રષ્ટા દર્શન અને દૃશ્ય એને વાસના સહિત ત્યાગી દઇને આ દર્શનથી પ્રથમ પ્રકાશરૂપ છે જેના પ્રકાશથી આ ત્રણે પ્રકાશે છે તે **આત્માનું** અમો નિરંતર અનુસંધાન કરીએ છીએ.

ત્રીજો શ્લોક–કેટલાક સિધ્ધોએ કહ્યું કે જે નિરાભાસ નિર્મળરૂપ છે ને જ્યાં આભાસ ને મનનના ભાવનો અભાવ છે. જેના વિશે દ્વિતીય કલ્પનાનો અભાવ છે. એ **અદ્વૈતરૂપનું** અમો અનુસંધાન કરીયે છીએ.

ચોથો શ્લોક–કોઈ સિદ્ધ બોલ્યા કે અસ્તિ નાસ્તિ બંને પક્ષથી રહિત તેની સંધિ વિશે **પ્રકાશરૂપ સત્તા** છે ને સર્વ સૂર્યાદિને પણ પ્રકાશે છે તે **સત્ય આત્માને** અમો ઉપાસીએ છીએ.

પાંચમો શ્લોક–કેટલાક સિધ્ધોએ કહ્યું કે જે પરમાત્મા (ઇશ્વર)'**स**'કાર '**ह**'કાર થયેલ છે અર્થાત જે '**स**'કાર જેના આદિ વિશે અને '**ह**'કાર જેના અંત વિશે એવો "**सोहं**" છે તે અંતથી રહિત આનંદ જે અનંત શિવ પરમાત્મા છે તે અનંત આત્મા સર્વ જીવોના હૃદય વિશે સ્થિત છે ને બ્રહ્માંડરૂપે રહ્યાં છતાં ઉપનિષદોને પણ અગમ્ય છે અને જે **નિરંતર 'अहं' રૂપ થઇને ઉચ્ચાર થાય છે તે આત્માનું અમો અનુસંધાન કરીએ છીએ.**

છઠ્ઠો શ્લોક–**હૃદય વિશે સ્થિત જે તે ગુફાના સ્વામી અંતર્યામિ દેવ** છે તેને ત્યાગી જે બીજા દેવને પામવાને યત્ન કરે છે તે પુરૂષ હસ્ત વિશે રહેલ કૌસ્તુભ મણિને છોડી દઇને બીજા રત્નોની વાંછા કરે છે.

સાતમો શ્લોક-સઘળી આશાઓ જે ત્યાગ કરે છે ત્યારે એવું ફળ મળે છે કે જે આશારૂપી વિષવલ્લી છે તે મૂળ સહિત નષ્ટ થઈ જાય છે, અર્થાત કે જન્મમરણાદિ દુઃખ નષ્ટ થઈ જાય છે તે ફરી ઉપજતું નથી.

આઠમો શ્લોક-જે પદાર્થોને અત્યંત વિરસ જાણીને પણ તે પદાર્થોમાં પાછી વાસના બાંધે છે તે દુર્બુદ્ધિ ગર્દભ છે મનુષ્ય નથી.

નવમો શ્લોક-જ્યાં જ્યાં વિષયોની ઓર દૃષ્ટિ ઉઠે છે ને ઇંદ્રિયોરૂપી સર્પો જાય છે ત્યાં ત્યાંથી ધોકારૂપી વિવેક કરીને રોકીને નષ્ટ કરવી જોઇએ.

દશમો શ્લોક-જ્યારે આ પ્રકારે શુભાચરણ કર્યું ને ચિત્ત પ્રશાંત થયું ત્યારે **સમભાવની** પ્રાપ્તિ થશે ને તેમ થયેથી **મન આત્મપદ ઉપશમને પામશે ને સ્વરૂપમાં અખંડ સ્થિતિ થઈ અક્ષય અવિનાશી પદની પ્રાપ્તિ થશે.**

**સિદ્ધલોકોના ઉપરના વચનોરૂપી ગીતાઓ** સાંભળી પોતાના મહેલે જઈ અનર્થના મૂળનો વિચાર કરતાં કરતાં વ્યાકુળ થયો અને પછી વૈરાગ્ય દૃષ્ટિ તેને થઈ તે બતાવે છેઃ—

જેમ ચંદ્રમાનો ફોટો (ચિત્ર) જોઇને ચંદ્રમા માની લઈ બાળક આસ્થા બાંધે તેમ આ પ્રપંચરચના ઇંદ્રજાળની બાજીવત્ છે, તેને વિશે હું મોહીન થઈ રહ્યો છું. તે મહાકષ્ટ છે. અર્થાકાર આ જે સંસારના પદાર્થો છે, તેની આસ્થાને હું ત્યાગું. સર્વ લોક આગમાપાયી છે, ઉત્પન્ન થઈ મરી જાય છે, મટી જાય છે. જે કાંઈ સુખ દષ્ટ આવે છે તે દુઃખ સાથે મિશ્રિત છે. તેની સાથે કેમ આસ્થા ( પ્રવૃત્તીમાં સુખબુદ્ધિનો વિશ્વાસ ) બાંધેલ છે ? આ રાજ્યાદિસુખ તો થોડા સમયમાંજ દેખાઇને નષ્ટ થઈ જવાનું છે ને દુઃખ તો વારંવાર આવ્યા કરે છે માટે તે બંનેની વાસના છોડી દઉં. જે મહાન પુરૂષો હતા તે પણ નષ્ટ થઈ ગયા છે આ જગત વિશે સત્ય પદાર્થ કોઈ નથી. **હે ચિત્ત!** મહાખેદ છે કે તેમાં વડાઈ માની તેં આસ્થા બાંધી છે. ને આત્મા હું તેને નાશવાન માન્યો છે અને તેથી તને મોહ પ્રાપ્ત થયો છે. તે અકસ્માત અવિવેકથી બુદ્ધિ અપહત થઈ છે, જેમ સૂર્યની આગળ મેઘ (કાળું વાદળું) અકસ્માત આવી જવાથી સૂર્ય ભાસતો નથી તેમ વૈભવો, ભોગો ને બાંધવોથી મોહિત થઇ આત્મા ભાસતો નથી. જેમ બાળક પડછાયાથી ભયને પામે છે તેમ દેહાભિમાનથીજ પોતે બંધાયમાન થાય છે. દેહ વિશે અહંભાવ જન્મ મરણાદિ વિચારનું કારણ થય છે. સર્વ અર્થાકાર પદાર્થ અસત્યરૂપ છે. મહા પરાક્રમી ગુણવાન **પૃથુ મરુત આદિ ચક્રવર્તી રાજાઓપણ** પરિવાર સાથે મૃત્યુને પામ્યા ને સ્મૃતિમાત્ર રહ્યા છે તો વર્તમાન વિશે શું, કેવી રીતે ભરોંસો કરવો ને ધૈર્ય ધરવું ? બ્રહ્માનું જગત વહ્યું જાય છે. કંઇક રાજાઓ ધૂળની કણિકાવત્ થઈ ગયા; કંઇક બ્રહ્મા અને બ્રહ્માંડો પણ થઈ ગયા તેમનો પત્તો મળતો નથી તો તે ભોગોમાં ને સુખોમાં આસ્થા કેમ રહે ? સંસારરૂપી રાત્રી વિશે દેહરૂપી શૂન્ય દ્રષ્ટી સ્વપ્ન છે. તેમાં હું, મારૂં ઇત્યાદિ ભ્રમ આત્મા વિશે મિથ્યા કલ્પના ઉઠી છે. અહંકારરૂપી પિશાચથી ક્ષણ ક્ષણ વિષે આયુર્બળ વ્યતીત થાય છે. દેખતાં છતાં પણ નહીં દેખાતી કાળની ગતિ સૂક્ષ્મ છે. તે કાળે તો **સદાશિવ અને વિષ્ણુને પણ પોતાના ખેલવાના દડારૂપ બનાવ્યા છે એટલે કાળના ગ્રાસ બન્યા છે** આમ છતાં પણ અવિનાશી વસ્તુ છે તેને અત્યારસુધી દેખી નહીં. મને ધિક્કાર છે કે નાશ થતી વસ્તુઓમાં કલ્યાણરૂપતા દેખી, મનુષ્ય દેહ અસ્થિમાંસથી બન્યો છે, આદિ અંતવાળો જેનો આકાર છે, મધ્ય વિષે કછુક રમણીય ભાસે છે પણ સર્વ અપવિત્ર પદાર્થોથી રચેલો છે, વિનાશરૂપ છે, સ્પર્શ

કરવા યોગ્ય પણ નથી. જે જે પદાર્થ સાથે આસ્થા બાંધે છે તે તે વિશે દુઃખ શિવાય બીજું કાંઈ દેખાતું નથી છતાં આ જીવજડમૂઢ એવો છે કે તેની સાથે સદા લાગ્યો રહે છે કાલે મને તે પ્રાપ્ત થશે એમ આશાની લાળથી બંધાઈ દિન દિનપ્રતિ પાપ કરે છે, ખેદ પામે છે પણ ત્યાગ તો નથી. બાળક અવસ્થામાં અગ્નિ વિશે પૂર્ણ મૂઢતાથી વિચરે છે, યૌવન અવસ્થા કામાદિ વિકાર મિશ્રિત છે, શેષ જે વૃધ્ધાવસ્થા તે વિષે ચિત્તથી દુઃખી થાય છે. સ્ત્રી પુત્ર ધનાદિની ચિંતાથી ખરાબ થાય છે તો પછી પરમાર્થ કયારે સાધશે? સંસારમાં સાર પદાર્થ કોઈ નથી, સત્યબુદ્ધિથી રહિત અસત્યરૂપ છે. હે ચિત્ત! સર્વ દુઃખનું મૂળ તુંજ છે. તું શરીરરૂપી ગુહામાં (દરમાં સર્પવત) રહે છે આધિ વ્યાધિવડે દુઃખરૂપી વિષને આપે છે. આ સંસારના પદાર્થો કેવા છે-જે સત્યતા છે તેના મસ્તકપર અસત્યતા છે, જે રમણીય ભાસે છે તેના મસ્તકપર અરમણીયતાસ્થીત છે, જે સુખરૂપ છે તેના મસ્તકપર દુઃખસ્થીત છે. તો પોતેજ દુઃખરૂપ છે તેમાં હું કોનો આશ્રય કરૂં? જ્યાંસુધી દેહાભિમાન છે ત્યાંસુધી નિવારણ પણ થાય નહીં. સ્ત્રીદેહ દેખીને મને હાંસી આવે છે કે એ પણ અસ્થિમાંસની પૂતળી ચમક ચામડીવાળી છે. ક્ષણ માત્ર એની સ્થીતી છે. નિમેષ ઉન્મેષથી જગત ઉત્પન્ન, પ્રલય જણાય છે તેની ઈચ્છા, ચિંતા, કે આસ્થા શું કરવી? હે ચિત્ત! તારામાં કાંઈ સંપદારૂપ આવી લાગે છે તે અંતે આપદારૂપ થઈ જાય છે. ને જ્યારે તું શાંત ક્ષોભરહિત છે ત્યારે આપદા સંપદારૂપ છે. તેથી સિદ્ધ થાય છે કે સર્વ મનના સ્ફુરણ માત્ર છે. મનની વૃત્તિજ ક્ષણભંગુરરૂપ આ અકસ્માત જગતરૂપે સ્થિત છે અજ્ઞાનથી 'હું, તે, આ.' કલ્પના કરી છે તેને વિષે ત્યાગ ગ્રહણની ભાવના મિથ્યા છે. માટે જેમ પતંગીયું દીપશિખાની તરફ સુખરૂપ જાણી પડે છે ને બળી જાય છે તેમ સંસારના સુખ ગ્રહણ કરવાની તૃષ્ણા થઈને નરકનો અગ્નિ દગ્ધ કરે છે પણ હે ચિત્ત! પરિણામ તું વિચારતું નથી ને વિષયસુખની જ્વાળામાં (લાલસામાં) લંપટ થઈ રહ્યું છે. સંસાર-રૂપી એક વૃક્ષ છે તે વૃક્ષ સહસ્ત્ર અંકુર, શાખા, પત્ર, ફુલ ફળથી પૂર્ણ છે. આ સંસારરૂપી વૃક્ષનું મૂળ મન છે તે સંકલ્પરૂપી જળના સિંચનથી વિસ્તારને પામ્યું છે, રાગ દ્વૈષાદિ પલ્લવોથી સુખદુઃખરૂપી ફળોથી પૂર્ણ છે પણ તે સંકલ્પોનો ઉપશમ થવાથી સુકાઈ નષ્ટ થઈ જાય છે. મનરૂપી વાંદરાએ અત્યાર સુધી તે વૃક્ષ ઉપર અનેક લીલાઓ કરી છે. આશારૂપી અનેક પાશોમાં પરોવાયલી અને ચઢતી પડતી દશાઓરૂપી અનેક સંતાપો દેનારી સંસારની સ્થિતિઓને તેણે ભોગવી લીધી છે તે મનરૂપી ચોરને મેં પોતેજ પકડ્યો છે. તેણે મને ઘણાં જન્મો માર્યો છે હવે હું તેને મારૂં અને અવેધ મોતીને વેધું. મતલબ આત્મજ્ઞાનરૂપી દોરાથી વેધું-આત્મવિચારમાં જોડું-તે આત્મજ્ઞાનને યોગ્ય છે. વિવેકરૂપી સૂર્યના તાપથી બરફની કણકારૂપી જડતા ગળી ગઈ છે. હે વિવેક! તને નમસ્કાર છે. મહાત્મા સિદ્ધ લોકોની ગીતાના ઉપદેશથી પરમાનંદની પ્રાપ્તિ માટે આત્માને અનુસર્યો છું. તો હવે એકાંતમાં આત્મરૂપી ચિંતામણી પામી સુખી થાઉં ને શાંતિ પામું.

જનકરાજા આ પ્રમાણે સંસારની ત્થા મનાદિ વિચિત્ર સ્થિતિનો વિચાર કરતા હતા ત્યાં મધ્યાહ્નના કાર્યો કરવાને માટે દ્વારપાળે આવી વિજ્ઞપ્તિ કરી છતાં તે ઉપર ધ્યાન નહીં આપતાં ફરી તેનાજ ચિંતવનમાં મગ્ન થઈ ગયા.

નિર્મળ અચળ ચૈતન્ય કાંઈ કર્તા નથી તેમ ભોક્તા પણ નથી. ત્યાગ ગ્રહણ (હેય ઉપાદેય) એ તો શરીરનું કર્તવ્ય અને ક્રિયા છે. તેથી કરવા અકરવામાં કાંઈ મને (આત્માને) લાભ હાની નથી માટે પ્રવાહ પ્રાપ્ત પદાર્થો જે કાંઈ છે તે વિષે વિચરૂં ને ત્યાગ ન કરૂં. ગતનું સ્મરણ ન કરૂં તેમ અપ્રાપ્તની વાંછા ન કરૂં. મને કાંઈ કર્મ કરવામાં અર્થ નથી ને નહીં કરવામાં દોષ નથી.

મારે ગ્રહણ ત્યાગ કરવા યોગ્ય કાંઈ નથી તેથી કરવા યોગ્ય પ્રાપ્ત કર્મ છે તે કરૂં. આત્માને તો કાંઈ કર્તવ્ય નથી. નિઃસંગ નિસ્પંદ ચેષ્ટા થાય તે થવા દઉં એમ જાણી મનકામનાથી રહિત વિગત જ્વર સ્થિત થાઉં ને અવિનાશી આત્મામાંજ જોડું. અર્થાત્ તેમ કરવાથી હૃદય વિષે રાગ દ્વેષાદિ મલીનતા ન ઉપજે; તેથી દેહે કરેલા કર્મથી ઇષ્ટ અનિષ્ટ વિષયની પ્રાપ્તિ વિષે સમતા રહી. જો પુરુષ દેહ સાથે મન મેળાવી (અધ્યાસ કરી) કર્મ કરે છે ત્યારે કર્તા ભોક્તાને ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિ વિષે રાગ દ્વેષવાન થાય છે. પણ જ્યારે મનનું મનન ઉપશમ થયું ત્યારે કર્તવ્ય વિષે પણ અકર્તવ્યતાજ છે. જેવો નિશ્ચય અંતર થાય છે તે રૂપ પુરૂષનું થાય છે. જેના હૃદય વિષે અહંકૃતિ નથી અને બાહ્યકર્મ ચેષ્ટા કરે છે તો પણ તેણે કાંઈ કર્યું નથી પણ જેના હૃદયમાં અભિમાન છે તે બાહ્ય અકર્તા ભાસે તો પણ અનેક કર્મ કરે છે તેથી અંતર નિશ્ચય જેવો થાય છે તેવું ફળ પ્રાપ્ત થાય છે. અને જે બાહ્ય કર્તા પણ છે છતાં અંતર કર્તવ્યના અભિમાન રહિત છે તો તે ધૈર્યવાન પુરૂષ અનામય પદને પામે છે.

ત્યારબાદ જનકરાજાએ દેહાભિમાનથી રહિત થઈ (જાગ્રત અવસ્થામાં) સુષુપ્તવત્ નિરાભિમાન રહી પ્રવાહ પ્રાપ્ત ક્રિયાઓ કરી બાદ રાત્રિ વ્યતીત થઈ પ્રભાત સમયે પોતાના ચિત્તને બોધ કરવા માંડયોઃ—

હે ચંચળ ચિત્ત ! પરમાનન્દસ્વરૂપ આત્મા છે તે તને સુખદાયી નથી લાગતો કે આ મિથ્યા સંસાર સુખની ઇચ્છા કરે છે. જ્યારે તારી ઇચ્છા શાંત થઈ જશે ત્યારે તું સાર સુખ આત્મપદ પામીશ. જેમ જેમ તું સંકલ્પ લીલા કરી ઉઠાવે છે. તેમ તેમ સંસારજાળ વિસ્તાર પામે છે. આ દુઃખરૂપ સસાર સાથે તારે શું પ્રયોજન છે ? જેમ જળસિંચન કરવાથી વૃક્ષની શાખા વધે છે તેમ હે શઠચિત્ત ! તારી ખટપટથીજ સંસારવાસના વધતી જાય છે. ફુરણાનું નામજ દુઃખ છે. આ સંસાર મહાચંચળ છે, દેખવામાં સુંદર છે, ક્ષણભંગુર છે ને દુઃખની ખાણ છે. માટે તેની આસ્થા ત્યાગી સારરૂપ આત્મ તત્વનો આશ્રય કર. શુદ્ધ નિર્મળ થઇ જગત વિષે વિચરો. તો દુઃખ સ્પર્શ નહીં કરે. તે અસત્ય છે, તું સત્ય છે. અસત્ય સત્યનો સંબંધ કેવી રીતે બને ? મૃતકને જીવતાનો સંબંધ કદી થયો સાંભળ્યો છે ? જો બધું ચેતનરૂપ કહે તો સદા વિસ્તૃત આત્મામાં હર્ષ વિષાદ કોનો કરે છે ? તેથી સમુદ્રની પેઠે અક્ષોભરૂપ પોતે પોતાનામાં સ્થિતથા. સંસારની ભાવના ત્યાગી માન મોહ મળને ત્યાગી દે. સંસારની ઇચ્છા દુઃખનું કારણ છે તેથી તેને ત્યાગી બળથી પરિપૂર્ણ આત્મપદ વિશે સ્થિત થા. જેમ આકાશ વિષે ધૂળની મલિનતા સ્પર્શ કરી શકતી નથી તેવી રીતે મલિનતારહિત પોતાના સ્વરૂપના અનુસંધાનથી સમ્યક્ જ્ઞાન અનંત પ્રકાશ વિશે મન નિશ્ચયતાને પ્રાપ્ત થાઓ ને મહાપ્રકાશરૂપ ચૈતન્ય આત્મા અનામય હૃદય વિશે પ્રકાશીત થાઓ. જેમ આકાશ વિશે સૂર્ય પ્રકાશે છે તેમ અનંતઆત્મા વિશે સંપૂર્ણ પદાર્થ પ્રતિબિંબીત દેખો એટલે આત્મરૂપ જાણો. ઇંદ્રિયોના ઇષ્ટાનિષ્ટ વિષયોની પ્રાપ્તિ વિશે હર્ષ શોક મટી, સર્વદા સમાન થઈ પ્રકૃત વ્યવહાર કરી જીવનમુક્ત થઇ વિચરો. આવી રીતે તે રાજાએ દૃસ્યના ગ્રહણ ત્યાગને છોડી નિઃશંક થઈ કેવળ વર્તમાનમાં સંતોષ માની કાર્ય કર્મ કરવા લાગ્યો. જ્યાંસુધી મન આત્મપદને પ્રાપ્ત નથી થતું ત્યાં લગી હ્રદય વિશે પોતાના પુરૂષાર્થરૂપી વિચાર ઉપજતો નથી તે પુરૂષાર્થરૂપી વિચારને પોતે પોતાથકી જગાડવાથી સઘળું દુઃખ મટી સર્વસંપદા મળે છે ને હ્રદયની તપ્તતાને નિવૃત્ત કરે છે. હ્રદયનું અજ્ઞાન પણ મટે છે. સંસારરૂપી વૃક્ષનું બીજ બુદ્ધિની મૂઢતા છે તેને આત્મબોધરૂપી ભંડારમાં લગાડો. જેમ વૃક્ષને જળસિંચનથી તથા

જળક્યારામાં રાખવાથી ફુલ ફળ થાય છે તેમ બુદ્ધિ જ્યારે સત્માર્ગની તરફ દોડે છે ત્યારે પરમાનંદ પ્રાપ્ત કરે છે. બુદ્ધિ સંસાર સમુદ્રને તરવાનું જહાજ છે, દૈવીસંપદા જળ છે, તપ તીર્થરૂપ શુભ આચારથી જહાજ વહે છે બુદ્ધિથી સર્વોત્તમપદને તેટલા માટે પમાય છે. જેમ કૃશાન (ખેડુત) પ્રથમ હળઆદિથી પૃથ્વીને સુધારે છે, પછી બી વાવે છે, જળ સીંચે છે ને નાશ કરનાર પદાર્થોથી રક્ષા કરે છે ત્યારે ફળ પ્રાપ્ત થાય છે તેમ આર્જવ, વિવેક વૈરાગ્યાદિ ગુણોથી બુદ્ધિ નિર્મળ થાય છે. બહુશાસ્ત્રના ઉપદેશરૂપી બીજ મળે અને અભ્યાસ વૈરાગ્યના સાધનથી રક્ષા કરીને અંકુરીત કરે ત્યારે અતુલ સર્વોત્તમ બ્રહ્મપદને પામે છે.

શ્રીયુત્ વસિષ્ઠ ઋષિ કહે છેઃ—હે રામજી ! જનકરાજાની પેઠે જ્યાંસુધી પોતાના પુરૂષાર્થરૂપી વિચારથી આત્મદેવ પ્રસન્ન થતા નથી ત્યાં સુધી ઇન્દ્રિયોરૂપી શત્રુઓને જીતવાનો પ્રયત્ન કર્યાજ કરવો ને જ્યારે આત્મદેવ પ્રસન્ન થશે ત્યારે સર્વગત પરમાત્મા ઈશ્વરના ઈશ્વરને પોતેજ સ્વયંપ્રકાશ દેખે છે. ને સર્વ દોષ દૃષ્ટિ ક્ષીણુ થઈ જાય છે ને મોહરૂપી બી ને મુઠી ભરી ભરી અત્યાર સુધી વાવતો હતો તે નાના પ્રકારની આપદારૂપ વર્ષાથી મહા મોહરૂપી બીની વલ્લી થાય છે ને દુઃખ આવે છે તે સર્વ નષ્ટ થઈ જાય છે. જ્યારે પરમાત્મા ( પરબ્રહ્મ )નો સાક્ષાત્કાર થાય છે ત્યારે ભ્રાંતિ દૃષ્ટિ રહેતી નથી તેથી તમો પણુ સદા બોધરૂપ આત્મપદ વિષે સ્થિત થાઓ. નિત્ય આત્મવિચારથી પરમદેવ પોતેજ પ્રસન્ન થાય છે ને તેના સાક્ષાત્કારથી ચંચળરૂપ સંસારને દેખીને જનકરાજાની જેમ હે રામજી ! હસવું આવશે. જેમ સૂર્યમુખી કમળ સૂર્યને દેખીને પ્રસન્ન થાય છે તેમ આત્મ-વિચારથી હૃદય પ્રફુલ્લિત થાય છે ને મનનો મનન ભાવ શાંત થઈ જાય છે. જ્યારે અહંકારરૂપી મેઘ વિચારરૂપી વાયુથી નાશ પામશે ત્યારે ચિત્તાકાશ નિર્મળ થશે અને આત્મસૂર્ય પ્રકાશશે. હેય ઉપાદેય ઇષ્ટ અનિષ્ટ ઈંદ્રિયોના વિષયો વિષે બુદ્ધિ ત્યાગી આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે એ બંને ત્યાગી શેષ આત્મસ્વરૂપ રહે તે વિષે સ્થિત થાઓ. અને અચળ સૌમ્યતા શક્તિ ઉદિત કરો. આ શક્તિ—ભોગોમાં નિરસતા, દેહ અભિમાનથી રહિત નિર્ભયતા, નિત્યતા, સમતા, સર્વ પૂર્ણ આત્મદૃષ્ટિ, જ્ઞાનનિષ્ઠા, સર્વ ઇચ્છા રહિતતા, નિરહંકારતા, પોતાને સદા અકર્તા જાણુવાપણું, ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિ વિષે સમચિત્તતા, નિર્વિકલ્પતા સદા આનંદ સ્વરૂપે સ્થિતિ, ધૈર્યથી સદા એકરસતા, સ્વરૂપથી ઇતરવૃત્તિનું અસ્ફુરણુ, સર્વ જીવો સાથે મૈત્રિભાવ, સત્યબુદ્ધિ, નિશ્ચયાત્મક રૂપતા કરીને તુષ્ટતા, મુદિતા, મૃદુભાષણુ, એવી શક્તિ હેય ઉપાદેયતાથી રહિત પુરૂષને આવી મળે છે. એ ગુણો રહેતાં છતાં પણુ તે પુરૂપના ચિત્તમાં તેની વાસના બંધાતી નથી તેમ તમો પણુ હે રામજી ! અંતરથી સર્વ વાસના ત્યાગો ને બાહ્યથી સર્વ ક્રિયા વિષે રહો. આ સંસારરૂપ વૃક્ષનું બીજ મન છે તેને નિત્ય આત્મવિચારરૂપી મનથી છેદો. જે વીતી ગયેલ છે તેનું સ્મરણુ ન કરો અને ભવિષ્યતની ચિંતા ન કરો કેમકે તે અસત્યરૂપ છે અને વર્તમાનને પણુ તેવુંજ અસત્ય જાણીને આત્મ વિચાર વિષે વિચરો. અંતરથી અસત્યભાવ જાણીને શ્વાસ લેઓ, નિઃશ્વાસ કરો એવી ચેષ્ટાથી ખેદ નહિં થશે. પોતે ચૈતન્યરૂપ અજન્મ મહેશ્વર પુરૂષ છો. પોતાથી ભિન્ન કાંઈ નથી. સર્વ વિષે વ્યાપી રહ્યા છો તો સ્વસ્વરૂપનો નિશ્ચય રાખો. ભુલો નહીં. આવી રીતની સંસાર વિસ્મૃતિ—વાસના ત્યાગ—તેજ મુક્તિ છે. જડ મન ચૈતન્ય આત્માની સત્તાથીજ સર્વ પદાર્થ ગ્રહણ કરે છે તેમાં પોતાની સત્તા કાંઈ નથી. ચૈતન્યના બળથી મન દૃશ્યનો આશ્રય કરે છે ને તેનાથીજ જીવે છે. પોતે મન અસત્યરૂપ છે, પ્રમાદથી ચિંતાથી તપાયમાન થાય છે. આત્મસત્તાને ભુલી કાંઈ કરે છે તે સ્ફુરણુ મનકલના કહેવાય છે. અને એજ કલના શુદ્ધ ચૈતન્યરૂપ પોતાને જાણે ત્યારે આત્મભાવને

પામે છે. પ્રમાદથી રહિત આત્મરૂપ છે. ચિત્તકળા ચૈત્ય સાથે મળે ત્યારે કલના નામ પડયું. ચૈતન્યના સ્વભાવને લીધેજ ચૈતન્યમાં ચલન (ફુરણું) થયાની ખોટી કલ્પના તેજ મન છે. ચૈત્ય સ્વરૂપ વિષે જાગે ત્યારે સનાતન બ્રહ્મ છે. ચૈતન્ય સત્તા દૃશ્યના સન્મુખ થાય ત્યારે મનકલના સ્વરૂપ વિસ્મરણથી સંકલ્પીત થઈ પોતાને પરિચ્છિન્ન જાણે છે ને હેય ઉપાદેય ધર્મવાળી માને છે અપ્રબોધ જડ ભાસે છે તો પણ અસત્ય છે. મનકલના જડ ઉપલબ્ધરૂપિણી છે તે મનરૂપી સર્પનો ફુંફાડો જે છે તેજ જગતરૂપે ભાન થાય છે એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. પરમાર્થસત્તાથી વિકાશમાન થાય છે પણ સ્વતઃસત્તા ચેષ્ટા કરવાની નથી. જેમ ચિત્રમાં આળખેલી રાજાની મૂર્તિ યુદ્ધ કરી શકતી નથી, જેમ મૃગતૃષ્ણાના જળથી કોઇ તૃપ્ત થતું નથી પણ સૂર્યના ધૂપથી (તાપથી) મૃગતૃષ્ણાની નદી ભાસે છે તેમ ચિત્તકલનાના ફુરણાથી જગત ભાસે છે. શરીર વિષે સ્પંદશક્તિ ભાસે છે તે ક્રિયા પ્રાણશક્તિ છે. અને જ્ઞાનરૂપ સંવિત (જ્ઞાનશક્તિ) છે તે આત્મતત્ત્વ છે. જ્યારે આત્માને પ્રાણનું ફુરણું એક સાથે આવ્યા કરે છે ત્યારે પ્રાણ સાથે ચૈતન્ય સંવિત મળે છે ત્યારે તેનું સંકલ્પ વિકલ્પ કર્તાનું નામ જીવ પડે છે; બુદ્ધિ, ચિત્ત, મન પણ નામો તેનાંજ છે અને તે સંજ્ઞાઓ પ્રક્રિયાને વાસ્તે વિદ્વાનોએ કલ્પેલી છે વાસ્તવીક નથી. પરમાર્થથી કાંઈ થયું નથી, ન મન, ન બુદ્ધિ, ન શરીર છે પણ કેવળ અખંડ આત્મમાત્ર પોતે પોતા વિષે સ્થિત છે. બીજું કાંઈ દ્વૈત થયું નથી. સર્વ જગત જે ભાસે છે તે આત્મરૂપ છે. કાળ ક્રિયા સર્વ આત્મરૂપ છે. આકાશથી પણ નિર્મળ છે અસ્તિ નાસ્તિ સર્વ એ રૂપ છે. દ્વૈત ફુરણાથી રહિત છે. આ કારણથી "હૈ" (છે) અને "નાંહી હૈ" (નથી) એવી રીતે સ્થિત છે. અને સર્વ રૂપથી સત્ય છે. આત્મા સર્વ પદાર્થી રહિત છે એ કારણથી અસત્યની પેઠે છે અને અનુભવરૂપ છે તેથી સત્ય છે. આ પ્રાણની ક્રિયાશક્તિનો નિરોધ થાય ત્યારે મન પણ લીન થઈ જાય છે (જુદો મનનો નિરોધ કરવો પડતો નથી) તેને પ્રાણાયામ ( પ્રાણ નિરોધ ) કહે છે. તે એક ઉપાય મનને રોકવાનો છે અને બીજો ઉપાય સત્સંગ અને સત્શાસ્ત્રોદ્વારા બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય છે ત્યારે પણ મન લીન થઈ જાય છે. (જેમકે અંધકાર પ્રકાશને જોવાની પ્રવૃત્તિ કરે તો જોવાના સમયમાં તેનો (અંધકારનો) પોતાનોજ ક્ષય થયા વિના રહેતો નથી; વળી જેમ મીઠાની પુતળી સમુદ્રનો તાગ (અન્ત) લેવા જાય તો પોતે તે રૂપ થઈ જાય છે ( તેમાં લય પામી જાય છે ) ને પાછી ફરીને પાણી કેટલું ઉંડું છે તે કોણ કહેવા આવે ? તેમ મન પણ લીન થઈ જાય છે. હૃદયકોશથી નીકળે છે ને બહાર જાય છે અને બહુરી બહારથી અંતર આવે છે તે પ્રાણવાયુ છે તેનો નિરોધ એટલે સ્થીર કરવો. અને શરીરમાં બેઠાં બેઠાં વાસનાદ્વારા દેશ દેશાંતરમાં ભમે છે તે મન છે તેને વૈરાગ્ય અને યોગાભ્યાસથી વાસના રહિત કરવું. આ બે ઉપાયો કહ્યા. જ્યારે તત્ત્વજ્ઞાન થાય છે ત્યારે મન સ્થિર થાય છે ને પ્રાણ સ્થિત થયે પણ મન સ્થિત થાય છે. ચેતનશક્તિ ( જ્ઞાનશક્તિ ) અને પ્રાણશક્તિ (સ્પંદશક્તિ) વિના મનનું ઉપજવું મિથ્યા છે. એનું નામ મિથ્યાજ્ઞાન છે ચેતનશક્તિ અને સ્પંદશક્તિનો સંબંધજ સંકલ્પ કરી કલ્પિત છે. આત્મસ્વરૂપ સર્વદા શુદ્ધ છે. અખંડ મંડળાકાર ચૈતન્યસત્તા સર્વગત છે તેમાં સંબંધ કેમ અને કોની સાથે સંભવે ? હૃદયરૂપી મરૂસ્થળ છે અને ચેતનરૂપી સૂર્ય છે ત્યા મનરૂપી મૃગતૃષ્ણા છે તેનું જળ ભાસે છે. સમ્યક્જ્ઞાનથી તેનો અભાવ થાય છે. મન જડ હોવાથી નિઃસ્વરૂપ સર્વથા મૃતક છે. તે મુડદાએ સર્વ લોકોને મૃતક (મારેલાછે) કરેલા છે તે હે રામ ! મહાન આશ્ચર્ય છે. સંકલ્પ દૃષ્ટિરૂપી શસ્ત્રથી પુરૂષને વેધે છે. કોઇએ મનનું સ્વરૂપ જોયું નથી છતાં આટલું દુષ્ટ છે. જેમ સ્વપ્ન વિષે હસ્તિ ( હાથી ) દેખીને ભય પામે છે તે, મને અજ્ઞાનીઓને વશ કર્યા છે. જે અવિવેકી પુરૂષ હૃદય વિષે સ્થિત સ્વસ્વરૂપને

દેખી શકતા નથી તે પ્રમાદથી (સ્વરૂપ વિસ્મરણથી) અનેક કષ્ટ પામે છે. અજ્ઞાની જીવ મિથ્યાજ મોહિત થાય છે ને બાળકની જેમ પડછાયામાં વૈતાલ બુદ્ધિ (હાઉ બુદ્ધિ) કરે છે. ને સંસારરૂપી મહાસાગરમાં રાગ દ્વેષાદિરૂપી મહા કલ્લોલો ઉઠે છે તેમાં વહ્યા કરે છે. તે જડ મૂઢપુરૂષોને ઉદાર આત્મફળ નથી મળતું.

જેવી રીતે સ્વપ્નનગર નિકટ છે ચિરકાળ સ્થાયી છે પણ જાગીને જોઈએ તો કંઈ મળતું નથી તેવી રીતે હે રામ! મનનું પણ સમજવું. સર્વનો પ્રતિયોગીકાળ છે. મોટા જીવો નાના જીવોનું ભક્ષણ કરે છે ઝીણી કણ જેવી જુને માખી ખાઈ જાય છે, માખીને કરોળીયો, કરોળીઆને ડાંસ, ડાંસને દેડકો, દેડકાને સર્પ, સર્પને નોળીઓ, નોળીઆને બિલાડો, બિલાડાને કુકકર (કુતરો) કુકકરને બઘાડ (રીંછ), બઘાડને વાઘ, વાઘને સિંહ, સિંહને શરભ મારી નાંખે છે અને શરભ ને મેઘ (વાદળાંની અસહનતાને લીધે પોતેજ ઉછળી શિલા ઉપર પડીને ફાટી પડે છે.) ની ગર્જના નષ્ટ કરે છે, મેઘને વાયુ, વાયુને પર્વત, પર્વતને ઇંદ્રનું વજ્ર અને વજ્રને વિષ્ણુનું સુદર્શન ચક્ર જીતે છે તે વિષ્ણુ મત્સાદિ અવતારો ધરી જન્મ મરણવાન થયા કરે છે. આવી રીતે સંસાર સમુદ્રમાં પ્રાણીઓ ઉત્પન્ન થઇ મરણ પામ્યા કરે છે. તેની ગણત્રી નથી. બોધવાન તે મહાસાગર રૂપી સંસારને વિચારરૂપી નૌકાથી તરે છે. ને સમ્યક્ આત્મજ્ઞાનરૂપી મંત્રથી ચિત્ત વૈતાલ બહાર નીકળી જાય છે. પશુઓ દોરડાથી બંધાય છે અને વિષય લંપટ પુરૂષો મનવડે બંધાય છે. માટે હે રામ! સંકલ્પનોજ ત્યાગ કરો. "આ હું છું અને આ જગત છે" એવી બેપણાની કલ્પના છોડી દઈ "હું નથી આ જગત નથી કેવળ અચળ અખંડ એકરસ પૂર્ણ છું." એમ નિઃસંકલ્પ થવાથી આનંદ ચિદાકાશ હૃદય વિશે આવી પ્રકાશશે. આત્માને જગત વિશે જે વિભાગ કલના આવી ઉદય થઇ છે તે મળ છે આ દ્વૈત ભાવને ત્યાગવાથી શેષ શુદ્ધ ચેતન વિશે સ્થિત થાઓ. આત્મા અને જગતની સંધી (અંતર) તથા દ્દષ્ટા અને દૃસ્યની મધ્યમાં એ બંને સ્થિતિઓમાં જે દર્શન છે અનુભવ સત્તા છે (અનુસ્યૂત જે અનુભવરૂપ સાક્ષી આત્મા) છે તેની સર્વદા ભાવના કર્યા કરો. સ્વાદ અને અસ્વાદ લેવાવાળાનો ત્યાગ કરી તેની મધ્ય જે સ્વાદરૂપ છે તેને વિશે સ્થિત થાઓ; તે આત્મતત્ત્વ છે તેને વિષે તન્મય થાઓ તેજ નિરાલંબ સાક્ષીરૂપ આત્મા છે, તેનોજ કેવળ અનુભવ તમારૂં સ્વરૂપ છે. હું આત્મા નથી જીવ છું એ ભાવ તે ચિત્ત છે તેથી હે ચિત્ત! ચૈત્ય છોડી ચેતનામાં સ્થિત થા. ચૈત્ય એટલે ચિત્તની વૃત્તિઓ, સ્ફુરણ સમજવું. તે ચેતન સ્વરૂપ આત્માજ સત્ય છે. ઈતર કશુ નહીં. એનું નામ ચિત્ત ઉપશમ. આ નિશ્ચય જ્ઞાનથી ચિત્ત શાંત થાય છે. હું પૂર્ણકામ હોવાથી રાગરહિત છું, સર્વવ્યાપક હોવાથી કાંઈ સંપાદન કરવાપણું રહ્યું નથી. એવી સમજણથી હે રામ! તમો તૃષ્ણાથી રહિત શાંત ચિત્ત છો ને દુઃખ રહિત પરમ પદને પામ્યા છો તે પદમાંજ સ્થિતિ કરો.

હે રામ! તૃષ્ણારૂપી વાસના ખડગની ધાર છે તે અસાધ્ય દુઃખ આપે છે ને મહાન પાપોથી તે ઉપજે છે. તૃષ્ણારૂપી યંત્રી જીવોરૂપી ખેલવાની પૂતળીને ભમાવે છે. સંકલ્પ પ્રમાદરૂપ મન નાશ થયે તૃષ્ણા મટે છે તેથી એક અદ્વૈત આત્મભાવના કરો. સ્વરૂપ શલાકારૂપી ભાવનાથી અહંભાવરૂપ અપવિત્રભાવના કપાય છે ને ત્યાં સંસારનો અભાવ છે તે પંચમભૂમિકા છે.

**પ્રશ્ન**-અહંભાવરૂપ સ્તંભ ત્યાગે તો દેહ શી રીતે રહે?

**સમાધાન**-વાસનાત્યાગ બે પ્રકારની છે-ધ્યેયત્યાગ અને નેય (જ્ઞેય) ત્યાગ. ધ્યેયત્યાગને તૃષ્ણા ચિકિત્સા પણ કહે છે. પદાર્થ વિના હું શી રીતે જીવીશ એવા અંતર નિશ્ચયને ત્યાગી

વિચાર કરે છે કે ન હું પદાર્થ છું ને ન પદાર્થ મારા છે એવી ભાવનાથી (આત્મપ્રકાશથી) અંતઃકરણ શીતળ થાય છે ને જે કાંઈ ક્રિયા કરે છે તે લીલામાત્રરૂપે કરે છે. અભિનિવેશ વિનાની બુદ્ધિથી કરે છે. જે સર્વ ક્રિયા વિષે સર્વાત્મા જાણે તેની આંતર સર્વ વાસનાત્યાગ છે તે ધ્યેયત્યાગ છે. બાહ્યેંદ્રિયોથી ચેષ્ટા કરે છે છતાં તે જીવનમુક્ત છે. અને જેણે મન સંયુક્ત દેહવાસના ત્યાગી છે, સર્વ જગત બ્રહ્મરૂપ જાણી તે જાણુવાપણાનો પણ (વાસનાજ્ઞાન કે મૂળાજ્ઞાનનો પણ) ક્ષય જેનો થયો છે તેનો પ્રારબ્ધની સમાપ્તિમાં દેહ છુટે તે નેય (જ્ઞેય) વાસનાત્યાગથી વિદેહ મુક્ત છે. તેણે અંતર સંકલ્પત્યાગ અને બહિર્ચેષ્ટા ત્યાગ કરી છે તે ઉપશમરૂપ છે. પરમતત્ત્વ વિશે તે સ્થિત છે અને પરાત્પર તેને કહે છે. અખંડ સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મમાંજ તે સ્થિત છે. જીવનમુક્તે સંસારના ઇષ્ટાનિષ્ટ પદાર્થોની ઇચ્છા ત્યાગી છે. તે રાગદ્વેષથી રહિત પ્રવર્તે છે (વ્યવહાર કરે છે.) તેને સુખ વિષે હર્ષ નથી દુઃખ વિષે શોક નથી તેની વૃત્તિ પદાર્થો વિશે સુષુપ્તવત્ છે સદા જાગ્રત તેનું ચિત્ત છે, કલના ક્રિયાસંયુક્ત પણ દૃષ્ટ આવે છે પણ અંતરથી આકાશવત્ નિર્મળ નિર્લેપ છે તે જીવનમુક્ત પૂજવા યોગ્ય છે, તેણે નિશ્ચય કરીને અંતરથી સંકલ્પનો ત્યાગ કર્યો છે ને બહારથી લોકસંગ્રહાર્થે સર્વ વ્યવહાર કરે છે તે નિર્દુઃખ અને કલનારૂપ કલંકથી નિષ્કલંક છે અને આકાશવત્ સન્માત્ર સત્ય સ્વરૂપ છે. તેના નિશ્ચયો આવા પ્રકારના હોય છેઃ—

(૧) ઇંદ્રિયો દેહાદિ સર્વ ભાવ પદાર્થોથી હું ન્યારો છું. અતીત છું. વાળના અગ્ર ભાગથી પણ સૂક્ષ્મતર છું. સાક્ષી ભૂત સૂક્ષ્મથી અતિ સૂક્ષ્મ છું.

(૨) જેટલી કાંઇ જગત જાળ છે તે સર્વ પદાર્થોરૂપ હુંજ છું હું આત્મા અવિનાશી છું.

(૩) હું પણ અસત્ય છું અને જગત પણ અસત્ય છે પણ એથી રહિત આકાશની પેઠે સન્માત્ર (અખંડ સત્તારૂપ) છું ફુરણા શક્તિજ દ્વૈતરૂપ અદ્વૈતરૂપ કરીને ભાસે છે. હું તો અદ્વૈત પૂર્ણ સત્તા છું.

'ન હું છું ન આ જગત છે' સર્વ અવિદ્યારૂપ છે એમ ચિંતન કરો કે તેનો ત્યાગ કરો અથવા જ્ઞાન સ્વરૂપ સત્ય અસત્ય સર્વ હુંજ છું એમ ચિંતવન કરો. તેજ જીવ શક્તિનું જીવન રૂપ છું. નિરંતર ઉદ્યોત ઇશ્વિર વિસ્તૃત રૂપ છું. અનુભવ સ્વરૂપ સર્વાનુભવના બીજરૂપ છું. પોતાનું સ્વરૂપ બ્રહ્મ હું ને મારા ભાવથી રહિત છું એમ હે મહા બુદ્ધિમાન રામ! ચિંતવન કરવાથી ને તે નિશ્ચયથી ક્રિયા કરતા છતાં અહંકાર રહિત શાંત થશો. આ જીવન મુક્ત યુક્તાયુક્ત (આયોગ્ય છે, આ અયોગ્ય છે) એવી વિષમ દૃષ્ટિથી ઘેરાયેલા જગતને હાથ વિષે રહેલા બીલ્વ-ફળની પેઠે પ્રગટ (સ્પષ્ટ) જાણે છે; પરંતુ પરમપદ વિશે આરૂઢ થઇને જગતની ગતિને દેખતો રહે છે જીવોને તમ દેખે છે પણ અંતરથી શીતળ છે, સ્વરૂપથી કાંઈ દેખતો નથી. વ્યવહારની દૃષ્ટિથી આ તેનો મહિમા કહ્યો. તે કર્મના ફળને હૃદયમાં ધારતાજ નથી. બાહ્યકાર્યોના કર્તા છતાં હૃદયમાં સર્વારંભોથી વર્જીત-અંતરથી સદાઅકર્તા-થઇ લોકમાં વિચરે છે; ને હૃદયમાં સાર ભૂત આત્માનુંસંધાન રહ્યા કરે છે. બહિર ક્રિયાકૃત્રિમ છે, આત્મા તો અબધ્ધ સર્વવ્યાપકરૂપ છે. તે સર્વાત્માને બંધ કેમ બને? અહંમમ બાંધવો રૂપીકર્મ શુભાશુભાદિ જે જગતજાળ ભાસે છે તેની સાથે આત્માનો સંયોગ કહ્યુ છે નહીં તેથી શોકવાન શા માટે થાય? પૂર્વજન્મના બાંધવો વ્યતીત થયા તેનો શોક થતો નથી તેમ વર્તમાનમાં પણ શોકવાન થતો નથી. સંસારસ્વપ્નમાં કયો ક્રમ સંભવે તેમ કયો પદાર્થ સારરૂપ હોય? સર્વ મિથ્યાજ છે. એવો જો હે રામ! તમને

નિશ્ચય હોય તો તમારો સંસાર ક્ષીણ થવા આવ્યો છે એમ સમજવું. સર્વ શક્ત (શક્તિવાળા) આત્મા વિષે સંસાર ભ્રમ માત્ર શક્તિ છે તેથી આ સંસારમાયા ઉઠી છે. કેવળ એક જ્ઞાનસ્વરૂપ આત્મસત્તાજ છે. જેમ સૂર્ય પ્રકાશે છે તેને ન કોઈનો બંધ છે, ન સ્નેહ છે તેમ સર્વરૂપ સર્વત્ર સર્વદા સર્વના આત્માસ્વરૂપે રહેલો ઇશ્વિર છે તેની સત્તાનો આભાસ સંવેદન સ્ફુર્તી છે તેથી નાના રૂપ જગત ભાસે છે. જ્યાં જ્યાં નાશ કરનારી વાસના ઉઠે ત્યાં ત્યાં એમ વિચારો કે એ પદાર્થ મિથ્યા છે. હું નથી તો પદાર્થ કાંઈ નથી ને સર્વ હું છું તો સર્વ પદાર્થ મારા છે. તેવા જ્ઞાનથી પદાર્થથી ઉદ્વેગ નહીં પામો ને પદાર્થના અભાવથી આતુર પણ નહીં રહો. ચિદાકાશરૂપ સર્વને સત્ય સ્થિત દેખો. જ્યારે દેહ છુટે છે તે મરણ સમયે કાંઈ સંપદા સાથે આવતી નથી તો આપદા કેવી રીતે સાથે આવશે ?

આ વિષયમાં દીર્ઘતપાઋષિના બે પુત્રો પુણ્ય અને પાવન નામના હતા તેમનું આખ્યાન છે તે બંને ભાઈઓના સંવાદરૂપે અને પુણ્યે પિતાના શોકથી પીડાયેલા પાવનને આપેલ બોધરૂપે છે:—

ચિત્તની વૃત્તિ દેહથી વિરકત કરવાની છે તેથી જરા અવસ્થાથી જર્જરી ભૂત થયેલા મહેંદ્ર પર્વતના શિખર ઉપર રહેનારા આ દીર્ઘતપા ઋષિએ આ સંસારની આસક્તિ છોડી દઈને પુર્યષ્ટકની કલના (કલ્પનારૂપી પોતાના દેહને) ત્યાગીને જેમ સર્પ કાંચળી ત્યાગે તેમ કલનાથી રહિત અચેત્ય ચિન્માત્ર સત્તા સ્વરૂપરૂપે દેહ પાત બાદ સ્થિત થયા મતલબ જેમાં કાંઈ કલ્પનાનો આરંભજ નથી એવા કૈવલ્ય બ્રહ્મપદને પામ્યા. તે જોઈને તેમની સ્ત્રી પણ—જેમ ચિદાકાશ વિષે ચંદ્રમા અદૃષ્ટ થવાથી તેની પ્રભા પણ અદૃશ્ય થઈ જાય છે તેમ—આલોકમાંથી અદૃશ્ય થઈને તે ઋષીપત્નિ પોતાના પતિને અનુસરી અર્થાત વિદેહમુકત થઈ. માતાપિતા મરણ આવી રીતે પામતાં જ્યેષ્ટ પુત્ર પુણ્ય તો બોધવાન હતો તે શોકથી રહિત થઇને મરણોત્તરક્રિયા કરવામાં લાગી ગયો. પરંતુ તેનો લઘુ બાંધવ પાવન અર્ધ બોધ હતો તે માતાપિતાના મરણનું બહુ દુઃખ અંતરમાં ધરવા લાગ્યો તેને મોટો ભાઈ પુણ્ય બોધ કરે છે કે તું શા માટે ગાઢ શોક કરે છે ? હે ભાઈ ! માતાપિતા બંને "મોક્ષ" નામની પરમાત્મારૂપી પોતાની પદવીને પામેલા છે, જે સર્વ પ્રાણીઓના અધિષ્ટાનરૂપ અને બ્રહ્મવેત્તાઓના સ્વરૂપ ભૂત છે, તેથી શોક તેનો કરવો યોગ્ય નથી. માતા પિતા તો તારા અનેક જન્મમાં અનેક થઈ ગયા છે તેનો શોક કરતો નથી તેમ મોહથી બંધાઈ અશોચ્યનો શોક કરવો તારે ઉચીત નથી. વૃક્ષના પત્ર, ફુલ, ફળ નષ્ટ થઈ જાય છે અને પાછા નવા આવે છે તેમ અસંખ્ય જન્મોમાં આપણા માબાપોને આપણા જેવા અસંખ્ય નવા પુત્રો પણ થઈ ગયા હશે. આપણે બેજ તેમના પુત્રો છીએ એમ નથી. વાયુથી ધૂળની રજકણો અસંખ્ય ઉડેજ જાય છે. માતા પિતા એ સંજ્ઞાઓ પણ મને કલ્પેલી છે. અમૃત વિશે વિષની ભાવના દૃઢ કરે તો અમૃત પણ વિષરૂપ થાય છે. ભાવનારૂપ ભાસે છે, આ શરીર અસ્થિ, માંસ, લોહિ આદિના સમૂહ પંચતત્ત્વનું છે તે સર્વ શરીરો વિષે ચૈતન્ય તો એકરૂપ છે. પોતાનું કે પરાયું ચૈતન્ય વિષે છે નહીં, રાત્રિ વિશે દીપક સર્વ અર્થ સિદ્ધ કરે છે છતાં અકર્તા છે. દર્પણ વિશે પ્રતિબીંબ આવી પડે છે પણ દર્પણ ભલા બુરા રંગથી રંગાતુ નથી તેમ જ્ઞાનવાન રાગદ્વેષ-રૂપી રંગથી રંજીત થતો નથી ને તેલથી રહિતદીપક નિર્વાણ થઈ જાય છે તેમ પ્રારબ્ધ કર્મ ક્ષીણ થયે તે વિદેહમુક્ત છે. નિર્જળ દેશમાં જેમ પાણીનો છાંટો હોવાનો સંભવ નથી તેમ અદ્વૈત પરબ્રહ્મમાં નાશનો લેશ પણ હોવાનો સંભવ નથી. માટે હે પ્રિયબંધુ ! "આ જતો રહ્યો અને

આ મરી ગયો" એવી ખોટી ભ્રમણા છોડી દે ને સત્ય સ્વરૂપને વિચાર. તારા આ જન્મ શિવાય બીજા ઘણાં ઘણાં જન્મો વ્યતીત થઈ ગયા તેઓમાં પણ તું એનો એ હતો. સ્વરૂપ તો વિકૃતિરહિત શુદ્ધ અવિનાશી છે તેથી સંપૂર્ણ સંભ્રમ છોડી તું સાક્ષીરૂપે વિચર (જાણ) ને શાંતી પકડ. આવી રીતના બોધથી પાવન પ્રબોધયુક્ત થયો ને કાળે કરીને બંને ભાઈ નિર્વાણ પામ્યા. હે રામ! જેમ જૂતી પગમાં પહેરવાથી પૃથ્વી સર્વચર્મોથી વેષ્ટીત થાય છે તેમ તમો પણ ઈચ્છા તૃષ્ણારહિત થઇ પૂર્ણપદને પામો. શરદ્કાળના આકાશ વિષે મેઘની જેમ તૃષ્ણારહિત થઈ નિર્મળ થાઓ. પૂર્ણિમાના શીતળ ચંદ્રમારૂપ ઈચ્છારહિત મન શીતળ છે. વિવેકરૂપી કુહાડા વિના આશારૂપી વૃક્ષ કપાતું નથી. જેની ઈચ્છા ઈષિણા ઉપશમ થઇ તેનું હે રઘુનંદન! ચિત્ત ભાવાભાવથી મુક્ત થયું સમજવું. હવે તમોને બલીરાજાનું ઉત્તમ વૃત્તાંત કહું છું કે જેના શ્રવણથી તમે અખંડ આત્મસ્વરૂપને પામશો. બલીરાજા પ્રત્યે તેના પિતાશ્રી વિરોચને બોધ કરેલ છે તે દાનવ પાતાળમાં રાજ કરતો હતો તેને અવિનાશી સુખ મેળવવાની તીવ્ર જીજ્ઞાસા થવાથી તેનો ઉપાય પોતાના પિતાશ્રી પાસે પુછવાથી નીચે પ્રમાણે બોધ કરેલ છેઃ—

મનરૂપી મંત્રીનો આત્મ ભગવાન રાજા છે ને તેનો દેશ મોક્ષ છે. શબ્દ સ્પર્શરૂપ રસગંધ જે વિષયો છે તેની પ્રતિભા જે રસ છે તેની સર્વદા સર્વ પ્રકારથી આસ્થા ત્યાગવી એટલે સર્વથા સ્પૃહાજ ન રાખવી; નાશવંત ભ્રમ જાણવો એ યુક્તિનો અભ્યાસ કરવાથી મનરૂપી મંત્રી જીતાય છે અને સર્વ ઓરથી વિરક્તતા પ્રગટ થાય છે તેમ આત્મ ધ્યેયનું ધ્યાન નિરંતર કરેથી વિષયો અપ્રતીત થાય છે. પુરૂષાર્થથી દૃઢ સંકલ્પ કરેથી તેવુંજ ભાસે, જ્યાં સુધી મન છે ત્યાં સુધી દૈવ છે ને તેમની નીતિ છે. મન અસ્ત થયે જે રહે છે તે જેમનું તેમ છે. પુરૂષાર્થ છે તે અભ્યાસરૂપી જળનું સિંચન છે તે પુરૂષાર્થરૂપ અભ્યાસથી વિષયો વિષે અરૂચી (વૈરાગ) સ્ફુટ કરે છે. આકાશમાં નીલતા ભાસે છે પણ છે નહીં તેમ સુખ દુઃખ દેવાવાળું મન શિવાય બીજું કાંઈ નથી. આત્મસ્વરૂપ અવલોકનથી પુરૂષને ભોગો વિષે વિરક્તતા થાય છે ને સર્વોત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી ચિત્ત જ્ઞાનના માર્ગમાં વ્યુત્પન્ન ન થયું હોય ત્યાં સુધી દિવસના ચાર ભાગ પાડવા તેમાં બે ભાગ દેહ કાર્યમાં, એક ભાગ શાસ્ત્ર શ્રવણમાં અને બાકીનો એક ભાગ ગુરૂ સેવામાં કાઢવો. જ્યારે વિચાર સંયુક્ત મન થાય ત્યારે વૈરાગ્ય સંયુકત શાસ્ત્ર વિચારમાં બે ભાગ, અને બે ભાગ ધ્યાન અને ગુરૂ પૂજન વિષે કાઢવા જેનું ચિત્ત શુદ્ધ થયું હોય તેજ જ્ઞાન પ્રાપ્તિ ક્રમમાં યોગ્ય થાય છે; કેમકે જે વસ્ત્ર શ્વેત સ્વચ્છ હોય તેનેજ ઉત્તમ પ્રકારનો રંગ લાગે છે. જેમ સમુદ્રથી મેઘ વૃદ્ધિને પામે છે ને મેઘથી સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ વિચારથી ભોગો વિષે તિરસ્કાર છુટે છે અને ભોગોના તિરસ્કારથી વિચાર વૃદ્ધિને પામે છે. વિચારથી સર્વદા સમ આત્મ દ્રષ્ટી અવલોકન કરવી ને તૃષ્ણાનું બંધન ત્યાગવું એ પરસ્પર કારણરૂપ છે ને આત્મ સ્વરૂપ દર્શનથી નિરતિશય આનંદ પ્રાપ્ત થાય છે. સર્વનો સાર વિસ્તૃત ચિદાત્માજ છે. વિચારથી મહા વાક્યોના અર્થનું જ્ઞાન થાય છે અને મહા વાક્યના અર્થનું જ્ઞાન થવાથી સર્વ શ્રુતિઓનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મમાંજ છે એવો નિશ્ચય થાય છે. ચેતનનોજ ચૈત્યકલા સાથે સંબંધ તે બંધન છે અને તેનાથી મુક્ત તે મુકતતા છે. આત્મ તત્ત્વ ચૈતન્ય સ્વરૂપ ચૈત્યકલનાથી રહિત છે એ સર્વ સિદ્ધાંતનો સંગ્રહ છે ત્યાં ધ્યાતા અહંકાર ધ્યાન મનની વૃત્તિ અને જેનું ધ્યાન કરવામાં આવે તે ધ્યેય એ બધી વાસના (ત્રિપુટી) નષ્ટ થઈ જાય છે.

બલિરાજાએ અજ્ઞાનરૂપી મદથી મત્ત બનીને અનર્થરૂપ સંસારને લાંબાકાળ સુધી સેવ્યો તેનો પશ્ચાતાપ થતાં વિવેકનો ઉદય થયો. પોતે ગતકાળની તથા ભૂતકાળના પદાર્થોની તુચ્છ ચિંતા

કરવાથી કાંઈ પ્રયોજન નથી તેથી વર્તમાન કાળનો મોહ મટાડી મનુષ્ય જન્મનું સાફલ્ય કરવાની તીવ્ર ઇચ્છાથી અજ્ઞાનની શાંતિ માટે પોતાના કુળગુરૂ શુક્રાચાર્યનું સ્મરણ કર્યું કેમકે આત્મતૃપ્ત મહાત્માઓની ઉપદેશરૂપી અમૃત વાણી અક્ષય છે કદિ અફળ જતી નથી. શુક્રાચાર્ય પોતે સર્વ વ્યાપક બ્રહ્મરૂપ હોવાથી પોતાનો શિષ્ય પોતાના દર્શનની ઇચ્છા રાખે છે એમ યોગથી જાણી લઈ ત્યાં પધાર્યા અને બલિરાજાના ચિત્તનું સમાધાન કર્યું કે આ સઘળું જગત ચૈતન્યનુંજ દ્રશ્ય છે તેની સિદ્ધિ પણ ચૈતન્યનેજ આધીન છે. એટલા માટે વિષય સુખની પરાકાષ્ટા ચૈતન્ય સુધીજ છે. વિષય સુખ ચૈતન્યમાં કલ્પીત હોવાથી ચૈતન્યમયજ છે. તમે ચૈતન્ય છો, હું ચૈતન્ય છું અને સર્વ લોકો પણ ચૈતન્યજ છે. આ ઉત્તમ સિદ્ધાંત છે તે સિદ્ધાંતના મનન અને નિદિધ્યાસનથી બલિરાજાને બોધ થયો કે એક મનુષ્યના ડાબા હાથમાં રહેલ ધનને તેનો પોતાનોજ જમણો હસ્ત લઈ લે, કે ફરીને પાછું આપે તોપણ તેને કશી હાનિ થતી નથી. હું તો સર્વ કાળમાં પરિચ્છેદ રહિત છું, સર્વરૂપ છું, સર્વનો કરનાર છું, અને સર્વમાં રહેલો છું. જે કાંઈ દ્રશ્ય છે તે હુંજ છું મતલબ મારામાં કાંઈ નવીન થયુંજ નથી. હું એક અખંડ ચૈતન્ય છું માટે સંકલ્પ વિકલ્પોથી સ્વરૂપમાં વધઘટ થતી નથી તે તો નિર્વિકાર કૂટસ્થ છે. હુંજ અજ્ઞાનથી જગતરૂપે ક્ષોભ પામું છું અને હુંજ તત્ત્વબોધથી શાંતિ પામું છું. આવી રીતે વિચાર કરતાં કરતાં તથા ૐકારની અર્ધ માત્રા તુરીય પદનો પોતાના આત્મારૂપે ભાવના કરતાં કરતાં મહા સમર્થ બલિરાજા ધ્યાનસ્થ થઇ ગયા. સર્વ પદાર્થોની વિભૂતીના ઉદય અસ્ત વિષે અમર થયા ને સર્વ હુંજ છું એવો દ્રઢ નિશ્ચય કરી નિર્દ્વંદ્વ થયા. બલિરાજાની આવી ધ્યાન તથા મૌનદ્વારા સમાધિ જોઈ તેના સુહૃદો તો વિસ્મય પામ્યા, તત્ત્વવેત્તાઓ આનંદ પામ્યા ત્યારે તેના સેવકો વિગેરે મૂઢજનો ભય પામ્યા. આ સમાધ્યસ્થ અવસ્થા લાંબો કાળ સુધી રહી, પછી બલિરાજા જાગ્રત થયા ને તે વિશ્રાંતિને વાસ્તે પોતાના મનને ફરિ વિચારથી ગલિત કરવા લાગ્યા. મનને હૃદય કોટર વિષે ધારણ કરવાથી સર્વ જગત અંતર પ્રકાશે છે. હે મન! તું તો આત્મ સ્વરૂપ છે આ સર્વ મિથ્યા કલ્પના છે. તું સર્વનો આદિ પુરૂષોત્તમ છે. તુંજ સાકારરૂપે ભાસે છે. સર્વત્ર પૂર્ણ પણ તુંજ છે. ચૈતન્ય રૂપ છે. તારા વિશે સ્થાવર જંગમ જગત પરોવાયેલું છે. હું તો નિત્ય શુદ્ધ ઉદિત બોધ રૂપ છું. ભ્રાંતિથી રહિત છું. જન્માદિ સર્વ રોગના નાશ નિમિત્ત આત્મ વિચાર કરી બળાત્કારથી સર્વ ભોગ ત્યાગી સર્વ ભોકતા છું. અનિષ્ટને ત્યાગી કેવળ સ્વસ્વરૂપે સ્થિતિ કરૂં. ઇષ્ટાનિષ્ટ ત્યાગથી નિરંતર સત્યતા ઉદય થાય છે તે સત્યતાને હૃદય વિશે ધારી રાખવાથી ફરી જન્મ મરણ રહેતું નથી.

શ્રી વશિષ્ઠ કહે છેઃ—હે રામ! જીવનમુક્ત થયેલા તે બલિરાજા પાછી ઇંદ્રની પદવીને ભોગવવાનું પોતાનું પ્રારબ્ધ હોવાથી અદ્યાપિ સુધી સ્વસ્થપણાથી પાતાળમાં રહ્યા છે અને તેની બુદ્ધિ નિત્ય નિર્વિકલ્પક સમાધિમાં ગલિત થયા કરે છે. હે મહાબુદ્ધિવાન રામ! જે જે પદાર્થ વિષે મન લાગે ત્યાં ત્યાંથી ખસેડી આત્મતત્ત્વ વિષે જોડવા અભ્યાસ કરવાથી ઉન્મત્ત હસ્તિરૂપી મન બંધાઈ જશે ને બલિરાજાની પેઠે જીવનમુકત થઈ વિચરશો તથા સર્વ સિદ્ધાંતના સારને પામશો.

શ્રી વસિષ્ઠમુનિ કહે છે કે હે રામ! હવે બીજા જીવનમુક્ત દૈત્યના રાજા પ્રહ્લાદના જ્ઞાનના ઉદયનો ઉત્તમ પ્રકાર કહું છું તે સાવધાનતાથી શ્રવણ કરોઃ—

પાતાળમાં નારાયણના જેવા પરાક્રમવાળો એક હિરણ્યકશ્યપુ નામનો મોટો દાનવ રાજ્ય કરતો હતો તેને દશ પુત્રો હતા તેઓ પણ તેજસ્વી હતા તેમાં યુવરાજ પ્રહ્લાદ નામનો પુત્ર અત્યંત શોભવા લાગ્યો. તે વિજ્ઞાનવાન હતો. જે વિષ્ણુનારાયણને શરણે જાય છે તે કદી તપાયમાન થતા નથી તે વિષ્ણુ સર્વાત્મા છે. સર્વના પ્રકાશક છે તથા સર્વના કારણ છે. તેજ મારૂં શરણ,

આશ્રય અને ગતિ છે એમ પ્રહ્લાદે વિચાર્યું. જેમ પવન આકાશમાંથી કદી દૂર થતો નથી તેમ "ૐ નમો નારાયણાય" એ મંત્ર સર્વ અર્થની સિદ્ધિ કરનાર છે તેનું નિરંતર ધ્યાન અને જપ કરૂં કે તે મારા હૃદયમાંથી દૂર ખસશે નહીં. જે વિષ્ણુ થઇને વિષ્ણુનું ધ્યાન પૂજન કરે છે તે પરમપદને પામે છે. હુંજ સાક્ષાત્ વિષ્ણુ અજન્મા સર્વગત છું તેવા મારા સ્વરૂપને મારા નમસ્કાર છે. ઉષ્ણ સૂર્યદેવ તથા શીતળ ચંદ્રદેવ મારા નેત્રરૂપ છે. શંખ જે ક્ષીરસાગરવત્ શ્વેત છે તે "પાંચજન્ય" મારા સ્ફુરણરૂપ ધ્વની છે. આ સર્વ આયુધો અને બ્રહ્માંડોને અનાદિકાળથી હું ધરિ રહ્યો છું આવી રીતે પોતાના દેહની ભાવના પ્રહ્લાદે નારાયણરૂપ કરી પછી વિષ્ણુની માનસિક પૂજા કરી જેમ ભુંજેલુ બીજ અંકુરિત થતું નથી તેમ પ્રહ્લાદનો અંતનો જન્મ હતો. પ્રહ્લાદના પિતાના ત્રાસથી સર્વે દેવતાઓ ભયભીત થઇ ગયા હતા. તેમણે વિષ્ણુ પાસે જઇ દૈત્યોના ત્રાસની હકીકત કહી તથા દૈત્ય વિષ્ણુનો ભક્ત થયો તે પોતાને (હિરણ્યકશ્યપુને) સુખકર નથી એમ પણ જણાવ્યું. વિષ્ણુએ તેમનું સાંત્વન કર્યું અને પ્રહલાદના ઉત્તમ સદ્‌ગુણોથી તથા ભક્તિથી તેમને દુ:ખ લેશમાત્ર પણ થવાનું નથી એમ પ્રત્યુત્તર આપી શાંત પાડ્યા બાદ શ્રી ભગવાન વિષ્ણુ જે પોતાના ભક્તોને આનંદ આપનારા છે તેમણે પ્રહ્લાદને સાક્ષાત્દર્શન આપી વરદાન આપ્યું. આત્મ બોધજ મુક્તિદાતા છે. સર્વ લોકમાં વ્યાપકરૂપ દુર્લભતર વસ્તુ ને ભ્રમનાશક બ્રહ્મસ્વરૂપ રૂપપરમ ફળ મુક્તિદાતા છે તેથીજ વિશ્રાંતિ મળે છે. આત્મવિવેકની સમતાથી તેની પ્રાપ્તી થાય છે. તે આત્મવિવેક રૂપીફળ વિષ્ણુ ભગવાનનું સાક્ષાત્દર્શનજ હતું. તે શરણાંગતનું રક્ષણ કરનારા સ્વય પ્રકાશ પ્રભુની પ્રહ્લાદજીએ સ્તુતિ કરી ને હે અંતર્યામિ પ્રભુ! સઘળી દીનતાઓનું નિવારણ કરનારૂં વરદાન આપના ધારવામાં હોય તે આપો એમ માગવાથી શ્રીવિષ્ણુએ કહ્યું:–"હે નિર્દોષ પ્રહ્લાદ! બ્રહ્મના સાક્ષાત્કારરૂપ વિશ્રાંતિ મળવા પર્યંત વિચાર કરવાથીજ અનર્થોની અત્યંત નિવૃત્તિ થઇ જાય છે અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે માટે તેવો વિચાર તમને પ્રાપ્ત થાઓ" એમ કહી હે રામ! વેદના ઉચ્ચાર સમુદ્રના તરંગના ઘુઘવાટની પેઠે ગુર ગુર શબ્દ કરી ઉઠે ને પાછા લીન થઇ જાય તેમ પરમાત્મા અંતર્ ધ્યાન થઇ ગયા. પછી પ્રહ્લાદે પરમાત્માના શબ્દો "તું વિચારવાળોજ થા" સ્મરણમાં લાવી ચિત્તથી વિચાર્યું કે જે આ સંસારરૂપી આડંબરમાં બોલું છું, ચાલું છું, ઉભો રહું છું ને પ્રયત્નથી વિષયોનો ઉપભોગ કરૂં છું તે હું કોણ છું?

આ દેહ તો મિથ્યા છે બોલવાને પણ સમર્થ નથી. પ્રાણ વાયુની પ્રેરણાથીજ થોડાક કાળ સુધી ચાલનારો છે, અલ્પ કાળમાંજ પાછો નષ્ટ થનાર છે અને જડ છે તે હું નથી. શબ્દ આકાશથી ઉપજ્યો છે શુન્ય આકારવાળો (ક્ષણ માત્રમાં ક્ષય પામનાર હોવાથી) છે ને જડ છે તે શ્રોત્ર હું નથી. દૃસ્યના દર્શન વિષે વિલીન વિનાશરૂપ નેત્ર પણ હું નથી. અલ્પ જળ અણું જે જીવ્હાના અગ્ર વિષે રસરૂપ છે તે તથા સ્પર્શ જડ હોવાથી હું નથી ને ગંધ પણ પ્રકાશ વિનાની નાસિકાથીજ કલ્પાય છે ક્ષણમાત્રમાં નાશ થનાર ને જડ છે તે હું નથી. એ સર્વ કેવળ આત્મ સત્તાથીજ ઉપલબ્ધ થાય છે. ઉત્તમ તેજ, દીપક પ્રકાશ કરી, ભાસે છે તેમ ચૈતન્ય અનુભવ કરી, ઇંદ્રિયોની વૃત્તિઓ સ્ફુરણરૂપ થાય છે. જેમ સૂર્યના તાપથી મૃગ તૃષ્ણાની નદી સ્ફુરે છે, ને અગ્નિની ચણગારી સ્ફુરણરૂપ થાય છે; જેમ દીપકમાં શુકલાદિ રંગો ભાસે છે તેમ અહિં દૃશ્ય પદાર્થો વિષે અહંમમ આદિ ભાસે છે. દુધમાં ઘૃત શકિત, જળમાં રસ શકિત, સૂર્યમાં ઉષ્ણતા અને પ્રકાશ શકિત, ઇત્યાદિ સર્વવ્યાપક શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ રૂપ ચિત્તના ઉપચાર સ્ફુરણા રહિત જે અનુભવ સત્તા છે તે હુંજ છું. જેમ સૂર્યનું પ્રતિબિંબ અનિર્વચનીય છે તેમ આત્મામાં રહેલું આ કાર્ય કારણરૂપ જગત પણ અનિર્વચનીય છે, આ ચૈતન્ય જો કે સર્વ પ્રાણીઓને

અદૃશ્ય છે તોપણ જેઓનું ચિત્ત ગલિત થઈ ગયું છે તેવા મહાત્મા પુરૂષોને (આ અતિ નિર્મળ પરમ ચિદાકાશ) દૃશ્ય છે (તેઓ દેખે છે). ઉપર બતાવેલી શક્તિઓ દેશકાલ ક્રિયારૂપ નાના પ્રકારના આકાર વિકાર ત્રિકાળના ઉદર વિષે સ્થિત છે. જેવું છે તેવું પમાય છે તે જ્ઞાનવાનનેજ પ્રત્યક્ષ છે. સર્વના આશ્રય ભૂત અને પૂર્ણ છે. આત્મ તત્ત્વ વિષે ત્રિકાળની સમ પ્રતિમા સ્ફુરી છે. ત્રિકાળના સ્મરણ વિષે દૃશ્ય સહિત ભાસે છે. ત્રણેય કાળમાં અનંત દૃશ્યોના અનુભવરૂપે દેખાતા એ ચૈતન્યમાંથી ત્રણે કાળનાં કલ્પિત દૃશ્યોને દૂર કરી નાંખતાં અખંડ અનુભવરૂપ ચૈતન્ય તત્ત્વજ અવશેષ રહે છે, જે સમતા અને પૂર્ણતા કહેવાય છે. મધુરતા પાન કરનારને મધુરતાજ ભાસે છે અન્ય જીવોને નથી ભાસતી. વર્તમાન દૃશ્યોની ઉપેક્ષા કરે અને ભૂત ભવિષ્ય દૃશ્યોની વાસનાઓરૂપ બંધનથી રહિત થવાથી ચૈતન્યની સમતાજ અવશેષ રહે છે એ અનભય સિદ્ધાન્ત છે. એજ નિષ્કંચન ચૈતન્ય આત્મા બ્રહ્મ છે. અપવાદ દ્રષ્ટિએ એ ચૈતન્ય કોઈ રૂપ નથી અને અધ્યારોપ દ્રષ્ટિએ જોતાં એ ચૈતન્ય સર્વ રૂપ પણ છે. સર્વ દ્રશ્યોનો અત્યંત બાધ થઈ જતાં અખંડ પરમ ચૈતન્ય અવશેષ રહે છે તેજ નિત્ય મુક્ત મોક્ષરૂપ છે. સર્વરૂપ પરમ ઉપશમ વિષે સ્થિત છે ને તે સદા ઉદિતરૂપ છે.

હવે પ્રહલાદનો આત્મલાભ ( સ્વસ્વરૂપ સાક્ષાત્કાર ) ચિંતવન ને સંસ્તવન નિરૂપણ પણ હે રામ! કહું છું તે સાવધાન થઇ શ્રવણ કરો:—

સર્વ દૃશ્યનો અપવાદ થતાં અવશિષ્ટપણાને જણાવનારૂં નામ "ૐ" એ બ્રહ્મનું વાચ્ય છે તે હુંજ છું તે આત્માજ સૂર્યની અંતર રહેલો છે, તેને પ્રકાશ આપે છે અને પોતે પ્રકાશમય છે. તેની સત્તાથીજ ભ્રકુટી દ્વારા ચંદ્રમા અમૃત સ્ત્રવે છે. માનસ સરોવરરૂપી ચિદાકાશમાં આનંદરૂપી પ્રફુલ્લિત કમળો છે. જેમાં ચિત્તતરંગો શાંત થયા છે તે હું આત્મા છું, હંસ છું, સંવિતરૂપી પાંખવાળો છું ને નેત્રની શ્યામતા વિષે જે પુતળીઓરૂપે સ્થિત છે અને ઝરૂખામાં બેસી રૂપને જુએ છે તે સાક્ષીભૂત અંતર આત્મા છું. જે શ્રવણેંદ્રિયની અંતર શબ્દ ગ્રહણ કરે છે તે શબ્દ શક્તિને જાણવાવાળી સત્તા છું જેને વિષે શબ્દ શક્તિનો વિચાર થાય છે તે સત્તા દૂર કેમ થઈ શકે? નાસિકા વિષે જે ગ્રહણશક્તિ છે ને ગંધ સુંઘે છે તેને અનુભવ કરનારી સત્તા અલેપ સત્તા છે. જેમ સત્તા સર્વમાં વ્યાપક છે, કાળ સર્વમાં વ્યાપક છે, અને ચક્રવર્તી રાજાની શક્તિ સર્વ દેશોમાં વ્યાપક હોય છે, તેમ આત્મા સઘળી ઇંદ્રિયોના તથા મનના વ્યાપારોમાં વ્યાપક છે. મન ક્ષોભ પામેથી ઇંદ્રિયોની વૃત્તિયો સ્ફુરણરૂપ થાય છે અને પ્રાણ અપાનશક્તિ જ્યારે ઉલ્લાસને પામે છે ત્યારે દેહરૂપી યંત્ર વહે છે. હું ઉદય અસ્તથી રહિત નિત્ય ઉદિત પ્રકાશરૂપ સર્વની અંદર પ્રકાશી રહ્યો છું, ભોગોને લીલારૂપ દેખું છું, ઇચ્છારહિત ગ્રહણ કરૂં છું ને પૂર્વના અજ્ઞાનના પાપના પ્રભાવને (અવિવેકને) હસું છું. હે પોતાની સત્તાથી સર્વ બ્રહ્માંડને પુરનારા વિષ્ણુ! હે સર્વનું હિત કરનારા! તું સર્વ સ્થળોમાં સર્વદા જોવામાં આવે છે તો હવે તું ક્યાં નાશી શકે તેમ છે? હુંરૂપ તું આજ સુધી મારા કહેવા પ્રમાણે વિષયોના માર્ગમાં ચાલ્યો તેથી લાંબા કાળસુધી દુઃખવાળો થયો ને જન્મોજન્મમાં ઉંચનીચ ગતિઓમાં જવારૂપી ભ્રમો જોવા પડ્યા, આજ સુધી બહિર્દૃષ્ટિને લીધે તારૂં ખરૂં સ્વરૂપ તને પ્રાપ્ત થયું ન હતું તેથી તું જરા પણ પુરૂષાર્થ મેળવી શક્યો ન હતો. માટી, લાકડાં, પથરા ને પાણી એઓથીજ ગોઠવાયેલું આ જગત તારા વિના છેજ નહીં અને તેમ છતાં પણ તારા સ્વરૂપની પ્રાપ્તિ થાય તોજ પુરૂષાર્થ પરિપૂર્ણ થાય તેમ છે. હુંરૂપ તું કે જે સર્વરૂપ પણ છે અને સર્વથી ન્યારો પણ છે તેને હું વારંવાર પ્રણામ કરૂં છું. હે આત્મા! જેમ વડ બીજમાંજ હતો, બીજ-

માંજ છે અને બીજમાંજ રહેશે તેમ તું કે જે પરમાણું કરતાં પણ સૂક્ષ્મતમ છે તેમાંજ આ સઘળું જગત મંડળ હતું, છે અને રહેશે. હે આત્મા! તું અસંખ્ય વિકારોવાળા સંસારનો બાધ કરવાને વાસ્તે અને સ્વરૂપભૂત નિરતિશય આનંદનો આવિર્ભાવ કરવાને વાસ્તે સુખદુઃખોથી તથા તે સુખદુઃખોના સ્મરણથી પણ રહિત થા. જેમ પતિના નેત્રો ન હોય તો સ્ત્રીનાં રૂપ અને લાવણ્ય હોય તો પણ ન હોવાં જેવાં છે તેમ તું ન હોય તો પદાર્થોની શોભા કદાચ હોય તો પણ તે ન હોવા જેવીજ છે. તું કે જે વ્યાપારથી રહિત છે, અંશોથી રહિત છે અને અહંકારથી પણ રહિત છે તેણે જાગ્રતમાં અને સ્વપ્નમાં અમસ્તુ કર્તાપણું સ્વીકારી લીધું છે. અવિવેક દૃષ્ટિથી બ્રહ્માંડ આદિ અતિ વિસ્તીર્ણરૂપે દેખાતા, સઘળા પ્રમાણોના વિષયભૂત દેખાતા, જન્મવાન જણાતા, ખંડીત જણાતા, તથા સંકલ્પવાળા જણાતાં તથા વિવેકદૃષ્ટિથી સઘળા દ્વૈત વિનાના શાંત દેખાતા, કોઈપણ પ્રમાણના વિષયભૂત નહિં દેખાતા, અજન્મા તથા અખંડીતજ જણાતા. તથા સંકલ્પ વિકલ્પ રહિત જણાતા હે આત્મા! તારો જય હો, જય હો. સર્વ શાસ્ત્રોના 'अस्ति' પદ અસત્ સત્‌થી પરસ્વરૂપ પરમાત્મા સદા સર્વદા તમારો જય છે. પ્રહ્લાદ આવા પ્રકાર પરમાનંદ આત્માને પ્રાપ્ત થઇ નિરાનંદ જે પ્રકાશ છે તે પ્રકાશ માત્ર સ્થિત રહ્યો ને સર્વકલના તેની મટી ગઈ ને અવિચળ વિશ્રાંતિ પામ્યો. હું કે જે તુંરૂપ છું અને તું કે જે હુંરૂપ છું તેને પ્રણામ કર્યાં અને જીવનમુક્ત થઈ અવશેષ રહેલા પ્રારબ્ધ ક્ષયની પ્રતીક્ષા કરતો સમાધ્યસ્થ રહ્યો; ત્યારબાદ સર્વના આત્મા વિષ્ણુ ભગવાને દૈત્યોના નગરમાં જઈ શંખનાદ કરી પ્રહ્લાદને સમાધિમાંથી જાગ્રત કરી તેને કલ્પ પુરો થતાં સુધી રાજ્ય કરવાની આજ્ઞા કરી. પ્રાણશક્તિ જે પ્રહ્લાદના બ્રહ્મરંધ્ર વિષે હતી ત્યાંથી ઉઠાડવાથી શરીર વિષે પ્રવેશ કરી ગઈ ત્યારે પ્રાણ (લિંગ શરીર) રૂપ દર્પણ વિષે ચિદ્ સંવિત પ્રતિબિંબિત થઈ ચૈત્યોન્મુખત્વ (દૃશ્યોમાં ઉન્મુખ) થયું ને મન ભાવને પામ્યું. જેમ પ્રાતઃકાળના સૂર્યમુખી કમળ સૂર્યોદયથી ખીલી આવે તેમ નેત્ર પ્રફુલ્લિત થયાં. પ્રાણશક્તિ અને મનથી તેનું અંગ સ્ફુરવા લાગ્યું પછી તેણે શ્રી વિષ્ણુદેવની મૂર્તિનું સાક્ષાત્પૂજન કર્યું ને અંતરથી આત્મસ્વરૂપે ધ્યાન કર્યું ત્યારબાદ તે દેહાભિમાનથી રહિત ગ્રહણ ત્યાગ બુદ્ધિરહિત થઈ ચૈતન્યતત્ત્વ વિષે તદ્રુપ ચિત્ત છે જેનું, એવી રીતે લીલાવત્ તે જીવનમુક્ત પ્રહ્લાદ જગતના કાર્યોને શાંત ચિત્ત થઈ કરવા લાગ્યો અને સર્વ ક્રિયા તથા રાજ્યકારભાર કરતાં છતાં ઇચ્છા રહિત અકર્તૃત્વ અભોક્તૃત્વ રહ્યો. હું "દેહનો છું અને દેહ મારો છે." એવા પ્રકારના ચિત્તના વિભ્રમ ક્ષીણ થઈ ગયા. જેને શાંતિજ અવશેષ રહે છે તે શાંતિ પ્રૌઢપણું પામે ત્યારે વિદ્વાન લોકો તેનેજ મુક્તિ કહે છે. જેની સઘળી વાસનાઓ પરમાત્માના સ્વરૂપ બોધથી શાંત થઇ ગઇ હોય છે તે સ્વરૂપમાંજ રહેલી બુદ્ધિથી જાગ્રતની અને સુષુપ્તીની સંધિમાં રહેલાની પેઠે આ જગતની સ્થિતિ જોયા કરે છે એ ચેષ્ટા અર્ધસુષુપ્તીની પેઠે નિર્વાસનીક છે. જેમ ઇચ્છાથી રહિત દર્પણ પ્રતિબિંબ ગ્રહણ કરે તેમ ભલી બુરી ભાવના તેવા જીવનમુકતને સ્પર્શ કરતી નથી ને સર્વ જગત વિજ્ઞાનરૂપ સત્તાનો આભાસ છે એમ તે જાણે છે. જીવનમુકતની હૃદયની શુદ્ધ વાસના પાવનરૂપ પરમ ઉદાર સત્તામાત્ર નિત્ય આત્મધ્યાનમાં રહે છે. શુદ્ધ આત્માજ પોતાની માયાથી અને જીવોના અદૃષ્ટરૂપ નિમિત્તથી પોતાનામાંજ જગતની સૃષ્ટિ કારણે "વિષ્ણુ" નામનું શરીર ગ્રહણ કરે છે. આ પ્રમાણે છે તેથી આત્માનું અવલોકન કરવાથી વિષ્ણુ (સર્વવ્યાપક સ્વરૂપ)નું દર્શન થાય છે અને વિષ્ણુના આરાધનથી (અભેદ ચિંતનથી) તુરત આત્માનું અવલોકન થાય છે. હે રામ! તમો પણ આ વિચારને દૃઢ રાખી અવિનાશી આત્માના અવલોકનનો અભ્યાસ સતત્ કરો. પ્રહ્લાદને સ્વસ્વરૂપના વિચારરૂપી પુરૂષાર્થથીજ વિશ્રાંતિ મળી

છે તે સંબંધના પંદર શ્લોકો સાથે અર્થો સાથે ગ્રંથમાં પૂર્વ ભાગમાં આપેલા છે ત્યાં જોઈ લેવા.

વસિષ્ઠ ઋષિએ કહ્યું:–હે રામ! અપાર ભ્રાંતિઓને ઉત્પન્ન કરનારી આ 'સંસાર' નામની માયા પોતાના ચિત્તને જીતવાથીજ નિવૃત્ત થાય છે. આ જગતરૂપી માયાના પ્રપંચની વિચિત્રતા સમજાવવા માટે હું એક ઈતિહાસ કહું છું તે સાવધાનતાથી ચિત્ત દઈ સાંભળો. આ પૃથ્વીપર કોસલ નામનો દેશ છે તેમાં એક વિદ્વાન ને બુદ્ધિમાન ગાધિ નામનો કોઈ બ્રાહ્મણ રહતો હતો તે વૈરાગ્યવાન હતો તેથી તપ કરવા મંડયો. અમુક સમયે તેને વિષ્ણુ ભગવાનના દર્શન થયાં ને તપનું ઈષ્ટફળ વરદાનરૂપે માગવા કહેતાં પ્રણામ કરી સંસારની માયા જોવાની ઈચ્છા બતાવી. પરમાત્માએ "તું એ માયાને દેખીશ અને પછી છોડી દઈશ" એટલાં વચન કહી અંતર્ધ્યાન થઈ ગયા. કેટલોક સમય વ્યતીત થઈ ગયા બાદ તે બ્રાહ્મણ સરોવરમાં સ્નાન કરવા ગયો ત્યાં જળની અંદર ડૂબકી મારતાં તેણે બુદ્ધિનો ભ્રમ થઈ જવાથી જળમાં પોતાનું ઘર તથા તેમાં પોતાના શરીરને મુડદું દીઠું ને સંબંધીઓને શોક કરતા દીઠા અને અંતે તે શબને સ્મશાનમાં બાળી દીધું. જળમાંજ રહેલાએ ગાધિ બ્રાહ્મણની બુદ્ધિ આ વિચિત્ર દેખાવોથી પીડીત થઈ ગઈ હતી તે વેળા વળી પોતે 'ભૂતમંડળ' નામના દેશના ગામડા પાસે રહેનાર કોઈ ચાંડાલ હતો તેની સ્ત્રીને પેટે બાળકરૂપે જન્મ આપ્યો તે જોયું. બાદ યુવાન થતાં ચાંડાળીને તે પરણ્યો ને પુત્રો પણ ઉત્પન્ન કર્યા. દરમીયાન કર્મ સંજોગે કુટુંબ નાશ પામતાં પોતે વિપરીત જ્ઞાનથી પોતાને ચાંડાલ માનતો ને 'કટંજ' એ નામથી ઓળખાતો વનમાં ભટકવા લાગ્યો ને દુષ્કાળને લીધે મહા પીડીત થયો પછી 'કીર' નાંમના દેશમાં આવ્યો ત્યાં રાજા મૃત્યુ પામેલો હોવાથી રાજ્યને યોગ્ય પુરૂષની શોધમાં તે રાજ્યનો હાથી ફરતો હતો તેણે આ ચાંડાળગાધિ ને સૂંઢ વડે પ્રેમ પૂર્વક ઉપાડયો ને લોકોએ તથા મંત્રીએ તેને રાજ્ય સિંહાસનપર બેસાડ્યો ને પોતે કીરપુરમાં 'ગવલ' એ નામથી રાજ્ય કરવા લાગ્યો પણ એક દીવશ તેના ગામના ચાંડાલો ત્યાં આવવાથી તેને ચાંડાલ બંધુ તરીકે ઓળખવાથી તે હકીકત કીરપુરની રાણીઓ તથા મંત્રીઓના જાણવામાં આવી. તેથી દૈવને વિપરીત જાણી પોતે નિંદિત જીવન કરતાં મરણ પસંદ કર્યું ને એ પ્રમાણે મનમાં નિશ્ચય કરી પોતાના શરીરને પ્રજ્વલિત અગ્નિમાં આહુતિરૂપ કર્યું. 'ગવલ' નામનો પોતાનો દેહ વૈરાગ્યના બળથી દાહને લીધે વ્યાકુળ થઈ જતાં જળમાં અઘમર્ષણ કરતો ગાધિ બ્રાહ્મણ પોતાના અંગોમાં અગ્નિદાહથી ચલિત થયાનું સ્ફુરણ થતાં તુરત જાગ્રત થયો. મોહથી વિરામ પામ્યો ને સ્વસ્થ થયો, તેના ચિત્તનો ભ્રમરૂપ પડદો તુરત દૂર થઈ જતાં હું તળાવમાં નહાવા સારૂ ઉતરેલો ગાધિ બ્રાહ્મણ છું. આ તર્પણાદિ મારે કરવાનું છે. રાજ્ય કરવાનું નથી એમ ભાન આવ્યું ને જોવા લાગ્યો ને વિસ્મય થયોને ચિંતવનમાં મગ્ન થઈ ગયો. ત્યાં એક અતિથિ આવ્યો ને તેણે ગાધિ બ્રાહ્મણે જે ભ્રાંતિથી જોયું હતું તે સર્વ સાચું બનેલું કહી બતાવ્યું છતાં પોતાની ખાત્રી નહીં થતાં જાતે તે તે દેશમાં જઈ તપાશ કરી પોતાનું કુતૂહલ સમાવ્યું ને જાણી લીધું કે પોતે જે જે જળમાં અનુભવ્યું હતું તે પ્રમાણે ગામોના લોકો પણ કહે છે. પછી પોતાને સ્મરણ થયું કે આ માયા તો ચક્રધારી વિષ્ણુ ભગવાને દેખાડી છે. માટે તપ કરી તે દેવનું આરાધન કરૂં કે આ દુષ્ટ સંભ્રમમાંથી નિવૃત્ત થાઉં અને તેના નિમિત્તને જાણું. ઉગ્ર તપને લીધે ફરી વિષ્ણુ ભગવાને તે તપસ્વી બ્રાહ્મણને દર્શન આપ્યા અને ગાધિ બ્રાહ્મણે તેમને પુછ્યું કે હે દેવાધિદેવ! તમારી માયા સ્વપ્ન ભ્રમની પેઠે જોઈ તેના વિશે કાળની વિષમતા કેવી રીતે થઈ કે જે અહીં તો બે મુહુર્તમાંજ જળમાં ડુબકી મારીને બહાર આવ્યો હતો અને કીરપુર વિગેરે દેશોમાં તો ચિરકાળ ભમતો રહ્યો અને તે જુદા પદાર્થોને જાગ્રત વિષે પ્રત્યક્ષ કેવી રીતે મારાથી જોવાયા?

શ્રીભગવાન ઉવાચઃ—આતો કેવળ તારા ચિત્તના ભ્રમ શિવાય કાંઈ નથી. જેના ચિત્ત વિશે ચૈતન્ય તત્ત્વની અદૃષ્ટત્વ છે તેને આ ચિત્ત ભ્રમ થાય છે. જેટલું કાંઈ પ્રત્યક્ષ જગત દેખાય છે તે પણ તારા મન વિશે સ્થિત છે. બહાર પૃથ્વિ આદિતત્વો કાંઈ નથી. જેમ બીજની અંદર પત્ર પુષ્પ ને ફળ છે તેમ પાંચે તત્ત્વો આકાશાદિ પંચ ભૌતિક વિસ્તાર ચિત્ત વિશે છે, જેમ વટ વૃક્ષનો વિસ્તાર બીજ વિષે દૃષ્ટ નથી આવતો ને જ્યારે બીજ વાવવાથી ઉગે ત્યારે વિસ્તાર દેખાય છે, તેમ ચિત્ત વિજ્ઞાન વિશે લય થાય છે ત્યારે જંગત ભાસતું નથી અને જ્યારે સ્પંદરૂપ થાય છે ત્યારે મહાન વિસ્તૃત જગત ભાસે છે. જેમ એક કુંભાર ઘડા આદિ વાસણો ઉત્પન્ન કરે છે તેમ એકજ ચિત્ત અનેક ભ્રમરૂપ પદાર્થોને ઉત્પન્ન કરે છે અને જેનું ચિત્તવાસનાથી રહિત છે તેનાથી ભ્રમરૂપ પદાર્થ કાંઈ ઉપજતા નથી. તેથી ચિત્ત સ્થિર કર. જેમ ચાંડાલ વિગેરે અવસ્થાનો અનુભવ માયા હતો તેમ તને જે કાંઈ વિદ્યમાન ભાસે છે તે માયાજ છે. જેમ રાજા થયો, ચિતામાં બળી મુઓ ને અતિથિ બ્રાહ્મણનો ઈતિહાસ પાછો સાંભળ્યો ને તેના કહેવાથી ત્યાં જઈ સર્વસ્થાનો જોયા તે સર્વ માયા હતી, તેમ આ સર્વ પસારો પણ માયાજ છે. જેમ

(૧) સ્વપ્નમાં નાના પ્રકારના પદાર્થો ભાસે છે.

(૨) મદિરા પીધેલાને સર્વ પદાર્થ ભ્રમતા ભાસે છે.

(૩) જેમ નૌકા ઉપર બેઠેલાને કાંઠાના વૃક્ષ ચાલતા ભાસે છે તેવી રીતે આ જગત પણ ભ્રમતું ભાસે છે.

જેમ વૃક્ષના પત્ર, પુલ, ફળ, ટાસ (ડાળી) કાપવાથી વૃક્ષ નાશ પામતું નથી પણ મૂળથી કાપીએ તોજ નાશ પામે છે, તેમ આ જગત ભ્રમનું મૂળ ચિત્તજ નાશ પામશે તો સંપૂર્ણ ભ્રમ નિવૃત્ત થઈ જશે. તે ચિત્તના નાશનો ઉપાય એ છે કે જે ચિત્તની ચૈત્યતા દ્રશ્ય તરફ દોડે છે તેજ જગતનું બીજક છે. જ્યારે તેજ ચૈત્યતા દ્રશ્ય તરફના ફુરણાથી રહિત થાય ત્યારેજ જગત ભ્રમ પણ મટે છે અને જગત તરફનું સ્ફુરણ કયારે મટે કે જગતને પૂર્ણ રીતે માયા માત્ર જાણે એટલે કોઇપણ પદાર્થ સત્ય નથી એમ દૃઢ નિશ્ચયથી જાણે. તું પણ તેવી રીતે માયા માત્ર જાણી બ્રહ્મકર્મ વિષે સ્થિત થા.

ગાધિ બ્રાહ્મણે શંકા કરી કેઃ—આ તો પ્રત્યક્ષ ભાસે છે. જો ભ્રમ હતતો પ્રત્યક્ષ અનુભવ ન થાત. મેં તો એ સ્થાનો વિગેરે પ્રત્યક્ષ દેખ્યાં છે ને ભોગવ્યાં છે ને થોડા કાળમાં લાંબા કાળની વિષમતા ભાસે છે. મારી આંખનો અનુભવ ખોટો કેમ મનાય ? તો મારી આ શંકા (ભ્રાંતિ) કૃપા કરી દૂર કરો.

શ્રી વિષ્ણુ ઉવાચઃ—આ જે કાંઈ તને કાંઇ ભાસે છે અને જે પ્રકારથી તને ભાસે છે તે શંબરાસુરે ઉત્પન્ન કરેલ ઇંદ્રિ જાળોની પેઠે સર્વ માયા માત્ર છે. જે પ્રકારથી તને આ પ્રત્યક્ષ અનુભવ થયો છે તે સાંભળ. 'કટંજ' જે ચાંડાળ હતો તે બીજો હતો અને તેની અવસ્થા તેં જોઈ તેવીજ હતી તેનોજ પ્રતિભાસ તારા ચિત્ત વિષે આવી સ્ફુરેલો છે. એ કારણથી તને ભ્રમ થયો કે એ અવસ્થા મેં અનુભવી છે. અકસ્માત એમ પણ બને છે કે જે એકનો પ્રતિભાસ તે બીજાને ફુરી આવે છે કોઈ ઠેકાણે વિપરીત પણ પ્રતિભાસ લાગે છે, ને કોઇ ઠેકાણે એક સરખો પણ હોય છે. જેમ તેં પોતે ખોટો ચાંડાળપણા આદિ ભ્રમ સાચા જેવો દીઠો, તેમ ભૂત મંડળના અને કીર દેશના લોકોએ પણ તે ભ્રમ સાચા જેવો દીઠો. જેમ એકને દોરડી વિષે સર્પ ભાસે છે તેમ બીજાને પણ દોરડી વિષે સર્પ ભાસે છે. સંકલ્પોની સમાનતા થવાને લીધે

કાળ આદિની સમાનતા થવી પણુ સંભવે છે. કાળ જે છે તેનું રૂપ આકાર કાંઇ નથી અને કાળ પણુ તને એક પદાર્થની માફ્ક સ્ફુરી આવ્યો છે, વળી પણુ સાંભળઃ–ભૂતમંડળ દેશમાં પૂર્વે એક 'કટંજ' નામનો ચાંડાળ હતો તે તારા જોવામાં આવેલા જેવાજ સઘળા પ્રકારથી યુક્ત હતો. એ ચાંડાળ તેં જોયેલી રીતિ પ્રમાણેજ કુટુંબથી રહિત થઇને કીર દેશ ભટકતો ભટકતો ગયો હતો અને ત્યાંનો રાજા થયો હતો અને તેના ગામના ચાંડાળો ત્યાં આવી ચડવાથી તેને ઓળખ્યો હતો પછી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. તું જળની અંદર ડુબ્યો હતો ત્યારે તારા ચિત્તમાં જે એ કટંજ રૂપે રહેલાનો ભ્રાંતિરૂપ પ્રતિભાસ થયો હતો તે કેવળ મારા સંકલ્પને લીધેજ થયો હતો. સર્વ જગત પણ મારી માયા કરી રચેલ છે. ચિત્ત જેમ કોઈ સમયે દેખેલાને અનુભવેલા પદાર્થોને બીલકુલ ભુલી જાય છે તેમ કોઈ સમયે નહિં દેખેલા પદાર્થની ભ્રાંતિને પણ પ્રાપ્ત થાય છે. માયામાં હું તને શું સત્ય કહું અને શું અસત્ય કહું. બધું સંભવે છે. મન જેમ સ્વપ્ન સંબંધી, મનોરાજ્ય અને સન્નિપાત સંબંધી સ્થિતિઓમાં અનેક પ્રકારની સંભ્રમોને દેખે છે તેમ જાગ્રતમાં અનેક પ્રકારના સંભ્રમો દેખે છે. હે ગાધિ ! જેમ ત્રિકાળદર્શી યોગીને ભવિષ્ય કાળના અને ભૂતકાળના પદાર્થો વર્તમાનની પેઠે ભાસે છે, તેમ તને ભૂતકાળનું કટંજનું વૃતાંત વર્તમાન કાળમાં ભ્રાંતિથી પ્રતીત થયેલ છે. "કટંજ કે જે હું નહિં હતો અને તેનાં સ્ત્રી પુત્ર અને ઘર આદિ જે મારાં નહિં હતાં તેઓમાં હુંજ કટંજ છું અને સ્ત્રી આદિ મારાંજ છે એટલી બધી ભ્રાંતિ કેમ થઇ ગઇ ?" એવી શંકા રાખવી નહિ. કેમકે આત્મજ્ઞાન રહિત લોકોને પોતારૂપ નહિં એવા દેહમાં "હું દેહ છું" એવી અને પોતાનાં નથી એવાં સ્ત્રી પુત્ર ઘર આદિમાં "મારાં છે" એવી જે મહા પ્રબળ અનેક જન્મોથી મિથ્યા ભ્રાંતિઓ થઇ છે તેઓની આગળ અલ્પકાળની આ તારી ભ્રાંતિ કોણુ માત્ર છે ? જે આત્મવેત્તા પુરૂષ હોય છે તેજ "આ દેહ હું છું અને આ સ્ત્રીપુત્રાદિ મારાં છે" એવી ભ્રાંતિમાં ડુબતો નથી. "સર્વ જગત હું છું" એવો અહંકાર તેને થાય છે પણુ તે શુદ્ધ અહંકાર તેને બાધ કરતો નથી કારણકે તે વિદ્વાન પદાર્થોના ભિન્ન ભિન્ન પણા રૂપ અનર્થની ભાવનાને સ્વીકારતો નથી. તેથી જેમ તુંબડું પાણીમાં ડુબતું નથી તેમ તે જ્ઞાનવાન અહં, ત્વં આદિ શબ્દજાળ વિષે તેમજ સુખ દુઃખોના વિલાસોવાળા ભ્રમોના પ્રકારોમાં ડુબતો નથી. સર્વ શબ્દો ચિત્ત વિષે વર્તે છે એમ તે જાણે છે. આ ભ્રમનો અંત લેવાનો નથી તે ચિત્તના સ્ફુરણુથી થાય છે એમ જાણુ અને ચિત્ત આત્મપદ વિષે સ્થિત થાય તોજ જગત ભ્રમ નિવૃત્ત થઈ જાય. અને જેમ જાગ્રતના બે મુહુર્ત વિષે સ્વપ્નના અનંતકાળનો અનુભવ થાય છે (અનેક વર્ષોના સ્વપ્ના દેખે છે) તેવી રીતે આ પણુ કાળની વિષમતા થયેલી જાણુ. હે સાધો ! રોગીને થોડો કાળ પણુ બહુત થઇ ભાસે છે ને ભોગીને લાંબો કાળ પણુ અલ્પ હોય એમ ભાસે છે. માટે તને સહસા ચિત્તનો ભ્રમ થયેલો છે તે તરફ નહીં જો પણુ ચિત્તનો નિરોધ કરી સ્થિત થા. અને પોતાના બ્રાહ્મણુકર્મમાં પ્રવૃત થા એમ કહી શ્રી વિષ્ણુ ભગવાન અંતર્હિત થઈ ગયા. ગાધિ બ્રાહ્મણે પછી તપ આદર્યું ને પોતાને પૂર્વે પ્રતીત થયેલી પ્રારબ્ધના ફળરૂપી અયોગ્ય ચાંડાળપણા આદિ વિચિત્ર ચેષ્ટાને ધીરે ધીરે ધિક્કારવા લાગ્યો ને પોતાની બ્રહ્મરૂપ સત્તાને પ્રાપ્ત થઈ, ભય તથા શોકથી તથા રાગદ્વેષાદિ વિકારોથી તથા ગ્રહણુ ત્યાગ આદિથી રહિત થઈ સ્વસ્વરૂપા નંદથી પૂર્ણ થયેલા ચિત્તવાળો થઈ અપરિચ્છિન્ન બ્રહ્મમાં વિશ્રાંતિ પામ્યો.

* * * *

વશિષ્ઠ મુનિએ કહ્યુંઃ–હે રઘુનંદન ! આ રીતે પરમાત્મામાં રહેલી આ માયા અત્યંત વિસ્તીર્ણ છે. દુર્ઘટ છે અને મહા મોહમયી છે. બે મુહૂર્તના સ્વપ્ન જેવા સંભ્રમથી દેખાવાપણું

ક્યાં અને અનેક વર્ષો સુધી ચાંડાળપણામાં રહીને ભોગવાયેલા રાજ્યનો ભ્રમ ક્યાં ? આમ છે તેથી આ વિષમ માયા અસાવધાન મનવાળા પુરૂષને અમાપ સંકટમાં જોડી દે છે. શ્રીરામચંદ્રજીએ તે ઉપરથી આ માયા રૂપીચક્ર કે જે મોટા વેગથી ચાલ્યા કરે છે તેને રોકવાનો ઉપાય પુછ્યો.

શ્રીવશિષ્ઠ ઉવાચઃ–જે આ ચિત્ત છે તેને આ માયામય સંસાર ચક્રનું નાભિ સ્થાન (મધ્ય ભાગ) રૂપ સમજો. પુરૂષ પ્રયત્નથી જ્યારે આ ચિત્તરૂપી નાભિ વશ થાય (રોકી લેવામાં આવે) ત્યારે આ સંસાર ચક્રનો વેગ પણ રોકાય છે ને ભ્રમણ કરતું અટકી જાય છે. તેના નિરોધ શિવાય અનેક યોનિ ભોગવવી પડે છે. તેમાં તપ, તીર્થ તથા દાનાદિ ક્રિયાઓ કામ નથી આવતી. જેમ ઘડાનું આકાશ ઘડાની અંદરજ રહે છે તેમ સંસાર ચિત્તની અંદરજ રહે છે. ને ચિત્તનો નાશ થયેથી સંસૃતિ રહેતી નથી. જો આત્મતત્ત્વને ચિત્તથી જુદું જાણી તેની ભાવના કરવામાં આવે તો સંસારની ઈચ્છા કર્મ અને વાસનાના મૂળો મૂળાજ્ઞાનની સાથે બળી જાય છે. ચિત્ત સંબંધથી રહિત થયેલું જે આત્મ તત્ત્વ તેજ પ્રત્યક્ ચેતન કહેવાય છે તેમાં કલ્પનારૂપ મળ પ્રવેશ કરવાનો ભયજ નથી. સત્સંગ અને સત્શાસ્ત્રોનો (બ્રહ્મ વિદ્યાનો) વિચાર એ બે ઉપાયજ જગતના પદાર્થોના મિથ્યાપણાની સમજણ માટે તથા ચિત્ત નિરોધના છે તેનો નિરંતર અભ્યાસ કરવો જોઈએ. ચિત્તને બળાત્કારથી અવિવેક તરફ જતું અટકાવીને આ બે ઉપાયોમાં દૃઢ નિશ્ચયથી જોડી દેવું જોઈએ. આત્માજ આત્માના અવલોકનમાં મુખ્ય કારણરૂપ છે ને સંસારને મૃગ તૃષ્ણાનું જળ તથા સ્વપ્નવત્ જાણી તેનાથી વૈરાગ્ય કરો. બોલવું, ચાલવું, દાન આપવું, પદાર્થોને ગ્રહણ કરવા એ સર્વ વ્યવહાર બહારથી કરવો, પણ અપરિચ્છિન્ન સ્વરૂપના અનુસંધાનમાંજ મનને તત્પર રાખવું. કેમકે સર્વના સાક્ષી અનુભવ સત્તા અખંડ ચૈતન્યનીજ છે. જે કાંઈ છે તે સઘળું હુંજ છું સ્વરૂપથી ભિન્ન નથી એમ 'વિચારી કેવળ સત્તારૂપે રહો. તમે કેવળ જ્ઞાન સ્વરૂપેજ રહી તે સ્વરૂપનુંજ આસ્વાદન કર્યા કરશો તો ચિત્તના સંયોગથી ચૈતન્યનું નામ 'જીવ' પડયું છે તે (ઘડો ફુટી જવાથી મહાકાશજ કેવળ રહે છે તેમ) જીવ ચિત્તનો નાશ થવાથી ચિદાકાશજ કેવળ રહેશે. જ્યાં માંસનો લોચો મસાણમાં હોય છે ત્યાં ગીધઆદિ સર્વ પક્ષીઓ આવી મળે છે તેમ ચિત્તરૂપી મસાણમાં રાગદ્વેષાદિ પક્ષીઓ આવી મળે છે. માટે વિવેકી પુરૂષે પ્રાપ્ત થયેલા વિષયોના ભોગોના દોષદર્શનરૂપ વૈરાગ્યને તિરસ્કારથી અને નહિં પ્રાપ્ત થયેલા વિષયોની તૃષ્ણાઓના ત્યાગથી મનને ધીરેધીરે, કાળે કરીને જીર્ણ થઈ ગયેલા પાંદડાનાં જેવું દુર્બળ કરી નાંખવું. ચિત્ત નષ્ટ થયું તેનું નામજ શાંતિ, શિવતા, સર્વજ્ઞાતા, આત્મા, તૃપ્તતા છે. તેથી સાક્ષી સ્વરૂપ (જાગ્રતના દૃષ્ટા) તરફ ચિત્ત વૃત્તિ રાખી સત્સંગ અને સત્શાસ્ત્રના નિર્ણીત અર્થના સેવનરૂપ અભ્યાસ કરવાથી આત્મ સાક્ષાત્કાર થશે. વિષનો વિષભાવ છુટી અમૃત સમાન થશે એટલે વિષકે અમૃત થઈને ચિત્તને આકર્ષશે નહિં. વર્તમાનકાળ પણ ભવિષ્યત કાળની પેઠેમ થઈ જશે. જેમ ભવિષ્યકાળના રાગદ્વેષાદિ સ્પર્શ કરતા નથી તેવી રીતે વર્તમાનકાળના રાગદ્વેષાદિ પણ સ્પર્શ કરશે નહિં. હે રામજી ! ચિત્તરૂપી સર્પ–દુષ્ટ આશાઓરૂપી દુધ પીવાને મળવાથી, વાસનારૂપી દુર્ગંધને ભોગરૂપી વાયુના બળથી, શરીર વિષે દૃઢ આસ્થારૂપી માટીના સ્થાન તથા વિષયોરૂપી ઉંદરોનો ચારો મળવાથી પુષ્ટાને પામે છે ત્યારે મોહરૂપી વિષથી મારે છે પણ તેનો ઉપાય એ છે કે વિચારરૂપી ગરૂડ મંત્રના જપથી વિષ ઉતરી જાય છે ને ત્યારે સ્થીર થાય છે. ચિત્તરૂપી વૃક્ષ–ઝેરથી ભરેલું છે. દેહરૂપી ભુમી ઉપર લાગેલું છે. અજ્ઞાનરૂપી મૂળવાળું છે દુર્વાસના ને આશાઓ રૂપી શાખાઓવાળું, સંકલ્પ વિકલ્પરૂપી (કલ્પનાઓરૂપી) પાંદડાઓવાળું વિષય ભોગોરૂપી પુષ્પવાળું છે. સુખ દુઃખરૂપી સ્કંધવાળું, આધિવ્યાધિરૂપી ચિંતાના સમુહરૂપી તથા મૃત્યુરૂપી ફળવાળું; તે

અહંકારરૂપી કર્મ તેના જળથી સિંચન કરવાથી તે વૃદ્ધીને પામે છે. તે સ્વરૂપ ભાવનારૂપી વિચાર અને સંસારની અભાવનારૂપી વૈરાગ્ય એ બે કુહાડાના ઘાથી છેદાઈ નાશ પામે છે. (શાંત થાય છે.) ચિત્તની ગ્રંથી અનાત્મ વિષે આત્મ અભિમાનને પુત્રદારાદિ વિષે મમત્વ છે તેથી ચિત્ત મોટું થઈ અહંકારરૂપી વિકારથી મમતારૂપી ક્રીડાથી અને આ 'મારૂં' એવી ભાવનાથી તે ચિત્તગ્રંથી બંધાય છે. (કઠણુ થાય છે.) હે રામ ! ચિત્તરૂપી ઉગ્રહાથી–શરીરરૂપી તળાવમાં સ્થીત થઈ શુભ વાસનારૂપી જળને મલીન કરી નાંખે છે. ધર્મ સંતોષ વરાગ્યરૂપી કમળને તોડી નાંખે છે તેમાં ભોગોની તૃષ્ણારૂપી સુંઢ સાધનભૂત છે. વિકારોરૂપી લાંબા દાંત છે, સુખદુ:ખરૂપી તેને ગંડસ્થળ છે. તેને આત્મવિચાર રૂપી નખોની અણીઓની અત્યંત તીક્ષ્ણ પંક્તિથી ચીરી નાંખો. ચિત્તરૂપી કાગડો - દેહરૂપી અપવિત્ર માળા વિષે બેસીને અપવિત્ર પદાર્થોરૂપી ભોગો અને રસનું ભોજન કરે છે સર્વદા કા કા રૂપી શબ્દ (કઠોર) કાઢી મૌન રહેતો નથી. દુર્વાસના તેનું અને તેની લાંબી કઠોર ચાંચનું કૃષ્ણરૂપ છે. કાકની એક નેત્રની જેમ સ્વાર્થી ચિત્ત એક વિષયો તરફજ દોડે છે. આવા અમંગળ કાકને વિચારરૂપી ધનુષ્યથી તેના માળામાંથી કાઢી મુકો. આ ચિત્તરૂપી ઇલિ પક્ષી ( સમળા ) ભોગોરૂપી માંસની લાલચથી ચારે બાજુ ઝડપો માર્યા કરે છે. તૃષ્ણારૂપી અને અભિમાનરૂપી ગ્રીવા ઉંચીને ઉંચી રાખે છે તે આત્મવિભૂતિનો નાશ કરે છે, તેને આત્મજ્ઞાનરૂપી ગોફણથી આ દેહરૂપી ઝાડ ઉપરથી ઝટ ઉડાડી મેલો. ચિત્તરૂપી પિશાચ–અજ્ઞાનરૂપી મોટા વડોમાં રહે છે સંસારરૂપી વગડામાં જડશરીરોમાં ભમ્યા કરે છે ને તૃષ્ણારૂપી પિશાચણી જેને સેવ્યા કરે છે તેથી અનાત્મનું અભિમાન કરે છે તેને વિવેક વૈરાગ્યરૂપી મંત્રોથી કાઢી સ્વભાવસત્તાને પામો. હે રામ ! ચિત્તરૂપી વાંદરો–મહા ચપળ, સદા ચંચળ છે કદી સ્થીર બેસતો નથી. આ દેહરૂપી વૃક્ષની ઈંદ્રિયોરૂપી ડાળોને લગાર પણ ઠેરવા દેતો નથી. ફળોની લાલચ રાખ્યા કરે છે તેને આત્મવિચારથી સ્થીર કરો. હે રામજી ! આ ચિત્તરૂપી પાશ (દોરી) છે કે જે કર્તા કર્મ ત્થા પુણ્ય પાપરૂપી ગાંઠો દેવાઇને દૃઢ થયેલ છે તે સર્વ દેહધારીને અનેક જન્મોથી બાંધે છે. જેમાં એક સૂત્રમાં અનેક મણકારૂપી શરીરો પરોવાયલા છે તે જેવરીને (દોરીને) અસંગ શસ્ત્રથી કાપી નાંખી (સંકલ્પો ત્યાગી), નિર્ભય થઈ વિચરો. આ ચિત્ત શસ્ત્રોથી કપાતું નથી, અગ્નિથી દાહ થતું નથી–સત્સંગ અને સત્શાસ્ત્ર વિચારને અભ્યાસથીજ તેનો નાશ થાય છે. બીજો કોઈ ઉપાય તેના નાશ માટે નથી. હે રામચંદ્રજી ! જેમ બ્રહ્માસ્ત્રથી બ્રહ્માસ્ત્ર છેદાય છે તેમ અંતરમુખ મનથી બહિરમુખ થયેલ મનને છેદો (પાછું વાળો) ને સ્થીત કરો. ચિત્તરૂપી વાનર સ્થિત થયો કે શરીરરૂપી વૃક્ષ ક્ષોભરહિત થશે તેથી શુદ્ધ નિર્મળ મનવડે સ્થૂળ સૂક્ષ્મને કારણુ દેહપર્યંત સકળ દૃશ્યને ત્યાજ્યજ ગણો. શુદ્ધ બોધથી મન જીતાશે એટલે આ જગત તૃણથી પણ તુચ્છ (હલકું) છે તેને પાર પામશો.

× × × ×

શ્રી વશિષ્ઠ ઋષિ ઉવાચ:—હે નીતિજ્ઞ રામચંદ્રજી ! જે આ આત્માના પરિચયવાળી બુદ્ધિવાળી નવી ડાંખળી તમારા શરીરરૂપી લતામાં ઘણે કાળે ઉગી નીકળી છે તેને વિવેક વિચાર રૂપી અમૃતના સિંચનથી વૃદ્ધિ પમાડજો. અને જેમ મોર મેઘના શબ્દની ભાવના કરવાથી સુખ પામે છે તેમ મારાં વાક્યની અર્થનીજ ભાવના કરવાથી સુખ પામશો. તમો ઉદ્દાલક નામના મુનિની પેઠે સઘળા પ્રપંચને ઉત્પન્ન કરનારાં પૃથ્વી આદિ પાંચે ભૂતોને વિંધી નાંખીને અત્યંત ધીર બુદ્ધિથી અંતર વિચાર કરો. તે ઉદ્દાલક મુનિનું વૃતાંત સાંભળો.

ગંધમાદન નામના મોગ્ર પર્વતમાં તળાવોવાળી એક જગ્યા છે તે જગ્યામાં પૂર્વે મહાન તપસ્વી આ ઉદ્દાલક મુનિ રહેતા હતા તે પહેલાં અલ્પ બુદ્ધિવાળા ને વાસનાઓથી ભરેલા હતા

પણ શાસ્ત્રમાં કહેલા નિયમો તથા સદાચરણ પાળવાથી તથા તપના પ્રભાવથી તેમને નવો વિવેક પ્રાપ્ત થયો. તે સંસારરૂપી રોગથી ભય પામેલા અને એકાંતવાસી શુભ ચિત્તવાળા મુનિને કોઈ સમયે વિચાર થયો કે મુખ્યત્વે કરીને કયો પદાર્થ પામવા જેવો છે કે જેથી ચિરસ્થાયી વિશ્રાંતિ મળે અને શોકથી રહિત થવાય ને ફરી જન્મ લેવો ન પડે. જેમ ઘોંઘાટ કરનારા ચપળ મોજાંઓ સમુદ્રની અંદર શાંત થઈ જાય છે તેમ ભોગોની તૃષ્ણાઓ મારી અંદર કયારે શાંત થઈ જશે ? આ કામને પુરૂં કરીને પછી આ બીજું કામ કરવું છે એવી એવી જાતની કલ્પનાઓને હું ઉત્તમ પદમાં વિશ્રાંત થયેલી બુદ્ધિવડે ક્યારે હસી કાઢીશ ? જગતના પ્રાણીઓ જે ગડબડ ભરેલી ખોટી ખોટી ક્રિયાઓ કરે છે તે ક્રિયાઓને હું જેમ છોકરાંઓની રમતને હસી કાઢે તેમ કયારે હસી કાઢીશ ? હીંડોળાની પેઠે ઝુલ્યા કરતું મારૂં મન કયારે શાંત થશે ? તેમ જગતરૂપી જાળ મારા ચિત્તમાં આભાસ માત્રથી રહેતાં છતાં પણ ચિત્તને વળગે નહીં એવો સમય કયારે આવશે ? ને બ્રહ્મ જેવો પૂર્ણ બુદ્ધિવાળો થઇને ઉદય પામેલા સ્વરૂપના પ્રકાશના સ્ફુરણથી જગતની સ્થિતિઓની હાંસી કરતો કરતો હું પોતામાંજ કયારે સંતોષ માનીશ ? આવા પ્રકારના ચિંતાના વમળમાં તે મુનિ તણાવા લાગ્યા ને તેમનું મન આકુળ વ્યાકુળ થઈ ગયું, પછી પોતે આસનસ્થ થઈ સમાધિમાં મનને લગાડવા સારૂ તે મનને સમજાવવારૂપ વિચાર કર્યો કે હે મૂર્ખ મન ! તને સંસારની વૃત્તિઓનું શું પ્રયોજન છે ? તું કદરીને કાયર કરે છે. અંતરદ્દષ્ટિ કરૂં છું ત્યારે વિષયોને ચેતાવે છે અને તને રોકી રાખું છું તો સુષુપ્તિ વિષે તું લીન થાય છે. દેહાભિમાન ત્યાગવું એજ તારા નાશનો હેતુ છે. રે મૂર્ખ ! તું કયાં જાય છે ? આ સંસાર માયા માત્ર છે. આટલો કાળ તો તું જગત વિશે ભટકતું રહ્યું પણ કશાથી શાંતિ તને ન થઈ. વૃથા શા માટે દોડયા કરે છે ? ઉપશમરૂપી અમૃતને ત્યાગી વિષનું બીજ શા માટે વાવે છે ? જેમ ધુરાણુ ( કરોળીયો કે કોશેટાનો કીડો ) પોતાનું ઘર બનાવી ( કે લાળ પાથરી ) પોતેજ તેમાં બંધાય છે તેમ તું પોતે સંકલ્પ વિકલ્પો ઉઠાવી પોતાનેજ આ શરીરમાં બંધન કરે છે. સંકલ્પનો સંસર્ગ હવે ત્યાગ ને આત્મપદમાં સ્થિત થા કે શાંતિ મળે. જે વિવેકી હોય તે પરિણામે દુઃખ દેનારી ક્રિયાઓનું સેવન કરેજ નહીં. હે ચિત્ત ! ઇષ્ટ પદાર્થોના સંપાદનોની અને અનિષ્ટ પદાર્થોનાં નિવારણોની વિચિત્ર કલ્પનાઓ તને દુઃખ દેનારીજ છે સુખ કદી દેનાર નથી. હે મૂર્ખ ચિત્ત ! જેમ વરસાદની દેડકી વ્યર્થજ ભમ્યા કરે છે તેમ તું આ શબ્દ સ્પર્શ રૂપાદિ નીચવૃત્તિઓથી નિરંતર વ્યર્થ શા માટે ભમ્યા કરે છે ? તું બહિર્મુખપણારૂપ ઉત્થાનથી વૃદ્ધિ પામેલા શ્રોત્રેંદ્રિયપણાને પામી શુભાશુભ વાકયો સ્ત્રીઓ આદિના સાંભળી—જેમ મૃગ પારધીના ગાયન આદિ શબ્દોથી મોહિત થઈને દુઃખી થઈ નાશ થાય છે તેમ—મોહિત થઈને દુઃખી થા નહિં. હે આંધળા ચિત્ત ! તું ચક્ષુગણાને પામી ( નેત્રનો રૂપ સાથે સંબંધ થઈ ) જેમ પતંગીઉં દીવાના રૂપની લાલચથી દગ્ધ થઈ જાય છે તેમ સ્ત્રીઓ આદિના દેખાતાં સારાં રૂપોની લાલચથી દગ્ધ શા માટે થાય છે? જેમ હાથી હાથણીના સ્પર્શના લોભથી બંધાય તેમ સ્ત્રીઓ આદિના સ્પર્શની લાલચમાં બંધાઈ જા નહિ. તું કેવળ દુઃખ ભોગવવાને વાસ્તેજ ત્વચાપણાને પામે છે. જેમ મત્સ્ય બડિશની ઉપર રાખેલા માંસના પિંડની લાલચથી નાશ પામે છે તેમ તું જીભપણાને પામી દુષ્ટ અન્નોના રસની લાલસામાં વ્યર્થ દુઃખી થાય છે. હે અવિવેકી ચિત્ત ! જેમ ભ્રમર સુગંધની લાલચથી કમળની અંદર બંધાઈ વિનાશ પામે તેમ તું ઘ્રાણપણાને પામી, સુગંધી દ્રવ્યોની અંદર બંધાઈ જા નહિં. જ્યારે મૃગ, પતંગીઉં, હાથી, મત્સ્ય અને ભ્રમર તો એકેક વિષયની લાલચરૂપી અનર્થથી નાશ થાય છે ત્યારે તું તો એ પાંચે વિષયોની લાળરૂપી સર્વ અનર્થોથી વ્યાપ્ત છે તેનો વિનાશ થાય

તેમાં તો શું કહેવું ? ને તને તો કેવી રીતે સુખ મળે ? જો હવે તું આ ભોગોની ઇચ્છા નહિં ત્યાગે તો હું તને ત્યાગીશ. તું તો મિથ્યા અસત્‌રૂપ છે. તારી સાથે મારે શું પ્રયોજન છે ? વિવેકી પુરૂષો વિષે તું રહેતુંજ નથી અથવા ચિત્તનો ઉચ્છેદ કરવામાં જુદો પ્રયત્ન કરવાનો રહેતો નથી કેમકે મૂળાજ્ઞાનનો ઉચ્છેદ કરવાથીજ ચિત્તનો નાશ આપોઆપ થઈ જાય છે. ચિત્ત કે જે મુદ્દલ છેજ નહીં અથવા જો છે તો વિચાર માત્રથી નષ્ટ થઈ જાય એવું છે તેને આવી શિખામણ દેવી તે તો આકાશને, પવનને કે જળને પ્રહાર કરવાવત્ વૃથાજ છે. હું તો વિકલ્પો રહિત સ્વયં પ્રકાશ ચૈતન્યરૂપ છું ને અહંકારની વાસનારહિત છું દેશ કાળાદિથી અપરિચ્છિન્ન છું તેને પરિચ્છિન્ન દેહમાં અહંભાવની સ્થિતિ સંભવતીજ નથી. પગના અંગુઠાથી માંડીને માથા સુધીના સઘળા અવયવોનું મેં કણુ કણુ જેટલા વિભાગો પાડીને વિવેચન કરી જોયું પણુ તેમાં જે "હું" કહેવાય છે તે કોણુ છે તેનો પત્તો મળતો નથી તેથી "હું દેહ છું" એમ માની ઠોકી બેસાડયું છે; વાસ્તવિક તો અખંડ અનુભવાત્મક ચૈતન્યજ વિરાજે છે. તેટલા માટે દેહ વિષે જે અહંતા કરે છે તે કેવળ મૂર્ખતાજ છે. તે દેહ તો અસ્થિ માંસ રક્તાદિનો થયેલો છે ને શ્વાસ વાયુરૂપ છે. પોલ તેમાં છે તે આકાશ રૂપ છે. તેમાં ચલનરૂપ અંશ પ્રાણુનો છે. ને જે બોધરૂપ અંશ છે તે ચૈતન્યનો છે. જરા મરણુરૂપ અંશો શરીરના છે. તેમાં 'હું' 'હું' માની બેસનાર તું કોણુ છે ? રૂપને નેત્ર દ્વારા ગ્રહણુ કરે છે તે નેત્ર રૂપથી ઉત્પન્ન થયાં છે. તેજનો અંશ નેત્ર વિષે સ્થિત છે. તે પોતાના વિષયોને ગ્રહણુ કરે છે. તું હે ચિત્ત ! તેની સાથે મળી રાગદ્વેષ (ઇષ્ટ અનિષ્ટના ગ્રહણુથી) કરી કેમ તપાયમાન થાય છે ? આકાશનો અંશ શ્રવણુ વિષે સ્થિત છે તે પોતાનો ગુણુ શબ્દ કે જે આકાશથી ઉપજેલ છે તેને ગ્રહણુ કરે છે આમ ઇંદ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણુ કરે છે ત્વચા વાયુના અંશ સ્પર્શને, જીવ્હાનો અગ્રભાગ જળના અંશ રસને તથા ઘ્રાણુ પૃથ્વિના અંશ ગંધને ગ્રહણુ કરે છે તેમાં તું આ ઇંદ્રિયો વિષે કેમ અભિમાન કરે છે કે હું દેખું છું હું સાંભળું છું હું સ્પર્શ કરૂં છું હું રસનો સ્વાદ લઉં છું ને હું સુગંધ લઉં છું. હે મૂર્ખ મન ! તું બીજાના ધર્મ પોતામાં શા માટે વ્હોરી લે છે ! ને રાગ દ્વેષ કરી જ્વલાયમાન થાય છે ? તારી સાથે મળી હું તુચ્છ થયો છું, નહિં તો હું નિર્વિકલ્પ શુદ્ધ ચિદાનંદ છું પણુ ઘટ સાથે મહાકાશ મળી ઘટાકાશ થયું તેમ તુચ્છ ( પરિચ્છિન્ન ) થયો છું તો ચિદાકાશ થાઉં. કાં તો 'હું' સર્વનું અધિષ્ઠાન છું માટે સર્વરૂપ છું અને કાં તો જે સર્વ છે તે કાંઇપણુ 'હું' નથી એમ માનવું યથાર્થ છે. પરંતુ જે પરિચ્છિન્ન દેહાદિ છે તે 'હું છું' એમ માનવું તો અયથાર્થ છે, સંભવતુંજ નથી. હવે તું ચોરને પકડયો છે. તારા (અહંભાવરૂપી) પડછાયાથી બાળકની જેમ અત્યાર સુધી ભય પામ્યો ને દુઃખી થયો. તારા સંગથી આત્મપદરૂપી પર્વતપરથી દેહાભિમાનરૂપી ખાડામાં પડી રાગ દ્વેષરૂપી દુઃખ પામ્યો છું; તારી હયાતીજ દુઃખનું કારણુ છે. તને ત્યાગી નિરહંકાર થઇશ. જ્યારે તું નિર્વાણુ થશે ત્યારે બ્રહ્મભાવ પામીશ. આકાશના વાદળાં દૂર થઈ નિર્મળ શુદ્ધ ચિદાકાશ થઇશ. આત્મા પોતાનું સ્વરૂપ તો નિર્લેપ છે. તેંજ આ માળાના મણકા દેહ ઇંદ્રિયાદિ ભિન્નભિન્ન પદાર્થ (હું, તું આદિ) એકઠા કર્યા છે. તું તે સર્વથી નિર્વાણુ થા. તારી જય થાઓ.

આવી રીતે દેહ ઇંદ્રિયો આદિ જડ છે, અહંકાર કરવાવાળો જણાતો નથી, તેનું રૂપ જણાતું નથી તેથી નિશ્ચય થાય છે કે સર્વ પદાર્થ જુઠા છે અહંકાર પદાર્થને ગ્રહણુ કરવાવાળો પણુ જુઠો છે. તેમ જેટલા કાંઈ પદાર્થ અહંકારથી થાય છે, તે જુઠા છે. જેમ દોરડીમાં સર્પ ભાસે છે તેમ આત્મા વિષે અહંકાર ભાસે છે. વિચારથી અહંકાર કાંઈ દેખાતો નથી. તે અહંકાર હોય છે ત્યારે શરીર રૂપી વૃક્ષની મંજરી વધે છે ને દુઃખ આપે છે તેથી ચિત્ત આદિ સર્વ જુઠાં છે, અજ્ઞાનથી ભાસે છે,

તે ચિત્તથી રચેલું જગત કેવી રીતે સાચું હોય ? તે જગત અકારણ છે. મિથ્યા ભ્રમ કરી ભાસે છે. જેમ ભ્રાંતિથી આકાશ વિષે બીજો ચંદ્રમા ભાસે છે, જેમ બાળકના ભમવાથી પૃથ્વી ભમતી ભાસે છે; જગત બરફની પૂતળીરૂપ છે. મનને અને દેહને પરસ્પર શત્રુતા અંતરમાં છે. બહારથી સ્નેહ ભાસે છે. જ્યારે અસહ્ય રોગ કે દુઃખ આવી પડે છે ત્યારે મન શરીરનો નાશ ઇચ્છે છે. દેહ કહે છે કે મન નાશ થાય તો મારે વિષે દુઃખ કાંઈ નથી, મનનો મેળાપજ દુઃખનું કારણ છે. મન વિષે દેહનું અભિમાન ન થાય તો દુઃખ છેજ નહિ. અંગારાની વર્ષા બધા ત્યાગે તેમ મન સાથે મેળાવ કરવો ઇષ્ટ નથી. દેહ કાંઈ વસ્તુ નથી, મનનોજ વિકાર છે. પંચતત્ત્વો પણ મનના ફુરણાથીજ રચાયાં છે. હું તો શુદ્ધ આત્મતત્ત્વ છું. ભોગો સાથે મારે કાંઈજ પ્રયોજન નથી. જેમ તલમાંથી તેલ કાઢી લઇએ, ને દુધમાંથી માખણ કાઢી લઇએ તો તો બહુરી કાંઈજ સાર રહેતો નથી તેમ વિચારથી પોતાનું પોતાપણું ( અહંભાવપણું, આપોપું ) કાઢયું તો તેમની સાથે મન મળતું નથી. શુદ્ધ ચિદાનંદ અવશેષ રહે છે. તેજ સઘળે અનુસ્યુત વ્યાપી રહેલ છે તે સ્વરૂપ વિષે સ્થિત થાઉં.

ઉદ્દાલક મુનિ પ્રૌઢતાવાળી શુદ્ધ બુદ્ધિથી એ પ્રમાણે નિર્ણય કરી પદ્માસન વાળી નેત્રોને અડધાં ખુલ્લાં રાખીને બેઠા ને ૐકાર પરબ્રહ્મનું વાચ્ય તથા સ્વરૂપ છે અને જે ૐકારનું ઉચ્ચારણ કરે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે એમ નિશ્ચય કરી, જેમ ઘંટાનું મુખ લોલકરૂપી જીભવડે મોટો નાદ કરે, તેમ એ મુનિ ધ્વનિ ઉર્ધ્વ પહોંચે એવી રીતે ઉંચા સ્વરથી ૐકારનું ઉચ્ચારણ કરવા લાગ્યા. એ ઉદ્દાલકનું ૐકારાકાર વૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય અને કૂટસ્થ જીવચૈતન્ય એઓ ૐકારની છેલ્લી અર્ધમાત્રાની ઉપર અભિવ્યક્ત થયેલા નિર્મળ પરબ્રહ્મમાં જ્યાંસુધી ઉન્મુખ થયાં ત્યાંસુધી તે ઉદ્દાલકે ૐકારનુંજ ઉચ્ચ સ્વરે ઉચ્ચારણ કર્યા કર્યું. ૐકાર કે જે અકાર બ્રહ્મા, ઉકાર વિષ્ણુ, મકાર રૂદ્ર સદાશિવ અને અર્ધમાત્રા તૂરીય એ રીતે સાડાત્રણ અવયવવાળો છે, તેનો પહેલો ભાગ અકારનો ઉદ્દાત (બહુ ઉંચા સ્વર,થી ધ્વની કરતાં (મૂળાધાર ગુદાથી માંડીને હોઠ સુધી સઘળા શરીરમાં રણકારો વ્યાપ્ત થઇ રહેતાં) પ્રાણવાયુનો 'રેચક' (બહાર નીકળવાની તૈયારી થવાથી) થવાની જેમ અગસ્ત્ય મુનિએ સમુદ્રનું સઘળું જળ પીને ખાલી કરી મુકયો તેમ તે રેચકે શરીરના અંદર શૂન્ય અને શુદ્ધ કર્યું. એ ધ્વની આકાશદ્વારા ત્રણે દેવ પર્યન્ત પહોંચ્યો ને દેહાભિમાનથી રહિત કરી પૂર્યષ્ટકાને (લિંગદેહને) સુષુમ્ણા માર્ગ વિષે પ્રાપ્ત કરી જેમ પક્ષી સ્થાન છોડી આકાશમાં ઉડે તેમ, બ્રહ્મરંધ્રમાં (ચિદાકાશમાં) સ્થિત કરી, હઠ કર્યા સિવાય સુખથી રહે તેટલો સમય ત્યાં પ્રાણવાયુ રહ્યો. પછી પૂર્યષ્ટકાનો વાયુ અધઃ આવ્યો ત્યારે ૐકારનો બીજો ભાગ 'ઉ'કાર ( વિષ્ણુ ) નો ધ્વની અનુદાત્ત સ્વરથી કરતાં (બોલતાં) તે ધ્વની અને ધ્યાન સાથે પ્રાણવાયુનો નિશ્ચય અને ભરપૂર રહેવારૂપ 'કુંભક' નામનો બીજો ક્રમ થયો કે જે ક્રમમાં પ્રાણવાયુ કુંભમાં મોઢા સુધી ભરેલા જળની પેઠે બહાર, વચમાં ઉંચે, નીચે કે બીજા ભાગોમાં કાંઈપણ ક્ષોભ પામતો નથી—તે સર્વરૂપ પ્રાણવાયુને આધારચક્ર વિષે રોકયો. ઉપર નીચે કયાંઈ ગમન કર્યા વિનાનો અચળ કરવાથી પ્રાણ સ્થીત સંઘટ્ટ થયો ને તેનાથી અગ્નિ નીકળ્યો ને તેનાથી પુણ્ય પાપરૂપી શરીર બળી ગયું. તે કુંભક હઠ કર્યા સિવાય સુખથી જેટલી ઘડી રહ્યો તેટલી ઘડી રાખ્યો. બાદ ૐકારના ત્રીજા ભાગરૂપ 'મ'કારના ધ્વનીથી (કે જે ઉચ્ચારણનો સમય ઉપશાંતી આપનાર છે તેમાં) રૂદ્રના ધ્યાન સાથે પ્રાણવાયુઓનો 'પૂરક' નામનો ત્રીજો ક્રમ થયો. એ ક્રમમાં સર્વસ્થાન પ્રાણવાયુઓથી પૂરણ (પૂરાયા, પાછા પેઠા) કર્યા. ચિત્તકલા ઉર્ધ્વ પ્રાપ્ત થઇ. જેનો સ્પર્શ મહાશીતલ (ચંદ્રમાના મંડળ

જેવો) છે. જેમ આકાશની મધ્યમાં રહેલી વરાળો અનુક્રમથી શીતળ મેઘપણાને પ્રાપ્ત થાય છે તેમ તે પ્રાણવાયુ અમૃતમય કિરણોની ધારા ( વર્ષા ) રૂપ થઈ ગયા તે ધર્મમેઘ સમાધિની જેમ બીજાને આહ્‌લાદ આપનાર અને પવિત્ર કરનાર થયા. જેમ ફરતા મંદરાચળવાળા સમુદ્રમાંથી મથવાથી કલ્પવૃક્ષ ( પારિજાતક ) પ્રકટ થયું હતું તેમ પ્રાણવાયુ સ્થિત કર્યો ને ઉદ્દાલક મુનિનું પ્રસન્ન મુખારવિંદ અને શરીર શોભવા લાગ્યું. બાદ અર્ધમાત્રા તુરીયપદના દર્શન નિમિત્ત નેત્રોને અર્ધા બંધ કરી ઈંદ્રિયોને રોકી બહારના વિષયો (દૃશ્યો)નો મનથી ત્યાગ કર્યો. પ્રાણ અપાનને મૂળ ચક્ર વિષે રોક્યાં, જેથી નવેદ્વાર રોકાયા આવી રીતે ચિત્તને નિર્વિકલ્પ કરવા ઉદ્યમ કર્યો. મનરૂપી ચંચળ મૃગ દોડે તો અભ્યાસને વૈરાગ્યથી ઠેકાણે લાવે. જેમ પૂલ બાંધી (સેતુ બાંધી) જળના વેગને રોકે છે તેમ ચિત્તની સ્થિરતાથી અંતઃકરણની સાત્વિકી વૃત્તિ પણ ત્યાગી ત્યારે મન નિદ્રારૂપ જડતા વિષે મુર્છીત થઈ ગયું (લય થયું) જેમ વાદળમાં સૂર્ય ઢંકાઈ જાય છે તેમ લય થયું ત્યારે રાજસ તામસનો પ્રવાહ (વાસનાથી કલ્પાયેલા રૂપવાળું આકાશ ફુરે તેમ) ફુરવા લાગ્યો તેને આત્મવિવેકથી નિવૃત્ત કર્યો. જેમ પ્રકાશથી તમ ( અંધકાર ) નિવૃત્ત થાય તેમ વિકલ્પોરૂપી તમ નિવૃત્ત કર્યાં. ને વિવેકના બળથી મહાન પ્રકાશવાન અને શાંતિરૂપ ચિદ્ ( ચૈતન્ય ) વૃત્તિ સાથે સાક્ષાત્કાર કર્યો તેને વિષે એક ક્ષણ ચિત્ત સ્થીર રહ્યું. વળી જેમ પાળથી રોકાયેલું તળાવનું પાણી પાછું વળીને પોતાને ઠેકાણે જાય તેમ જગતના દેખાવવાળી બહિર્વૃત્તિને પ્રાપ્ત થયું. તે બળથી ધ્યાનના લાંબા કાળના અનુસંધાનરૂપી અભ્યાસ કરી આત્મકળા વિષે લગાવ્યું ત્યારે પરંપદ આત્મપદ વિશે ચિત્તની વૃત્તિ સ્થીર થઈ ત્યાં પરમાનંદ અમૃત વિષે મગ્ન થઈ જે અશબ્દ આનંદ નિરતિશય(પરિણામથી રહિત) છે તે પદ વિષે સ્થીત થઈ જે પદ વિષે ઋષીશ્વરો અને દેવો બ્રહ્મા વિષ્ણુ મહેશ સ્થિત છે. એક ક્ષણભર સ્થિતિ થાય કે વર્ષો પર્યંત સ્થિતિ થાય તે બંને તુલ્ય છે. જેમ સમુદ્ર તરંગ આદિ ભેદો ટળી જતાં જળ સામાન્યપણાને પ્રાપ્ત થાય છે તેમ મનરૂપી ભેદ ટળી જતાં શુદ્ધ સાક્ષી ચૈતન્ય (પરબ્રહ્મ) પણાને પ્રાપ્ત થયા. આ પદ અનુભવ્યા પછી વિષયોની તૃષ્ણા કે શોક ઉપજતો નથી. પછી તે ઉદ્દાલક બ્રાહ્મણ પાસે સિદ્ધિઓ આવી તેમને અતિથિ જાણી પૂજન કરી જેમ ગંભીર બુદ્ધિવાળો પ્રૌઢ માણસ બાળકોની રમતોનો અનાદર કરે તેમ હસીને તે સિદ્ધિઓને કહ્યું કે તમને નમસ્કાર છે. તમે જેમ આવ્યાં તેમ પાછી જાઓ. તેમની સિદ્ધતામાં આસક્ત ન થયા પણ પરમાનંદ એકરસપણાથી રહી સર્વ પ્રકૃત વ્યવહાર કરવા માંડયો. ચિત્ત તત્ત્વજ્ઞતામાં રહી સતત અનુસંધાનથી મહાચેતનતત્ત્વને પ્રાપ્ત થયું–ઉદય અસ્તથી રહિત થઈ શાંત થયું, નિર્મળ પ્રકાશરૂપ થયું ને સત્તા સામાન્ય વિશે પરમ શાંતિ પામ્યું.

પ્રશ્નઃ—સત્તા સામાન્યનું લક્ષણ શું છે ?

સમાધાનઃ—બ્રહ્માત્મક થયેલા જીવનમુક્તની દૃશ્ય જગતના અત્યંત અભાવની ભાવનાએ કરીને ચિત્ત ક્ષિણ થઈ જાય ત્યારે જડચેતન પદાર્થોમાં અનુસ્યૂત થઈને શેષ જે સત્તા (હોવાપણું) રહે તે સત્તા સામાન્ય કહેવાય છે. જ્યારે શુદ્ધ આત્મ સત્તા વિષે ચિત્ત લીન થઇ જાય ત્યારે સત્તા સામાન્ય ઉદય થઈ આવે ને પ્રતિબિંબિત ચૈતન્ય, વૃત્તિને વૃત્તિઓના વિષયોથી રહિત થયેલા બિંબ ચૈતન્યમાં લીન થઈ સ્વચ્છ આકાશની જેમ સત્તા સામાન્ય રહે છે. તેજ અખંડ ચૈતન્ય સ્વરૂપ છે, તે શુદ્ધ બોધરૂપ, અંતર બહિર્ વ્યવધાન રહિત, સમાધિ ઉત્થાન રહિત એકરૂપ સત્તા સામાન્ય સ્થિતિ છે તે તુરીયાતીત કેવળરૂપ (દેહ છતાં) વિદેહરૂપ છે. જેમ આકાશ વિષે પવનનું ચાલવું અને ઠેરવું સમાન છે. જેમ પૃથ્વી વિષે જળ, અગ્નિ વિષે ઉષ્ણતા સ્થિત છે તેમ પરમ વિશ્રાંત અનાદિ આનંદ વિશ્વંભરરૂપ પદ છે. જેમ સમુદ્ર વિશે તરંગ ઉપજી તેમાંજ

લીન થાય છે, જેમ સૂર્યના કિરણોદ્વારા વૃક્ષ વિશે રસ થાય છે અને તે સૂર્યજ ખેંચી લે છે તેમ ચિત્ત જે પદથી ઉપજેલું તે પદમાં લીન થઈ ગયું. સંપૂર્ણ સંકલ્પ વિલાસરૂપ ઉપાધિથી રહિત પરમાનંદરૂપ થયું. કેટલાક કાળે વૃક્ષનો રસ સુકાઈ વૃક્ષ પડી જાય તેમ પ્રારબ્ધનો ક્ષય થયે તે મહાધીર ઉદ્દાલકનું શરીર પડયું ને તે નિર્મળ સ્વસ્વરૂપમાં ઉપશાંત થયો (વિદેહમુક્ત થયો).

શ્રી વશિષ્ઠ મુનિ ઉવાચઃ—હે રામચંદ્રજી ! દૃશ્યોના વિવેકથી સ્ફુરતા બ્રહ્માનંદરૂપી પ્રફુલ્લિત પુષ્પવાળી આ ઉદ્દાલક બ્રાહ્મણની ચિત્તવૃત્તિના ચરિત્રરૂપી લતા જે પુરૂષના હૃદયરૂપી વનમાં ઉગીને વિસ્તીર્ણ થાય તે પુરૂષ આધ્યાત્મિક આદિ તાપોરૂપી સૂર્યથી સંકુલ રહેનારા વ્યવહારરૂપી જંગલમાં ફરતો હોય તો પણ સત્ય તથા શાંતિ આદિ ગુણોથી સુગંધતા અને શીતળતાવાળી સહજ તૃપ્તિરૂપી છાયાથી કદીપણ વિયોગ પામતો નથી એટલુંજ નહીં પણ તેને મુક્તિ પણ સહજ છે. મતલબ ધ્યાન વિચાર અને ભેદ નિરાશરૂપ એક બુદ્ધિ વિશે તીક્ષ્ણ અભ્યાસ હોય અને કલંક કલનાથી રહિત ઉદ્દાલક જેવો બોધ થાય તો અવિનાશીપદ સહજ મળે તે નિઃસંશય છે. તમો પણ વિચારના, વૈરાગ્યના, તથા સમાધિના અભ્યાસક્રમથી વિહાર કરતાં પોતાથી પોતાના આત્મ સ્વરૂપનો અનુભવ કરીને અત્યંત વિપૂલ બ્રહ્મપદમાં વિશ્રાંત થાઓ.

* * * *

શ્રી રામચંદ્રજીએ સર્વજ્ઞ વશિષ્ઠ ઋષિને પ્રશ્ન પુછતાં પ્રત્યુત્તરમાં કહ્યું કે આ ત્રિગુણાત્મક ( અહંકારથી માંડીને ) દેહ સમુહ સહિત સઘળો સંસાર અનાત્મ મિથ્યાજ છે એમ જોયા કરતા પુરૂષને ચિત્તમાં જે શીતળતા રહે છે તેજ સમાધિ કહેવાય છે. જો મન હોય તોજ વિક્ષેપના કારણરૂપ દૃશ્યોનો સંબંધ છે પણ 'મને તો મનજ નથી' એવો દૃઢ નિશ્ચય રાખીને એક પુરૂષ વ્યવહારમાં રહ્યો હોય અને બીજો પુરૂષ ધ્યાનમાં રહ્યો હોય તેઓ બંને જો અંતર શીતળ હોય તો સરખાજ સુખી છે; કેમકે અંતર શીતળતા પ્રાપ્ત થાય એજ અનંત તપનું ફળ છે. જે સર્વ દૃશ્યને અનાત્મરૂપ દેખે ને પોતાને કેવળ તેનો સાક્ષી ચેતન જાણે અને જેનું ચિત્ત સ્વભાવિક નિર્મળ છે તે મૈત્રી, કરૂણા, અમાનિત્વાદિ ગુણવાળું મન આત્મ વિષયક થઇ શાંતિને પ્રાપ્ત છે તેવો પુરૂષ પછી ઘેર રહે કે વનમાં રહે તે તુલ્ય છે. મન વિશે વાસનાની સ્મૃતિ થવાથી ચિત્ત વિસ્તારજ પામે છે ને વાસના રહિત ચિત્તની અચળતા ( સ્થિરતા ) થાય એજ ધ્યાન, એજ કૈવલ્ય (કેવળીભાવ) છે ને એજ સદૈવ સમાધિ રાગદ્વેષ રહિત પ્રશાંતિ છે. તે જ્ઞાનવાન જડ ચેતન ભાવથી રહિત કેવળ અદ્વૈત તત્ત્વ દેખે છે તેને ક્રિયા (વ્યવહાર) સ્પર્શ કરતી કરતી નથી. જેમ છીપને રૂપાના આભાસનો સ્પર્શ નથી; સોનાને કીચડ સ્પર્શ કરતો નથી તે અહંભાવ વિના યજ્ઞાદિ કરે છે તેથી તેની હાનિ નથી. જેમ ગુડ (ગોળ) વિશે મધુરતા છે તેમ આત્મા વિશે દેશ કાળ વેદના થાય છે (પ્રતિભાસ થાય છે) તે તેનાથી ભિન્ન નથી, પોતે નિર્વેદ છે. જેમ ડાબલીમાં રહેલું કર્પૂર ગંધરૂપે બહાર પ્રતીત થાય છે તેમ પ્રત્યક આત્મતત્ત્વ (અંતર રહેલું આત્મતત્ત્વ) છે તેજ બહાર જગતરૂપે પ્રતીત થાય છે, સ્ફુરણરૂપી સુગંધથી કપુરની સુગંધીની જેમ બહાર જણાઇ આવે છે. આત્માજ સ્થૂળ જગતરૂપે તથા સૂક્ષ્મ અહંકારરૂપે પોતે સ્ફુરે છે છતાં પોતે સ્થૂળ સૂક્ષ્મ ભાવથી રહિત સત્તા સામાન્ય અનુસ્યૂત છે. દૃષ્ટામાં દ્રશ્યની સ્થિતિ ઘટતી નથી. અસંગ અદ્વૈત પરમાત્મામાં દ્વૈતની સ્થિતિ ઘટેજ નહીં. આમ છે એટલા માટે અહંતા અને જગત મિથ્યાજ છે. એમ જાણી તત્ત્વવેત્તા પુરૂષ અહંતાના તથા મમતાના દેખાવોની અંતરથી હાંસી કરે છે. તેજ પુરૂષનેજ પુરૂષ સમજવો. જેમ પવન વિશે સ્પંદ (ચલન) ભાસે છે છતાં પોતે નિસ્પંદ છે. ચિન્માત્રને જીવો વિશે, જ્ઞાન ચેતન સત્તાને જીવ વિશે તેમ

જ્ઞાતાને જગત વિશે ભેદ નથી. એક અખંડ સત્તા જેમની તેમ છે. જે કાંઈ વાણીમાં આવે છે તે તેના નિશ્ચય માટે (સમજણ પાડવા અર્થે કહેવું પડે છે) છે. પોતે અશબ્દ છે. એટલા માટે જે કાંઈ છે, ભાસે છે તે શાંત અખંડિત ચૈતન્યજ છે એમ સમજો.

*        *        *        *

આ વિષયમાંજ ભિલ્લ લોકોના રાજા સુરઘુનું એક વિસ્મય આપનાર વૃત્તાંત છે તે હે મહા બુદ્ધિ રામ ! શ્રવણ કરો. હિમાલયના શિખરરૂપ એક કૈલાસ પર્વત છે તેના નીચેના ભાગમાં 'હેમ-જટ' નામથી ઓળખાતા ભિલ્લ લોકો રહે છે તેઓનો એક પરાક્રમી 'સુરઘુ' નામનો રાજા રાજ્ય કરતો હતો ને પ્રજા પાલનાદિ રાજ્ય કાર્યો કર્યા કરતો હતો. ઘણો સમય જતાં—જેમ જાળના દોરાઓથી બંધાયેલા પક્ષીને જાળથી કંટાળો આવે તેમ રાજ્ય સંબંધી સુખ દુઃખોથી બંધાયેલા એ રાજાને રાજ્યથી કંટાળો આવ્યો ને જેમ તરસ્યા સૂતેલા માણસનું ચિત્ત લાંબી તરસથી સ્વપ્નમાં પાણીની મોટી ચકરીમાં ભમતાં કયાંય વિશ્રાંતિ ન પામે તેમ એ રાજાનું ચિત્ત "હું આમ કરૂં કે તેમ કરૂં" (દુઃખીયા અપરાધીઓને શા માટે શિક્ષા કરી પીડું વીગેરે તેમ વળી જેમ પાણી વિના નદી ચાલે નહીં તેમ પ્રજા નિયમ વિના રાજ્યમર્યાદા ચાલે નહીં એવા વમળમાં ચડેલું ચિત્ત) એવા વિચારોમાં ભ્રમણ કરતાં કયાંય વિશ્રાંતિ પામ્યું નહિં. તેવામાં એક 'માંડવ્ય' નામના મુનિ તે સુરઘુ રાજાને ઘેર આવ્યા. તે મહાન મુનિની પૂજા તે રાજાએ કરી ને નમ્રતા પૂર્વક પૂછયું કેઃ—હે મહારાજ ! જેમ વસંત ઋતુના આવવાથી પૃથ્વીની પીઠ પરમ સુખ પામે છે તેમ આપના આવવાથી હું પરમ સુખ પામ્યો છું. મહાત્માના સમાગમથી કોની પીડા શાંત ન થાય ?

શંકાઃ—પાપીને દંડ આપું છું પણ તેને દુઃખી દેખી પાછી દયા આવે છે તેથી નિગ્રહ અનુગ્રહમાં ઇષ્ટ અનિષ્ટમાં સમતા આવે (જેમ સૂર્યના કિરણો સર્વ ઠોર (સ્થળ) વિષે સમરહે છે) તેવો ઉપાય કહો.

સમાધાનઃ—હે રાજન ! સઘળી ઉપાધિ મનથી ઉઠે છે. જેમ સૂર્યના કિરણથી હિમ પીગળી જાય છે તેમ વિચારથી મન લીન થઈ સઘળા તાપ નિવૃત્ત થશે તેથી આત્મ બોધવાનથા. જેમ કાળ એકનો એક રહે છે પણ ઋતુઓ બદલાય છે તેમ મનતો એનુંએજ રહે છે પણ મનનો સ્વભાવ બદલાય છે. જેમ સોનાને ધોઈ સ્વચ્છ સુવર્ણ નીકળ્યાં પછી પાછું ધોવાનું રહેતું નથી તેમ આત્મ તત્ત્વનો સાક્ષાત્કાર નથી ત્યાં સુધીજ આત્મ વિચાર, શ્રવણ મનનદ્વારા, કરવાનો રહે છે. સર્વ દૃશ્યના ત્યાગથી આત્મપદ ભાસસે, સાક્ષાત્કાર થશે. ત્યાગ બાદ શેષ રહે તે પરમપદ શેષ સત્તા અધિષ્ટાન રહેશે તેજ તને આત્મ ભાવ કરી પ્રાપ્ત થશે અર્થાત્ સઘળી અનાત્મ વસ્તુઓને સંપૂર્ણ રીતે મનથી છોડી દઈ અને તે પછી મનના સ્વરૂપને પણ બાધ કરી લીન કરી નાંખીને જે અવશેષ વસ્તુ પ્રાપ્ત છે તેજ બ્રહ્મ છે. મહાત્મા માંડવ્ય મુનિ એ પ્રમાણે કહી પોતાના આશ્ર-મમાં પધારી ગયા.

પછી સુરઘુએ વિચાર કર્યો કે હું પોતે કોણ છું. હું જગત નથી, જગત મારૂં નથી હું કિરાત દેશ નથી ને આ કિરાત દેશ મારો નથી. હું નિગ્રહ અનુગ્રહ, સંગ્રહ અસંગ્રહની વૃથા ચિંતા કરતો હતો. એ તો સર્વ જગત ગુણોનો પ્રવાહ છે. હું તો ગુણાતીત છું. તેથી વૃથા શોકવાન થયો. 'આ રાજ્ય છે અને આ રાજા છે' ઇત્યાદિ સંકેત કેવળ અંધ પરંપરાથી કલ્પેલાં છે. એ સંકેત છોડી દેવામાં આવે તો આ ભોગોનું મંડળ–હાથી ઘોડા બાગ બગીચા ભૃત્યો તથા સ્ત્રી પુત્રાદી હું નથી ને તે મારાં નથી. હું રાગ કોનો કરૂં અને દ્વેષ કોનો કરૂં ? હું તો ચિદાનંદ પૂર્ણાત્મા છું. ચિન્માત્ર સન્માત્ર છું. જેમ વિશ્વામિત્ર તપ કરીને એજ શરીરથી ક્ષત્રીયથી બ્રાહ્મણ

થયા તેમ સુરઘુ રાજા પણ થયા ને વિગતજ્વર થઈ રાજ કરવા લાગ્યા. દયાનિર્દયતા દષ્ટી મટી ગઈ. સર્વ પદાર્થો વિષે સમએક રસ આત્મા દેખવા લાગ્યા ને અંતરથી પૂર્ણીમાના ચંદ્રમાની જેમ શીતળ રહેવા લાગ્યા. સર્વ કાર્ય કર્તવ્યતાને કરતાં છતાં નિ:સંગ રહ્યા અને ઘટ ફુટવાથી ઘટાકાશ મહાકાશજ છે તેમ પૂર્ણ બ્રહ્મ ચિદાનંદ તત્ત્વ સ્વરૂપેસ્થિત રહ્યા. હે કમળ પત્રો સરખાં નેત્રવાળા રામચંદ્રજી ! તમે પણ એ રીતે તત્ત્વબોધથી સઘળાં પાપોનું ઉચ્છેદન કરીને જગતના કલ્યાણ માટે શોકથી રહિત થાઓને સુખ દુ:ખાદિ દ્વંદ્વોથી રહિત જીવન મુક્ત થાઓ ને પૃથ્વીના શૃંગારરૂપે વિચરો.

શ્રી રામચંદ્રજીએ પૂછ્યું:–હે મુનીશ્વર ! પવનથી ઉડતાં મોરનાં પીંછાં જેવું ચપળ મન એક સમાધાનવાળુ કેવી રીતે થાય તે કૃપા કરી કહો.

શ્રી વસિષ્ઠ ઉવાચ:–આ સંબંધે તત્ત્વબોધને પામેલા એજ સુરઘુ રાજાનો અને પરિઘ (પર્ણાદ) નામના રાજર્ષિનો અદ્દભૂત સંવાદ કહું છું તે એક ચિત્ત થઈ શ્રવણ કરો. તે પરિઘ રાજા ઈરાન દેશનો એક પ્રખ્યાત રાજા હતો, સુરઘુ રાજાનો તે રાજા પરમ મિત્ર હતો. એ પરિઘ રાજાની પ્રજાના પાપોને લીધે કોઈ સમયે અનાવૃષ્ટિ થઇ તેથી પરિઘ રાજાએ ખેદને લીધે વૈરાગ્ય પામેલો રાજ્ય છોડી દઈ વનમાં તપ કરવા ગયો ને ત્યાં તપસ્વી લોકોમાં 'પર્ણાદ' (સુકાં પાદડાં ખાઈને રહેનારો) એ નામથી ઓળખાવા લાગ્યો ને પોતાની ઇચ્છા પ્રમાણે શાંત મનથી વિચરવા લાગ્યો. એમ વિચરતાં વિચરતાં સુરઘુ રાજાને ત્યાં (જુના મિત્રને ત્યાં) આવી પહોંચ્યો. સંતોનું મળવું પરમપદ તુલ્ય છે. ઇશ્વરની નીતિ અદ્દભૂત છે. દુર્જ્ઞાત છે. સંયોગીનો વિયોગ કરાવે છે. બહુરી વિયોગીનો સંયોગ થઇ જાય છે. આમ પરસ્પર જુના સ્નેહથી ભરેલી વિશ્વાસની વાત કર્યાબાદ–

પરિઘ બોલ્યા:—હે રાજા ! આ સંસારરૂપી જાળમાં જે જે કામ કરવામાં આવે છે તે તે સર્વકામ સમાહિત ચિત્તવાળાને સુખદાયી થાય છે. અજ્ઞાનીને સુખદાયી થતું નથી, ચિત્ત જેનું નિત્ય પ્રબુદ્ધ રહી આત્મપદ વિશે સ્થિત રહે તે જગતના સર્વ કાર્ય કરે પણ સદા સમાહિત છે. તુષ્ણી ભાવ રાખે છતાં ચિત્ત વિશ્રાંત ન હોય તો સમાહિત નથી. તેને વિશે સંસારની સત્યતાનો ક્ષોભ ન રહેવો જોઇએ. ભેદનો બાધ કરીને અભેદનુંજ અનુસંધાન કરતી સર્વદા તૃપ્તિવાળી અને સત્ય વસ્તુ (બ્રહ્મ)નેજ જોનારી જે ઉત્તમ બુદ્ધિ હોય તેનેજ તત્ત્વવેત્તા પુરૂષો 'સમાધિ' કહે છે, જ્ઞાનવાનની આત્મ દષ્ટિ કશાથી રોકી જાતી નથી પણ નદીના પ્રવાહની જેમ વહેતી (વધતી) ચાલી જાય છે. જેમ દર્પણના મંદિરમાં સર્વ દિશામાં પોતાનુંજ મુખ ભાસે છે તેમ જ્ઞાનવાનને સર્વ તરફ પોતાનુંજ સ્વરૂપ ભાસે છે. આત્મા શિવાય જગત કાંઈ દેખાતું નથી, જેમ શીતળતા શિવાય બરફ અને શ્યામતા વિના કાજળ ભાન થતું નથી. તેથી નિત્ય અંતર્મુખ રહી અધ્યાત્મ મય થએલ તે જ્ઞાની રાગદ્વેષ રૂપી મચ્છરોથી કર્મરૂપી ભારને લીધે જન્મરૂપી જંગલ વિશે ભટકતો નથી. જ્યારે દેહને કાષ્ટ લોષ્ટવત્ જાણી તેનું અભિમાન ત્યાગવામાં આવે છે ત્યારે અહં અભિમાનરૂપી વાદળ નાશ પામે છે ને સૂર્ય આપોઆપ પ્રકાશે છે. હૃદયરૂપી નેત્રો વિશે અનાત્મ અભિમાનરૂપી મેલ ધાટો થઈ ગયેલ હોય તેને વિચારરૂપી ઔષધીથી દૂર કરવામાં આવે છે ત્યારે આત્મારૂપી સૂર્યના દર્શન થાય છે. મનની ચિત્રેલી મૂર્તિ ચિત્રના નાશ વિના (મનના નાશ વિના) નાશ પામતી નથી. હે બુદ્ધિવાન રામ ! એ રીતે સુરઘુ અને પરિઘ મિત્રો જગતના ભ્રમ પણાનો અને આત્માના સત્યપણાનો વિચાર કરી પરસ્પરનું પૂજન કરી પ્રસન્ન થઇને પોતપોતાનાં કાર્યો કરવા માટે છુટા પડયા. આ પરમ બોધ આપનારો બે મિત્રોનો સંવાદ કે જે 'આત્માનું નિરંતર અનુસંધાન રાખવું એજ મનનું એક સમાધાન છે અને તે વૈરાગ્યાદિ સાધનોથી થાય છે

એમ જણાવનારો છે. તો તેનું મનન કરી, બોધની દૃઢતા કરી તમે પણ આત્મામાં વિશ્રાંતિ પામો.

* * * *

શ્રી વશિષ્ઠ ઋષિ ઉવાચઃ—હે કમળનયન રામ! અહંતા અને મમતાનો ત્યાગ કરી શુદ્ધ મનવીજ મનને કાપી નાંખીને આત્માનું અવલોકન ન કરવામાં આવે તો જગતરૂપી દુઃખ ચિત્રમાં આળખેલા સૂર્યની પેઠે અસ્ત પામતું નથી. આ પ્રસંગમાં "ભાસ" અને "વિલાસ" નામના બે તપસ્વી મિત્રોનો સંવાદ સહ્યાદ્રિના શિખર ઉપર થયો હતો તે પ્રાચીન ઇતિહાસ સાંભળો.

તેઓ બંને મિત્રો તે પર્વતમાં અત્રિ ઋષિના મહાન સુશોભિત આશ્રમમાં રહેનાર "શુક્ર" અને "બૃહસ્પતિ" એ બે વૃદ્ધ પંડીત તપસ્વીઓના પુત્રો હતા, તેઓ યુવાન થયા તે અરસામાં તેમના માબાપ મરી ગયાં. બાદ તેઓ જળ વિના કુમુદની કાંતી સુકાય તેમ શોકથી પીડાયેલા છુટા પડીને ઘણો કાળ વનમાં વિચર્યા. વૃદ્ધાવસ્થા સમયે તેઓ એક દીવસ ભેગા થયા ત્યારે પરસ્પર વાતો કરવા લાગ્યા. કહો, જગતમાં કયો પદાર્થ કુશળ છે? ચિત્ત ભુમિકા ક્ષીણ થયે પરમાત્મતત્ત્વ પામવું તેજ કુશળતા છે. સંસારરૂપી વિષુચિકા રોગ આત્મ ઔષધ વિના દૂર થતો નથી. મનના ક્ષોભથી આત્મતત્ત્વમાં ક્ષોભ નથી. દેહરૂપી વૃક્ષના બાલ્યાવસ્થાપત્ર, યૌવનપુષ્પ અને વૃદ્ધાવસ્થા ફળ છે. તે મૃત્યુના મુખમાં જઈ પડે છે; ઉપજે છે ને નાશ પામે છે; સુખ લવ છે, દુઃખ દીર્ઘ છે. તે દેહરૂપી ધ્વજા કાળ વાયુથી ભાસે છે, ફરકે છે, કંપે છે. વાસના રૂપી જાળ વિશે બુદ્ધિરૂપી પક્ષિણી કષ્ટ પામે છે. આવા પોતાના દેહને જ્ઞાની હસે છે. તે જગતની ક્રિયાથી નિર્લેપ રહે છે. જેમ સૂર્ય જનવ્યવહાર દેખી હસે છે, પોતે અકર્તા છે. જેમ આકાશમાં ધૂળ ઉડવાથી આકાશ ક્ષોભ પામતું નથી, તેમ મનના ક્ષોભથી આત્મા તો નિર્લેપજ (અસંગ) છે. જેમ દર્પણમાં પડેલ પ્રતિબિંબ કષ્ટ આપી શકે નહીં. જેમ જળ અને બેડી (વહાણ) સંઘટ્ટ થાય ત્યારે જળના કણુકા ઉઠે છે તેમ દેહ અને આત્માના તાદાત્મ્યથી ચિત્તવૃત્તિ સ્ફુરે છે. દેહ આત્મા નથી, વાસ્તવીક રીતે સંબંધ બંનેને નથી જેમ (૧) આકાશમાં ધૂળનો સંબંધ નથી, ને (૨) જળમાં કમળનો સંબંધ નથી. (૩) જળ ને વહાણનો સંબંધ પણ અસત્ય છે. (૪) રથના ભાંગવાથી રથીને સ્પર્શ નથી. (૫) પ્રતિબિંબ સાથે દર્પણને સંબંધ નથી ને (૬) જળમાં પત્થર એકઠા રહે છે, પણ અંતર સંગનો અભાવ છે. વળી (૭) જેમ નટ વેષ લઈ ખેલ કરે છે પણ અંતર અસંગ છે તેથી દેહાત્મ અભિમાન ત્યાગો. તે અભિમાનજ જન્મમરણ દુઃખરૂપ સંસાર છે. ટુટેલી આરસી નાના પ્રતિબિંબો ગ્રહણ કરે છે અને આખા દર્પણ વિશે એકરૂપ ભાસે છે તેમ સંશયવાન ચિત્તનું સમજવું.

હે રામ! દેહ અને આત્મા (દેહી) કે જેઓ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ સ્વભાવવાળા છે. તેઓના પરસ્પરથી વિલક્ષણપણાનો વિચાર નહિંજ કરતાં, દેહમાંજ આત્મપણાનો વિશ્વાસ કરવામાં આવે (કે હું આવડોજ છું) એ સંગ બંધના કારણરૂપ થાય છે. ને તે દેહાભિમાન કરી (દેહનેજ આત્મા માનીને) વિષય સુખોની ઇચ્છા રાખવામાં આવે છે તે બંધનરૂપ છે. આત્મતત્ત્વ તો અનંત છે. હું સર્વનો આત્મા છું. આ સર્વ જગત આત્માજ છે તો કોની હું ઇચ્છા કરૂં અને કોનો ત્યાગ કરૂં? અથવા હું નથી, આ જગત નથી. સર્વ ભાવ અભાવને ત્યાગી અદ્વૈત સત્તા વિશે સ્થિત જે છે તે પણ જીવનમુક્તના લક્ષણ છે. ન કર્મ ત્યાગવાની ઇચ્છા, ન કર્મ કરવાની ઇચ્છા, અને અંતરથી કર્તૃત્વ ભાવ રહિત એવી રીતે સંગનો જેણે ત્યાગ કર્યો છે તે અસંગ (અસંસક્ત) છે. જેને આત્મતત્ત્વ વિશે નિશ્ચય છે ને જે રાગદ્વેષ, હર્ષશોકને વશ થતો નથી અને સર્વ કર્મોના ફળ જેણે ત્યાગ્યા છે ને હું કાંઈ નથી કરતો એવો મનથી ત્યાગી છે

તેવાને કાંઈ કર્મબંધન નથી કરતાં. સર્વ સંપદા તેને હોય છે. જેમ નિરાલંબસૂર્ય આકાશ વિષે વિચરે છે તેમ સદા સ્વરૂપ નિષ્ટ થઈને વિચરે છે તે વંદ્ય (વંદન કરવા યોગ્ય) છે. અને સંસક્ત જીવ છે તે કાળરૂપી બાળકના જીવરૂપી ગેંદ (દડા) છે તે અધઃ (પાતાળ) અને ઉર્ધ્વ (સ્વર્ગમાં) ઉછળે છે. શાંતતત્ત્વ વિશે સ્થિત થવાથી અદ્વૈતરૂપ તત્ત્વ સ્વભાવીક ભાસે છે. જેમ ચિંતામણિ પ્રકાશરૂપ સ્વભાવીક ભાસે છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ ક્ષોભવાન દેખાય છે પણ સૂર્યને ક્ષોભ કદાચિત નથી તેમ જ્ઞાનીનું ચિત્ત ક્ષોભવાન જણાય પણ તે અંતર આત્મારામી છે. જેમ સ્ફાટીકને પ્રતિબિંબને રંગ ચડતો નથી તેમ તે જ્ઞાનીને ચિત્ત વિષે સુખદુઃખને રંગ નથી ચડતો. જેમ આકાશ વિષે વાદળ દૃષ્ટ આવે છે પણ તેને સ્પર્શ નથી. જેમ યંત્રીની પુતળીની નિરંહકાર ચેષ્ટા છે તેમ તે જાગ્રતમાં પણ સુષુપ્તિ જેવી અવસ્થાને (સુષુપ્તિબોધને) આશ્રય કરી ક્રિયા કરે છે, જેમ બાળક અભિમાનરહિત ઘોડીયામાં રહી અંગ હલાવે છે. જેમ પર્વત સદાકાળ વિષે ચલાયમાન નથી થતો તેમ જ્ઞાનવાન સમભાવ રહે છે. પરમ આનંદથી ઘૂમતો તુર્યાવસ્થામાં રહેલો તત્ત્વવેત્તા પુરૂષ આ જગતની લીલાને સાક્ષીરૂપે જોયા કરે છે. જીવતાં સુધી આ તુર્યાવસ્થામાં અખંડ સ્થિતિને પામીને આનંદરૂપ અવિનાશી પરમજ્યોતિ વિશે લીન થયેલ હોવાને લીધે અંતે વિદેહ-મુક્તિને પ્રાપ્ત થાય છે કે જે વિદેહમુક્તિ તુર્યાતીતપદ છે. જેમ જળમાં પડેલો સિંધવને કટકો જળની રસમય સત્તાને પ્રાપ્ત થાય છે તેમ પરમાત્માની અખંડ સત્તા સામાન્યને વિશે તે રહે છે. શ્રુતિઆદિ વચનો પણ તુર્યાવસ્થાના અનુભવ સુધીનું વર્ણન કરે છે ત્યારે તુર્યાતીતપદ મન વાણીને વિષય નથી. જેમ આકાશમાં પવનોજ પહોંચે છે તેમ જેમાં વિદેહમુકતોજ વિચરે છે (રમણ કરે છે) એવી એ પરમ તે વિશ્રાંતિની પદવી જીવતાઓને અત્યંત દૂર છે. હે રામ ! જીવનમુક્ત પોતાના પ્રકૃતિભાવ વિશે સ્થિત થઈ યથાપ્રાપ્ત ક્રિયાને કર્તા નિર્દ્વંદ્વ (સુખ દુઃખાદિની પ્રતીતિ પણ રહિત) રહે છે તમો પણ સ્વરૂપના જ્ઞાતા છો તેથી તે પદ્ધતિથી સ્વરૂપને પ્રાપ્ત થાઓ અને શરત્કાળના સ્વચ્છ આકાશવત્ નિર્મળ શોભશો. આત્માઆદિ નામો પણ વ્યવહાર અને ઉપદેશ નિમિત્ત કલ્પ્યાં છે. નામરૂપ ભેદભાવથી રહિત અશબ્દ પરમપદ છે; તેજ જગત થઈ સ્થિત ભાસે છે. જગત કંઈપિણ વસ્તુ નથી. જળ વિશે તરંગ ભાસે છે તે જળથી ભિન્ન કાંઈ વસ્તુ નથી, તેમ આત્માથી ભિન્ન જગત કાંઈ વસ્તુ નથી. જેમ સમુદ્ર જળરૂપ છે તેમ આ જગત આત્મરૂપ છે, પટતંતુની જેમ જગત બ્રહ્મને કાંઈ ભેદ નથી; દ્વૈત સાથે તમારે કાંઈ સંબંધ નથી જેમ ધૂપ ને છાયાને કાંઈ સંબંધ નથી. પ્રકાશને અંધકારની જેમ, શરીરને આત્માને સંબંધ નથી. જેમ મરૂસ્થળ વિશે સૂર્યના કિરણોથી જળ ભાસે છે તેમ આત્મા વિશે દેહભાવ જાણવો. જડચેતનની એકતા કેવી રીતે સંભવે ? શરીર વાયુથીજ ચાલે છે, આવે છે, જાય છે અને નાડીઓમાં ભ્રમણ કરનારા વાયુથી—જેમ વાંસના છિદ્રોમાં પવનના અભિઘાતથી શબ્દ ઉત્પન્ન થાય છે તેમ—શબ્દ કરે છે. ઉર, કંઠ, શિર, જીવ્હામૂળ, દંત, નાસિકા હોઠને તાળુ એ આઠ સ્થાનો વિશે વાયુના બળથી અક્ષરોના ઉચ્ચારો થાય છે. કંઠથી ક, ખ, ગ, ઘ, તાળુથી ચ, છ, જ, ઝ; મૂર્ધનિ શિર વિષે ટ, ઠ, ડ, ઢ; દંત વિશે ત, થ, દ, ધ, હોઠ વિશે પ, ફ, બ, મ; ને નાસિકા-માંથી ઙ, ઞ, ણ, ન તથા જીવ્હામૂળ વિશે ય, ર, લ, વ ના ઉચ્ચાર થાય છે. જેના આદિમાં હકાર હોય તેને હૃદયમાં ઉચ્ચાર થાય છે. આઠે સ્થાનમાં નવ સ્વરનો સૂક્ષ્મનો ઉચ્ચાર થાય છે. આત્મા એનાથી નિર્લેપ છે. આવી રીતે વાંસળી જેમ વાયુથી તેમ આ પાંચ તત્વોથી શબ્દ થાય છે તેને આત્માનું અભિમાન મૂર્ખ કરે છે. નેત્રાદિ ઇંદ્રિયો પણ વાયુથી ચેષ્ટા કરે છે. માટે આ જગત ભ્રમને ત્યાગી આત્મપદ વિશે સ્થિત થાઓ,

સંસારના કારણુ અંતઃકરણુ, જીવ, ચિત્ત, મન બધાં નામ એકજ છે. સર્વશકત આત્મા સર્વ શરીર વિષે સર્વરૂપ છે. અહંભાવ (પ્રાણુ ધારણુ) એ જીવ છે, પ્રકૃતભાવ એ પ્રકૃતિ છે તે જડ છે. જીવચેતન છે. દ્રષ્ટા દ્રશ્યની મધ્યમાં પરમાત્મતત્ત્વ છે તે નાના રૂપ થઈને ભાસે છે. સૌભરી ઋષીએ ૬૦ કન્યા લેવા માટે ૬૦ રૂપ પોતાના ધર્યાં હતાં. જેમ પાંદડુ સૂકાઈ જતાં તેનો રસ ક્ષય પામતો નથી પણ તેરસ સૂર્યના કિરણોની અંદર જાય છે, તેમ ચિત્તવાસનાસહિત થઈ શરીર છોડી જીવ બીજા શરીરમાં જાય છે પણ ક્ષય પામતો નથી. જો એ જીવ વાસનાથી રહિત થઈ ગયો હોય તો બીજા શરીરમાં નહિં જતાં સમુદ્રમાં નદીઓની જેમ, ચિત્ત ચિદાકાશ વિશે લીન થઈ જાય છે. પોતાના પરબ્રહ્મરૂપ (સત્તા સામાન્યરૂપ) અસલ સ્વભાવમાં રહે છે. જેમ જળના તરંગ એક સ્થાન છોડી બીજે જાય છે તે દૃષ્ટ આવતા નથી, જેમ પક્ષી એક વૃક્ષથી ઉડી બીજી દિશામાં જાય છે ને ફરી દૃષ્ટ નથી આવતાં તેથી તેનો નાશ થતો નથી. વાયુ જેમ ગંધ લઇને ઉડી જાય છે ને સત્તા સામાન્યમાં પૂર્ણરૂપે રહે છે તેમ તમો પણ હે રામ! રહો. દેહજન્મતા તમે જન્મ્યા નથી અને દેહ નષ્ટ થતાં તમે નષ્ટ થવાના નથી. તમે પોતાના સ્વરૂપમાં નિષ્કલંકજ છો. સ્થાણુ વિશે વૈતાલ ભાસીને ભયમાન થવાય છે તેમ દેહ વિશે અહંભાવથી રાગદ્વેષને સુખ દુઃખ પમાય છે. જેમ એક કાષ્ટમાંથી અનેક પૂતળીઓ કોતરેલી હોય છે તે કાષ્ટથી ભિન્ન નથી. તેમ પંચભૂતોથી ઈતર, શરીર કાંઈ વસ્તુ નથી તે પંચભૂતોનું પૂતળું પંચતત્ત્વમાં લીન થાય છે. તેને મૃત્યુ પામ્યા એમ કહે છે તેજ આશ્ચર્ય છે તેવા શરીર વિષે હર્ષ શોકવાન થવું તે મૃત્તિકાના રમકડાની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં બાળક અજ્ઞાનતાને લીધે હર્ષ ખેદવાન થાય તેના જેવું છે. જ્ઞાનવાનને સર્વ ભૂત ભ્રાંતિમાત્ર છે. માટીનાં પૂતળાં એક બીજાને મળે તો રાગદ્વેષ તેને થતો નથી તેવી રીતનો ઈંદ્રિયો, મન, બુદ્ધિ ને આત્માનો મિલાપ છે તે સ્નેહરહિત છે. શોક થતો નથી. પણ ચિત્તના ઉદયથી આત્મા વિષે અનાત્મધર્મ પ્રતિબિંબિત થાય છે તેથી તરંગભાવ મટાડી અક્ષોભિત જળસ્વરૂપને પ્રાપ્ત થાઓ. જ્યાંસુધી મધનો નિશો હોય છે ત્યાંસુધી પોતાનું સ્વરૂપ ભુલી જવાય છે ને મદિરારૂપી દેહાભિમાનનો નિશો ઉતરેથી સ્વરૂપ જેમનું તેમ જાણે છે. આત્મતત્ત્વના સ્પંદ (સ્ફુરણ) રૂપ ચિત્ત પણ અવસ્તુરૂપ છે. જ્ઞાનવાન પોતાના વ્યવહાર વિશે કર્તવ્યનું અભિમાન પામતો નથી જેમ આકાશમાં ઉડતી ધૂળથી આકાશ મળભાવને પામતું નથી. જેમ કુવામાં પડેલ પ્રતિબિંબ કલનારહિત છે, બાધકર્તા નથી. જેમ મેઘના આવવા જવાથી સમુદ્ર ક્ષોભ પામી રાગદ્વેષ નથી કરતો. ચિત્ત વિશે પદાર્થોની મનનવાસના ભાસે તે વિલાસ સ્વરૂપ જાણો. અને સત્ય છે તે અવ્યક્ત છે તેનો આશ્રય કરો ને અલેપ રહો. સત્ય તો જેમનું તેમ છે એવો સમ્યક્દર્શી મોહને પામતો નથી. દૃશ્ય જે વિષય છે અને દર્શન કહીએ જે ઈંદ્રિયો તેની સંધિ (મીલાપ) વિશે જે આત્મસુખ અનુભવરૂપ છે તે પરબ્રહ્મ છે ને નિરતિશય આનંદ તે સંવિત વિશે સ્થિત છે તે અખંડ અનુભવ 'જીવનમુક્તિ'ના નામથી કહેવાતી તુર્યાવસ્થા થાય છે. તેજ મોક્ષપ્રાપ્તિ છે. તેવો પુરૂષ પરમપ્રકાશરૂપ મુક્ત છે. નિષ્કંચનરૂપ એજ સર્વરૂપ છે. જેમનું તેમ જાણવાથી સર્વ આત્મરૂપ છે. પૃથ્વીની કઠીણતા, જળની દ્રવતા, અગ્નિની ઉષ્ણતા, વાયુની સ્પંદતા અને આકાશ અવકાશરૂપ ભાસે છે ને સર્વ વસ્તુ અવસ્તુરૂપ જગત ભાસે છે તે સકળ આત્મરૂપ છે આત્માનોજ ચમત્કાર છે. હે મહાત્મારામ! તમો એ પ્રમાણે બુદ્ધિ રાખી સંસારને તરી જાઓ.

હવે એક બીજો વિચાર હું તમોને કહું છું કે જે વિચારરૂપી દૃષ્ટિથી તમે આત્માને અવિચળ દેખશો ને દિવ્ય દૃષ્ટિવાળા થશો. પરમદૃષ્ટિએજ છે કે સર્વ જગત હુંજ છું ત્યાં હું, તું અનેક એમ કેમ બને? હું કે જે આત્મા છું તેજ સર્વ બ્રહ્માંડોમાં સર્વ સ્થળોમાં રહ્યો છું. જેને

મન જગત્ મનોમાત્ર છે તેને હર્ષ શોક થતો નથી, પોતાનું પરાયું રહેતું નથી. પરમાર્થને લગતા હોવાને લીધે મોક્ષને આપનારા બે અહંકારો સાત્વીક છે, અત્યંત નિર્મળ છે અને તેઓ તત્ત્વ જ્ઞાનથીજ થાય છે:—

(૧) હું પરમ અણું સૂક્ષ્મથી અત્યંત સૂક્ષ્મ છું. સર્વથી ન્યારો સાક્ષીભૂત અવ્યક્તરૂપ છું.

(૨) સર્વ જગત પ્રતીત થાય છે તે હુંજ છું મારાથી કાંઈ અન્યત્ છેજ નહીં.

ત્રીજો અહંકાર પોતાને નખશિખા પર્યંત દેહરૂપ જાણવા તે શાંતિને આપનાર નથી પણ દુઃખ દાયક સંસારનું કારણ છે. હે રામ ! તમે તો એ ત્રણેને ત્યાગી કરી પૂર્ણ ચૈતન્ય વિષે સ્થિતથાઓ એ પરમ સિદ્ધાંત છે. આત્મ સર્વથી અતીત (પર) છે તો પણ પોતાની સત્તાથી જગતને પૂર્ણ કરી રહ્યા છે અને સર્વના પ્રકાશક છે. પોતાના અનુભવ કરી સદા વસ્તુ ઉદયરૂપ છે, તે કોઈ પણ પ્રમાણનો વિષય નથી. જેવી રીતે આત્મા આદિસંજ્ઞા ઉપદેશ નિમિત્ત કલ્પી છે તેવી રીતે સર્વ શક્તિ પણ તેને વિશે કલ્પેલી છે. સર્વત્ર સર્વકાલ વિશે પ્રકાશરૂપ સ્વરૂપ છે. જેમ આકાશ વિષે વાયુ સ્ફુરે ત્યારે શીતળ ઉષ્ણ થઈ ભાસે છે, તેમ પોતાના સ્ફુરણથી જીવરૂપ ભાસે છે ત્યારે ચિદ્ સંવિત્ સ્ફુરણારૂપ થાય છે.

પરમ સ્વરૂપ આત્મા પોતાના સ્વભાવ વિશે સ્થિત છે. પરંતુ તેનો ભાસ પુર્યષ્ટક વિશે થાય છે. જેમ વાયુ વિના ધૂળ ઉડતી નથી, જેમ પ્રકાશ વિના અંધકાર વિશે પદાર્થ ભાસતા નથી તેમ પુર્યષ્ટક વિના આત્મ પ્રતિબિંબ ભાસતો નથી. જેમ સૂર્યનો ઉદય થયે સર્વ જીવોનો વ્યવહાર શરૂ થાય છે ને સૂર્યનો અસ્ત થયે લીન થાય છે (બંધ પડે છે) અને સૂર્ય બંને વિશે અલેપ (અસંગ, ઉદાસીન) છે તેમ આત્મા સર્વના પ્રકાશક છે છતાં નિર્લેપ છે; શરીરના વ્યવહાર હોવા વિશે કે ઈષ્ટિતા વિષે જેમનો તેમ છે. એકરૂપ છે. તેનાજ અજ્ઞાનથી જીવ અનાત્મભાવ પામે છે, જેમ જેવરી વિશે સર્પ ભાસે છે, તે કેવળ દુઃખનું કારણ છે. આત્મા અવિનાશી છે તેના વિના બીજું કાંઈ નથી. હે ઉત્તમ બુદ્ધિ રામ ! તે કારણ માટે તમો યંત્રની પૂતળીવત્ અભિમાનથી રહિત ચેષ્ટા કરો એજ આત્માની મૈનતા છે. ચિત્તથી ગુણોમાં વૃત્તિનો ત્યાગ થઈ નિર્મળ થાય અને સમ્યક્ આત્મજ્ઞાન થઈ આત્માકાર રહે તેને તત્ત્વદર્શી 'મોક્ષ' કહે છે. મોક્ષ કાંઈ આકાશમાં, પાતાલમાં કે પૃથ્વીમાં પણ નથી. કેવળ આત્માનો નિર્મળ ચિત્તથી બોધ થવો જોઈએ. માટે સર્વ ભેદ-કલ્પના ત્યાગી અંતરથી આસક્તિ રહિત થઈ સદા જીવનમુક્તપણાથી શોભા ધરીને, તમે સગર રાજાના પુત્રોએ ખોદીને કરેલા સમુદ્રોરૂપી ચિન્હોવાળા આ ભૂમંડળનું લાંબા કાળ સુધી પાલન કરો.

હે સંસારથી રહિત રામ ! જેમ અત્યંત રૂપાળો પુરૂષ કદી પણ પોતાના મોઢાને દર્પણમાં ન જોતો હોય તો તેને પોતાના હૃદય વિશે પોતાના કુરૂપપણાની બુદ્ધિ થાય છે તેમ આત્મા પોતાના સ્વરૂપને ન જુએ તો તેને (સૃષ્ટિ આદિના સમયમાં) ક્ષણ માત્રમાં શરીરભાવ પ્રાપ્ત થાય છે, દેહરૂપ આત્મા માને છે. જેમ નિર્જળ દેશમાં સૂર્યના તાપથી ઝાંઝવાના પાણી ઉત્પન્ન થાય છે તેમ આત્મામાં દેહના અધ્યાસથી સત્તા પામેલી અને પુણ્ય પાપાદિ સુખદુઃખ આદિ અનેક અનર્થોથી ભરેલી એ રાગદ્વેષરૂપી ખટપટથી આ સઘળું જગત ઉત્પન્ન થાય છે. જેમ જેમ મદિરાપાન (આત્માનો પ્રમાદ) કરે છે તેમ તેમ વધારે ઉન્મત્ત બને છે ને અહંભાવનો અધ્યાસ દૃઢ કરી જાય છે. એક કલનાથી (ફુરણાથી) મન બુદ્ધિ ચિત્ત અહંકાર ઇંદ્રિયો દેહ ભાસી આવે છે, એ એક ફુરણાની અનેક સંજ્ઞા થઈ છે. એકચિત્તનો નાશ થયે સર્વનો નાશ થાય છે, તેથી બંધ અને મોક્ષ બંને વૃત્તિ કયાં રહેશે ? વિવેકને વૈરાગ્યના અભ્યાસથી મનનું મનન ત્યાગો

એટલે મન નિર્મળ કરો. તત્ત્વવેત્તા પુરૂષ અજ્ઞાન દશામાં જે દીન (દીવસ) વ્યતીત થયા તેને હસે છે કે માયાના ભ્રમથી હું પોતાને કર્તા ભોક્તા માનતો હતો—ભૂતભવિષ્યનું તે ચિંતન કરતો નથી અને વર્તમાનમાં કાકતાલીયવત્ ( અકસ્માત્ ) પ્રાપ્ત થયેલા સ્ત્રી આદિ ભોગોને ભોગવે છે છતાં હર્ષ કે શોકવાન તે થતો નથી. ત્રિલોકીના સુખ પણ તેને તૃણવત્ ભાસે છે; કેમકે તેને રાગદ્વેષ રહ્યા નથી તેથી જીવનમુક્ત છે. અવસ્તુ વિશે વસ્તુ બુદ્ધિ ક્યારે થાય કે જ્યારે વસ્તુનું વિસ્મરણ થાય જ્ઞાનવાનને તો સદા વસ્તુ સ્વરૂપનું સ્મરણ છે. જેમ કોઈ પુરૂષે ગોળના મધુર રસનો અનુભવ કર્યો હોય અને તે ગોળ બીજાનો હોવાથી તે ખાઈ ગયો તે બદલ તેને દંડ આદિ શિક્ષા થાય તોપણ તે ગોળના મધુર રસનો અનુભવ દૂર કરવા સમર્થ નથી તેમ જેણે અખંડ આત્મસ્વરૂપના આનંદનો અનુભવ કર્યો હોય તેનો તે અનુભવ એક રસ રહે છે. બદલાતો નથી. જેમ પર વ્યસનીની નારી પરપુરૂષના સંગથી દુઃખ પામતી હોય છતાં તેને દુઃખ ભાસતું નથી ને ઘરના અનેક કામકાજોમાં લાગેલ હોય તોપણ મનમાં એના એ જાર પુરૂષના સંગનો આસ્વાદ તેને રહ્યા કરે છે. તેવી રીતે અત્યંત શુદ્ધ પરમ તત્ત્વમાં વિશ્રાંતી પામેલો જીવનમુક્ત અનેક વ્યવહારોમાં લાગેલો હોય છતાં એ પરમ તત્ત્વનું અખંડ આત્મ સુખ અનુભવે છે. તેમાંજ મગ્ન રહે છે. માટે તમો પણ વિગત જ્વર થાઓ.

હે રામચંદ્રજી ! આવી રીતે જીવનમુક્ત દેવો, દાનવો, રાજાઓ અને પુરૂષો અનેક થઈ ગયા છે. જેઓ વિવિધ વ્યવહારો કરતાં છતાં હર્ષ શોકાદિથી લેપાયલા ન હતા. જેવાકે રાજા જનક, તમારા પિતામહ દિલિપરાજા, માંધાતારાજા, બળિરાજા, દાનવોનો રાજા નમુચિ, ઈંદ્રનો શત્રુ વૃત્રાસુર, પાતાળનો સ્વામી પ્રહ્લાદ સર્વેએ મહાન રાજ્યો કર્યા, યુધ્ધો પણ પ્રચંડ કર્યા છતાં રાગદ્વેષાદિ રહિત રહી અંતર શીતળ રહ્યા હતા. શંબરાસુરે માયાઓ રચી હતી છતાં માયાવી તરીકે સ્થિત રહ્યો હતો. આ સંસાર પણ શાંબરી માયારૂપ છે. વિષ્ણુ સાથે યુદ્ધ કરતો રહેતાં છતાં હૃદય વિશે અલેપ બુદ્ધિ હતો. વળી તેવીજ રીતે મૂશલ નામનો દૈત્ય પણ જીવનમુક્ત થઈ પિંડને ફરી પામ્યો ન હતો. સઘળા દેવતાઓના મુખરૂપ અગ્નિદેવ યજ્ઞ લક્ષ્મીને ભોગવે છે (યજ્ઞમાં પૂજાય છે), યજ્ઞના હવિષ્યોનું ગ્રહણ કરે છે છતાં જીવનમુક્તપણાથી સંસારમાં રહેલ છે. દેવતાઓ ચંદ્રમાના કિરણોનું અમૃતપાન કરે છે પણ બ્રહ્માકારમનથી સુખદુઃખ રહિત ચંદ્ર રહે છે ને ક્ષોભ પામતો નથી ને શીતળ રહે છે. વળી દેવતાઓના ગુરૂ બૃહસ્પતિ, દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય, પવન, બ્રહ્મા, વિષ્ણુ ભગવાન, શેષનાગ સદા મુક્ત સ્વરૂપો છે. તેમ ત્રિનેત્ર સદાશિવ અર્ધાંગ (પાર્વતીજીને) ધારી હૃદય વિશે સંસક્ત નથી ગૌરી પાર્વતીજીએ કંઠમાં શુદ્ધ મોતીની માળાની જેમ, સદાશિવને રાખી અંતર શીતળ છે. કાર્ત્તિકેયસ્વામી તથા સદાશિવના 'ભૃંગીશ' પાર્ષદ રક્તમાંસ માતાને આપે છે છતાં ધૈર્યધારી છે. નારદમુનિ જગતમાં (લીલાથી કૌતુક પ્રવર્તાવનારા) ક્રિયાજાળ વિશે રહે છે છતાં મુક્તજ છે. વિશ્વામિત્ર, સૂર્યભગવાન, યમરાજા, કુબેર આદિમાં કેટલાક તો મૌનશિલાવત્ થઈ ગયા. કેટલાક જીવનમુક્ત પરમ બોધવાન વન વિશે ગયેલા છે જેવાકે ભૃગુ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, શુક વિગેરે. કેટલાકે ચિરકાળ રાજ્ય પાલન કરેલ છે જેવાકે જનક, શર્યાતિ, માંધાતા તથા સગર વિગેરે રાજાઓ. કેટલાક જીવનમુક્ત પુરૂષો તો આકાશ વિશે નક્ષત્રોના ચક્રમાં કાંતિધારી રહેલા છે જેવાકે બૃહસ્પતિ, શુક્રાચાર્ય, ધ્રુવ, ચંદ્ર, સૂર્ય, શુક્ર, સપ્તર્ષિઓ ઇત્યાદિ. કોઈ તો સ્વર્ગ વિશે વિમાનમાં બેસી ફરે છે જેમકે અગ્નિ, વાયુ, કુબેર, યમ, વરૂણ, નારદાદિ. પાતાળમાં બળિરાજા, સહોત્રાસુર, પ્રહ્લાદ આદિ છે તે ત્યાં રાજ્ય કરે છે. કેટલાક તિર્યક યોનિમાં ગરૂડ, હનુમાન, જાંબવાન આદિ જીવનમુક્તો છે. દેવતાઓની યોનિ અત્યંત

સાત્વીક છે તે છતાં તેમાં કેટલાક અજ્ઞાની કેમ છે એવી શંકા રાખવી નહીં. કેમકે અત્યંત વિસ્તીર્ણ અને સર્વરૂપ પરમાત્મામાં માયા નામની વિચિત્ર શક્તિને લીધે સર્વ દેશમાં સર્વ કાળમાં સર્વ પ્રકારે અને સર્વથી સર્વ થવું સંભવે છે. આ સર્વ અને સર્વ પ્રકાર સર્વાત્મારૂપ ભાસ્યું છે. ઇતિર કાંઈ નથી. તે સર્વનો વ્યવહાર નાના પ્રકારનો છે તે પણ અદ્વૈત જાણી કરીને કરેલો છે. વિષ્ણુ, શિવ, ઇશ્વિર ઇત્યાદિ નામો સર્વાત્માનાજ છે અનિર્વચનીય માયાશક્તિ વિશે અવસ્તુથી વસ્તુ અને વસ્તુથી અવસ્તુ યુક્તિથી નીકળે છે. જેમ અવસ્તુ રેતમાંથી સુવર્ણયુક્તિથી નીકળે છે. અને વસ્તુરૂપ સોનાનો મેલ અવસ્તુથી દૂર થઈ જાય છે વળી પાપનું ફળ અત્યંત અયોગ્ય છે તોપણ તેની બીકથી લોકો ધર્મમાં પ્રવર્તે છે તો એટલી તેમાં પણ યોગ્યતા છે. જે પદાર્થશૂન્ય હોય તેમાંથી પણ સાચું ફળ જોવામાં આવે છે જેમકે ધ્યાનયોગ અત્યંત શુન્ય છેતોપણ તેથી સત્ય બ્રહ્મપદ પમાય છે તેમ અવસ્તુ (તુચ્છ) રૂપ દેહાદિ વિશે વસ્તુરૂપ આત્મા શાસ્ત્રરૂપ યુક્તિથી પમાય છે. ને તે આત્મજ્ઞાનથીજ દૃશ્યરૂપ અવસ્તુ દૂર થાય છે. જેમ બાજીગરની બાજીથી સસલાંના શીંગડાં પણ ભાસીઆવે છે તેમ આત્મા વિશે અજ્ઞાનથી અસતરૂપ જગત દૃઢ થઈ ભાસે છે પણ જેમ સિંધુમાં લવણ લય થઈ જાય છે, તેમ તે જગતકલ્પના પણ અંતમાં આત્મતત્ત્વના સાચા નિશ્ચયથી નષ્ટ થઈ જાય છે. માટે હે રામ! યુક્તિપૂર્વક પુરૂષાર્થમાં મન લગાવી પોતાની મેળે પોતાના આત્માનો વિચાર કરો. યુક્તિપૂર્વક આત્મતત્ત્વના નિશ્ચય માટે મહાન પુરૂષાર્થ નહીં કરવાથી સ્વસ્વરૂપને નહીં પામતાં બુધ્ધે ક્ષણિકબુદ્ધિની ધારાને આત્મા માનેલ છે, સાંખ્યના આચાર્ય કપિલદેવજીએ ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રધાનને સત્ય માની દ્વૈતમાં ખરાબ થયેલ છે. જૈન મત અનુસારીઓએ આત્માને અવયવવાળો પરિચ્છિન્ન વધવા ઘટવારૂપ વિકારવાન સ્વભાવવાળો માની લીધેલ છે ત્યારે શ્રુતિઓના રહસ્યને જાણનારા મહાત્માઓ આત્મતત્ત્વના સત્યસ્વરૂપના નિશ્ચયરૂપ અનુભવને (મુક્તિને) પામ્યા છે તે કેવળ યુક્તિપૂર્વક તાત્પર્ય નિશ્ચયરૂપ પુરૂષાર્થનું મહાન ફળ છે. હે રઘુનંદન! તમે જે જાણવાનું છે તે જાણી લીધેલું હોવાને લીધે જેમ પુર્ણિમાનો ચંદ્રમા અમૃતથી પૂર્ણ થઈ ત્રિવિધ તાપ મટાડીને શોભે છે તેમ પૂર્ણ બ્રહ્માનંદમાં મગ્ન રહીને આધ્યાત્મિકાદિ ત્રણે તાપોને મટાડનારી નિર્મળ અને સર્વદા સમતાવાળી બ્રહ્મવિદ્યારૂપી શોભાથી અત્યંત શોભો છો.

* * * *

શ્રી રામચંદ્રજીએ પુછ્યું:—હે મહામુનિ! તત્ત્વવેત્તા જીવનમુક્ત પુરૂષોના ઉત્તમ લક્ષણો સંગ્રહીત રીતે કૃપાકરી વર્ણવો. આપના વચનામૃતથી કોને તૃપ્તિ થાય?

શ્રી વસિષ્ઠઋષિ ઉવાચઃ—તમારી ઇચ્છાનુસાર હે રામ! સંગ્રહરૂપે ફરીવાર જીવનમુક્તના લક્ષણો કહું છું તે સચિત્ત સાંભળો ને સુગંધી પુષ્પોથી માળાની પેઠે હૃદયમાં પહેરી રાખજો.

જીવનમુક્ત તત્ત્વવેત્તા સઘળી તૃષ્ણા રહિત થયેલો નિઃસ્પૃહ સર્વત્ર અને સર્વદા આ પ્રપંચને મોહમય અને મૃગ તૃષ્ણાના જળવત્ મિથ્યા દેખે છે. તેની બુદ્ધિ પ્રૌઢ, સમતાવાળી, અને અંતરમુખ થયેલી હોય છે ને શાંત હોય છે. આ જગતના વ્યવહારને યંત્રથી નાચતા પૂતળાંઓના વ્યવહાર જેવો જોઇને હસ્યા કરે છે. એ મહાત્મા ભવિષ્યની અપેક્ષા રાખતો નથી, વર્તમાનમાં રૂચી (આસક્તિ) કરતો નથી, થઈ ગયેલાને સંભારતો નથી તેમ વર્તતાં છતાં સઘળો વ્યવહાર કરે છે. મનમાં કર્તા ભોક્તાપણાના અભિનિવેશ રહિત રહે છે, તે જીવનમુક્ત બાળકોના મંડળમાં ગ્રહણ ત્યાગ બુદ્ધિ રહિત બાળવત્ ચેષ્ટા કરે છે, વૃધ્ધોના મંડલમાં વૃદ્ધ જેવો, યુવાનોના મંડળમાં યુવાન જેવો, દુઃખ વિશે ધૈર્યવાન, શત્રુમાં અને મિત્રમાં સમચિત્ત (રાગદ્વેષ વિનાનો) છતાં બહારથી મિત્રની સાથે મિત્રવત્ વર્તે છે અને શઠની સાથે શઠની પેઠે વર્તે છે, સદાપુણ્ય

ચિત્ત, પવિત્ર પ્રસન્ન મધુરવાણી યુક્ત, અંતરથી સદા તૃપ્ત, ઉદાસિની જેમ સદા અસંગ, મનમાંથી દીનતા જેની નિવૃત્ત થઈ ગઈ છે તેવો, સર્વદા મૃદુ (કોમળ), ચંદ્રમાની જેમ શીતળ, પુણ્ય શુભ કર્મ કરવા વિશે કશુ પ્રયોજન રહિત તેમ અશુભ વિશે પણ પાપ બુદ્ધિ રહિત, ગ્રહણ વિશે કે ત્યાગ વિશે ગ્રહણ ત્યાગ બુદ્ધિ રહિત, બહારથી સઘળા ઉદ્યોગો કરતો સિદ્ધિ અસિદ્ધિથી થતાં હર્ષ શોક રહિત આવી પડેલી ક્રિયાઓ કરવામાં ઉન્મુખ થાય છે, પોતાના શરીરને તથા વર્ણાશ્રમને લગતી ક્રિયાઓને અનુસરે છે, બાપ–દાદાની પરંપરાથી પ્રાપ્ત થયેલી જીવિકાઓને અનુસરે છે, બંધુઓને દાન માનઆદિથી રાજી પણ રાખે છે. જેમ પાંજરાથી મુક્ત થયેલ પક્ષી આકાશમાં ઉડે છે તેમ શંકાથી રહિત ચિત્ત તેનું આત્માકાશ (ચિદાકાશ) માં પ્રાપ્ત છે. દેહાભિમાનથી રહિત આકાશવત્ સમરસ આત્મભાવ રહે છે. સર્વ ચમત્કાર (કૌતુહલ) ચિદાત્માની શક્તિની સ્ફુરણા જાણે છે. શરત્કાળના આકાશવત્ નિર્મળ રહે છે. રાગદ્વેષ અંકુર આકાશમાં ઉદય થતાં નથી. જ્યાં મનનું મનન ત્યાં વિકાર ઉદય થાય છે. સ્વપ્ન સૃષ્ટિ જેમ ફુરી આવે અને વળી નષ્ટ થઈ જાય, જેમ મંદરાચળનો ક્ષોભ મટવાથી ક્ષીર સમુદ્ર શાંત થઈ જાય છે તેમ ચિત્ત તેનું શાંત હોય છે. માટે હે રામ! તમો પણ સ્વરૂપના અભ્યાસી થાઓ.

હે રામચંદ્રજી! જેમ રાત્રે બળતા ઉંબાડીઆ (અલાતકા)નું ભ્રમણ થતાં મિથ્યા છતાં સાચા જેવું અગ્નિનું ચક્ર થયેલું જોવામાં આવે છે તેમ ચિત્તના સ્ફુરણાથી (ભ્રમણથી) જગત્ અસત્ છતાં સતવત્ ભાસે છે. જેમ જળ વિશે દ્રવતાથી (ભ્રમણથી) જાણે જળથી જુદી હોય તેવી ગોળ ચકરી થયેલી દેખાય છે તેમ ચિત્તના ભ્રમણથી જગત્ ચિત્તથી જુદું ભાસે છે. વળી જેમ નેત્રના દુખવાથી અથવા નેત્રને તડકા સામે રાખવાથી નેત્રોનું ભ્રમણ થતાં આકાશ વિશે તરવરાં, મોર પિચ્છવત્ તથા મોતીના આકાર જેવું ખોટું મંડળ ભાસે છે. જેમ વાદળાના ચાલવાથી ચંદ્રમા દોડતો જણાય છે, તેમ ચિત્ત વિશે ભ્રમણ થતાં પ્રતીત થયેલું મિથ્યા જગત સાચા જેવું જોવામાં આવે છે. તલ વિશે તેલ ને ફુલ વિશે સુગંધની જેમ, ચિત્ત વિશે સ્ફુરણ સમજવું. ચિત્ત ને સ્ફુરણ બંને જુદાં નથી. બેમાંથી એક નાશ પામેથી બંને નાશ પામે છે. જેમ શ્વેતપણું અને હિમ પરસ્પરથી ભિન્ન છે તેમ અભિન્નપણ છે, તેમ ચિત્તને સ્ફુરણ (ભ્રમણ) પરસ્પરથી ભિન્ન છે ને અભિન્ન પણ છે. એ ભિન્નાભિન્ન પણામાં અભિન્નતા વાસ્તવીક છે ને ભિન્નપણું કેવળ કલ્પિત હોવાથી મિથ્યા છે.

હે બુદ્ધિશાળી રામ! ચિત્તનો નાશ કરવામાં એક યોગ અને બીજો ઉપાય જ્ઞાન એ બે ઉપાયો છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો (રોકવી) એનું નામ યોગ છે અને અત્યંત સૂક્ષ્મ રીતે સંપૂર્ણ અવલોકન કરવું (સમ્યક્ વિચાર) તે જ્ઞાન કહેવાય છે. હવે યોગ યુક્તિ કહું છું તે સાંભળો–જેમ પૃથ્વી વિશે જળ ફરે છે તેમ આ દેહ વિશે જે નાડીઓ છે તેની અંદર સર્વત્ર વ્યાપ્ત થઇને સ્ફુરે છે (ફરે છે) તે પ્રાણવાયુ કહેવાય છે તે એક છે. સ્પંદ (ચલન)ને લીધે અંદર વિચિત્ર ક્રિયાઓને પ્રાપ્ત થતાં એ પ્રાણનાંજ અપાન આદિ નામો વિદ્વાનોએ (યોગીશ્વરોએ) કલ્પેલાં છે. જેમ સુગંધનો આધાર પુષ્પ છે, શ્વેતતાનો આધાર બર્ફ છે તેમ ચિત્તનો આધાર પ્રાણ છે. આધાર આધેય પ્રાણ અને ચિત્ત અભેદરૂપ છે. અંતર પ્રાણ વાયુ સ્ફુરે (ચાલે) ત્યારે ચિત્ત કળા ફુરે છે. જેમ જળ દ્રવીભૂત થયે લહેરી, ચક્રિ ફુરી આવે છે. હે રામ! શરીરની અંતર એ પ્રાણના ચલનથી ચેતન કલના કરવામાં (સંકલ્પીત થવામાં) ઉન્મુખ થાય તેને ચિત્ત સમજો. અને એ સંકલ્પોના ઉન્મુખપણાથી તે તે વિષયો પ્રતીત થાય છે (જોવામાં આવે છે). પ્રાણનું ચલન રોકવામાં આવે તો ચિત્તનું ચલન ઉપશાંત થાય છે અને ચિત્ત (મન) લીન થયે સંસાર

શાંત થાય છે જેમ સૂર્યના પ્રકાશનો અભાવ થયે રાત્રી વિશે મનુષ્ય વ્યવહાર શાંત થઈ જાય છે.

\+ + + +

હવે આ પ્રાણ આદિ વાયુ જે ચલન સ્વભાવવાળા છે (દેહની અંદર અને બહાર આકાશમાં જાય આવે છે) તેઓના ચલનને રોકવાના ઉપાયો કહું છું તે એક ચિત્ત થઈ સાંભળો:—

(૧) મહાત્માઓનો લાંબાકાળ સુધી સત્સંગ (૨) સત્શાસ્ત્રનો વિચાર અને અભ્યાસ તથા (૩) વિષયોથી વૈરાગ્ય (અત્યંત દોષ દર્શનથી અરૂચી દૃઢ કરવી તે) એથી જગત વિશે અસત્ બુદ્ધિ થાય છે અને પોતાના મનને અનુકૂળ લાગે તેવા વાંછિત ઇષ્ટદેવના ચિરકાળ ધ્યાનથી ચિત્તની એકાગ્રતા થાય છે ત્યારે પ્રાણનું ચલન રોકાય છે.

અથવા પૂરક કુંભક અને રેચક એ ક્રમથી પ્રાણાયામના દૃઢ અભ્યાસથી પ્રાણાયામ સહજ થઈ જાય એવી સ્થિતિમાં આવે ત્યારે તેની સાથે ઉપર પ્રમાણે ઇષ્ટના ધ્યાનથી મનની એકાગ્રતાનો ઉપયોગ કરવાથી પણ પ્રાણનું ચલન રોકાઇ જાય છે.

અથવા ૐકારના ઉર્ધ્વ ઉચ્ચારણના અંતે સૂક્ષ્મ ધ્વની થાય છે ને ચોથી અર્ધમાત્રાનો અનુભવ થાય છે તેની અત્યંત ભાવના કરવાથી ચિત્તવૃત્તિ સુષુપ્તીરૂપ અવસ્થા વિશે તદ્રુપ થઈ જાય છે ને પ્રાણ સ્પંદ રોકાય છે.

અથવા નાસિકાના અગ્ર વિશે (દૃષ્ટીથી માંડીને) બાર આંગળ પર્યંત અપાનરૂપી ચંદ્રમાનું નિર્મળ સ્થાન આકાશમાં છે ત્યાં ચક્ષુ એક ટસે દેખ્યા કરે તો પણ મન રોકાઈ પ્રાણ સ્પંદ રોકાય છે.

અથવા રેચકના અભ્યાસથી પ્રાણવાયુ બહારના આકાશમાં આવીને નાસિકાના છિદ્રોને સ્પર્શ ન કરે તો અથવા પૂરકના અભ્યાસથી પ્રાણવાયુ શરીરની અંદર પૂરાઇને પર્વત જેવો જાડો થવાથી સ્થિર થઇ જાય ત્યારે અથવા પૂરક કર્યા પછી દૃઢ કરેલા કુંભકમાં જળથી ભરેલા ઘડાની પેઠે ઘણી ઘણી વાર સુધી પ્રાણને સ્તંભિત કરીને રાખવામાં આવે ત્યારે પણ પ્રવાહનું ચલન રોકાઈ જાય છે.

અથવા ખેચરી મુદ્રાથી તાળવાના મૂળમાં રહેલો કાકડો કે જે મોઢું ફાડતાં ગળાના છિદ્ર આગળ આંચળ જેવો લટકતો દેખાય છે તેને બેવડો વાળીને ઉર્ધ્વ મસ્તકના છિદ્રમાં પેસાડતી જીભથી દબાવી રાખતાં પ્રાણને બ્રહ્મરંધ્રમાં પેસાડીને થોભાવી રાખવાથી તે સંવિત્ વિષે પ્રાણ સ્ફુરતા નથી. આ ખાસ ગુરૂગમ્ય છે.

અથવા ભ્રુમધ્ય ત્રિકુટી વિશે અન્ય પ્રકાશને ત્યાગી તેના વિશે ચેતનકળા રહે છે (ચૈતન્ય રૂપ પરમાત્મા પોતાના આત્મારૂપે રહે છે) ત્યાં વૃત્તિને જોડે તો તે વૃત્તિને ચેતન કળામાં જોડવાથી પ્રાણકળા રોકાઈ જાય છે.

અથવા મનની સર્વ વાસનાઓ ત્યાગી હૃદયાકાશ વિશે ચેતન સંવિત્‌નું (આત્મસાક્ષાત્કાર માટે) આત્મસ્વરૂપમાં ચિરકાળ અભ્યાસપૂર્વક ધ્યાન કરવાથી પ્રાણસ્પંદ રોકાય છે.

અથવા ગુરૂના કે ઇશ્વરના અનુગ્રહથી કાકતાલીયની રીતે અકસ્માત તુરતજ દૃઢ જ્ઞાન ઉત્પન્ન થતાં ચિત્તના વિકલ્પો શાંત થઈ જાય ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.

ઉપર લખ્યા પ્રકારોથી ગુરૂમુખથી શ્રવણ કરી લાંબો કાળ અભ્યાસ કરવાથી પ્રાણાયામ (પ્રાણસ્પંદ રહિત) અને વૈરાગ્યની દૃઢતાથી વાસનાયામ (મન વાસના રહિત) થઈ જાય છે.

* * * *

રામચંદ્રજીએ સવાલ કર્યો કે હે મુનિશ્વર! જગતમાં પ્રાણીઓનું હૃદય કોને કહે છે કે જે હૃદયરૂપી મહાન આદર્શ (અરીસા)માં આ સઘળા જગતના પદાર્થો પ્રતિબિંબિત થઈ સ્ફુરે છે?

સમાધાનઃ—જગતમાં પ્રાણીઓના હૃદય બે પ્રકારના કહેવાય છે. એક ગ્રહણ કરવા યોગ્ય અને બીજું ત્યાગ કરવા યોગ્ય છે. નાભિથી દશ અંગુલ ઉર્ધ્વ આ સાત વેંતના દેહ વિશે હ્રદય છે તે ત્યાગ કરવા યોગ્ય છે કેમકે પરિચ્છિન્ન ભાવથી દેહના એક પ્રદેશમાંજ રહેલું છે. ત્યારે બીજું દેહને વિશે જે સંવિતમાત્ર જ્ઞાન સ્વરૂપ અખંડ અનુભવ કરી પ્રકાશે છે તે મનુષ્યને ગ્રહણ કરવા (સ્વીકારવા) યોગ્ય છે. જે અંતર બહાર વ્યાપી રહેલ છે ને વાસ્તવથી અંતર બહાર રહિત છે તે પ્રધાન હૃદય છે અને સર્વ પદાર્થનું પ્રતિબિંબ ધારણ કરનાર આદર્શ છે (તેમાંજ આ સઘળું જગત રહેલું છે.) તે સર્વ સંપદાનો ભંડાર છે. તે સર્વ જીવોનું સંવિત્ હ્રદય છે (અખંડ જ્ઞાન રૂપ છે) આત્મા છે, ચિદાકાશ છે. ચિત્તને સઘળી વાસનાઓ રહિત કરી એ સંવિતમાત્ર (અખંડ અનુભવરૂપ શુદ્ધ હ્રદય)ની તરફ બળાત્કારથી જોડવાથી આત્માનો સાક્ષાત્કાર થઈ પ્રાણનું ચલન (સ્પંદ) રોકાઈ જાય છે; ચિત્ત અચિત્ત થાય છે આત્મારામિ થાય છે, શોક રહિત નિરતિશય આનંદ ને પ્રાપ્ત થાય છે. તે પછીનું પદ નિર્વાણ છે. પ્રાણ સ્પંદના નિરોધથી ચિત્ત સ્થિર થાય ત્યારે વાસના ક્ષય થઈ મોક્ષ અશબ્દ પદ પ્રાપ્ત થાય છે. એટલે એ અવશેષ પદને ન પહોંચી શકીને વાણી તથા સઘળી કલ્પનાઓ પાછીવળે છે. એ પદમાંજ હે રામ! સઘળું જગત રહ્યું છે એથીજ ઉત્પન્ન થાય છે, એ રૂપજ છે અને એનાથી સર્વ વિંટાયેલું છે; બીજા પ્રકારથી જોતાં એ પદમાં જગત મુદ્દલ છેજ નહિં (તેના વિશે આ સર્વ નથી) અને જે 'ન' એ સર્વ વિષે છે અને જે 'ન' એ સર્વરૂપ છે એ તો નિર્ગુણ તત્ત્વ ( પદ ) છે. જગતના સર્વ પદાર્થો વિનાશી, ભેદવાળા, સગુણ અને સંકલ્પ રચિત છે તેની ઉપમા ( દૃષ્ટાંત ) નિર્ગુણ તત્ત્વ સર્વ કલના રહિત અવિનાશીને નિર્વિકલ્પ આત્મા સાથે કેવી રીતે આપી શકાય? અર્થાત બીજું દ્વિતીય કાંઈ નથી. સર્વના અધિષ્ઠાન, સર્વ સ્વાદનો સ્વાદ કર્તા, પ્રકાશનો પ્રકાશ કર્તા, સર્વકલના (સંકલ્પ વૃત્તિઓ)નો કલનાર (પ્રકાશ આપનાર) અને સર્વની સીમારૂપ (અવધીરૂપ) એજ આત્મારૂપ ચંદ્રમા શીતળ છે જેને વિશે સ્થિતિ કરવાથી બુદ્ધિમાન પુરૂષની સર્વ ઇચ્છા આશ્ચર્ય નષ્ટ થઇ જાય છે, 'અહંત્વ' આદિ કલના મટી જાય છે ને સર્વ વ્યવહાર વિસ્મરણ થઈ જાય છે એવું જે મુક્ત મન છે તે પુરૂષોત્તમ છે.

હે રામચંદ્રજી! ચિત્તના નાશ કરવાનો "યોગ" નામનો ઉપાય કહ્યો હવે "સમ્યક્જ્ઞાન" (યથાર્થજ્ઞાન) નામનો બીજો ઉપાય (ક્રમ) કહું છું તે સાંભળોઃ—

આત્મા નિત્ય આનંદરૂપ આદિ અંતથી રહિત પ્રકાશરૂપ સર્વ પરમાત્મતત્ત્વ છે એવો જે અસાધારણ (દૃઢ) નિશ્ચય એનું નામ સમ્યક્જ્ઞાન છે. ઘટપટાદિ અનેક પદાર્થોની પંક્તિ છે તે સર્વ આત્માજ પરમાનંદરૂપ છે. આત્માથી ઈતર કાંઈ છેજ નહીં તે પણ યથાર્થ જ્ઞાન છે. અયથાર્થ જ્ઞાનથી જન્મ થાય છે અને યથાર્થ જ્ઞાનથી મુક્તિ છે. જેમ રજ્જુ અયથાર્થ જ્ઞાનથી સર્પરૂપ પ્રતીત થાય છે અને અસલ રજ્જુજ પ્રતીતિ એ યથાર્થ જ્ઞાન છે. તેમ આત્મા ને જગતનું સમજવું. અર્થાત તમે સર્વાત્મા નિત્ય શુદ્ધ, સર્વ સંવેદન સંકલ્પરહિત, શુદ્ધસંવિત પરમાત્મા છો. જગત છેજ નહીં. સર્વાત્મા પૂર્ણચિદાકાશ છે બ્રહ્માથી ચિટી (કીડી) પર્યંત સર્વ સમ છે, અલ્પમાત્ર પણ ભેદ નથી, એજ અનુભવ સત્તા જગતરૂપ થઇને ભાસે છે. હે રામ! સર્વ આત્મા છે એમ જાણનાર સમ્યક્દર્શી મુક્ત છે. તમે પણ એવો દૃઢ નિશ્ચય રાખી આત્મરૂપે સ્થિત થાઓ. આવા સમ્યક્ દર્શનથી ચિત્ત અચિત્ત (અત્યંત નાશ) થઈ જાય છે.

*　　*　　*　　*

વસિષ્ઠ ઋષિ કહે છેઃ—હે રામ! મનની અંદર સર્વદા નીચે બતાવેલા પ્રકારના વિચારોનું

અનુસંધાન રાખનારા વિવેકી પુરૂષને ભોગો નિકટ આવે અથવા પોતાની આગળ રહે તોપણ તેને વિશે તેની અર્થબુદ્ધિ કદી થતી નથી તેથી ચિત્ત તેની ઇચ્છા કોઈ દીવસ કરતુંજ નથી. ચિત્રમાં આળખેલી પૂતળીને ઇચ્છિા થતી નથી તેમ તે નિઃસ્પૃહ છે, કેમકે મૃગજળરૂપ જાણી તેનું દેહાભિમાન નિવૃત્ત થઇ ગયું છે. ચક્ષુ સારાં નરસાં રૂપોને જુએ છે તેથી સારાં નરસાં રૂપો જોવાથી થતાં સુખદુઃખો પણ ચક્ષુનેજ થાય છે તે છતાં જીવ જે તે સુખદુઃખોને પોતામાં માની લે છે એ તો બળદ ભાર ઉપાડે છે તેથી ભાર ઉપાડવાનું દુઃખ બળદનેજ થાય છે પણ તેને મમત્વ નથી છતાં તે દુઃખને તે ભારનો ધણી પોતામાં માની લે અને દુઃખી થાય તેના જેવી મૂર્ખતા વિના (મૂઢ બુદ્ધિ વિના) બીજું શું કહી શકાય? સેનાની અંદર રહેલા ધોબીનો ગધેડો કાદવમાં ખુંચી જાય તો તેમાં સેનાપતીની શી ગતિ થાય (હાની થાય)? હે અધમ નેત્ર! તું આ રૂપરૂપી કાદવના સ્વાદમાં લંપટ થા નહિં. આ સ્ત્રી આદિનું સુંદર દેખાતું રૂપ કાયમ રહેતું નથી, વિનાશી છે અને તને દુઃખી કરે છે. ઈંદ્રિયો વિષયોને ગ્રહણ કરે તેમાં જીવ તપાયમાન થાય એજ આશ્ચર્ય છે.

હે નેત્ર! આત્મા સ્વતંત્ર રીતે સર્વ પદાર્થોનો પ્રકાશ કરવામાં સમર્થ છતાં પણ કોઇ પદાર્થને વાસ્તે પરિતાપ ધરતો નથી અને તું તો દીવા આદિ અજવાળું હોય તોજ કેવળ રૂપનોજ પ્રકાશ કરી શકે છે તે છતાં તું એકલુંજ રૂપને વાસ્તે આટલો બધો પરિશ્રમ લે છે ને પરિતાપ શા માટે ધરે છે? તું તો સાક્ષીની પેઠેજ રહિને રૂપને જોયા કરે તોજ બુદ્ધિમાન કહેવાઇશ. શુદ્ધ ચૈતન્ય કે જે સઘળાં અનાત્મ પદાર્થોનો પ્રકાશ કરતાં છતાં અને તેમાં અનુસ્યૂત રહેતાં છતાં પણ અસંગ રહે છે. તેનાં ચરિત્રો (અસંગપણા આદિ) નોજ સૂક્ષ્મદષ્ટિથી અભ્યાસ કરવો જોઇએ. હે ચિત્ત! સૂર્ય આદિનું અજવાળું અને પદાર્થોનું રૂપ કે જેઓ સર્વદા જડ છે, છતાં પણ સ્ફુર્યા કરે છે અને પરસ્પરમાં રહે છે તેઓની સાથે તારે કશો સંબંધ નથી, તે છતાં પણ તું તેઓને વાસ્તે આકુળવ્યાકુળ થાય છે એ કેવી મૂઢતા છે? ચક્ષુથી થતો પદાર્થોનો દેખાવ બહાર થાય છે અને તારાથી થતા સંકલ્પો આદિ અંદર થાય છે માટે તું અને પદાર્થો મોઢા અને દર્પણની પેઠે ભિન્ન ભિન્ન પ્રદેશોમાં રહેવાને લીધે તારે અને પદાર્થોને કશો સંબંધ નથી એ વાત તો સ્પષ્ટ છે, છતાં તેઓમાં લાભ હાની થતાં તું વ્યર્થ દુઃખી થાય છે. તે ભ્રાંતિનું મૂળ અજ્ઞાનજ છે. અન્યના ધર્મ અન્યમાં આરોપણ કરવાં તે ભ્રાંતિ કે અધ્યાસ છે. જ્ઞાનાગ્નિથી લાખરૂપી અજ્ઞાનગલિત થઇ જાય તો અધિષ્ઠાનરૂપી ચોખ્ખું સોનું નિકળે છે (અવશેષ રહે છે). સૂત્ર તુટવાથી માળાના મણકા જુદા પડે છે તેમ મનના સંસ્કાર જુદા થઈ જાય છે. મિથ્યા પડછાયો વૈતાલ થઇને બાળકને દુઃખ દે છે ને ખરૂં સ્વરૂપ જાણેથી નિવૃત્ત થઈ જાય છે. હે ચિત્ત! તું લાંબો કાળ આ દેહરૂપી ગૃહમાં રહ્યું પણ સત્સંગ વિનાનું તે મસાણ હતું. હવે સદ્વિચાર સંતોષાદિ તેમાં વસે છે ને વિવેકરૂપી મિત્રથી વશ કરેલું છે. હવે તને ઓળખ્યું છે. પહેલાં પણ તને જગાડતો રહેતો હતો. હું હવે તો કેવળ ભાવમાં સ્થિત છું અને પરિપકવ (વિચારરૂપી) મંત્રથી 'તું' સિંહને માર્યું છે, તેથી શાંતિવાન છું; નિરહંકાર છું તેથી નિર્મળ છું; કર્મોનો સંબંધ નથી તેથી નિર્ગુણ છું. મારે વિશે કોઈ શબ્દોનો પ્રવેશ નથી તેથી અશબ્દ છું, નિરાશ છું. અંશ-અંશીભાવથી રહિત સર્વાત્મા છું, સમ સર્વગત સૂક્ષ્મ છું. મારા પ્રકાશથી વિશ્વ ભાસે છે. મનન મારા વિશે નથી એવું ગુણાતીત સ્વરૂપ છું. મારા મને નમસ્કાર છે.

હવે ચિત્ત કે જેણે આવી રીતે વિચાર કરી જગતનું માર્જન કરી નાંખ્યું અને "આ સઘળું જગત આત્માજ છે" એમ સમજ્યું તે ચિત્ત શેમાંથી ઉઠયું હશે? ચિત્તનો સમાવેશ પણ

જગતની અંદર થઈ જવાથી ચિત્ત પણ કાંઈ વસ્તુ નથી. જેમ આકાશ વિષે પ્રતીત થતું ફુલ ભ્રાંતિ વિના બીજું કશું નથી તેમ ચિત્તને પણ માયા માત્ર અવિદિત અસત્ આત્મવિચારથી જાણ્યું. એ પ્રમાણે જોતાં ચિત્ત મુદ્દલ છેજ નહિં પણ જે કાંઇ છે તે બ્રહ્મજ છે. જેમ પ્રકાશનો ઉપશમ થયે, રૂપ વર્ણ આદિ જ્ઞાનો પરિક્ષીણ થઈ જાય છે તેમ ચિત્તનો નાશ થયે ચપળતા ઇચ્છા આદિ દોષો લોપ થઈ જાય છે. ને તૃષ્ણાદિ નાશ થયે નિરહંકાર શાંત આત્મારૂપ જગત છું. જ્યાંસુધી હું પોતાને દેહ જાણુતો ત્યાંસુધી આ વિચારોનું પણ પ્રયોજન હતું. હું તો અખંડ અમિત નિરાકાર કેવળ સચ્ચિદાનંદ પરબ્રહ્મ છું તેને હવે એ ચિત્તના હોવા ન હોવા આદિનો વિચાર કરવાનું શું પ્રયોજન છે ? ચિત્તરૂપી વૈતાળને હવે જગાડવાની જરૂર નથી ને દુઃખી થવાપણું નથી કેમકે 'વિચાર કરનાર કોઈ છે કે નહીં' એવો વ્યર્થ સંકલ્પ મારી અંદર ઉઠે છે તેને હવે ત્યાગી દઉં છું. 'હું સાક્ષીરૂપજ છું.' એવો નિર્ણય કરી સ્વરૂપપ્રાપ્તી કરી છે. નિર્દ્વંદ્વ શાંત છું. પ્રકૃત કર્મ રાગદ્વેષ રહિત કરૂં છું. શાંત પૂર્ણાત્મા છું.

* * * *

**શ્રી વસિષ્ઠજી કહે** છેઃ–હે રામ ! મનને સમજાવવા માટે ચિત્ત અનુશાસન યોગોપદેશ નામનો બીજો વિચાર કહું છું તે સાંભળોઃ–વિંધ્યાચળ પર્વતની એક ગુફામાં મહા તેજસ્વી **'વીતહવ્ય'** નામના મુનિએ સંસારથી કંટાળીને આશ્રય લીધો હતો ને ત્યાં આસન જમાવી બહારના વિષયોમાં ચારે બાજુ વિખરાયેલા પોતાના મનને યોગસમાધિથી ધીરે ધીરે સમેટી લઈ તે નિર્દોષ થયેલા પોતાના મનથી નીચે પ્રમાણે તે મુનિએ વિચાર કર્યો:–

હે મુર્ખ મન ! વિષયોમાંથી તને પાછું વાળેલું છતાં પણ ક્ષત્ર માત્રમાં અહો ! પાછું ચંચળ થઈ તરંગોથી તણાતાં જતાં પાંદડાની પેઠે હજી પણ સ્થિરતાને પ્રાપ્ત થતું નથી. ને દડાની પેઠે હજી ઉછળ્યા કરે છે. જેમ વાંદરો વૃક્ષની ડાળીઓ પર ઠેક્યા કરે છે તેમ તું રસ ઇંદ્રિયના વિષયને છોડી ગંધ પર જઈ ચંચળ રહ્યા કરે છે. સ્થીર થતું નથી. તું જડ છતાં કર્તાપણાનું અભિમાન કેમ કરે છે ? સર્વના કર્તા તો ચિદાનંદ ભગવાન છે તે સાક્ષીભૂત છે. તું વૃથા શામાટે તપાયમાન થાય છે ? અંધકારથી જેવરીમાં સર્પ ભાસે છે તેમ અજ્ઞાનથી આત્મામાં જગત ભાસે છે તેનો સંબંધ કાંઈ નથી. આત્મા સત્તા માત્ર છે. ચિત્ત જડ અસતરૂપ છે, જેમ સૂર્ય સર્વ ક્રિયા કરાવતાં છતાં અકર્તા સાક્ષીભૂત છે. વિષયરૂપી ચવેણું ચાવતાં છતાં હજી હે મન ! તને તૃપ્તિ થતી નથી. હે ચિત્ત ! તું તારી વૃત્તિઓરૂપી સ્ત્રીઓને બહાર ભટકાવનારૂં હોવાથી ભડવા જેવું છે, દેહને આત્મા માનનારૂં હોવાને લીધે ચાર્વાક જેવું છે ને કુતરાની પેઠે તારૂં ભટકવું કે જે કેવળ અનર્થને માટેજ છે તેને છોડી દે. અત્યારસુધી દેહ માત્ર જાણી મિથ્યા અહંકાર અને જીવત્વ ભાવને પામ્યું પણ તું તો સંવિત્ માત્ર નિત્ય શુદ્ધ છે. વિષયો પ્રથમ અમૃતની પેઠે ભાસી વિષરૂપ પરિણામ પામી વિયોગથી જળાવે છે હે ચિત્ત ! તું તો જડ અસત્ છે, દેહપણુ તેવોજ છે. ભોગો કેમ ભોગવીશ ? અને જો પરમાત્મા નિમિત્ત ઇચ્છા કરતું હશે તો. પરમાત્મા તો નિત્યતૃપ્ત છે. જે પદાર્થ જડ હોય તે પોતાની સત્તાથી નહિં છતાં પરાઈ સત્તાથી વિદ્યમાન જેવો પ્રતીત થાય છે માટે અસતુજ છે. પરમાત્મા અને તારૂં હે ચિત્ત ! સમાન અધિકરણ નથી, દ્રવ્ય સંબંધ નથી. નિરાકાર ને સાકાર બંને ભિન્ન છે તેનો સંબંધ કેમ ઘટે ? નિરવયવ સાવયવનો જળ દુધની પેઠે વિલક્ષણ સંબંધ પણ નથી. સ્વરૂપના અજ્ઞાન સુધી 'તું' હતું જ્ઞાન થયે 'તું' ક્યાં છે ? નિત્ય ઉદીત રૂપ પરમાત્મા અનુભવ સ્વરૂપનો ઉદય થયે તારો અભાવ થઈ જાય

છે. વાસનારૂપી આવરણુ હતું, વાસનાનું મૂળ અજ્ઞાન હતું જ્યારે અજ્ઞાન સહિત વાસના નષ્ટ થઈ ત્યારે ચિદાનંદ બ્રહ્મ પ્રકાશે છે; વાસના એજ બંધ છે. નિવૃત્તી એજ મોક્ષ છે. એજ આત્મ જ્ઞાન આત્મ વિચારનું ફળ છે. તેનાથી મન સહીત છ ઈંદ્રિયો વિશેનું અભિમાન નષ્ટ થઈ જાય છે. સંકલ્પરૂપ અને કલના રહિતનો સંબંધ જીવીત અને મુડદાના સંબંધ જેવો છે, સંબંધરૂપ અભિમાનજ દુઃખનું કારણુ છે તેટુટેથી જગત પરમાત્મારૂપ છે. સાક્ષીરૂપ આત્માની આગળ જેવો અભ્યાસ હે ચિત્ત! તું કરે છે તેવું ભાસે છે. ચિત્તાદિ આત્માની સત્તા પામીને ચેતન થાય છે. જેમ અગ્નિની સત્તા પામીને લોહ બાળવા સમર્થ થાય છે માટે તે પૂર્ણ નિર્મળ નિત્ય આત્માનો અનુભવ કર. હે મહા નીચ ચિત્તરૂપી કુકકુર! તું ભોગ ભોગવવાની ભાવનારૂપી મહા અપવિત્ર પદાર્થો હૃદયરૂપી સ્થાનમાં એકઠા કરે છે. અજ્ઞાન નષ્ટ થયે આત્મસ્વરૂપ પ્રકાશે છે ત્યારે પ્રસન્નતા, ગંભીરતા, મહત્વતા અને સમતા પ્રામ થાય છે જેમ પૂર્ણમાસીનો ચંદ્રમા શોભે છે. વાયુ વિનાનો ક્ષીર સમુદ્ર શાંત થાય છે. હે ચિત્ત! આ સ્થાવર જંગમ જગત સંવિત્‌રૂપ આકાશ વિશે છે. તે મહત્ બ્રહ્મને તું પ્રાપ્ત થા. જેમ બળેલું પત્ર લીલું થતું નથી તેમ ચિત્ત નષ્ટ થયે જન્મ મરણુ પામતું નથી. આત્માને સત્ જાણીને સંસારને અસત્ જાણી તારૂં જીવતર સફળ કર. હે ચિત્ત! વિવેકથી તારો અભાવ થયો છે તેથી હવે વિવેકને નમસ્કાર છે. તું ચિત્ત વાસના રહિત બોધરૂપ સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ પરમેશ્વર થયું. હે ચિત્ત! ન તું પ્રથમ હતું, હાલ પણુ નથી, અને હવે પછી હશે પણુ નહિં. મેં પોતાને ઓળખ્યો નહતો ત્યાંસુધી તારો સદ્‌ભાવ હતો, હવે પરમ નિર્વાણુ શાંતરૂપ છું. તરંગ રહિત સમુદ્ર અચળ રહે છે તેમ સંવેદનથી રહિત સમ સત્તા માત્ર પોતે પોતામાં સ્થીત છું.

હે રામ! ઉપર પ્રમાણે નિર્ણય કરીને વાસનાઓથી રહિત થયેલા એ **વીતહવ્ય મુનિ** વિંધ્યાચળની ગુફાની અંદર સમાધિમાં અવિચળ રહ્યા. અત્યંત નહિં મિંચાયેલાં અત્યંત નહિ ઉઘડેલાં, મિંચાયેલા ભાગોની અંદર સ્થિતિ પામેલા, ચલન વિનાની પાંપણોવાળાં અને જાણે નાસિકાના અગ્ર ઉપર બન્ને પાસથી સરખી રીતે પડતા થોડા થોડા પ્રકાશવાળાં હોય એવાં દેખાતાં તેમના નેત્રો અર્ધાં ઉઘડેલાં અને અર્ધાં કળીરૂપે રહેલાં કમળોની પેઠે શોભવાં લાગ્યાં. પોતે શિર તથા ગ્રીવા સમ કરી ચિત્ત આકાશવત્ નિર્મળ થઈ ઈંદ્રિયોને બહારથી સંકોચી લઈ અચળ કરી અનંત આત્મા સાક્ષીભૂત વિશે ચિત્ત વૃત્તિ સ્થીર કરી જેવી શિલાની કે ચિત્રેલી પૂતળી હોય તેમ અચળ થયા. આવી રીતે લાંબોકાળ વીતી ગયો; જ્ઞાની અને ધ્યાની એ મુનિશ્વર ત્રણસો વર્ષ સુધી સમાધિમાંથી જાગ્યાજ નહિં અને જીવનમુક્ત પણાને લીધે તેમણે તે દેહને પણુ છોડયો નહીં ત્યાર બાદ પ્રાણુ નફુર્યા પણ તે સમાધિથી ઉત્થાન થઈ ચિત્ત સ્ફુર્યું. (પ્રાણુ તો પોતાની ગતિ બંધ પડવાથી અત્યંત સૂક્ષ્મ થઈ ગયેલો હોવાને લીધે એ દેહને પાળી શકે એમ ન હતો પણુ જીવાત્માએજ તે દેહને પાળી રાખ્યો હતો તે જીવાત્માએ અવશેષ રહેલું પ્રારબ્ધ ભોગવવા સારૂ હૃદયની અંદર અનુક્રમે વધારે વધારે પ્રકટ થઈ મનરૂપ થઈ સ્ફુરણથી હૃદયમાં નિચે પ્રમાણે ભોગ ભોગવ્યા) તે સ્ફુરણથી પોતે કૈલાશ પર્વતના સુંદર વનમાં કદંબના ઝાડ નીચે પોતાને દેખ્યા પછી વિદ્યાધર અને ઇંદ્રની પદવી પણુ લાંબાકાળ ભોગવી ને જીવનમુક્ત નિર્મળ આત્મા રૂપે વિચર્યા. શંકા શ્રીરામચંદ્રજીએ કરી કે:–હે ઋષીશ્વર! કૈલાશ પર્વત ઉત્તર દેશમાંજ છે અને વિદ્યાધરની અને ઇંદ્રની પદવી સ્વર્ગમાંજ મળે છે એમ દેશ નિયમિત છે વળી સો વર્ષ કૈલાસ વિશે રહ્યા તે વર્ષ અમુક મહિનાથી થાય અને પાંચ યુગ બીજી પદવીઓ ભોગવી તે યુગ પણુ અમુક વર્ષોથી થાય એમકાળ પણુ નિયમિત છે તે છતાં તે મુનિશ્વરને પોતાના હૃદયમાંજ અને

અલ્પકાળમાંજ તે તે દેશ અને કાળનો અનુભવ થયો તો તે દેશ અને કાળનો નિયમ કેવી રીતે અનિયત ભાસ્યો ?

**વસિષ્ઠ ઋષિનું કરેલું સમાધાન**:–ચિદ્ (ચૈતન્ય) હે રામ! સર્વાત્મરૂપ છે જેવું જેવું દેશ કાળનું સ્ફુરણ થાય તેવું તેવું તેને ભાસે [જ્યાં જે જે પ્રકારે ઉદય પામે ( સંકલ્પ કરે ) ત્યાં તે તે પ્રકારે તુરત થઈ જાય છે] કારણ કે અનુભવ કરનારા ચૈતન્યનો એવો સ્વભાવ અને પ્રભાવ (શક્તિ) છે, જેટલો કાંઈ પ્રપંચ ભાસે છે તે કલ્પના માત્ર (મનોમાત્ર) છે. જેવું ફુરણું તીવ્ર તેવું અનુભવ સત્તા વિશે ભાસે, ત્યાં સ્થીત થઈ બીજે ગયું એટલે નીયમ જેવું થતું જાય છે, કારણ દેશના તથા કાળના આદિના નિયમોના ક્રમો સંકલ્પમયજ છે. અત્યંત સૂક્ષ્મનાડી ( હિતાનાડી )ના છિદ્રમાં અલ્પકાળમાંજ (દૃઢ સંસ્કારરૂપી) સંકલ્પને લીધે વિસ્તીર્ણ દેશ–કાળવાળા સ્વપ્નનો અનુભવ થાય છે એ સર્વના જાણવામાં પણ છે. એ કારણને લીધે **વીતહવ્યે** પોતાના હૃદયની અંદરના અનુભવરૂપ આકાશમાં અનેક પ્રકારનાં જગતો દીઠાં. અજ્ઞાનીને વાસનાથી (દ્રઢ સંસ્કારથી) નાના જગત ભાસે છે પણ જ્ઞાની તે સર્વ આત્મારૂપ દેખે છે તેનું ફુરણું અફુરણરૂપ છે, જેમ ભુંજેલા બીજને ઉગવાપણું નથી; તેથી તેને ભ્રાંતિનું કારણ નથી. જીવનમુક્તને સર્વ બ્રહ્મસ્વરૂપ ભાસે છે. બંધ મોક્ષ અવસ્થા તેને વિશે નથી. જ્ઞાન માત્ર આકાશ વિષે જેવું ફુરણું થાય તેવું થઈ ભાસે તે સર્વ ચિન્માત્ર સ્વરૂપ છે ત્યારે જગત તો મનના મનન કરી ભાસે છે. વાસ્તવથી જગત અજગત કાંઈ નથી. કેવળબ્રહ્મ સત્તા છે. જગત ભૂત ભવિષ્યત તથા વર્તમાનકાળનું કેવળ બ્રહ્મ સત્તારૂપ છે, ચિન્માત્રથી જે કાંઈ ઈતર જગત ભાસે તેમ 'ન' ના ફુરણાથીજ ભાસે છે, જેમ સમુદ્ર વિશે તરંગ ઉલ્લાસ પામે તેમ વાસ્તવ ચિદાકાશ વિશે આકાર માત્ર ભાસે છે પણ બળી ગયેલું કપડું આકાર વાળું જોવામાં આવતાં છતાંકશું કામમાં આવતું નથી. ચિત્ત નિર્વાસન અને નિરહંકાર થઈ અચિત્ત થાય છે ત્યારે દ્વૈત કાંઈ ભાસતું નથી.

હવે **વીતહવ્ય મુનિએ** પૃથ્વીના ગર્ભમાં રહેલા પોતાના દેહને તેમાંથી બહાર કાઢી જીવન-મુક્ત સ્થિતિમાં કેવી રીતે વિચર્યા તે હે રામચંદ્રજી ! ચિત્ત દઈ સાંભળો:—

પોતાને બ્રહ્મરૂપ સમજતા તે **વીતહવ્યે** જે કાંઈ ઇંદ્ર આદિપણું મનથી દેખાયું હતું તેને પોતાના આત્માનાજ ચમત્કારરૂપ સમજ્યા. અને મન કરી વિચરતાં પોતાનું પૂર્વ શરીર પૃથ્વી ઉપર જોયું પણ વિચાર્યું કે હું તો નિર્ગુણ છું આ શરીર સાથે હવે મારે શું પ્રયોજન છે ? એક ક્ષણ બાદ ફરી ચિંતવ્યું કે આત્મામાં ગ્રહણ ત્યાગ નથી તેથી દેહ ત્યાગવો કે ગ્રહણ કરવો સમાન છે. પછી આદર્શ (અરીસા) વિશે પ્રતિબિંબ પ્રવેશ કરે તેમ પોતાના દેહને ધરતીના ગર્ભમાં કીચડમાં દબાયેલા (પોતાના સ્થૂળ દેહ)ને કાઢવા સારૂ સૂર્યના પાર્ષદ પિંગળની (સારથી અરૂણની reddish brown dawn personified as charioteer of the sun) મદદ લેવા પૂર્યષ્ટકા (સૂક્ષ્મ લિંગ)થી આકાશ માર્ગે ચઢી સૂર્યની અંતર સૂક્ષ્મ વાયુરૂપે પ્રવેશ કર્યો ને સૂર્ય નારાયણને પ્રણામ કર્યા પછી તેમની આજ્ઞાથી તે પાર્ષદને પૃથ્વી ઉપર લાવીને વીતહવ્યના જીવાત્માએ પોતાના સ્થૂલ દેહને કીચડમાંથી બહાર કઢાવ્યો પછી તેમાં પ્રવેશ કરી તે વીતહવ્યમુનિએ સ્નાન સંધ્યા કરી સૂર્ય ભગવાનનું પૂજન કર્યું અને આગળની પેઠેજ તેઓ શોભવા લાગ્યા. મૈત્રી, સમતા, સત્ય, મુદિતા આદિગુણોથી સંપન્ન થયા ને બ્રહ્મ લક્ષ્મિથી શોભતા સર્વ સંગથી રહિત થયા કે એ ગુણો પણ સ્વરૂપ વિશે સ્પર્શ ન કરે ને પોતાને શુદ્ધ સ્વરૂપ જાણે.

ત્યારબાદ **હે રામ ! એ અગસ્ત્ય મુનિશ્વરના પુત્ર વીતહવ્ય મુનિ** પોતાના ચિત્તને વિનોદ આપવા ખાતરજ હૃદયમાં પોતાના મન આદિ સાથે વાતો કરવા લાગ્યા:—

હે ઈંદ્રિયોના અધ્યક્ષ તથા ચલન કરનારાઓમાં ઉત્તમ મન ! હવે અચિત્ત થઈ અસ્તિ નાસ્તિ શબ્દોથી રહિત શેષ રહે છે તે સ્વરૂપ વિષે હું સ્થિત છું. તમોને પૂર્વે પ્રહારો કરીને ત્યાગી દીધાં છે. હું સદા ઉદય સ્વરૂપ છું, સદા જ્ઞાનસ્વરૂપ પ્રકાશવાન છું, સર્વનો સાક્ષીભૂત સમરસ છું. અસતૂની પેઠે છું કેમકે સદા અક્રિય મન ઈંદ્રિયોનો વિષય નથી તેમ પ્રબુદ્ધ છું કેમકે ઈંદ્રિયોના વિષયોની ઉપલબ્ધિ કરૂં છું. વળી સુષુપ્ત પણુ છું કેમકે હર્ષ શોક ઇષ્ટ અનિષ્ટથી રહિત છું. જગત તરફથી સુષુપ્ત સમાધ્યસ્થ છું. આ આત્મસુખ પામવાથી અન્ય પામવા યોગ્ય કાંઈ નથી. નિઃરાગ સુખ છે, પરમ શાંત રૂપ અચળ સુખ છે.

હે ઇંદ્રિયો ! વાસ્તવથી તમારૂં સ્વરૂપ કાંઈજ નથી. પોતાનું આત્મસ્વરૂપ જાણ્યા વિના તમે મને દુઃખ આપતાં હતાં, જેમ જેવરી વિષે અંધકારથી સર્પ ભાસે તેમ આત્મા વિષે પ્રમાદથી અનાત્મભાવ થતો હતો. વિચારથી એ ભ્રમ નિવૃત્ત થયો છે. તમારૂં દુઃખ આત્મા વિષે માની લીધું હતું તેજ મૂર્ખતા હતી. વિવેકથી જોતાં આ વ્યવહારરૂપી ખટપટ ઉભી કરવાને કોઇને માથે દોષ મૂકી શકાય તેમ નથી કેમકે તમો કેવળ પરતંત્ર છો, તમારી ઇચ્છાથી કશું કરતી નથી, અહંકાર કેવળ અભિમાન કરે છે પણુ બીજું કશું કરતો નથી, બ્રહ્મ અદ્વિતીય અક્રિય છે માટે તેમાં કોઈ ક્રિયાનો સંભવજ નથી, કર્તાપણું પ્રાણુના ચલનથી થાય છે પણુ પ્રાણુ જડ છે, જીવ કેવળ ભોગવે છે પણુ બીજું કાંઈ કરતો નથી, મન કેવળ મમતાનું ગ્રહણુ કરે છે માટે આ વ્યવહારની ખટપટ ઉભી કરવાનો કોનો, કેવો અને શો દોષ કહેવાય ? લાકડાં વનમાંથી થાય છે, રજ્જુઓ વાંસની છાલમાંથી બને છે, વાંસલા આદિ હથીયારો લોઢાના બને છે અને સુતાર પોતાનું પેટ ભરવાનીજ કાળજી રાખે છે તે એકેને ઘર બનાવવાની જરૂર નથી તેમ છતાં પણુ એ જુદાજુદા પદાર્થોરૂપી સામગ્રીથી જે ઉત્તમ અને દૃઢ રથ અથવા ઘરરૂપ આકાર બને છે તે કાકતાલીયની પેઠે બની જાય છે માટે એ ઘર અથવા રથ પડી કે ભાંગી જાય તો એઓમાંના કોઇને પણુ કશી હાની થાય તેમ નથી. તેમ તમો કેવળ પોતપોતાના વિષયોનું ગ્રહણુ કરનાર છો પણુ વિષયાત્મક વ્યવહારને ઉત્પન્ન કરવાની જરૂરવાળાં નથી તેમ છતાં પણુ તમો ઇંદ્રીયો, મન, અહંકાર, કર્તા, ભોક્તા જીવ બ્રહ્મ સર્વ જુદા જુદા છે અને તમો સર્વ રૂપ સામગ્રી (સાધન)થી જે આ રથ રૂપી દેહ અને તેનો ચપળ વ્યવહાર ઉભો થયો છે તે પણુ અકસ્માતથીજ છે. આ વ્યવહાર નષ્ટ થઈ જાય તો પણુ તમારાંમાંના કોઇને કશી હાનિ થઈ જાય એમ નથી. રથનો બેસનાર કે ઘરનો માલીક પોતે રથ કે ઘર છે એમ માની બેસે તો તે કેવળ મૂર્ખતા છે તેમ શરીરરૂપી રથ વિષે પુરુષરૂપી જીવાત્મા પોતે શરીર, ઇંદ્રિયો મન આદિનું અભિમાન કરે અને તેમના દુઃખસુખ પોતા વિષે માની બેસે એ કેવળ અજ્ઞાનતા છે. એ સર્વ અનાત્મ જડ, અસત્ પરિચ્છિન્ન વિનાશી છે. આત્મસ્વરૂપ તો ચેતન, સત્, સર્વગત અને અવિનાશી છે. એવી રીતે સ્વરૂપની સ્થિતિની સ્મૃતિ સ્પષ્ટ કરી. એ પ્રમાણે પૂર્ણાનંદ પદ વિષે એ મુનિ ( જીવનમુક્ત ) સર્વદા રહેતા હતા. અખંડ આત્મસ્વરૂપ વિષે કોઈ સમયે પદાર્થોની વિચિત્રતા દેખાય તો તેનાથી થતા વ્યર્થ દુઃખનું નિવારણુ કરવા માટે વારંવાર ધ્યાનરૂપી આશ્વાસનાનો આશ્રય લેતા હતા ને સુખમાં રહેતા હતા એવી રીતે **વીતહવ્ય મુનિનું** મન ઇચ્છા અનિચ્છાથી રહિત થઈ ગયું. વિદેહકૈવલ્યની પ્રાપ્તિ કે જે જન્મોના તથા કર્મોના પરમ અંતરૂપ છે તેનો સમય થતાં (અવશેષ રહેલાં પ્રારબ્ધના ક્ષયનો સમય થતાં) પ્રતિભાસ માત્રરૂપે રહેલા સંસારજાળનો પણુ ત્યાગ કરી બ્રહ્મરસરૂપી મકરંદ પીવાની ઉત્કંઠાથી તે મુનિશ્વર સહ્યાંદ્રિ પર્વતની એક સુવર્ણમય ગુફામાં પ્રવેશ કરી પદમાસન ધારી સ્થિર બેસી પોતાથી પોતામાંજ નિચે પ્રમાણે બોલ્યા:—

હે રાગદ્વેષ !–તમો નિરાગતાને પ્રાપ્ત થાઓ. નિર્દોષતાને પ્રાપ્ત થાઓ વિવેકથી રહિત તમારી સાથે લાંબો કાળ ક્રીડા કરી છે. જાઓ. મારા તમને નમસ્કાર છે.

હે ભોગ !–તમારી લાલસાથી હું પરમપદ ભુલી ગયો હતો. જેમ માતા પુત્રની લાલસા સુખ નિમિત્ત કરે છે તેમ મેં વિષયોને સુખરૂપ જાણી તમારી લાલસા અનેક જન્મોમાં કરી હતી અને મને તમે રમાડયો હતો તે તમોને હું વારંવાર પ્રણામ કરૂં છું. જાઓ.

હે દુઃખ !–તને પણ નમસ્કાર છે. તારા ઉપદેશથી હું આત્મપદ પામ્યો છું. કેમકે ભોગ સુખ હું સદા ચાહતો હતો અને તે વિષયસુખ તને પણ સાથે સાથે લાવતું હતું. તે સુખથી તારી ઉત્પત્તી થતી હતી. તેની લાલસાથી હું અનંત જન્મ પામ્યો છું. તને દેખી મને આત્મપદની ઇચ્છિા ઉપજી છે ને એ તારા પ્રસાદથી પરમ શીતળ નિર્વાણપદ મળ્યું છે. તું તો દુઃખ નામ ધરાવે છે પણ મને તો સ્વરૂપ સુખ પ્રાપ્ત કર્યું છે. તારૂં કલ્યાણ થાઓ. હે મિત્ર ! સંસાર વિશે જીવવું અસાર છે. જેનો સંયોગ થાય છે તેનો વિયોગ થાય છે. તારો મોટો ઉપકાર કે તું પોતે નાશ પામી મને સુખ આપતું ગયું. તું લાંબો કાળ બાંધવ તરીકે મારી સાથે રહ્યું છે તો પણ મેં તને છોડયું નથી. તારા સમાગમથી મને વિવેક થયો છે. આ સુમાર્ગ બતાવનાર ગુરૂ તું છે. તને મારા સ્વાર્થને માટે છોડી દઉં છું એમ લાગશે. ને ખરેખર પ્રાણીઓના સ્વાર્થની ગતિ વિચિત્રજ છે. માટે તેમાં મારો અપરાધ નથી. તું વિચાર કરી જોઈશ તો તને લાગશે કે તેંજ આત્મજ્ઞાન મેળવીને તારે હાથે કરીને તારી હાની કરી છે.

હે તૃષ્ણામાતા !–બાળક તરીકે તેં મને પાળ્યો છે ને મારો ત્યાગ કર્યો નથી. હું શાંત થતાં તું એકલી થઈ ગઈ છે. સૂકાઈ ગઈ છે. તોપણ તારે દુઃખ ધરવું નહિં. હું તને છોડી દઇ જાઉં છું પણ તેમ કરવામાં મારૂં કલ્યાણ છે માટે તારે દુઃખ ધરવું નહિં. જાઓ. હવે મારા નમસ્કાર છે.

હે કામદેવ !–મેં તને જીતવાને વાસ્તે વૈરાગ્ય આદિ તારા અનેક શત્રુઓનાં સેવનો કર્યાં છે તો મારા તે અપરાધો માનતો હોય તો ક્ષમા કરવી. તેં પોતેજ વિપર્યય થઈ તારો નાશ કર્યો છે. તું બહિરમુખ હતો ત્યારે જીવતો હતો હવે અંતરમુખ થયો છે એટલે મટી ગયો છે. તોપણ તું મને આશીરવાદ આપી જા. હવે આત્યંતિક ઉપશમમાં હું જાઉં છું. મારા તને વારંવાર પ્રણામ છે.

હે સુકૃતિ !-તમે મોટો ઉપકાર કર્યો છે કે નરકથી કાઢી સ્વર્ગ મેળવાવ્યું છે. પરંતુ અંતે સર્વેનો વિયોગ છે. જાઓ. નમસ્કાર છે.

હે દુષ્કૃતો !–તમે હવે પધારી જાઓ. વિકર્મ (પાપ) રૂપી તમારૂં ક્ષેત્ર છે. અને યુવાવસ્થા બીજ છે. યાતનારૂપી પુષ્પો છે અને નરકરૂપી ફળ દુઃખ પ્રાપ્ત થાય છે. તમારો સંયોગ તેથી થયો હતો. હવે તમને નમસ્કાર વારંવાર છે.

હે મોહ !–તારાથી હું લાંબો કાળ બંધાયો હતો ને ઘણી ઘણી પામરયોનિયો પામ્યો છું. તું ભય પણ બતાવતો હતો તેથી હું ભય પામતો હતો. હવે તમે પણ જાઓ. નમસ્કાર છે.

હે ગિરિકંદરારૂપી ગ્રહ ! તારે વિશે લાંબો કાળ આશ્રય લીધો છે અને તપ કર્યું છે. હે સખે ! તમને પ્રણામ કરૂં છું.

હે બુદ્ધિ ! હે વિવેક !–તમોએ મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે કે સંસાર બંધનથી; મુક્ત કર્યો છે. જાઓ સુખી થાઓ. તમને પણ પ્રણામ કરૂં છું.

હે દંડ ! હે તુંબડી !–તમારો સંબંધ પણ લાંબો કાળ કર્યો છે ને વખતો વખત સહાયતા લીધી છે. હું તમોને પ્રણામ કરૂં છું.

હે દેહ!—રક્ત-હાડ માંસનું પિંજર બની તું મારી સાથે લાંબો કાળ રહ્યો છે અને અનેક પ્રકારના વ્યવહારો તથા દોડધામ કરી છે. વળી તું વિવેક ઉપજાવવાનું પણ સ્થાન છે તારા હોવાથી (સંયોગથી) હું પરમપદને પાછો પ્રાપ્ત થયો છું એ તારો ઉપકાર છે. હવે તને મારા પ્રણામ છે.

હે સંસારના વ્યવહારો!—તમને પણ નમસ્કાર છે. તમારા વિષે મેં બહુ ક્રિયાઓ કરી છે. દેશ પ્રદેશ ફર્યો છું જગત વિષે એવો પદાર્થ કોઈ નહિં હોય કે તે મેં લીધો દીધો નહિં હોય. એવાં કર્મ નહિં હશે કે જે મેં કર્યાં નહિં હશે. તમે મારા જુના સમાગમવાળા છો. હવે તમને સર્વેને નમસ્કાર છે.

હે પ્રાણવાયુઓ તથા મન!—તમો મારા પુરાણા સહજ મિત્રો છો. તમારો હમારો બહુ જન્મોનો સંબંધ હતો. હવે વિયોગ થાય છે કેમકે જેનો સંયોગ તેનો અંતે વિયોગ છેજ. તેથી તમારો હમારો પણ વિયોગ થાય છે. માટે આજ હું તમોને પણ પ્રણામથી માન આપું છું. તમારૂં ભલું થજો. આ મારાં નેત્રોની જ્યોતિ સૂર્યમંડળ વિષે પ્રવેશ કરી લીન થશે, ઘ્રાણની ગંધ પૃથ્વી વિષે, પ્રાણવાયુ (ત્વચા) ચલનશક્તિવાળા વાયુમાં, શ્રવણ (શ્રોત્ર ઈંદ્રિયો) આકાશમાં, જીવ્હા (રસના ઈંદ્રિય) જળ વિષે અને મન ચંદ્રમા વિષે, એમ સર્વ ઈંદ્રિયો પોતપોતાના અંશો વિશે (તત્ત્વો વિષે) લીન થઈ જશે. જેમ કાષ્ઠો બળી જતાં અગ્નિ શાંત થઈ જાય છે, જેમ શરદ્‌ઋતુમાં મેઘ શાંત (આકાશ નિર્મળ) થાય છે, જેમ મંદરાચળ નીકળી જતાં સમુદ્ર શાંત થયો હતો, જેમ સૂર્ય અસ્ત થયે પ્રકાશ તથા જીવોની સર્વ ક્રિયા શાંત થઈ જાય છે, જેમ પ્રલયકાળમાં બ્રહ્માંડ શાંત થાય છે, અને જેમ તેલથી રહિત દીપક નિર્વાણ થઈ જાય છે તેમ મન આદિ શાંત થઈ જશે. એમ એ મુનિશ્વર વિચાર કરતાં કરતાં સઘળા સંકલ્પોથી રહિત થઇ ૐકાર (પ્રણવ)ની છેલ્લી અર્ધમાત્રાથીજ જણાતા પોતાના સ્વરૂપ ધ્યાનમાં શાંત થયા. આવી રીતે પ્રણવ (શબ્દબ્રહ્મ) નું ઉંચા સ્વરથી ઉચ્ચાર કરી ધ્યાન કરતાં કરતાં અક્ષોભ ચિત્ત થયા ને પવન જેમ ગંધનો ત્યાગ કરી દે, તેમ ૐકારના લાંબા ઉચ્ચારણરૂપી તંતુની સાથે ઇન્દ્રિયોનો તથા શબ્દાદિ તન્માત્રાઓનો ત્યાગ કરી દીધો. જેમ ચિંતામણી પોતાના સ્વરૂપમાંજ ક્ષોભ પામ્યા વિનાનોજ રહે છે તેમ પોતાના સ્વરૂપમાં અક્ષોભિત રહેલા એ **વીતહવ્ય** મુનિશ્વર પૂર્ણીમાના પૂર્ણ પ્રકાશીત ચંદ્રમાની પેઠે, કુંભારનું ચક્ર ફરતાં ફરતાં ઠરી જાય છે તેની પેઠે, ને પવનથી રહિત સમુદ્રની પેઠે તથા પ્રકાશ તમથી રહિત આકાશ થાય તેની પેઠે—ત્રિલોકીના સર્વ સંકલ્પ રહિત શાંત, અચળ, વેગથી રહિત અને અત્યંત નિર્મળ દેખાવા લાગ્યા. શરદ્‌ઋતુના આકાશની જેમ રજથી, વાદળાંથી, તેજથી, તથા અંધકારથી પણ રહિત હોય તેવી ઉપમા એ મુનિને આપી શકાય. પછી જાણે આકાશમાં ઉઠયું હોય એવું અને સાક્ષીથી સ્ફુરવા લાગેલું કેવળ અંધારૂ પ્રતીત થતાં, તે મુનિએ જેમ સમજુ માણસ કોપના લેશને પણ છોડી દે, તેમ તે અંધારાને પણ ત્યાગ્યું. વૃત્તિને ત્યાગી, પ્રણવ મંત્ર પણ ત્યાગ્યો. પછી તેજ પ્રતીત થવાં લાગતાં, તે મુનિએ અર્ધા નિમિષ પછી તેને પણ છોડી દીધું. આગળ ન તેજ ન તમ એવી અભાવ અવસ્થાને પ્રાપ્ત થઇને તે મુનિએ જરાક સ્ફુરેલા એવી કલ્પનાના કારણરૂપ મનરૂપી ખંડને પણ અર્ધા નિમિષમાં કાપી નાંખ્યું. હે રામ! પછી પવન વિનાના દીવાની પેઠે સ્ફુટ પ્રકાશવા લાગેલા પોતાના સ્વરૂપનું અવલંબન કરીને પદાર્થજ્ઞાનથી રહિત નવા જન્મેલા બાળકની અવસ્થાવત્ તથા જેમ વાયુ ચલનશક્તિને છોડી દે એવી અવસ્થા તે મુનિની થઈ. તે સત્તામાત્ર આત્મતત્ત્વ સુષુપ્તવત્ નિર્વિકલ્પ પદ છે તેમ વિદેહ મુક્તિને પ્રાપ્ત થયા તે અચળ પદ છે. તે વિષયાનંદથી રહિત છતાં પણ (નિરાનંદ

છતાં પણ) સ્વરૂપાનંદ છે; તે પોતાથી ન્યારી સત્તાથી રહિત છતાં પણ સદ્‌રૂપ સત્તામાત્ર પરમ શુદ્ધ પરમપાવન પદ છે કેવળ અચેતન ચિન્માત્ર તુર્યાતીત પદ છે તે અસત્ (સર્વ ક્રિયાથી રહિત) સત્‌રૂપ (અનુભવરૂપ) એવા અશબ્દને પ્રાપ્ત થયા તેજ ઉત્તમ સહજાવસ્થા છે. આ પરમ પવિત્ર પદને શૂન્યવાદીઓ શૂન્ય કહે છે, બ્રહ્મવાદીઓ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદીઓ વિજ્ઞાન, સાંખ્યમતવાળા પુરૂષો પુરૂષ, યોગમતવાળા ઈશ્વર, શૈવમતવાળા શિવ, વૈષ્ણવો વિષ્ણુ, શાક્ત શક્તિ, કાળવાદી કાળ, ક્ષણિકવાદીઓ ક્ષણિક અને માધ્યમિક લોકો માધ્યમ (જડચેતના મધ્યરૂપ) કહે છે. તે સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતરૂપ, સમદૃષ્ટિવાન જેને પૂર્ણ કહે છે તે એક પરબ્રહ્મ સર્વદા, સર્વકાળ, સર્વ પ્રકાર સર્વ વિષે સર્વરૂપ તે પોતે છે તે **મુનિશ્વર** આવું આકાશથી પણ વિશેષ નિર્લેપ અને નિર્મળપદમાં સ્થિત થયા. જેમ જળનું બિંદુ સમુદ્રમાં સમુદ્રરૂપે ઉપશાંત થાય છે તેમ એ **વીતહવ્ય મુનિશ્વર** પરબ્રહ્મમાં તે રૂપે ઉપશાંત થયા અને ગુફામાં એમનો એમ બેઠો રહેલો ચલન વિનાનો તેમનો દેહ અંદર રસ (ચેતન સત્તા) વિનાનો થઇને હેમંતઋતુના કમળની પેઠે ગ્લાનિ પામ્યો ને તે દેહરૂપી વૃક્ષની અંદર રહેલા પ્રાણો તથા સર્વ ઈંદ્રિયો તે તે નાડીઓરૂપી શાખાઓ (ડાળીઓ, સ્થાનકો) છોડી દઇને પોતપોતાના કારણોમાં લીન થઈ ગયાં અને અસ્થિના પિંજરરૂપ ધરતી ઉપર ગિરિ પડયો. હે બુદ્ધિવાન રામચંદ્રજી ! આ **મુનિશ્વર વીતહવ્ય**ની વિશ્રાંતિની કથા તમોને કહી સંભળાવી. તેના નિર્મળ વિચારને અવલંબન કરીને ઉત્તમ જ્ઞાનને (સ્વરૂપજ્ઞાનને) મેળવો કેમકે આ આત્મજ્ઞાનજ અજ્ઞાનનો નાશ કરી સર્વ રાગદ્વેષાદિ દુ:ખોનો નાશ કરે છે અને મુક્તિ આપે છે (પરમ સિદ્ધિ આપે છે).

**હે રામ !** "એ **વીતહવ્ય મુનિએ** પોતાના હૃદયમાં અનુભવેલા સંકલ્પમય જગત (મનો માત્ર જગત)ની અંદરના સૂર્યના 'પિંગલ' નામના પાર્ષદે આ જગતની પૃથ્વીની અંદર રહેલા **વીતહવ્યના** શરીરને કાદવમાંથી બહાર કાઢયું એ કેમ સંભવે ? સ્વપ્નની કોદાળીઓથી જાગ્રતની પૃથ્વી ખોદાવી સંભવેજ નહિં." એવી શંકા રાખશો નહિં; કેમકે **વીતહવ્ય**ના જીવાત્માએ જે સંકલ્પમય જગતનો અનુભવ કર્યો હતો તે આ જગત હતું, કે જે આપણા જોવામાં આવે છે, આપણી આંખોથી જોવામાં આવે એવા જે એ **વીતહવ્યમુનિ** હતા તે આપણું મનજ હતું; કેમકે આપણું મનજ "તું અને હું" ઇત્યાદિરૂપે પ્રતીત થાય છે. જે મન છે તેજ આ સઘળું જગત છે. (સર્વ જગત મનોમાત્ર છે) માટે તેમાં ભિન્નપણું અને અભિન્નપણું શું કહેવાય. વંધ્યા સ્ત્રીઓ જુદી જુદી હોય તેથી કાંઈ તેઓના કહેવાતા પુત્રોમાં ભિન્નતા કે અભિન્નતા થતી નથી. તેમ સ્વરૂપ બોધવાન જીવનમુકત મનની દિશા ફેરવી હૃદયમાં કેવળ ચિદાનંદ વિશે લાંબા કાળ સુધી કરેલા શ્રવણ, મનન ને નિદિધ્યાસનના અભ્યાસથી અભિમુખ કરી મુકી પોતાના શુદ્ધ આત્મ સ્વરૂપને–**વીતહવ્ય મુનિશ્વર**ની પેઠે–પ્રાપ્ત થાય છે.

* * * *

**શ્રી વસિષ્ટ ઋષિ ઉવાચઃ**–હે મોટા બુદ્ધિવાળા રાજકુમાર ! વીતહવ્યની પેઠે બીજા પણ મહાન તત્ત્વવેત્તા મુનિઓ જે રીતે જીવનમુક્ત થઈ વિચર્યા હતા તે રીતે તમો તમારા દેશમાં રહી વિહાર કરો. હે રામ ! આત્મા સર્વજ્ઞ અને સર્વગત છે છતાં કર્મો અને સુખ દુ:ખ તેને સ્પર્શ કરતાં નથી. આ પૃથ્વિમાં આત્માને જાણનારા ઘણા મહાત્માઓ વિહાર કરે છે પણ તેઓ કોઇ પણ તમારી પેઠે દુ:ખને કે ઉદ્વેગને વશ થતા નથી. તે તો વિદિત વેદ પૃથ્વી ઉપર વિચરે છે. સિંહ હર્ષ વિષાદરૂપી વાનર ગીદડને વશ થતા નથી કેમકે તેઓ અહંકાર, રાગ તથા ભયથી રહિત જીવનમુક્ત છે.

**રામચંદ્રજીએ પુછ્યું:**–હે આત્મવેત્તાઓમાં ઉત્તમ જીવનમુક્ત થયેલા મહાત્માઓને આકાશમાં ઉડવાની શક્તિ આદિ સિદ્ધિઓ કેમ થતી નથી ને થતી હોય તો કેમ જોવામાં નથી આવતી?

**વસિષ્ટ ઋષિએ જવાબ આપ્યો કે:**–એ સિદ્ધિઓ છે તે દેવતાઓને સ્વભાવીક છે. જુઓ કે આકાશમાં ઉડવું એ મચ્છર યોનિનોજ સ્વભાવ છે. જે જે વિચિત્ર ક્રિયાઓનો સમુહ જોવામાં આવે છે ને ઘણું કરીને તે તે યોનિઓનોજ સ્વભાવ છે. આત્મ વેત્તાઓને આવી સિદ્ધિઓની ઇચ્છાજ હોતી નથી અને થતી પણ નથી. એ સિદ્ધિઓ તપાદિ ક્રિયાઓની શક્તિ છે. તે દ્રવ્ય સ્વભાવ છે જેમ મદ્યનો સ્વભાવ મદનેજ ઉત્પન્ન કરે છે, ઝેર મનુષ્યને મારીજ નાંખે છે આ જગતનો ચમત્કાર છે. આત્માના જ્ઞાનનો સ્વભાવ નથી. દ્રવ્ય, ક્રિયા ને કાળને યથા ક્રમ મણિ, મંત્ર, ઔષધિથી કે યોગાભ્યાસથી સાધવામાં આવે છે. પણ તે કાંઈ આત્મજ્ઞાનના ફળ નથી. સિદ્ધિઓ અવિદ્યારૂપ છે. તુચ્છ છે. આત્મજ્ઞાનની સિદ્ધતા તત્ત્વવેત્તાને હોય છે તે આત્મસ્વરૂપ વિશે તૃપ્ત રહે છે. તેને માનનું કે ભોગોની કે જીવવાની ઇચ્છાનું અથવા નિગ્રહ અનુગ્રહ કરવાના સામર્થ્યનું પ્રયોજન હોતું નથી. તે બધાં અનાત્મા ધર્મ છે એમ જાણે છે. સમુદ્ર વિશે નદીઓ પ્રવેશ કરે તેમ મરણને તે સ્વભાવીક જાણે છે. જ્ઞાનવાનને વિશે જે કાંઈ પ્રાપ્ત થાય તે તે આત્માને અર્પણ કરે છે, આત્મ અર્ચન કરે છે ને આત્મ પરાયણ તથા આત્મ તૃપ્ત રહે છે. સૂર્યની ઉષ્ણતા, ચંદ્રમાની શીતળતારૂપી આદિ નીતિને ભગવાન પણ અન્યથા કરી શકતા નથી.

**રામચંદ્રજીએ શંકા કરી** કે:–હે મુનિશ્વર! ગુફામાં રહેલા **વીતહવ્યના** એ શરીરને સિંહ આદિ હિંસક પ્રાણીઓ કેમ ખાઈ ગયા નહિં તેમ તે શરીર ધરતીના ગર્ભમાં સડી પણ કેમ ન ગયું? વળી વનમાં ગયેલા એ **વીતહવ્ય મુનિ** તરતજ વિદેહમુક્તિને ન પામ્યા પણ ફરી એ શરીરથી વિહાર કર્યા પછી વિદેહમુક્તિ પામ્યા તેનું શું કારણ?

**વસિષ્ટઋષિએ સમાધાન કર્યું** કે:–હે રામ! જે જીવાત્મા વાસનારૂપી મેલા દોરાથી અત્યંત વીટાયેલો હોય તે જીવાત્માજ આ સંસારમાં સુખદુઃખોની દશાઓરૂપી બળતરાને ભોગવે છે. જે જીવાત્મા નિર્વાસનીક અને શુદ્ધ ચૈતન્ય માત્ર થયેલ હોય તેનું શરીર જેમ હોય તેમનું તેમ રહે છે. એ શરીરનું છેદન–ભેદન કરવા કોઈ પણ સમર્થ થતા નથી. યોગીઓના શરીર એ પ્રમાણે ઘણાં વર્ષો સુધી રહે છે. વળી જે જે પદાર્થ વિશે ચિત્ત લાગે છે ત્યારે તે તે પદાર્થ સ્વરૂપ વિશે ભાસે છે (તુરત તે તે પદાર્થમય થઈ જાય છે), એવો નિયમ કે એવી શક્તિ છે. જેમ સ્ફટિકની આગળ જેવા રંગનું કુસુમ મુકો તેવા રંગનું પ્રતિબિંબ તેમાં પડે છે. જેવી પદાર્થો વિશે શક્તિવાસના સાથે સંવિત થાય તે પ્રમાણે ભાસે છે. જેમ મિષ્ટ વસ્તુ કે મિત્ર દેખીને ચિત્ત સ્વભાવિકરીતે લોલુપ્ત થાય છે. કટુક વસ્તુ કે શત્રુ વિશે સ્વાભાવિક વિરસતા કે અપ્રસન્નતા થાય છે. વાસનારહિત શુદ્ધ સમતા સુખદુઃખના ભોગરહિત છે. ચંદ્રમાની નિકટ ગયે શીતળતા મળે એ પદાર્થનો સ્વભાવ છે. જ્યારે યોગી દેહઇંદ્રિયો આદિની વાસના ત્યાગે, મમત્વ ત્યાગે સમભાવ પામે ત્યારે સમભાવનો અનુભવ થાય છે એટલે સર્વ વિશે એકજ ભાસે છે. તે કારણથી સિંહાદિ હિંસકપ્રાણી પણ શરીરનો હિંસાભાવ ત્યાગી દે છે ને નિકટ આવી શાંત થઇ જાય છે. જેમ એક રાજાનો બહારવટીઓ બીજા રાજાનું ગામ જોવામાં આવે તોપણ તેને છેદન–ભેદન કરવામાં (લુટવામાં) પ્રવર્તતો નથી. પુર્યષ્ટકામાંજ ભેદ ભાસે છે. જેમ સૂર્યનો સ્વચ્છ સ્થળે પ્રતિબિંબ સ્પષ્ટ પડે છે તેવો મલીન સ્થળે કે મલીન દર્પણ વિશે પ્રતિબિંબ પડતો નથી. હે રામ! તેવી રીતે વાસનારહિત રાગદ્વેષ વિનાના **વીતહવ્યના** શરીરને જોઇને હિંસકપ્રાણીઓ પણ રાગદ્વેષ વિનાના થઈ હિંસકસ્વભાવ છોડી દીધો હતો ને તે શરીરને ખાઇ ગયા ન હતાં. વળી આત્મરૂપ

અનુભવ સત્તા સામાન્યરૂપે કાષ્ટ, ઢેફાં તથા પથરા આદિ જડ પદાર્થોમાં પણ રહેલો છે પણ મુંગાના તથા બાળકના જ્ઞાનની પેઠે નિર્વિકારપણાથી રહેલો છે. પ્રાણ સ્ફુરે ત્યારે પંચતત્ત્વનો ક્ષોભ થાય છે. **વીતહવ્ય મુનિ**ના પ્રાણ અને ચિત્તકલા બંને ફુરણા (ચલનના વિકાર) રહિત થઇ ગયાં હતાં. તેમનું લિંગ શરીર તત્ત્વબોધ તથા સમાધિથી ઉચ્છિન્ન જેવું થઈ જતાં તેના સ્થૂળ શરીરમાં રહેલો આત્મારૂપ અનુભવ પૃથ્વીમાં, જળમાં, વાયુમાં તથા અગ્નિમાં રહેલા આત્મારૂપ અનુભવ જેવો નિર્વિકાર થઈ ગયો હતો તેથી તે સ્થૂળ શરીર પૃથ્વી જળાદિના સંયોગથી સડી ગયું ન હતું. હે રામ! દેહના બહારના વાયુથી થતું ચલન તથા અંદરના ચિત્તથી થતું ચલન હ્રદય વિશે શાંત થઈ જાય ત્યારે તે દેહમાં ત્વચા આદિ ધાતુઓ કદી પણ પોતાની પૂર્વસ્થિતિને છોડતી નથી અને ક્ષોભરહિત સ્થિત રહે છે. **વીતહવ્ય**નું શરીર પૃથ્વીપર રહ્યું હતું ને પોતે કૈલાસાદિમાં વિચર્યા હતા; પણ પંચતત્ત્વનો કે વાતપિત્ત કફનો ક્ષોભ ન હતો તેવા શરીરને વજ્ર પણ ચૂરણ કરી શકતું નથી. લોકમાં પણ આપણે જોઇએ છીએ કે પ્રાણાયામ આદિથી ધીર પુરૂષોના શરીરનું ચલન શાંત થઈ જાય છે ત્યારે કાષ્ટવત્ કે શબવત્ સ્થિર થઇ જાય છે. હવે વિદેહમુક્ત તરત કેમ ન થયા તે પ્રશ્નનો ઉત્તર કહું છું તે ચિત્ત દઈ સાંભળો–રાગદ્વેષાદિ વાસનારહિત થયેલા, બ્રહ્મને પરિપૂર્ણ રીતે જાણી ચુકેલા અને દેહાભિમાનરહિત જીવનમુક્ત મહાત્માઓ સઘળા પોતાના દેહમાં સ્વતંત્રજ રહે છે. એ મહાત્માઓનો જીવાત્મા જ્યારે અવશેષ રહેલાં પ્રારબ્ધને ભોગવવાને માટે પ્રવૃત્ત થાય છે ત્યારે જીવનમુક્ત થયાથી પહેલાં કે પછીથી કરવામાં આવેલાં કર્મો અથવા વાસના અથવા ઇશ્વર એઓ કોઇપણ તેને અટકાવવાને સમર્થ થતાં નથી. **વીતહવ્ય** મુનિને આકાશ માત્રથી જીવવાનું સ્પંદ સ્ફુરી આવ્યું ત્યારે કેટલોક કાળ જીવનને દૃઢ કરી જીવ્યા. જ્યારે પ્રારબ્ધના ભોગ પૂરાં થઇ રહેતાં તેના જીવાત્મા (સંવીત્) વિશે વિદેહમુક્તિની ભાવના સ્ફુરી ત્યારે વિદેહમુક્ત થયા; કેમકે તેમની સ્થિતિ સ્વભાવીક સ્વતંત્ર હતી તેથી જેની વાંછા કરે તે તત્કાળ થઈ જાય છે. તેને જીવાત્મા પોતે સર્વ શક્તિઓથી સંપન્ન પરમાત્મારૂપજ થયેલો હોય છે. એટલે મન આત્મપદ (સતાસામાન્ય) વિશે સ્થિત રહેલ હોવાથી તેને કાંઇ કૃત્ય કર્તવ્ય નથી તે કૃતકૃત્ય છે. તેને સ્વાભાવીક મૈત્રીઆદિ સાત્વિક ગુણો પ્રાપ્ત થયેલ હોય છે.

શંકાઃ—વિચારથી ચિત્તસ્વરૂપમાં અંતર્હિત થયું ત્યારે **વીતહવ્યમુનિ**ના મૈત્રી આદિ ગુણો કોને થયા ને શેમાં સ્ફુર્યાં? તે કૃપા કરી કહો એ ગુણો બાધીત થયેલા ચિત્તને કેવી રીતે પ્રાપ્ત થાય?

સમાધાનઃ—હે રામ! એક સરૂપ અને બીજો અરૂપ એવી રીતે ચિત્તનો નાશ બે પ્રકારનો છે, જીવન મુક્તનું ચિત્ત અચિત્તરૂપ થાય છે તે સરૂપ (ચિત્તના કાંઇક પ્રતિભાસવાળું) થાય છે અને વિદેહ મુક્તનું ચિત્ત સ્વરૂપથી નષ્ટ થાય છે (ચિત્તના લેશ માત્ર પણ પ્રતિભાસથી રહિત થાય છે). જેઓની વાસના, વિષયોના સ્વાદથી (રસથી કે લોલુપ્તાથી) રહિત થયેલી હોવાને લીધે ભુંજાયેલા બીજ દેખવામાં આવે પણ અંકુર તેના નાશ થઈ ગયેલ હોવાથી ફરી ઉગી શકતા નથી તેની પેઠે આભાસ માત્ર હોવાથી પુનર્જન્મરૂપી અંકુરને ઉત્પન્ન કરનારી ન હોય તેઓ જીવનમુક્ત કહેવાય છે. જેઓનું ચિત્ત સત્ત્વપણાને પામેલું હોય છે એવા અને સ્વરૂપ જ્ઞાનના પાસે પહોંચેલા એ જીવનમુક્ત અચિત્ત (દાણાના નાશની પેઠે ચિત્ત વિનાના) થઈ પ્રારબ્ધ ક્ષય થયે એઓ વિદેહમુક્ત કહેવાય છે. દુઃખરૂપી વૃક્ષનું બીજ ચિત્ત છે. આત્મા શિવાય બીજું કાંઈ ચિત્તમાં (સત્વમાં) ન સ્ફુરે તે ચિત્તમૃતક છે. (વચમાં શબ્દભાવ રહિત હોય છે.) જીવનમુક્તને ઈષ્ટાનિષ્ટ, રાગદ્વેષ, સુખ દુઃખાદિ દ્વૈત ભાવના ઉપજતી નથી. સૂર્યનો ઉદય થયે તમ (અંધકાર) નષ્ટ થાય

અને પ્રકાશ ઉદય થાય છે, તેમ ચિત્ત વિશે (આત્મજ્ઞાન ઉદય થએ સંસારની સત્યતારૂપી મેલ (ચિત્તભાવ) નાશ પામે છં અને મૈત્રી, કરૂણા, મુદિતા આદિ સદ્‌ગુણો આવી પ્રાપ્ત થાય છે. જેમ વસંત ઋતુ બેઠાથી વેલો સર્વે પ્રફુલ્લીત થાય છે ને જેમ ચંદ્રમા રાહુથી છુટે છે. વિદેહમુક્ત વિશે તો આત્મા નિર્મળ નિષ્કલંક છે ત્યાં ગુણોની કલ્પના કાંઈ ફુરેજ નહિં તે બુદ્ધિથી પર પદ છે. જેમ આકાશના સ્થાનને પવન જાણે તેમ એની નિર્મળ આકાશવત્ અવસ્થા એજ જાણે છે. બ્રહ્માનંદ વિશે લીન થઈ જાય છે, (સ્થીત રહે છે.)

* * * *

**શ્રી રામચંદ્રજીએ સવાલ પુછયો** કેઃ–હે વક્તાઓમાં ઉત્તમ મુનિશ્વર ! પરમાકાશના કોશ વિષે એક માયારૂપી પહાડ છે તેના ઉપર એક જગતરૂપી વૃક્ષ છે. તારા તેના પુષ્પ છે, (મેંદુ) વિચિત્રવાદળાં તેના પત્ર છે, સૂર્ય તથા ચંદ્ર તેના સ્કંધ છે. દેવતા, દૈત્ય મનુષ્યાદિ જીવો એ વૃક્ષમાં પક્ષીઓ રહે છે. સાત સમુદ્રરૂપી બાવડીઓ (વાવો, તળાવો) દીપી રહી છે, તેમાં અનંત નદીઓ પ્રવેશ કરે છે, ચૌદ પ્રકારના લોક ( ભૂતસમૂહ ) ઉત્પન્ન થાય છે. મોહરૂપી જળથી સિંચાય છે ને દઢ થાય છે ને સુખદુઃખરૂપી ફળોથી પૂર્ણ છે તે જન્મ મરણરૂપી સંસ્કૃતિરૂપ વૃક્ષનું બીજ સંક્ષેપથી સમજાય તેવી રીતે કૃપા કરી કહોઃ—

**શ્રી વસિષ્ઠ ઋષિએ પ્રત્યુત્તર આપ્યો** કેઃ–**બુદ્ધિશાળી રામ !** જેની અંદર, લિંગ દેહમાં આરંભની ઘનતાને લીધે ( અનંત વિચિત્ર કાર્યો કરનારાં દઢ સંસ્કારોને લીધે ) શુભાશુભ કર્મોરૂપી મોટા અંકુર થાય છે ને રહ્યાં છે એવું શરીરજ આ સંસૃતિરૂપી વૃક્ષનું બીજ છે એમ સમજો. એ શરીરનું બીજ ચિત્ત છે. સાત્વિક, રાજસ અને તામસ તેની ડાળીઓ છે. તે ચિત્ત સંપત્તિ વિપત્તિઓની દશાના ભંડારરૂપ છે ને જન્મ મરણોની ખાણરૂપ છે, એવું જે ચિત્ત તે એ શરીરનું કારણ છે. આ જગતનો નાના પ્રકારનો આડંબર અસત્‌રૂપ છે, ને ચિત્તના કેવળ સ્ફુરણથી ભાસે છે, જેમ ગંધર્વનગર આકાશમાં નાના પ્રકારના આરંભ સહિત ભ્રમ કરી ભાસે છે. જેમ મૃત્તિકાનો ઘટભાવ થાય છે તેમ ચિત્ત વિશે જગતનો સદ્‌ભાવ થાય છે. આ ચિત્તરૂપી અંકુરની વૃત્તિરૂપી બે શાખા છે (૧) પ્રાણોનું સ્ફુરણ (ચલન) અને (૨) દઢ ભાવના (વાસના) એ બે મળીને ચિત્તના જન્મના કારણરૂપ થાય છે. એકલું પ્રાણનું ચલન કે એકલી વાસના કારણ થતી નથી જેમ તલમાં તેલ રહે છે, જેમ બીજથી અંકુર અને અંકુરથી બીજ થાય છે તેમ પ્રાણનું ચલન (સ્પંદ) વાસનાની અંદર રહી થાય છે અને વાસના પ્રાણના ચલણની અંદર સ્ફુરે છે. એઓમાંથી એક નષ્ટ થાય તો તે બન્નેનો નાશ થાય છે અને ચિત્તનો પણ નાશ થાય છે જેમ વાયુનો ઓધ કાળથી પાકેલા ફળને ક્ષણ માત્રમાં પાડી નાંખે છે તેમ ક્ષય પમાડેલી વાસના ચિત્તને (ચિત્તના સંવેદનને) ક્ષણમાત્રમાં મટાડી દે છે. જેમ આકાશ વિશેની લતા ભાસે છે તેમ પ્રાણવિશે ચિત્ત સંવિત્ ( નિર્વાસનિક આનંદ ) ઉછળે છે ( હાથથી મારેલા દડાની જેમ ઉછળે છે ) અને તે ઉપલબ્ધ શુદ્ધ, સાત્વિક ચિદ્ સંવિત વિશે ચિત્ત પ્રતિબિંબિત રૂપ થઇ કરી વાયુમાં ગંધની જેમ સ્થિત થાય છે તે મહાસૂક્ષ્મથી સૂક્ષ્મ છે. તે સંવિતૂરૂપને ત્યાગી બહિર્મુખ દોડે છે તેનાથી નાના પ્રકારનું જગત ભાસે છે ને વિચિત્ર વાસના ઉઠે છે કે જેથી કરીને અનેક દુઃખ પમાય છે. એ સંવિત્‌ને અંતરમુખ રોકવું એજ કલ્યાણકારક છે ને તેજ સ્વરૂપ વિશે સ્થિત રહે છે અને શુદ્ધ સંવિત વિશે 'અહ" ઉલ્લેખ ફુરે છે ત્યારે વેદનરૂપ થાય છે. ચિત્તને પ્રાણ રોકવાની ક્રિયા, ધ્યાનથી છે એટલે બ્રહ્માકાર વૃત્તિના આનંદની અંદર લીન

થવાથી પ્રાણસ્પંદ રોકાય છે અને વાસના નષ્ટ થાય છે ત્યારે ચિત્ત નિવૃત્ત થાય છે, એ યોગનો અનુભવ છે.

હે રામજી ! હવે જ્ઞાનનો અનુભવ સાંભળો. ચિત્ત વાસનાથી ઉત્પન્ન થાય છે અને વાસના વિચાર વિના ફુરે છે. જેમ બાળકને જન્મતાંજ સ્તનોનું દુધ પીવાની વૃત્તિ સ્ફુરે છે તેમ અકસ્માતથી ભાવનાની દૃઢતાથી વાસના સ્ફુરી આવે છે. જે પદાર્થ તરફ પુરૂષની તીવ્ર ભાવના, તે રૂપ પુરૂષ થાય છે, જે જે ભાસે છે તે સ્વરૂપના પ્રમાદથી છે તેમાં દૃઢ પ્રતીતિ થઈ ગયેલ હોય છે તેની ભાવના કરે છે તેથી જગત વાસનાથી મોહને પામી સ્વતઃ શુદ્ધ અનુભવરૂપ આત્મા છે તેને જાણી નથી શકતા; વાસનાની પ્રબળતા તેનું કારણ છે; મદ્ય પીનારને પદાર્થ વિપર્યત ભાસે છે તેમ અજ્ઞાનીને વાસના બળથી જગત સત્ ભાસે છે. અસમ્યક્ જ્ઞાનથી તે જીવ દુઃખી થાય છે, મન તેનું કારણ છે. અનાત્મ વિશે અસમ્યક્ જ્ઞાનને લીધે આત્મભાવ થાય અને વાસ્તવ આત્મા વિશે અનાત્મ ભાવ થાય તેનું નામજ મન છે. મનની ઉત્પત્તિ ચેતન સંવિત્ વિશે પદાર્થોની ચિંતવણીથી થાય છે, પછી તીવ્ર પદાર્થની દૃઢ ભાવના થાય છે ત્યારે એ ચેતન સંવિત્ ચિત્તરૂપ થઈ જાય છે અને જ્યારે પદાર્થોના ગ્રહણ ત્યાગના સંકલ્પની અંતરથી નિવૃત્તી થાય ત્યારે મન અમન થઈ જાય છે, વાસના નાશ પામે છે ને ચિત્ત મૃતક થાય છે એ ઉપશમનું કારણ છે, હૃદયાકાશ વિષે ચિત્ત શાંત થઈ જાય છે. પદાર્થો ઉપરથી રસ (લોલુપતા) ઉડી જાય ત્યારે ચિત્ત અચિત્ત થાય અને રસ રહેવાથી અને ફુરવાથી ચિત્ત સ્થૂલ થાય છે. જીવનમુક્તને વિષે પણ ચેષ્ટા જોવામાં આવે છે પરંતુ તે જન્મ મરણનું કારણ થતી નથી કેમકે મન વિશે મનનો સદ્ભાવ નથી. જેમ નટ અભિમાનથી રહિત અનેક સ્વાંગ લે છે તેમ જીવનમુક્ત પણ અભિમાનથી રહિત થઈ વિવિધ ચેષ્ટાઓ (વ્યવહારો) કરે છે. અને જેમ કુંભાર ચક્ર ફરતું ફરતું ધીમે ધીમે તેને તાડન કર્યા શીવાય આપોઆપ સ્થિર થઈ જાય છે તેમ તે જીવનમુક્ત તત્ત્વવિત્નું ચિત્ત પ્રારબ્ધ ભોગવેગ પૂર્ણ થાય ત્યારે સ્વભાવિક શાંત થઈ જાય છે. જેમ ભુંજેલું બીજ ફરી ઉગતું નથી તેમ રાગાદિ રહિત જ્ઞાનીના ચિત્તનું સમજવું. કાચું ને ભુંજેલું બીજ બંને સરખાં લાગે છે પણ કાચું ફરી ઉગે છે ને ભુંજેલું નથી ઉગતું, તેમ જ્ઞાની અજ્ઞાનીની સમજ છે. જીવનમુક્તનું ચિત્ત કેવળ ચિન્માત્ર છે જ્યારે શરીર ત્યાગે ત્યારે અચિત્તરૂપ ચિદાકાશ (થાય) છે. જેમ તળાવનું જળ મેઘ (વાદળાં) પાન કરી જાય છે અને વર્ષાદ્વારા પાછું તળાવમાં જળ ભરી દે છે તે પરસ્પર કારણ છે. તેમ પ્રાણસ્પંદ અને વાસના (દૃઢ ભાવના) બીજ અંકુર ન્યાયની પેઠે પરસ્પર કારણરૂપ છે. ફુલ વિના સુગંધી નથી અને સુગંધી વિનાનું ફુલ નહિં. વાસના જ્યારે સ્ફૂરે છે ત્યારે સંવિત્ વિશે ક્ષોભ થાય છે તે પ્રાણોને જગાડે છે તેથી કરી જગત ઉપજે છે અને જ્યારે હૃદય વિશે પ્રાણસ્પંદના ધર્મ થાય ત્યારે પણ સંવિત્ ક્ષોભ પામે છે ને ચિત્તરૂપી બાળકને જગાડે છે એવી રીતે વાસના અને પ્રાણ ચલન એ બંન્ને ચિત્તના કારણ છે બંન્નેમાંથી એકનો નાશ થયે બંન્ને નાશ પામે છે અને ચિત્ત અચિત્ત થાય છે. ચિત્તરૂપી આંધિ સર્વ દીશા મલીન (ધૂળવાળી) કરી દે છે, પ્રકાશને ઢાંકી દે છે ને તૃષ્ણારૂપી તૃણ ઉગાડે છે; શરીરરૂપી સ્તંભાકારરૂપે અજ્ઞાનરૂપી કુડાથી (ઉકરડાથી) ઉપજેલ વાયુવંટોળ (વિરોલા) મળ ક્ષોભને પમાડે છે. અને અંતરપ્રકાશરૂપી વર્ષાની ધારા થવાથી તમરૂપી ધૂળ દૂર થઈ જાય છે. વાસનાના અનુદયથી ચિત્ત સ્થિર થાય છે. અને પ્રાણના રોકવાથી શાંત થાય છે, માટે ચિત્તને જીતવાને આ ઉત્તમ યુક્તિઓ (ઉપાયો) છે તે પ્રયત્ન કરી કરવા જોઈએ. સંવેદનરૂપી મૂળ કાપવાથી (શુદ્ધ સંવિત્ માત્ર વિશે સંવેદન ત્યાગે તો) પ્રાણ ચલન ને વાસના બંન્ને રહેતાં નથી. સંવેદનનું

બીજ આત્મસત્તા છે. સંવિત્‌સત્તાથીજ સંવેદન પ્રગટ થયું છે, જેમ તલ વિના તેલ નથી તેમ સંવિત્‌સત્તા વિના અંદરબાહિર અન્ય કાંઈ નથી, જેમ સ્વપ્ન વિશે પોતાનું મૃત્યુ જુએ, દેશદેશાંતર જુએ ને પામે છે તેમ સંવિત્‌સત્તા સંવેદનને દેખે છે ને પ્રાપ્ત થાય છે. સંવિત્ ચિન્માત્ર વિશે **'अहंअस्मि'** એ સંવેદનનું ઉત્થાન થાય ત્યારે સંવેદન જગતજાળ બતાવે છે, જેમ બાળકને પોતાના સંકલ્પથી ઉઠેલા ભ્રમથીજ વેતાલ સત્ય ભાસે છે; જેમ ભ્રાંતિથી સ્થાણુ (ઠુંઠું) વિશે પુરૂષ પ્રતીત થાય છે, તેમ જાળીઆમાં પડેલા સૂર્યના કિરણોમાં દંડાકારપણું તથા ઉડતા ત્રસરેણુપણું અને જેમ વહાણમાં બેઠેલાને કાંઠાના વૃક્ષને પર્વતનું ચલનપણું પ્રતીત થાય છે તેમ જીવાત્માને (સંવિત્ વિષે) જગત (સંવેદન) પ્રતીત થયું છે. જેમ જેવરી વિષે અસમ્યક્‌જ્ઞાનથી સર્પ ભાસે છે તેમ તે ભાસે છે પણ જેમ ચંદ્રમામાં પ્રતીત થયેલું બેપણું સારી રીતે અવલોકન કરવાથી ટળી જાય છે તેમ આત્મા વિશે પ્રતીત થયેલું જગતરૂપી ભ્રાંતીજ્ઞાન ત્રણે જગત બ્રહ્મ (સંવિત્)રૂપ છે એવું યથાર્થ જ્ઞાન થવાથી બાધ પામે છે. સંવેદન કાંઈ ભિન્ન નથી તે રૂપ છે એ નિશ્ચયને બુદ્ધીશ્વર સમ્યક્‌જ્ઞાન કહે છે. સંવેદન જડવતૂના વિશે અજડ રહેવું તે પરમસુખ સંપત્તનું કારણ છે, તે આનંદ ઉત્થાનથી રહિત આનંદસ્વરૂપ છે. એવી અસંવેદન સંવિત્‌બુદ્ધિ સંસાર સમુદ્રથી પાર ઉતારે છે. સ્પંદરૂપ જે સંવેદનથી દૃશ્ય (જગત) ભાસે તે દૃશ્યની તરફથી જડ અને સ્વરૂપ વિશે ચેતન તે અજડ છે તે પોતાનું સ્વરૂપ છે. હૃદયાકાશ વિશે જે ચેતનસંવિત્ છે તેની સાથે સંવેદનનો કાંઇ સ્પર્શ નહિં (જે જીવનમુક્તના મનમાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળની કોઈપણ વસ્તુમાં સત્યતા માનવારૂપી ભ્રાંતી હોતી નથી) તે સંવિત અજડ છે. તે જીવનમુક્ત અને પ્રકારના કાર્યો કરતાં છતાં પણ તેવી ભ્રાંતીરહિત, નિર્લેપ (બુદ્ધિ, વિષયો વિષે લેપાતી ન હોય તેવો) અજડ કહેવાય છે. **હે અપાર ગુણોના સમુદ્રરૂપ રામ!** દેવ, દૈત્ય, મનુષ્ય, હસ્તિ આદિ સ્થાવર જંગમ કાંઇ છેજ નહિં. આત્માજ પોતાની અનાદિ માયાથી આ જગતરૂપી નાટકને રચીને પોતાની ચેષ્ટાથી ( ઉર્ણનાભી ધુરાણ કે કોશેટાના કીડાની જેમ ) પોતે બંધાય છે અને વિવેકાદિથી પોતા તરફ આવી પોતે પોતાને ( સ્વભાવિક અસંગ બ્રહ્મપણાને ) પ્રાપ્ત થાય છે. જગત જાગ્રતરૂપી સમુદ્ર છે. સંવિતરૂપી તેના વિષે જળ છે તે જળથી સર્વ સ્થાન પૂર્ણ છે. અંતરીક્ષ, આકાશ, પૃથ્વી, પર્વત નદીઓ સર્વે સંવિત્ જળની લહરીઓ છે તેથી સર્વ જગતજાળ સંવિત્‌માત્ર છે તેના વિશે દ્વૈતકલનાનો અભાવ છે એનું નામજ સમ્યક્‌જ્ઞાન છે. આ સંવિત્‌નું (જીવાત્માનું) બીજ સન્માત્ર છે. સન્માત્રથી સંવિતનો ઉદય છે જેમ પ્રકાશથી જ્યોતિ ( પ્રભા ) ઉદય થાય છે. આ સન્માત્રસત્તાના બે રૂપ છે. (૧) એકતાવાળી (૨) અનેકતાવાળી. એકતાવાળી સત્તા સામાન્ય અદ્વૈતરૂપ પરમાર્થ સત્તા છે. (સમષ્ટિ ઈશ્વરસત્તા છે) વિષયોને ત્યાગી જે સન્માત્ર છે તે અલેપ એકરૂપ મહા કે પરમસત્તા છે. અને જે ઘટ, પટ, હું, તું ઇત્યાદિ નાનાકાર થઈ ભાસે છે તે અનેકતાવાળી સત્તા છે તે કદી સાચી નથી. સંવેદનથી થયેલ છે તેથી અવસ્તુરૂપ છે. કાળસત્તા અને આકાશસત્તા (પરમાણુ આદિ જગતનાં કારણની માન્યતા) એ બંને અવસ્તુરૂપ છે. તે વિભાગસત્તાને ત્યાગી સન્માત્રસત્તા જે એકરૂપ, પરમ નિર્મળ અવિનાશી સત્તા જે કદી નાશ થતી નથી તથા વિસ્મરણ થતી નથી) અનુભવરૂપ છે તેને પરાયણ **હે રામજી!** તમે થાઓ. (તેની ભાવના, અનુસંધાન કરો). કેમકે તે સત્તા સામાન્ય પરમપવિત્ર છે સર્વનું બીજ છે તે વિશે સર્વની પ્રવૃત્તી થાય છે. જેટલા કાંઇ પદાર્થ છે તેની કલ્પના સત્તા સામાન્ય પર્યન્ત છે તે પરમપદ અનંત અનાદિ બીજનું પણ બીજરૂપ છે. અન્ય કાંઈ નથી. તે અનુભવ નિર્વિકાર સ્થિતિ છે, તથા જીવનમુક્તનો છે. તેજ નિર્વિકલ્પ સમાધિ બ્રહ્માકાર છે. જેમ આકાશ વિષે

નીલતા સ્વભાવીક વર્તે છે તેમ યોગીઓ પરમાનંદ વિશે વર્તે છે. સર્વે ઇંદ્રિયો ક્રિયા કરતાં છતાં મન સંવિતૂરૂપ રહે છે. દ્રશ્યનું અભિમાન સ્ફુરતું નથી તેજ અજડસ્વરૂપ છે. વટનું બીજ અતિસૂક્ષ્મ છતાં વિસ્તાર પામી આકાશને અડે છે તેમ સૂક્ષ્મસંવેદનથી સંકલ્પ પ્રસરી જગતરૂપે વિસ્તાર પામે છે ને જન્મજાળ પામે છે, મોહ પામે છે. અને બીજરૂપથી પોતેજ જન્માદિથી ડરે છે અને સ્વરૂપ વિશે ભાવના દૃઢ થાય છે ત્યારે પોતેજ પોતાને પામે છે. જેમ તળાવનાં કાંઠાના વૃક્ષો પ્રતિબિંબિત થાય છે તેમ સઘળા પદાર્થો ચૈતન્યરૂપી એ દર્પણ વિશે પ્રતિબિંબિત થાય છે. જેમ સર્વ રસોનો સ્વાદ જીવ્હાથી સિદ્ધ થાય છે તેમ સર્વ પદાર્થ ચિદાકાશને આશ્રયે (આત્મસત્તાથી) સિદ્ધ થાય છે. હે રામ ! આ બ્રહ્માંડોના સમુહો તે પદમાંથીજ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી તેમાંજ વર્તે છે (રહે છે) તેમાંજ વૃદ્ધિ પામે છે, સ્થીત દેખાય છે, ફેરફાર પામે છે અને તેના વિશેજ ક્ષીણ થઈ ગલિત (લીન) થઈ જાય છે. સર્વની અધિષ્ઠાનસત્તા તેજ છે તેજ ગુરૂથી ગુરૂ, લઘુની લઘુતા (હલકાપણું), સ્થૂલની સ્થૂલતા, સૂક્ષ્મની સૂક્ષ્મતા, દ્રવ્યની દ્રવ્યતા, દૃષ્ટિના દૃષ્ટા, કિંચન, નિષ્કિંચન, તત્ત્વોનું તત્ત્વ, સત્ય, અસત્ય, આશ્રમ અનાશ્રમ, સમીપમાં સમીપ, અંધારાના પણ તત્ત્વરૂપ, તેજના તેજરૂપ, અને દિશાઓમાં પણ અવકાશરૂપ તેજ સત્તા છે એવી પરમપાવન સત્તા છે એ પદ જગતમાં પ્રસિદ્ધ નથી, જગતમાં જે કાંઈ પ્રસિધ્ધ છે તે પણ તેજ છે. જગતના અભાવરૂપ, અદૃશ્ય દૃસ્ય પણ એજ છે. સ્વરૂપથી એ હું છું અને અહંકારરૂપથી એ હું નથી. **હે નિર્દોષ રામ !** એ પરમ નિર્મળ અવિનાશી પદ વિશે પ્રયત્ન કરી સ્થિત થાઓ. બહુરી જેમ ઇચ્છિા હોય તેમ વર્તો. એ આત્મતત્ત્વ પરમ નિર્મળ અજરઅમર શાંતરૂપ ચિત્ત ક્ષોભરહિત છે અને એ વ્યાપક સ્વરૂપને જાણી ચુકયા હશો તો સંસારના ભયથી મુક્તજ છો. ફરી ભવ આવર્તન નથી થવાનું એ નિઃસંદેહ છે.

**હે રામ !** વાસનાનો ત્યાગ કરવામાં પ્રયત્ન કરવામાં આવે અને મનનો નાશ કરવામાં પણ યત્ન કરવામાં આવે તો તમારાં આધિવ્યાધિઓ સર્વ શિથિલ થઈ જાય. પરંતુ આ પુરૂષાર્થ વિષમ છે કેમકે જ્યાં સુધી મનનો લય થાય નહિં ત્યાં લગી વાસનાનો ક્ષય થતો નથી અને જ્યાં સુધી વાસના ક્ષય થાય નહિં ત્યાં સુધી ચિત્ત શાંત થતું નથી. જ્યાં સુધી બીજનું બીજ સત્તા સામાન્ય ( સંવિત માત્ર તત્વ )રૂપ તત્વજ્ઞાન વિશે સ્થિતિ ન થાય ત્યાં સુધી ચિત્તનો નાશ નથી અને ચિત્તનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી તેમજ વાસનાનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી અને જ્યાં સુધી તત્વજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી વાસનાનો નાશ થતો નથી. તત્વનું જ્ઞાન, મનોનાશ ( ચિત્તનો નાશ ) અને વાસનાનો ક્ષય એઓ પરસ્પરના કારણો થઇને રહ્યાં છે માટે દુઃસાધ્ય હઈ તેનો સમ અભ્યાસ કરો. જેમ મંત્રો પ્રતિબંધ વિનાના સંપૂર્ણ થયેથી ફળ દાયક થાય છે તેમ સમકાલીન (સામટો) અભ્યાસ કરવાથી શાંતિ મુક્તિ મળે છે. વાસના ત્યાગથી પ્રાણસ્પંદ રોકાય છે ત્યાર બાદ પવન બંધ થતાં રજ ઉડવી બંધ થાય છે તેમ ચિત્ત અચિત્ત થાય છે. અને આત્મ યોગથી (તત્ત્વ બોધથી) તત્ત્વ પ્રકાશે છે. (જેવું સ્વરૂપ છે તેવું યથાર્થ જાણવામાં આવે છે.) સઘળી વસ્તુના આદિમાં, મધ્યમાં અને અંતમાં જે તત્ત્વ નિર્વિકારપણાથી અને અબાધિતપણાથી સ્થિત રહે છે, શેષ રહે છે તેજ આત્મ તત્ત્વ છે. સત્સંગ અને સત્શાસ્ત્ર વિચાર એ પરમ સાધન ( યુક્તિ ) છે. લાંબાકાળ સુધી પ્રાણાયામના અભ્યાસથી, યોગનિપુણ ગુરૂએ બતાવેલ યુક્તિથી, આસન જયથી, ભોજનના નિયમથી આદિથી પ્રાણનું ચલન રોકાય છે. અને આસક્તિ રાખ્યા વિનાનો વ્યવહાર કર્યા કરવાથી, સંસાર સંબંધી મનોરથોનો ત્યાગ કરવાથી અને શરીરાદિ વિનાશી છે વીગેરે દોષ દર્શન કરવાથી વાસનાક્ષીણ થાય

છે, જેઓ ચિત્તને જીતવાને યજ્ઞ, દાન, તપ તીર્થયાત્રા તથા દેવ પૂજનઆદિ ભ્રાંતિરૂપ ઉપાયોથી કાળક્ષેપ કરે છે તેઓ ગામમાં આવેલા મૃગોની પેઠે ક્યાંય વિશ્વાસ પામતા નથી. ને લાંબોકાળ ચિંતાથી ઘેરાયેલાજ રહે છે, તમરૂપી અંધકારનો નાશ તેના વિરોધિ દીપકથી થાય છે. તેમ જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થયે જેમ તપી ગયેલા લોઢાપરના બિંદુનું નામ નિશાન રહેતું નથી તેમ મળા જ્ઞાનનું નામ રહેતું નથી. માટે હે મહાત્મા રામ! તમે ચિત્તને વિષયોમાં ઉન્મુખ નહિં થવા દેતાં બ્રહ્મપદ જે નિર્વિષય છે, સર્વોત્તમ છે, આદ્ય છે, એક છે તથા નિર્વિકાર અવિનાશી છે તેનુંજ અનુસંધાન કરતા રહો અને વ્યવહારીક ક્રિયાઓ કરતાં છતાં પણ આસક્તિ રહિત હોવાથી જીવન-મુક્તના ગુણો યુક્ત થઈ અકર્તા વિચારો.

**હે નિર્દોષ રામચંદ્રજી!** આ વિચારરૂપી કલ્પવૃક્ષનો અંકુર હૃદયમાં જરા પણ ઉદય થયો હોય તો તેજ અંકુર અભ્યાસરૂપી જળના સિંચનથી મનુષ્ય જન્મ સફળ કરે છે. જેમ જળથી પૂર્ણ સરોવરનો મત્સ્યો, પક્ષીઓ વિગેરે આશ્રય કરે છે તેમ જે પુરૂષનો વૈરાગ્ય પૂર્વક વિવેક વિચાર કાંઈક પ્રૌઢ થયો હોય તેના વિશે શમદમાદિ શુભ તથા શુદ્ધ ગુણો આવી આશ્રય કરે છે. તેનો સદ્‌બુદ્ધિરૂપી સારથી કુશળ સમજવો. તેની ઇંદ્રિયો વશ એટલે હુકમને કબજે છે. ધર્મ તરફ કહેવા પ્રમાણેજ જાય છે ને મનરૂપી લગામને વશ ઈંદ્રિયોરૂપી ઘોડા વિષયોરૂપી ચંદી (દાણા) ખાય છે. ને જ્ઞાનવાનરૂપી મસ્તકથી મદ ઝરતા મદોન્મત્ત હાથીને મચ્છરોનો પ્રહાર કે સ્ત્રીઓનો શ્વાસ છેદી શકતાં નથી રાગદ્વેષ ચલાયમાન કરતા નથી, દુઃખ દઈ શકતાં નથી. ફુત્કારા સાથે વનના વૃક્ષોને બાળી નાંખનાર અજગરને કયાં દેડકાં (કોપ પામેલાં હોય તો પણ) ગળી ગયાં સાંભળ્યાં છે? સત્શાસ્ત્ર વિચારથી આત્મ તત્ત્વનો બોધ થાય તે શાસ્ત્ર વિચાર જ્ઞાન કહેવાય છે. તે જ્ઞાન જ્ઞેયની સાથે અભિન્નરૂપ છે. અધ્યાત્મ વિદ્યાના વિચારથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, જેમ દુધને મંથન કરી માખણ કાઢે છે તેમ જ્ઞેય (આત્મા) તે જ્ઞાનની અંદરજ છે તે પર બ્રહ્મસ્વરૂપ છે, સત્ય છે, અસત્યની પેઠે સ્થિત છે, ગુહ્ય છે. જ્ઞાનવાન તેને પ્રાપ્ત કરી તૃપ્ત રહે છે ને જીવન-મુક્ત થઈ પોતેપોતા વિશે પ્રકાશે છે, બ્રહ્માનંદ વિશે ઈંદ્રિયોના વિષયોની ઇચ્છાથી રહિત શોભે છે જેમ ચક્રવર્તી રાજા રાજ્ય વિશે આનંદપામી તૃપ્ત છે. સુંદર સ્પર્શ જ્ઞાનીના ચિત્તને આકર્ષણ કરી શકતા નથી, જેમ ચંદ્રમા સુંદર અને શીતળ છે છતાં સૂર્ય મુખી કમળને વિકાશ પમાડી શકતો નથી. મરૂ સ્થળ વિશે હંસરૂચી બાંધતા નથી (પ્રસન્ન થતા નથી) જ્ઞાની ચિદાકાશરૂપી બોધથી નિત્ય તૃપ્ત છે, ભોગની કે ગંધની ઇચ્છા કરતા નથી, ઇંદ્રાસન કૈલાસ કે વૈકુંઠ વિગેરેને પણ ઇચ્છતા નથી શસ્ત્રથી કાપીએ તોપણ સત્ય સ્વરૂપ સ્થિતિથી કંપાયમાન કે ચલાયમાન થતા નથી; શરીર ઉપર અંગાર જળે કે ફુલની વર્ષા થાય તોપણ શોકવાન થતા નથી, તેમને જીવવું મરવું સર્વ તુલ્ય છે, સદા સર્વદા સમભાવ રહે છે. **હે રામ!** જીવનમુક્ત પુરૂષ જીવિતનું હરણ કરનારને અને જીવિત આપનારાને પણ આત્મસ્વરૂપ શાંત મન મધુર અને પ્રસન્નરૂપ એક સરખી (સમાન) દૃષ્ટિથીજ દેખે છે. તે જીવનમુક્ત કદીપણ કોઇપણ ઈંદ્રિયને વિષયોની સ્થિતિમાં પ્રસરવાનો અવકાશ આપતો નથી. જેમ મૃગો કુણાં પલ્લવને તુરત ગળી જાય છે તેમ તે જાણે છે કે ઈંદ્રિયો, વિશ્રાંતિ નહિં પામેલા (આત્મપદની વિશ્રાંતિ રહિતના) તથા શાંત સ્થિતિ વિનાના મૂઢ પુરૂષને તરત ગ્રાસી લે છે. (ગળી જાય છે). જેમ દર્પણમાં જોવાથી પ્રતિબિંબ ભાસે છે દર્પણની સુરતા નથી રહેતી તેમ વિષયોને વિષે આત્મા જુએ છે પણ વિષયોની સુરતા નથી રહેતી. આવા આત્મપદ વિશ્રાંત જીવનમુક્તને સઘળા વ્યવહારો કરતાં છતાં પણ સર્વદા વેઠે પકડેલાની પેઠે અભિનિવેશ રહેતોજ નથી. સર્વ સંકલ્પની અવધી તેને વિષે છે તેથી તે ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત છે. તેને આ જગત જ્ઞાનમાત્ર (સંવિત્

માત્ર) ભાસે છે. પોતાના સંવિત્ માત્ર સ્વરૂપમાં ત્યાગ ગ્રહણ અનિષ્ટ ઇષ્ટ શું છે? ને ક્યાં છે? હે મહાબુદ્ધિવાન રામ! જેની સત્તા આદિમાં અને અંતમાં ન હોય ને મધ્યમાં અમુક કાળ દેખવામાં આવતી હોય તે ભ્રમ માત્ર છે તેથી ભાવ અભાવ બુદ્ધિ ત્યાગી નિઃસંવેદનરૂપ થઈ સંસાર સમુદ્ર તરો. મન, બુદ્ધિ ઈંદ્રિયો આદિથી કર્મ કરો યા ન કરો. નિઃસંગ રહેવાથી નિર્લેપ છો જે સ્વયંપ્રકાશ અનુભવરૂપ છે, અભેદ બુદ્ધિ છે તેને કર્મ કરવાથી ફળોનો લેપ લાગતો નથી ને નહિં કરવાથી પ્રાયશ્ચિત્તને પાત્ર પણ થતો નથી. જેનું મન બીજી જગ્યાએ ગયું હોય તો તે વિદ્યમાન રૂપવાળા પદાર્થો અથવા શબ્દ કરતા પદાર્થો હોવા છતાં પણ તેને તે નથી જાણતો, દેખતો કે સાંભળતો. જેનું મન અભિમાનથી રહિત છે અને આત્મપદ વિષે સ્થિત છે તેને વ્યવહારના કાર્યો કરતાં છતાં સુખદુઃખ સ્પર્શ કરતાં નથી. જેમ મનોરથથી કલ્પી લેનાર પુરૂષ મંત્રીપણાને પામી કારભાર કરતાં છતાં તેના સંબંધના થતાં સુખદુઃખથી લેપાતો નથી. જ્યારે બાળકનું ચિત્ત બીજા સ્થળમાં ગયું હોય ત્યારે તે પોતાની પાસે પડેલા પદાર્થને નેત્રથી દેખતાં છતાં પણ દેખતો નથી. માટે આ વાત બાળકના પણ અનુભવમાં આવે એવી છે કે મનના સ્પર્શ (લાગણી) વિના જે કામ (જોવાનું, સાંભળવાનું વિગેરે) કરવામાં આવે તે કામ ન કર્યા જેવુંજ છે. તે પુરૂષ કર્તા છતાં પણ અકર્તાજ છે. સ્વપ્નમાં એક છતાં પોતે અનેક રૂપે અનેક દેશાંતર ફરે છે (જો કે પોતે ઘરમાં સુતેલો હોય છે) તેમ અસંગ મનનું સમજવું. જ્ઞાનવાનનું ચિત્ત આત્મપદરૂપી ગૃહ વિશેજ રહે છે. જેવો મનનો વેગ તીવ્ર થાય તેવુંજ ભાસે ને તેજ સિદ્ધ થાય, અન્ય ન ભાસે. તેથી સર્વ અનર્થોનું કારણ સંગ છે. સંગજ સંસારનું, આશા તૃષ્ણાઓનું, આપત્તીઓનું, પુણ્યપાપાદિનું, સુખદુઃખનું ને જન્મમરણનું કારણ છે. સંગનો ત્યાગ એજ હે રામ! મોક્ષ છે તેથી પુનર્જન્મની પ્રાપ્તી થતી નથી માટે તમે પણ વિદ્વાનોના આ સિદ્ધાંતને અનુસરી પદાર્થોમાંથી સંગ (આસક્તિ) છોડી દઈ જીવનમુક્ત થઈ વિચરો. સઘળા સંશયોરૂપી ઝાકળને ટાળી નાંખનાર ગુરૂ **વશિષ્ટમુનિ કહે** છે કે જે કાંઈ ભાવ-અભાવ (પ્રિય-અપ્રિય) પદાર્થોનો સંયોગ-વિયોગ છે તેનાથી થતા હર્ષ શોકરૂપી વિકાર આપનારી જે મલિનવાસના ગ્રહણ કરવી તેનું નામ 'સંગ' છે. દેહ વિશે અહંબુદ્ધિને સંસાર વિષે સત્ય પ્રતીતિ થવાથી ઇષ્ટાનિષ્ટ પદાર્થો માનીને રાગદ્વેષસહિત જે ગ્રહણ કરવાં ને તેથી હર્ષ શોક પામી સુખીદુઃખી થવું તે 'મલિનવાસના' કહેવાય છે અને તેજ બંધન આપનારી છે. ત્યારે જીવનમુક્તની વાસના દેહાભિમાનથી રહિત, હર્ષ શોકરૂપી વિકારથી રહિત શુદ્ધ હોય છે એવી શુધ્ધ વાસના 'નિઃસંગ' એ નામથી કહેવામાં ને ઓળખવામાં આવે છે. તે જન્મમરણરૂપી બંધન આપતી નથી. સ્વરૂપ વિશે-દેહ જ્યાંસુધી રહે ત્યાંસુધી સ્થિત રહે છે. જેમ ભુંજેલું બીજ ઉગે નહિં તેમ તે જીવનમુક્ત કર્મો કરે છે છતાં નિર્લેપ છે તેને તે કર્મબંધન આપનાર થતાં નથી. હે રામ! માન, મદ વૈર, સંતાપને ત્યાગીને તમો પણ સ્વરૂપમાં સર્વદાસ્થિતિ કરો. સર્વ આત્મા જાણી કર્મ કરો. વ્યવહાર બુધ્ધિથી રહિત અસંગ રહી કરો તો કર્તા છતાં અકર્તા છો. હર્ષ, ક્રોધ અને ખેદથી જો તમારા હૃદયમાં આઘાત ન લાગતો હોય તો તમે રાગથી, ભયથી તથા ક્રોધથી રહિત હોવાને લીધે સંગ વિનાનાજ છો. જીવનમુક્તજ છો. જેમ મંદરાચળ પર્વતે ક્ષોભાવ્યા છતાં પણ ક્ષીર સમુદ્રે પોતાના શ્વેતપણારૂપ સ્વભાવને છોડયો નથી, તેમ જીવનમુક્ત મોટી સંપદા કે મોટી આપદા ગમે તે આવી પડે તો પણ પોતાની લક્ષણુ સિધ્ધ શાંતિ, દાંતિ અને સમદૃષ્ટિ આદિ સ્વભાવને કે સ્વરૂપ સ્થિતિને ત્યાગતા નથી. જેમ પોતાની ક્ષીણતા થતાં કે વૃધ્ધિ થતાં ચંદ્રમા હર્ષ શોકથી રહિત શીતળ રહે છે, તેમ જીવનમુક્તને ચક્રવર્તીપણું કે આપદા પ્રાપ્ત થાય, સર્પાદિયોનિ અથવા

ઇદ્રની પદવી મળે એ સર્વ વિષે તે સમ આત્મભાવ સ્થિત રહે છે, હર્ષશોકને પ્રાપ્ત થતા નથી અને સર્વારંભ ત્યાગી નાનાત્વભાવથી રહિત રહે છે. આત્મવિચારને લીધે તે આત્મતત્ત્વને પામેલ છે તેથી જેવી સ્થિતિ આવી મળે તેમાં તેની સહજાવસ્થા છે. હે વિવેકી રામ! તમે પણ આ દષ્ટિ પામી આત્મતત્ત્વને જુઓ તેથી વિગત જ્વર થશો અને નિરતિશય પરમાનંદપદ જે બ્રહ્માત્મ પદ છે તેને પામી ફરી જન્મમરણના બંધનમાં આવશો નહિં.



# પ્રકરણ બીજું.

## શ્રી યોગવાસિષ્ઠ-નિર્વાણ પ્રકરણ પૂર્વાર્દ્ધમાંથી.

**રામચંદ્રજીએ પૂછ્યું:**-હે વક્તાઓમાં ઉત્તમ ગુરૂ ? **શિખિધ્વજ રાજા** કોણ હતો અને પોતાના સઘળા વૈભવોને ત્યાગીને મનરૂપી પક્ષીને હૃદયમાં રોકીને કેવી રીતે શાંતિરૂપી બ્રહ્મપદ મેળવ્યું તે મારા બોધની વૃદ્ધિ માટે કૃપા કરીને કહો.

**વસિષ્ઠઋષિ ઉવાચ:**—દ્વાપરયુગમાં કૌરવોના વંશનો **શિખિધ્વજ નામનો રાજા** જંબુદ્રીપમાં વિંધ્યાચળ પર્વતની નજીક ઉજ્જન નામના શહેરમાં રાજ્ય કરતો હતો શમ દમ આદિ ઉદારતા ઇત્યાદી અનેક ગુણો સંપન્ન હતો તે પોતાના જેવાજ ગુણવાળી સોરઠના રાજાની **ચૂડાલા નામની કન્યાને** પરણ્યો હતો. એ દંપતી કળાઓથી સંપન્ન થઇ અખંડ સુખી જીવન ગાળવા લાગ્યાં. જેમ ફૂટેલા ઘડામાંથી પાણી ગલિત થાય તેમ ધીરે ધીરે યૌવન ગલિત થતાં એ જોડાંએ નિર્ણય કર્યો કે તરંગોના સમૂહની પેઠે વિનાશ પામનારા દેહથી વ્યવહાર કરનારા જીવનું મરણ પાકેલા ફળના પડવાની પેઠે કોઈ ઉપાયથી અટકાવી શકાય તેમ નથી. આયુષ્ય નિરંતર સ્વવ્યાજ કરે છે. 'જેમ કેળનો ગર્ભ નિઃસાર છે તેમ સંસાર સંબંધી વ્યવહાર નિઃસાર છે. આ પ્રમાણે છે તો હવે એ સંસારમાં શુભ આકારવાળો અને સ્થિરતાવાળો કયો પદાર્થ છે કે જેને પામીને ચિત્ત ફરીવાર ગમે તેવી દુર્દશાઓમાં પણ ખેદ ન પામે ? આવી રીતે વિચાર કરી સંસારરૂપી વ્યાધિના ઔષધરૂપ વેદાંત શાસ્ત્રોનો લાંબાકાળ સુધી (શ્રવણાદિ) અભ્યાસ કર્યો ને આત્મજ્ઞાન શિવાય એ કોલેરાને શાંત કરવાનો અન્ય ઉપાય નથી એમ નિશ્ચય કર્યો. પછી ચૂડાલાએ પોતાના વિશે વિચાર કર્યો કે દેહ ને ઈંદ્રિયો જડ છે કેમકે લાકડીથી ઢેફું હડસેલાય તેમ એ સમુહ મનના સંકલ્પથી તે પ્રમાણે હડસેલાય છે. વળી તે મન પણ બુદ્ધિના નિશ્ચયોથી ગોફણના પથરાની પેઠે પ્રેરાય છે, અને જેમ નદીનો પ્રવાહ પૃથ્વીના નિમ્ન ભાગમાં જાય છે તેમ બુદ્ધિ અહંકારને આધિન છે અને અહંકાર પણ શબની પેઠે જડજ છે કેમકે બાળકે અધ્યાસથી કલ્પેલા વૈતાલની પેઠે તેને જીવેજ અધ્યાસથી કલ્પી લીધેલ છે. પ્રાણરૂપી ઉપાધીવાળો અને હૃદયમાં રહેલો જીવપણ સુકુમાર હોવાથી ચિદાભાસ થઈ પોતાની અંદર રહેલા સાક્ષી આત્માથી પરિપૂર્ણ (પ્રતિબિંબિત) થઇને જીવે છે. અહો ! જેમ સુગંધ પવનથી અને નદીનો વેગ લાંબા ખાડાથી જીવે છે તેમ જીવ જડ અને અસત્ય દ્રસ્ય પદાર્થોના અભિમાનથી પોતે ચૈતન્યાત્મક છતાં પણ જડ જેવો થઈ ગયેલો છે, અને પોતાના પૂર્ણસ્વરૂપને અત્યત વિસરી ગયેલો છે. આ પ્રમાણે ચૈતન્ય દૃસ્યોની ઉન્મુખપણાથી પોતેજ જગતરૂપ થયું છે. તો પછી એ ચૈતન્ય દૃસ્યોના સંસર્ગથી રહિત કેમ થાય ? એ પ્રશ્ન સંબંધે લાંબો કાળ સંત સમાગમ અને વિચાર કરતાં કરતાં **ચૂડાલા** સમજી કે એક ચિરસ્થાયી નિર્દોષ તો આત્મસત્વજ છે કે જેને જાણવાથી કશું છોડી દેવાનું કે ગ્રહણ કરવાનું રહેતું નથી. આ દૃસ્યો તો માત્ર ચૈતન્યના વિલાસને પરિચ્છેદ આપનારા મિથ્યાજ છે અને તિમિરવાળી દૃષ્ટિથી કલ્પાતા (બીજા ચંદ્ર જેવા) ભ્રાંતિરૂપ છે. મહાસત્તા જે એક અખંડ ચૈતન્ય છે તેજ એક નિષ્કલંક, મંગળરૂપ, સમ, શુદ્ધ સન્માત્ર છે તેજ બ્રહ્મ તથા પરમાત્મા આદિ નામોથી ઓળખાય છે. દૃસ્યોથી રહિત જે ચિદ્દપણું છે તે એ ચૈતન્યનું અખંડ રૂપ છે. અને મન, બુદ્ધિ ચિત્ત, અહંકાર, ઈંદ્રિયો, પ્રાણ આદિરૂપે એજ ચૈતન્ય સત્તા વિવર્ત પામે છે

જેમ અલંકારોની વિચિત્રતા ( અલંકાર દ્રષ્ટિ ) મટી જતાં સુવર્ણરૂપ છે ને સર્પ દ્રષ્ટિ મટી જતાં રજ્જુ પોતારૂપ છે, જેમ સ્વપ્નમાં તથા ઇંદ્ર જાળમાં દ્રવીભૂત થયેલા પોતાના ચિત્ત વિષેજ સિદ્ધ થયેલાં સમુદ્રાદિક જળોમાં તરંગો વગેરે ઉદય નહિં પામતાં છતાં પણ ઉદય પામેલાં જેવાં થાય છે, તેમ મહા ચૈતન્ય સત્તામાં સમષ્ટિ ચિત્તને લીધે જગત ઉદય નહિં પામતાં છતાં પણ ઉદય પામેલા જેવું જણાય છે, અને તેવી રીતે ચૈતન્ય માત્ર હું ચિત્તથી જગતરૂપ થઇને નામ રૂપાત્મક ભેદોને પ્રાપ્ત થયેલ છું તેથી જગતમાં મારા (આત્મસ્વરૂપ) શિવાય ઇતર કાંઈ રહેતું નથી તો અહંકાર પણ ક્યાંથી રહે ? માત્ર અહંભાવ રહિત ચિન્માત્રજ વિસ્તીર્ણ છે તેજ અનાદિ સિધ્ધ છે. જેમ માટીના પુતળાં માટી રૂપજ છે તેમ દૃષ્ટા દૃશ્યરૂપ આ કૃત્રિમ જગત પણ બ્રહ્મ રૂપજ છે, ચિદાકાશ રૂપજ છે. આ પ્રમાણે વિચારમાં તત્પરર હેલી એ **ચૂડાલારાણી** પરમબોધથી પરમાર્થ તત્ત્વને યથાર્થ જાણીને રાગ, ભય અને મોહથી રહિત થઇ શરદ ઋતુના નિર્મળ આકાશની પેઠે શોભવા લાગીને શાંત થઇ; અને આત્મામાંજ વિશ્રાંતિ થવાથી દિવસે દિવસે પોતાના નિત્ય શુધ્ધ આત્મસ્વરૂપમાંજ સ્થિતિવાળી થઇ ગઇ અર્થાત વિદિત વેદ્ય થઈ; તેને જાણવાનું કાંઈ અવશેષ રહ્યું નહિં. ને જાગ્રતાદિ અવસ્થાની સાક્ષીરૂપે રહી. રાજલીલાઓમાં મનને ન લોભાવતાં, ભોગો વિષે ચિત્ત દીન નહિં થઈ જતાં, પોતે એકલીજ આકાશ જેવા અનંત અને અપાર પર બ્રહ્મમાંજ રમણ કરવા લાગી. અધિષ્ટાનરૂપે પોતેજ સર્વરૂપ છે અને અધ્યસ્તરૂપે હું પોતે કાંઈજ નથી એમ નિશ્ચય કર્યો અને અનાયાસે જે સ્થિતિ આવી મળે તેથીજ સંતુષ્ટ રહેવા લાગી. સદા તૃપ્ત રહેનારી અને નિષ્કામ થયેલી તે **ચૂડાલને પ્રારબ્ધ** યોગથી દેવતાઓની પેઠે આકાશ ગમન કરવાની ઇચ્છા થવાથી પોતાના શરીરને આસનથી દૃઢ રાખી ઊર્ધ્વ ગતિવાળા પ્રાણાયામનો લાંબો કાળ અભ્યાસ કર્યો. **હે પ્રિય રામચંદ્રજી !** આ જગત બોધવાન પુરૂષની દ્રષ્ટિમાં ઉપેક્ષ્ય છે (જે અનુકૂળ ન હોય અને પ્રતિકૂળ પણ ન હોય અર્થાત સુખનું સાધન નહિં તેમ સુખનું વિરોધી પણ ન હોય એવું જે હોય તે ઉપેક્ષ્ય, વિદ્વાન માને છે), મૂઢ પુરૂષની દૃષ્ટિમાં ઉપાદેય (અનુકૂળ સુખનું સાધન) અને તીવ્ર વૈરાગ્યવાન પુરૂષની દ્રષ્ટિમાં હેય (પ્રતિકૂળ, સુખનું વિરોધી) ગણાય છે. આત્મજ્ઞ પુરૂષ કોઈ વખત ફકત લીલાથી જગતને ઉપેક્ષ્ય ગણે છે ને તે દ્રષ્ટિથી તે તરફ જુએ છે અને વખતે સીંદરીમાં સર્પની પેઠે અધ્યસ્ત (ભ્રાંતિથી ઉઠેલું) હોવાથી તે તરફ દ્રષ્ટિ પણ નથી રાખતા. **હે રામચંદ્રજી !** પ્રાણાયામના અત્યંત દૃઢ અભ્યાસી યોગી પુરૂષને સર્વપ્રાણાદિ પવનો સ્વાધીન થઈ જાય છે અને રાજ્યથી માંડીને મોક્ષ પર્યંત સર્વ સિધ્ધિઓ દેહના પ્રાણાદિ વાયુને આધિન હોવાથી સર્વ તેના અભ્યાસીથી મેળવી શકાય છે. ચારે તરફ નાડીઓથી વિંટાઈ જવાને લીધે વલયના જેવા આકારવાળી, સર્વ મર્મ સ્થાનોમાં રહેલી, શત નાડીઓના આશ્રયરૂપ, વીણાના મૂળમાં રહેલ રેખાના જેવી અથવા જળમાં પડતા આવર્તન જેવી, લખવામાં અર્ધ **ૐકારના** આકાર જેવી અને કુંડળના આવર્તની પેઠે રહેલી, આંતરડાંઓથી વિંટાયેલી હોવાથી આંત્રવેષ્ટનિકા એવા નામથી ઓળખાતી એક નાડી છે કે જેને સુષુમ્ણા એમ પણ કહે છે. એ નાડી દેવ, અસુર, મનુષ્ય, મૃગ, ઝુડ તથા પક્ષિ આદિમાં તથા કીટથી માંડી બ્રહ્મા પર્યંત સર્વ પ્રાણીઓમાં રહેલ છે. ટાઢથી પીડાવાને લીધે ગુંચળું વળી સૂતેલા સર્પના દેહની પેઠે ગુંચળું વળી રહેલી, ધોળી, પ્રલયાગ્નિનો સંપર્ક થવાથી સ્ત્રવતા ચંદ્રમાના જેવા વલયાકારવાળી, મૂલાધારથી માંડીને ભ્રૂકુટીના મધ્ય ભાગસુધી તમામ છિદ્રોમાં અનુસ્યૂત એવી એ નાડી અંદર મનોવૃત્તિવડે અને બહાર પ્રાણાદિકવડે ચંચળ રહે છે. એ નાડીના કેળના ગર્ભ જેવા કોમળ અંદરના ભાગમાં વીણાના વેગ જેવી અસ્ફુટ ગતિવાળી જે પરમ ચિચ્છકિત સ્ફુરે છે એ વલયના જેવા ગોળ

આકારવાળી ચિચ્છક્તિ કુંડલી એવા નામથી ઓળખાય છે; સર્વ માત્રની એ પરમશક્તિ છે અને પ્રાણુ ઈંદ્રિયો ઇત્યાદિ સર્વ શક્તિઓને સત્તા સ્ફુર્તિ પ્રવૃત્તિ વિગેરેથી એજ વેગ આપે છે, પ્રાણને ઉપર લઈ જવાથી અને અપાનને નીચે લઈ જવાથી છંછેડેલી સર્પિણીની પેઠે નિરંતર નિઃશ્વાસ નાખતી ઉંચા મુખવાળી એ કુંડલી સત્તા સ્ફુર્તિ રૂપ રહેલ છે. એ કુંડલિની એવી રીતે વેગથી સ્ફુરે છે કે પ્રથમ ચક્ષુ આદિ મૃદુ ઈંદ્રિયો સાથે રૂપાદિક વિષયનો સંબંધ થાય છે અને દેહ યંત્રને ચલાવનાર પ્રમાતા વૃત્તિદ્વારા બહાર નિકળી વિષય સાથે મળે છે કે જેથી આવરણનો ભંગ થઈ ઘટાદિ જ્ઞાનનો સ્ફુટ ઉદય થાયછે; એ કુંડલિનીજ સર્વ પ્રાણુ શક્તિ, બુદ્ધિ શક્તિઆદિ સર્વ સંવિદ્‌ના બીજરૂપ છે, **હે નિષ્પાપ રામચંદ્રજી !** જેમ સૂર્યનો તડકો સર્વત્ર પ્રસરતાં છતાં કાચ ભાંત વિગેરે પદાર્થોરૂપ ઉપાધિમાં વિશેષ પ્રતીત થાય છે તેમ ચૈતન્ય સત્તા સર્વત્ર વ્યાપ્ત છતાં પણ સ્થૂલ દેહરૂપ અને સૂક્ષ્મ દેહરૂપ ઉપાધિમાંજ વિશેષ પ્રતીત થાય છે. જેમ એક દીવામાંથી સો દીવા થઈ શકે છે તેમ માયાથી અધ્યાસવડે જન્માદિ વિકારવાળા દ્વૈત ભાવનેપામીને અનેક જીવરૂપ, તે ચૈતન્ય સત્તા, બની જાય છે; પરંતુ વસ્તુતઃ એ સર્વે તમારા ચિદ્‌પના વિવર્ત છે. મનુષ્ય દેહાદિકમાં ચૈતન્ય પ્રતિબિંબિત પ્રાણ, મન, બુદ્ધિ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ પંચકવડે બનેલા લિંગ દેહનું પ્રાધાન્ય હોવાથી તેને ચેતન સંજ્ઞા કહે છે. જેમ કોઇવાર કયાંય સ્થિર રહેવાથી અને કયાંક કોઈવાર ચંચળ રહેવાથી સમુદ્રનું સમુદ્રપણું જતું રહેતું નથી તેમ ચિદ્ સત્તા કોઇવાર લિંગ દેહોમાં જડરૂપે અને કોઇવાર કોઈ ઠેકાણે ચેતનરૂપે પ્રતીત થાય છે છતાં એ નિર્લેપ ચૈતન્ય સત્તા સદા સર્વદા અક્ષતજ છે. સર્વ પ્રાણીઓના શુભ એટલે દેવાદીભાવ થવામાં અને અશુભ એટલે પશુ વૃક્ષાદિભાવ થવામાં સુપ્ત વાસનાવાળું અને પ્રબુદ્ધ વાસનાવાળું લિંગ શરીરજ કારણરૂપ છે. જેથી એમ નિશ્ચય થાય છે કે સર્વ ધર્મોના વિરૂદ્ધપણામાં વાસનાજ એક હેતુભૂત છે. સુપ્ત વાસના એટલે જે વાસના માત્ર સંસ્કારરૂપે રહેલી હોય છે, તે કહેવાય છે અને મનુષ્ય દેવાદિ પ્રબુદ્ધ વાસનાવાળા કહેવાય છે, અને જેઓ વાસનારહિત થવાને પુરૂષાર્થ કરે છે તેઓ મોક્ષ જેવા પરમ પુરૂષાર્થને મેળવે છે. વિવેક દૃષ્ટિથી વિચારતાં ઉપર કહ્યા પંચકવડે સ્ફુરતાં દૃશ્યો સર્વ આત્માનાજ વિવર્ત હોવાથી આત્મામાંજ લીન થઈ જાય છે. જેમ સમુદ્રમાંથી ઉઠેલાં જે કલ્લોલો સમુદ્રમાંજ પાછા લીન થઈ જાય છે તેમ અધિષ્ટાન ચૈતન્યમાં અવિદ્યાથી પ્રતીત થતો સઘળો પ્રપંચ પાછો તે અધિષ્ટાન ચૈતન્યમાંજ સમાઈ જાય છે તેને સંસાર ચક્રમાં ફરી ભમવું પડતું નથી. દેહની અંદર મૂલાધારમાં રહેલ કુંડલિની વિષે લિંગ શરીરના ઉપાદાનરૂપ ભૂત સૂક્ષ્મ પ્રથમ પ્રાણ પવનરૂપે નિરંતર સ્ફુર્યા કરે છે. અંદર પ્રાણરૂપે સ્ફુરેલી કુંડલિની શક્તિ, સ્પંદ, સ્પર્શ સંવિત્ સંવેદનકલા એવા નામોવડે અનેક રીતે કહેવામાં આવે છે. કલ્પના કરવાને લીધે તે કલા કહેવાય છે, ચેતન-પણાથી ચિત્ કહેવાય છે, જીવનપણાને લીધે જીવ કહેવાય છે, મનન કરવાથી તે મનરૂપે કહેવાય છે. એ કુંડલિની નામની જીવ શક્તિને પુર્યષ્ટક એ નામથી પણ કહે છે, તે કુંડલિની અપાન વાયુરૂપે નીચે રહે છે. સમાનવાયુરૂપે નાભિમાં અને ઉદાન વાયુરૂપે કંઠાદિ પ્રદેશમાં નિરંતર રહે છે. ઉર્ધ્વભાગ તરફ તથા અધોભાગ તરફ જવું આવવું છોડી દઈ સર્વથા એ કુંડલિની દેહને વિષે સમાન વૃત્તિવડેજ રહેતો અંદર પવનનો નિરોધ થવાથી પ્રાણાયામવડે મનુષ્યનો કાંઈ વ્યાધિ હોય તે સર્વ નષ્ટ થઈ જાય છે. શરીરમાં એકસો નાડી મુખ્ય ગણાય છે. મુખ્ય કે સામાન્ય ગમે તે નાડીમાં કફપિત્તાદિ દોષ વધી જવાથી તેમાં અન્નરસ પહોંચાડનારી પ્રાણશક્તિનો વ્યાપાર અટકે તો વ્યાધિ થવા સંભવે છે. આધિ અને વ્યાધિ એ બંને દુઃખનું કારણ છે. દેહ સંબંધી દુઃખને વ્યાધિ કહે છે અને વાસનામય માનસીક વ્યથાને આધિ એ નામથી કહેવામાં આવે છે. એ બંનેનું

મૂળ તપાસતાં અજ્ઞાનજ જણાય છે. અને તત્ત્વજ્ઞાનથી તેનો નિઃશેષ ક્ષય થઈ જાય છે. અજ્ઞાનને લીધે પોતાની ઈંદ્રિયોનો નિગ્રહ નહિં થવાથી ચિત્તમાં સ્વસ્થતા રાખનારાં સૂક્ષ્મ ભાવને છોડી દઈ અહર્નિશ રાગદ્વેષમાં ફેંચાઇ જઈ આ મળ્યું આ ન મળ્યું, એવી ચિંતાથી ગાઢ મોહને આપનારી આધિઓ વર્ષાઋતુમાં ઝાળકની પેઠે કેવળ અજ્ઞાનથીજ આવી પડે છે ને સ્વચ્છ અન્ન જળ હવા લેવાના નિયમોની અજ્ઞાનતાને લીધે વ્યાધિઓ શરીરમાં અનેક ઉત્પન્ન થાય છે. ક્ષુધાતૃષા—સ્ત્રી પુત્રાદીની ઇચ્છા એ વિગેરેથી થયેલો વ્યાધિ સામાન્ય ગણાય છે અને જન્માદિ વિકાર આપનાર વ્યાધિ દ્રઢતર કહેવાય છે. આ બીજો વ્યાધિ આત્મજ્ઞાન થયા શિવાય નિઃશેષ મટી જતો નથી જેમકે રજ્જુમાં અજ્ઞાનથી થયેલ સર્પ ભ્રાંતિ રજ્જુનું ખરૂં જ્ઞાન થયા વિના મટતીજ નથી. ચિત્ત આધિવડે પીડાયાથી શરીરમાં ક્ષોભ થાય છે તેથી શરીરના રાજા પ્રાણાદિવાયુ પોતાના સમાનભાવને છોડી દઇ અવળે માર્ગે ગતિ કરવા માંડે છે તેથી અન્નરસ નિયમસર યોગ્ય સ્થળોએ નહિં પહોંચી શકવાથી અજીર્ણાદિ અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે ને તેતો આધિ (માનસિક પીડા) મટી જવાથી મટી જાય છે. ઔષધ મંત્રોથી પણ વ્યાધિ નાશ પામે છે; જેમ સ્વભાવથીજ હરડે જુલાબ આપે છે તેમ ય, ર, લ, વ ઇત્યાદિ મંત્રાત્મકવર્ણો તેવી તેવી શ્રદ્ધાવાળી ભાવનાથી તેવાં તેવાં કાર્ય કરી આપે છે. **હે રામ !** જેમ કસોટિમાં ઘસાવાથી સુવર્ણ પોતાનું નિર્મળપણું પ્રકાશીત કરે છે તેમ શુદ્ધ અને પુણ્ય કર્મ કરવાથી તથા સત્પુરૂષોની સેવાથી ચિત્ત નિર્મળ થઈ જાય છે. ને ચિત્ત શુદ્ધ રહેવાથી પ્રાણવાયુઓનો પોતાના ક્રમ પ્રમાણેજ સંચાર થાય છે અને અન્નોને રસરૂપ કરી બરાબર પકાવી દે છે જેથી વ્યાધિ નાશ પામે છે.

હવે ચાલતા પ્રસંગમાં ઉપયોગી છે તે **હે મહાત્મા રામચંદ્રજી !** હું કહું છું તે સાંભળોઃ—પ્રાણને જ્યારે પૂરક પ્રાણાયામથી પૂર્ણ થયેલા દેહની અંદર મૂળાધારથી માંડી બ્રહ્મરંધ્ર પર્યન્ત લંબાયમાન કરી પ્રાણ નિરોધથી થતી ગરમીને ને તેથી થતા શારીરિક તથા માનસિકશ્રમને સહન કરવાને એ કુંડલિનીને ઉર્ધ્વભાગમાં લઇ જવામાં આવે ત્યારે તે લાકડીની પેઠે લાંબી થઈ અને સર્પિણીની પેઠે ઉતાવળી થઇને લતાની પેઠે કોમળ અને દેહમાં બંધાયેલ સર્વ નાડીઓને સાથે લઇ ઉર્ધ્વભાગમાં જાય છે. કુવામાંથી ઉંચે ખેંચવામાં આવતો ચામડાનો કોસ પોતાની અંદર રહેલ પાણીને જેમ ઉંચે લઇ જાય છે તેમ નાડીદ્વારા અવકાશ વગરના પવનથી પૂર્ણ અને હલકા થઈ ગયેલા આખા દેહને એ કુંડલિની (ગુરૂગમ્ય સંયમના અભ્યાસવડે) ઉંચે ઉડાડે છે જેને આકાશગમન નામની સિદ્ધિ કહે છે. અને ફક્ત સુષુમ્ણામાંજ રેચક પ્રાણાયામવડે પ્રાણનો પ્રવાહ ચાલુ રાખી કુંડલિની શક્તિને જ્યારે મસ્તકની અને કપાળની સંધિરૂપ કપાટની બહાર બાર આંગળ ઉપરના ભાગમાં રહેલ મૂર્ધ્ધજ્યોતિમાં, મુહૂર્ત પર્યંત (સંયમપૂર્વક–એકજ વિષયમાં ધ્યાન, ધારણા અને સમાધિ કરવામાં આવે તેને સંયમ કહે છે **त्रयमेकत्रसंयमः**) સ્થિર રાખવામાં આવે તો આકાશચારી સિધ્ધ પુરૂષોનું દર્શન થાય છે. યોગાભ્યાસવડે સંસ્કાર પામેલા ચિત્તથી બુદ્ધિરૂપી નેત્રવડે પોતાના અભિષ્ટ અર્થ આપનારાં સિધ્ધ પુરૂષો સ્વપ્નની પેઠે જોવામાં આવે છે અને તેમના આપેલ વરદાન ચિરસ્થાયી હોય છે. રેચક પ્રાણાયામના અભ્યાસની યુક્તિથી મુખથી બહાર છેટે બાર આંગળ પરિમાણના પ્રદેશમાં ચિરકાળ સુધી પ્રાણની સ્થિતિ રાખવામાં આવે તો પરકાય પ્રવેશ થઈ શકે છે.

**હે રામ !** જેમ અગ્નિહોત્રાદિકમાં કુંડમાં અગ્નિ બુઝાઇ જાય તો અરણીના કાષ્ઠમાંથીજ સંઘર્ષણ કરી અગ્નિ પ્રગટ કરવામાં આવે છે તેમ પ્રાણ અને અપાનનો પરસ્પર સંઘર્ષ થવાથી જઠરાગ્નિ ઉત્પન્ન થાય છે. નિચેના ભાગમાં અને ઉપરના ભાગમાં સંબંધ રાખનાર, પરસ્પર

મળેલાં મુખવાળો, આમાશય અને પકવાશય એવા નામથી કહેવામાં આવતો સ્થૂલ માંસ પિંડ દેહયંત્રના જઠરના ભાગમાં છે; અને તે આકાશમાં રહેલા ઉપરના ભાગથી તથા જળમાં રહેલા નીચેના ભાગથી મધ્યમાં ખેંચાતા નેતરના કુંજની પેઠે કંપાયમાન હોય છે. એ માંસ પિંડના નીચેના ભાગમાં મૂલાધારમાં પોતાના સ્થાનમાં સર્વની શોભારૂપ એ કુંડલની પદ્મરાગમણિના સંપુટમાં જેમ મોતીઓનો ગુચ્છ શોભે તેમ શોભે છે. તે પ્રાણને ઉંચે લઇ જવાથી અને અપાનને નીચે લઇ જવાથી કંપીત થઇ અવ્યક્ત શબ્દ કરે છે. અને દંડ વાગવાથી જેમ સર્પિણી ઊર્ધ્વમુખ થઇ જાય તેમ એ કુંડલિની ઊર્ધ્વમુખ થઇ ફરે છે અને પ્રાણને ઊર્ધ્વ અને અપાનને અધોગતિ આપનારી છે. હૃદયરૂપ કમળપુટમાં ભમરીની પેઠે રમણ કરનારી એ કુંડલિનીજ સૂર્યની પેઠે ચાક્ષુષાદિ જ્ઞાનરૂપ મકરંદને પ્રકાશિત કરે છે અને જ્ઞાનશકિત ક્રિયાશકિત આદિને તથા હૃદયકમળ અને નાડી સમુહને એ કુંડલિનીજ પ્રાણાદિ વાયુઓવડે ચલાવે છે. અને તેમની ચંચળતાથી હૃદયમાં અન્નરસ પ્રવિષ્ટ થઈ તેજ, રસ, રકત, માંસ આદિરૂપે પરિણામ પામે છે. હૃદયકમળમાં સુવર્ણના ભમરાના જેવું સુશોભિત એ જઠરાગ્નિરૂપી તેજ આખા દેહમાં પોતાની પ્રભાવ વડે વ્યાપ્ત છે અને યોગીઓ તેનું તારાના આકારે ધ્યાન કરે છે. એ તેજનું પ્રકાશમય જ્ઞાનસ્વરૂપે (સંયમપૂર્વક) ધ્યાન કરવાથી દૂરના પદાર્થો પણ જોવાની શકિત આવે છે, જેમ વડવાગ્નિને સમુદ્રનું જળ ઇંધનરૂપ છે તેમ જઠ-રાગ્નિને શરીરમાં ઉત્પન્ન થએલ અન્નરસરૂપ જળજ શુષ્કઇંધનરૂપ છે. અગ્નિ ધૂમાડારૂપ અંશથી વાદળાં રૂપે બંધાઇ મેઘરૂપ થાય છે. એ ઠેકાણે અગ્નિ સદ્રપ–પરિણામથી સોમ ( શિતળતા ) નું કારણ જણાય છે, અને તે (સોમરૂપ) શીતળતાના સાધનથી અગ્નિ પોતે નાશ પામી જઈ જે વાયુ ભાવને પ્રાપ્ત થાય છે (વાયુમાં લીન થઇ જાય છે) એ વિષયમાં અગ્નિ વિનાશ–પરીણામથી સોમનું (શીતળતાનું) કારણ છે, જેમ કૃષ્ણપક્ષમાં સૂર્ય અમાવાસ્યા પર્યંત ચંદ્ર બિંબનું પાન કરી (તેનું તેજ ખેંચી લઇને) પાછો શુકલપક્ષમાં, સારસપક્ષી જેમ ખાધેલા કમળને ઉદરમાંથી બહાર કાઢે તેમ, બહાર પ્રકાશિત કરે છે, જેમ ગ્રીષ્માદિ ઋતુમાં ઉષ્મા (ગરમી) સહિત વાયુ અમૃત જેવા ભૂમીના રસનું આકર્ષણ કરી પાછો વર્ષાઋતુમાં વાદળાં રૂપે ધાટો બની જઈ વૃષ્ટિવડે જગતરૂપ શરીરને પોષણ આપે છે–અને સૂર્યના કિરણોવડે પૃથ્વીનું જળ ખેંચાયાથી તે કિરણોમાં તદ્રૂપપણાને પ્રાપ્ત થાય છે તેમાં જળ (સોમ) સદ્રૂપપણાથી અગ્નિનું કારણ છે અને સૂર્ય રશ્મિરૂપે પરિણામ પામેલ તે જળમાં શીતપણાનો નાશ થઈ જઈ ઉષ્ણપણાથી જે અગ્નિત્વ આવે છે તેટલા અંશમાં જળ વિનાશ–પરિણામથી અગ્નીનું (ઉષ્ણતાનું) કારણ જણાય છે તેથી જે કાંઈ આ દૃશ્ય પ્રપંચ (જગત) જોવામાં આવે છે તે અગ્નિષોમીય (ચિદંશ અને જડાંશથી થએલું) કહેવાય છે. અંધકાર અને પ્રકાશ, છાયા અને આતપ, દિવસ અને રાત્રિ એઓમાં સર્વનાથી વિલક્ષણ અને સર્વમાં અનુસ્યૂત જે સદ્રૂપ વસ્તુ (બ્રહ્મ) છે તેને જ્ઞાન વિના જોઈ શકાતું નથી. એ દ્વંદ્વોના વચમાં જે સંધિ છે તે શૂન્યરૂપ તો નથીજ કેમકે એ બંનેનો છેલ્લો અને પહેલો અવયવ એ સંધિમાંજ પરસ્પર લાગેલો છે; જેમ એક પદાર્થમાં (પોતાનો) ભાવ અને ( વિરોધીનો ) અભાવ એ બંન્ને રહે છે તેમ એ એકજ સંધિમાં બંન્નેની ભાવ અભાવરૂપે સ્થિતિ છે. ભૂમંડળમાં જેમ અંધકાર અને પ્રકાશવડે દિવસ રાત્રિ સંયુકતજ હોય છે તેમ સર્વ પ્રાણીઓ ચૈતન્ય અને જાડ્ય એ બંન્ને વડે સંયુક્તજ છે. જેમ જળ અને અમૃતના મિશ્રણથી ચંદ્રબિંબની સ્થિતિ હોય છે તેમ ચિદ્રૂપથી અને જડરૂપથી આ જગતની સ્થિતિનો આરંભ જોવામાં આવે છે. હે રામચંદ્રજી! જગતમાં જે કાંઇ પ્રકાશરૂપ અને ચૈતન્યરૂપ સૂર્ય પ્રકાશે છે તે અગ્નિરૂપ છે અને જે કાંઈ જડરૂપ અને તમરૂપ (અંધકારરૂપ) છે તે સોમનું શરીર છે એમ સમજો, જેમ ચંદ્રમંડળમાં પ્રતિબિંબિત સૂર્ય

પ્રભારૂપે પ્રવિષ્ટ થયેલો અગ્નિ ચંદ્રબિંબને પ્રકાશિત કરે છે તેમ જીવરૂપે દેહમાં પ્રવિષ્ટ થયેલું ચૈતન્ય પણ દેહમાં જીવતાં સુધી અહંભાવ આદિનો પ્રકાશ કરે છે. ચૈતન્યરૂપ આત્માનું અજ્ઞાનવડે જે બાહ્ય દેહ આદિ વિષયમાં અહંમમત્વાદિકથી બંધાવાપણું તેજ ( સંસારનું કારણ હોવાથી ) સંસાર કહેવાય છે અને અધ્યસ્ત સર્વ દેહાદિ વિષયો સ્વપ્નની પેઠે મિથ્યા સમજાઈ જઈ સર્વના સંસર્ગથી રહિત શુદ્ધ અધિષ્ઠાન ચૈતન્યને વિષે સ્વસ્વરૂપે સ્થિતિ ( પ્રાપ્તિ ) તે નિર્વાણ કહેવાય છે. ચિદ્‌સત્તાનીજ કેવળ સ્થિતિ નિરતિશય આનંદ આપનાર પરમ નિર્વાણપદ છે. જ્યારે બહારનો શીતળ અપાન વાયુ (શરીરના મુખ) અંદર દાખલ થાય છે ત્યારે તે ઉષ્ણ પ્રાણાગ્નિમાં મળી જઈ તદ્રૂપતાને પ્રાપ્ત થાય છે અને ઉષ્ણ પ્રાણાગ્નિ હૃદયસ્થાનમાંથી બહાર નીકળી મુખથી બાર આંગળ દૂર બહારના પ્રદેશમાં જાય છે ત્યારે તે શીતળ અપાનમાં મળી જઈ તદ્રૂપ બની જાય છે અરીસામાં પડતા પ્રતિબિંબની પેઠે એ બંનેનું અન્યોઅન્યમાં પ્રતિબિંબ પડે છે. જેમ બહારનો સૂર્ય ભીંતમાં પ્રકાશ ઉત્પન્ન કરે છે તેમ ચૈતન્યરૂપ અગ્નિ આધારાદિ ચક્રોમાં રહેલ ચતુર્દળ આદિ કમળોની પાંખડીઓમાં સ્ફુરેલ વાણીરૂપી સોમને અર્થપ્રકાશ કરવાના સામર્થ્યથી સ્ફૂર્તિદ્વારા ઉત્પન્ન કરે છે. જે પ્રદેશમાં અંતઃસ્થ પ્રાણરૂપ સૂર્યે બાહ્યસ્થ અપાનરૂપ સોમની સોળમી ( છેલ્લી ) કળા ગ્રસ્ત કરી નથી તે પ્રાણાપાનની સંધિના મુખથી બાર આંગળ છેટેના પ્રદેશમાં બાહ્ય કુંભકવડે મનની ધારણા રાખી તેમાં હે રામજી! તમે સ્થિર થાઓ. જે હૃદયાકાશમાં બહારનો અપાનરૂપ સોમ અંદરના પ્રાણપવનરૂપ સૂર્ય ભાવને પ્રાપ્ત થાય છે તેમાં કેવળ ચિદ્રૂપપણાની સ્થિતિવડે તમે સ્થિર રહો. પ્રાણ ચૈતન્યરૂપી સૂર્યનો જે કાંઈ ઉષ્ણભાવ છે તે અગ્નિરૂપ છે. અને અપાનનું જે શીતળપણું છે તે સોમરૂપ છે તે બંનેનું જે સ્થળમાં અન્યોઅન્ય મેલન (સંધિ) થઈ પ્રતિબિંબની પેઠે તુલ્યરૂપતા થઈ જાય છે તે સૂક્ષ્મ ચૈતન્યાકાશમાં તમે મનને સ્થિર કરો. હે નિષ્પાપ રામચંદ્રજી! બહાર જેમ સૂર્યાદિકની સંક્રાંતિ જોવામાં આવે છે તેમ શરીરમાં પણ સોમને સૂર્ય અગ્નિની સંક્રાંતિ કલ્પવામાં આવે છે. જે અપાનની શીતળતા જઠરાગ્નિથી ગ્રસ્ત થાય તે સોમની અગ્નિ સંક્રાંતિ છે. બહારના અપાનવાયુની શીતળતાથી જે પ્રાણની ઉષ્ણતા ગ્રસ્ત થાય તે અગ્નિની સોમ સંક્રાંતિ કહેવાય છે. એ સર્વ સંક્રાંતિ થવાનો જે સૂક્ષ્મકાળ છે તેને એકાગ્ર મનવડે તમે જાણનારા થાઓ. કેમકે પુણ્યાદિકમાં બાહ્ય સંક્રાંતિના સમયો, ઉપર જણાવેલ સંક્રાંતિ પાસે તૃણના જેવા અતિ તુચ્છ છે. હે પ્રિય રામજી! સંક્રાંતિ ઉત્તરાયણ, વિષુવત્ ( સરખાં દિવસ–રાત્રીવાળો કાળ ) અને સંવત્સર આદિ કાળને જેમ બહાર જાણી શકીએ છીએ તેમ પ્રાણ–અપાન આદિ દેહ વાયુઓવડેજ એ સઘળું અંદર પણ અનુભવ થયાની પેઠે, તમે પણ જેમ ઘડાને જાણો છો તેમ પ્રત્યક્ષ જાણી શકો તોજ આ યોગી પુરૂષોની પુણ્યકથામાં તમે શોભાવાળા થાઓ. નહિંતર બીજા પ્રસંગમાં તમે રોકાઓ તો તેવી શોભાવાળા ગણાઓ નહિ.

હે સુશીલ નિષ્પાપ રામચંદ્રજી! અણિમા આદિ સિદ્ધિઓ જ્ઞાનથી શી રીતે મળી શકે તે કહું છું તે તમે ચિત્ત દઈ સાંભળો કે જે આ કથા સાંભળ્યાનું મુખ્ય ભૂષણરૂપ છે.

શુધ્ધ, નિર્વિકાર, અલક્ષ્ય, સૂક્ષ્મતર અને શાંત એક ચૈતન્ય સત્તાજ સર્વત્રછે. જગત કે જગતની ક્રિયા કશું તેમાં છેજ નહિં. એ ચૈતન્ય સત્તાજ જ્યારે સંકલ્પરૂપે સ્ફુરેલા પોતાના આત્માને અધ્યાસથી વધારે છે, ત્યારે સંકલ્પરૂપ મેલથી મલિન થઈ જવાને લીધે તે જીવ એવા નામથી ઓળખાય છે. જેમ મૂઢ બુદ્ધિવાળા અજ્ઞાની બાળકના મનમાં યક્ષ અસત્ય છતાં ભયથી સત્ય ભાસે છે તેમ આ દેહ અસત્ય છતાં જીવની દૃષ્ટિમાં માત્ર સંકલ્પની ભ્રાંતિથીજ સત્ય જેવો લાગે છે. જ્યારે જ્ઞાનરૂપ દીપકથી ,પ્રકાશનો પૂર્ણ રીતે ઉદય થાય છે ત્યારે સંકલ્પથી થયેલું

જીવનું સર્વ અજ્ઞાન શરદ ઋતુનાં વાદળાંની પેઠે ક્ષીણુ થઈ જાય છે. જેમ તેલનો નિઃશેષ ક્ષય થઈ જવાથી દીવો બુઝાઈ જાય છે તેમ સર્વ સંકલ્પોનો નાશ થઇ જવાથી દેહ પણુ બાધિત (નહિં જેવો) થઈ જાય છે. જેમ નિદ્રાનો નાશ થઈ ગયાથી સ્વપ્ન જોવામાં આવતું નથી તેમ સત્ય પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી દેહપણુ (મિથ્યા હોવાથી) જોવામાં આવતો નથી. અતત્ત્વમાં તત્ત્વની ભ્રાંતિને લીધે જીવ દેહમાં બંધાઈ રહે છે અને માત્ર એક પરમાત્માની ભાવના કરવાથી દેહના બંધન વગરનો થઈ સુખી અને પરમ શોભાયમાન થાય છે. **હે પ્રિયરામચંદ્રજી!** દેહાદિ અનાત્મ પદાર્થમાં આત્મ બુદ્ધિ થવારૂપ જે હૃદયનો અંધકાર તે એવો તો દારુણુ છે કે બહારનો સૂર્યાદિ પ્રકાશ તેને ભેદી શકતો નથી. પોતાના આત્મામાંજ એકાત્મબુદ્ધિ થવાથી સર્વમાં વ્યાપ્ત થઇ રહેલું નિર્મળ, નિરંજન, શુદ્ધ અધિષ્ઠાન ચૈતન્યજ હું છું એવો જ્ઞાનરૂપ સૂર્ય જ્યારે ઉદય પામે ત્યારેજ તે હૃદયનો અંધકાર (અજ્ઞાન) નાશ પામે છે. બીજા કેટલાક આત્મજ્ઞાની પુરુષો જેમાં જેવી ભાવના કરે તેમાં દૃઢ ભાવનાને લીધે કીટ ભ્રમર ન્યાયવત્ તેવુંજ દેખવામાં આવે છે ને તે રૂપ થઈ જાય છે. જુઓ કે મૂઢ ઝેરના કીડા વગેરે પણુ દ્રઢ ભાવનાના અનુસંધાનને લીધે ઝેરનું અમૃતની પેઠે ભક્ષણુ કરે છે અને દુધ, અન્ન આદિ અમૃતને ઝેરની દૃઢ ભ્રાંતિથી ઝેરની પેઠે માની અભક્ષ્ય ગણે છે એવીજ રીતે દૃઢ સંકલ્પથી જેજે ભાવના કરવામાં આવે તે તત્કાળ તેમજ સિદ્ધ થાય છે. એવા અનેક દૃષ્ટાંતો લોકમાં વારંવાર જોવામાં આવે છે. આ દેહ સત્યપણાથી જો જોવામાં આવે તો દેહરૂપે (સત્ય) દેખાય છે; પરંતુ જો અસત્ય ભાવથી દેહને જોઇએ તો સઘળું અધિષ્ઠાન ચૈતન્યમયજ હોવાથી બ્રહ્માકાશરૂપેજ ભાસે છે.

**હે રામ!** હવે બીજી યુક્તિ કહું છું તે પણુ સાંભળોઃ—

જેમ બાહ્યવાયુમાં રહેલો પુષ્પગંધ તેમાંથી આકર્ષણુ કરી નાસિકામાં યોજવામાં આવે, તેમ રેચક પ્રાણાયામના અભ્યાસના યોગથી જીવને જ્યારે કુંડલિની શક્તિરૂપ ઘરમાંથી જુદો પાડવામાં આવે ને બીજાના દેહમાં, જીવમાં કે બુદ્ધિમાં વૈભવ ભોગવવા માટે પ્રવિષ્ટ કરવામાં આવે ત્યારે ચેષ્ટા વગરનો એ દેહ લાકડાપણા જેવો જડ થઇ જાય છે, જેમ ઝાડને પાણી પાનારો માળી પોતાના હાથમાં રહેલા ઘડાના પાણીથી જેજે ઝાડ કે લતાને પાણી પાવાને ઇચ્છે છે તેને તે પાય છે તેમ એ જીવને પણ સ્થાવર કે જંગમમાં જે પદાર્થમાં પોતાને ઈચ્છા થાય તેની અંદર સારી રીતે વૈભવ ભોગવવાને યોજી શકાય છે. એ પ્રમાણે **હે રામચંદ્રજી!** પરકાય પ્રવેશ કરી સિદ્ધિના વૈભવો ભોગવી રહ્યા પછી એ જીવને પોતાનું પૂર્વનું શરીર વિદ્યમાન હોય તો તેમાં અથવા બીજું જે કાંઈ પોતાને રૂચે તેમાં જેટલા કાળ સુધી ઇચ્છા હોય તેટલાકાળ સુધી પ્રવિષ્ટ કરાવી શકાય છે. અથવા એ યોગી પુરૂષ પરકાય પ્રવેશ કરી વૈભવો ભોગવ્યા પછી સર્વમાં વ્યાપ્ત થઈ રહેલા પોતાના ચૈતન્ય ચમત્કારથી સર્વ સ્થાવર–જંગમ દેહોમાં, તેના જીવોમાં અને સત્ત્વાદિ ગુણોમાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત થઈ રહે છે. યોગથી મળેલા ઐશ્વર્યથી સંપન્ન થયેલો એ જીવ નિત્ય સ્વપ્રકાશ અને નિર્દોષ પોતાના આત્મ સ્વરૂપને ઓળખી જેને ઈચ્છા કરે તે તે તત્કાળ પ્રાપ્ત થાય છે; પરંતુ અજ્ઞાનનું આવરણુ ખસી જવું એજ પરમપદ છે એમ વિવેકી પુરૂષોનો નિશ્ચય છે.

**વસિષ્ઠ ઋષિ** કહે છે કે **હે રામ!** શિખિધ્વજ રાજાની રાણી **ચુડાલાએ** ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાણાયામ આદિ યોગનો દૃઢ અભ્યાસ કરી અણિમાદિ સિદ્ધિઓનું ઐશ્વર્ય મેળવ્યું. મોહ તથા તાપોની નિવૃત્તિ થઈ જવાને લીધે નિર્મળ અને શીતળ એ ચુડાલાએ આકાશ માર્ગે ગમન કરવા માંડયું જેમ સૂત્રનો તાંતણો વિંધેલા મોતીમાં સુખેથી પ્રવેશ કરી શકે તેમ તૃણુ, કાષ્ટ, પાષાણુ, પ્રાણી, આકાશ, વાયુ અગ્નિ અને જળમાં તે નિર્વિઘ્ને પ્રવેશ કરતી હતી, એ

ચુડાલાએ યત્નથી પોતાના પતિને આત્મજ્ઞાનરૂપ અમૃતનો લાભ થવા માટે ઘણીવાર વખતો વખત બોધ કર્યો પણ તે શિખિધ્વજ રાજાને તેથી કશું જ્ઞાન થયું નહિં. તે એટલું સમજતો કે મારી રાણી અનેક કળાઓમાં કુશળ છે પણ યોગૈશ્વર્યાદિ ગુણો પ્રાપ્ત થયા છે તે જાણ્યું નહિં. શુદ્ધ અને શીઘ્ર બુદ્ધિવાળો તો-જેમ સર્પના પગ ગૂઢ હોવાથી સર્પ પોતેજ તેને દેખી શકે છે તેમ-નિદિધ્યાસનવડે સાક્ષાત્કાર થવાથી પોતેજ પોતાના સ્વરૂપને ઓળખી લે છે. જેમ કોડી શોધવા જતાં કિરાટને (એક કૃપણ ફેરીયાનું નામ છે.) એક ચિંતામણીનો લાભ થતો તેમ ગુરૂ ઉપદેશના ક્રમથી શ્રવણાદિદ્વારા પરોક્ષ જ્ઞાનનું અન્વેષણ કરવાં જતાં મનન-નિદિધ્યાસનદ્વારા અપરોક્ષ જ્ઞાનનો લાભ થઈ જાય છે. બ્રહ્મ એ પોતે ઇંદ્રિઓનો વિષય નથી તેની પ્રાપ્તિ માટે સતત પુરૂષાર્થથી બુધ્ધિ શુધ્ધ થવાની આવશ્યકતા છે.

પછી તે **શિખિધ્વજ રાજા** તત્ત્વજ્ઞાનરૂપ વિશ્રામ સ્થાન વિના અતિ ક્લેશ પામવા લાગ્યો ને પારધિના બાણથી બચી ગયેલ ભયભીત હરીણની પેઠે તે રાજાનું ચિત્ત રાજ્ય તથા પુણ્યાદિકર્મોમાં ચોંટતું નહિં ને શરીર શોષાવા લાગ્યું, અને સંસારરૂપ મહાવ્યાધિના ઔષધની શોધના વિચારમાં તે રહેવા લાગ્યો. પછી એક દિવસ એકાંતમાં પોતાની **ચુડાલારાણી**ને કહેવા લાગ્યો કે મેં વૈભવો ઘણા ભોગવ્યા. હવે મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે જેથી વનમાં જવાને હું ધારૂં છું. રાજ્ય કરતાં વનવાસમાં વધારે સુખ હું માનું છું. હે પ્રિયે ! આ ઉત્તમવિચારમાં તમે વિઘ્ન નાંખશો નહિં. **ચુડાલાએ કહ્યું**-હે પ્રિય પતિ ! કાળ ક્રમ પ્રમાણે જેમ વસંતઋતુમાં પુષ્પ અને શરદ-ઋતુમાં ફળ શોભે છે તેમ જે સમયમાં જે કાર્ય કરવું યોગ્ય હોય, તે સમયમાં તે કરવામાં આવે તો તે શોભે છે. વૃદ્ધાવસ્થામાં વનવાસની એકાંત ઘટિત છે પરંતુ તમારા જેવા યુવાનોને એ વાત અઘટિત હોવાથી મારા મનને તે ગમતી નથી. હે મહારાજ ! જ્યારે ધોળાવાળવાળી વૃદ્ધાવસ્થા આવશે ત્યારે હંસો જેમ સરોવરમાંથી જતા રહે તેમ ઘરમાંથી બહાર નીકળી આપણે વનમાં જઇશું. **શિખિધ્વજે કહ્યું કે**-હે કમળ જેવા નેત્રવાળી રાણી ! તું વિઘ્ન નાંખ નહિં; મારા દૃઢ વિચાર પ્રમાણે હું દૂર એકાંત વનમાં ગયેલોજ છું એમ સમજજે. તારે તો રાજ્યમાં રહી રક્ષણ કરવું; કારણકે પતિ કયાંય બહાર જાય ત્યારે કુટુંબનો ભાર ઉઠાવવો એ સ્ત્રીઓનો ધર્મજ છે. જ્યારે બધા રાત્રીની વખતે નિદ્રાવશ થઈ ગયા ત્યારે પોતાની નજીક સૂતેલી રાણીને પણ છોડી દઈ પોતાના અનુચર વર્ગને "હું રાત્રિચર્યા માટે જાઉં છું, તમે સર્વ અહિંજ રહો" એમ કહી રાજલક્ષ્મીને પણ નમસ્કાર કરી મંદરાચળ પર્વતની નજીક એક વન હતું ત્યાં ગયા અને ત્યાં એક રહેવા માટે પર્ણકુટી બનાવીને કોમળ વેણુ દંડ, ફળપાત્ર, ભોજનપાત્ર, અર્ધ્યપાત્ર, પુષ્પ-પાત્ર, અક્ષમાળા, કમંડલુ, કંથા (ઓઢવા માટે) દર્ભાસન અને મૃગચર્મ એટલાં પદાર્થો તે પર્ણકુટીમાં લાવી રાખ્યાં અને પ્રસન્નતાથી જપ વિગેરે કરીને દિવસો નિર્ગમન કરવા લાગ્યા. અહિં **ચુડાલારાણી** સૂતેલી હરિણીની પેઠે ભયથી ઉઠીને વિચાર્યું કે પતિ એજ સ્ત્રીઓની મુખ્ય ગતિ શાસ્ત્રોએ બતાવેલ છે. પછી યોગના બળથી આકાશ માર્ગમાં રહી પતિને જોયા ને તે પતિનો અભ્યુદય થવાનો છે એમ ભાવિનો નિશ્ચય છે એમ પણ જાણ્યું. તેથી થોડા કાળ પછી તેમની પાસે જવું એવો દૈવનો નિશ્ચય જાણી શાંત રહી. કોઈ કારણને લીધે રાજા બહાર ગયા છે એમ શહેરમાં માણસોને સમજાવી પતિના રાજ્યની રક્ષા કરવા લાગી. આવી રીતે કેટલોક કાળ વીતી ગયો. જ્યારે રાજાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે આ સમય હવે પતિ પાસે જવાનો ને પરમપદ સંબંધે વિશ્રાંતિ આપવાનો છે એમ ચિત્ત વિષે વિચાર કરી કહ્યું:-હે ચિત્ત ! તારી શી ઉત્કંઠા છે ! હું યોગબળથી એ પતિને બોધ આપી પ્રારબ્ધ શેષ ભોગવવામાં ઉત્કંઠાવાળો કરી તારી સાથે તેનો

મેળાપ કરાવીશ. વનમાં રહેનારાએ પતિનું વાસનારહિત થઈ ગયેલું ચિત્ત હું સર્વત્ર સમાન વૃત્તિવાળું કરી તેની રાજ્યમાંજ યોજના કરીશ અને પછી ઘણાં લાંબા કાળ સુધી બંન્ને સુખેથી રાજ્યમાં રહીશું. અહો ! સમાનવૃત્તિવાળા સ્ત્રી પુરૂષના સમાગમજન્ય આસ્વાદ આનંદદાયક છે. એમ મનમાં વિચારી આકાશમાર્ગે મંદરાચળની ગુફા પાસે વાયુના વેગની સાથે ગમન કરી આવી પહોંચી ને પર્ણકુટીના એક ભાગમાં યોગથી એકાગ્રચિત્ત થયેલા પોતાના પતિને જોયા ને તેને બોધ આપવાની અવસ્થાને પ્રાપ્ત થયેલો જાણી તપસ્વીનું રૂપ ધારણ કર્યું ને તે બ્રાહ્મણના પુત્રરૂપે પતિના સમીપ આવી પહોંચી. તેના ઉપર તે **શિખિધ્વજ રાજા**ની દૃષ્ટિ પડતાં પોતે ઉભા થઈ તે **દેવપુત્રને** નમસ્કાર કરી આસન આપી બેસાડ્યા ને અર્ધ્ય પાદ્ય, પુષ્પો તથા માળા અર્પ્યાં ને દર્શન આપ્યા તેથી જન્મ સફળ થયો કહી આવાગમનનું સ્થળ વિગેરે પૂછ્યાં ? **ચુડાલારૂપી દેવપુત્રે કહ્યું:**–હે નિષ્પાપ રાજર્ષિ ! પૃથ્વી ઉપર વિચરતાં વિચરતાં અત્રે આવ્યો છું. તમોએ મહાતપનો સંગ્રહ કર્યો છે કેમકે સર્વ સંપદાવાળું રાજ્યપાટ છોડી તમે આ વનવાસ અંગીકાર કર્યો છે.

**શિખિધ્વજે કહ્યું:**—હે મહાભાગ્યવાન દેવપુત્ર ! આપ દેવ છો એટલે સર્વ જાણી શકો તેમાં શું વિસ્મય છે ! મારૂં જીવિત સફળ છે. હે દેવપુત્ર ! આપ કોણ છો, અહિં શા માટે પધારવું થયેલ છે, કોના પુત્ર છો એ મારા સંદેહને આપ કૃપા કરી નિવૃત્ત કરો.

**દેવપુત્રે (ચુડાલાએ) કહ્યું:**—હે રાજન ! સાંભળો આ ભુવન કોશમાં શુદ્ધ બુદ્ધિવાન **નારદમુનિ** વિચરતાં ગંગા નદીને તીરે આવતાં અપ્સરા રંભા, તિલોત્તમા આદિનો સમુદાય જે વસ્ત્ર ત્યાગ કરીને જળમાં ક્રીડા કરતાં હતાં તેમને જોવામાં આવ્યાં તેથી નારદમુનિનું મન–ચિત્તમાં હર્ષ થવાથી–વિવેકાંશ ભૂલી ગયું અને પ્રાણવાયુમાં પણ ક્ષોભ થયો તેથી જેમ રસથી પૂર્ણ પાકી ગયેલું ફળ નીચે પડે અને વર્ષાઋતુમાં મેઘ વૃષ્ટિરૂપે પડે, તેમ આનંદિત થયેલા એ નારદમુનિનું વીર્ય પણ (કામાકુળપણાને લીધે) સ્ખલીત થયું. શાખા તથા મૂળનું છેદન થતાં વૃક્ષ જેમ નિઃસાર થાય તેમ એ મુનિ નિઃસાર થયા.

આ વિષયમાં શંકા થાય કે આવા જ્ઞાનવાન, જીવનમુક્ત નિર્મળ બુદ્ધિવાન નારદમુનિ જેવાની આવી સ્થિતિ કેમ થવા પામી ? તેનું સમાધાન એ છે કે આ ત્રિલોક્યમાં, પ્રાણીઓની જેટલી જાત છે તે સર્વનો અને દેવાદિકનો પણ જે દેહ છે તે દ્વંદ્વ ધર્મવાળો છે. જ્ઞાનવાન હોય કે અજ્ઞાની હોય, પરંતુ જ્યાં સુધી મનુષ્ય જીવતું રહે ત્યાં સુધી સૌનું શરીર સુખ દુઃખ મયજ હોય છે. આ સંબંધમાં સ્વભાવજ મુખ્ય કારણરૂપ છે. એક નિમેષ માત્ર પણ જો પોતાનું નિર્મળ, સત્ય આત્મ સ્વરૂપ ભૂલી જવાય તો જેમ વર્ષાઋતુમાં અકસ્માત વાદળાઓ ચઢી આવે છે તેમ અકસ્માત આ દૃશ્ય પ્રપંચનો ઉદય થાય છે. જો ઉન્મેષ (બેનિમેષસુધી) માત્ર પણ આત્મ સ્વરૂપનુંજ અનુસંધાન ભૂલી જવામાં ન આવે તો દૃશ્યરૂપી આ પિશાચ ચિત્તના જોવામાં આવતો નથી. કાકતાલીય ન્યાયની પેઠે અથવા જળમાં પરપોટા ઉત્પન્ન થઈ નાશ થાય તેવી રીતે કિંવા ઘુણાક્ષર ન્યાયથી (ઉધઈ લાકડામાં અક્ષર જેવા આકાર કોતરે છે તેમ) પ્રથમ સૃષ્ટિના આરંભ કાળમાં સૃષ્ટિની રચના થવા વખતે શબળ બ્રહ્મને ઘટ, પટ, અવટ (ભૂવિવર) આદિરૂપે જે જે પદાર્થો જેવા ધર્મવાળા પોતાના આત્મામાં તત્કાળ સ્ફુરી આવ્યા, તેઓનો આજ દિવસ સુધી નહિં બદલાયેલો અને સૃષ્ટિ પર્યંત કાયમ રહેનાર આદિ નિયમજ વિદ્વાનોએ "સ્વભાવ" એવા નામથી કહેલો છે એ સ્વભાવ વડેજ સ્થિતિ પામેલા આ જગતની અંદર વિવિધ પ્રકારે વિકારો પામેલા જરાયુજ અંડજ આદિ દેહો જન્મ્યા કરે છે, ઉપર જે સુખદુઃખમય આ દેહના દ્વંદ્વ ધર્મની સ્થિતિ કહી તે સુખ દુઃખ અજ્ઞાની પુરૂષને જન્મના કારણ રૂપ એવા દેહાદિમાં આત્મ

બુદ્ધિનો અધ્યાસ હોવાને લીધે જેમ કપડાંમાં કેસરનો રંગ બરાબર દૃઢ લાગી જાય તેમ બરાબર સંસ્કાર રૂપે દૃઢ બેસી જાય છે, પણ જ્ઞાનવાનને તત્ત્વજ્ઞાનને લીધે એ સુખ દુઃખનો જરા પણ રંગ લાગતો નથી. રક્ત કે કેસર આદિ રંગ (વર્ણ) અતિ નજીક છતાં શુદ્ધ શ્વેત સ્ફાટીકને અંદર રંગી શકતા નથી તેમ જ્ઞાની બહાર સુખ દુઃખ દેખાતાં છતાં અંતર નિર્લેપ છે. આ ક્રમથીજ અજ્ઞાની જ્ઞાનીના બંધમોક્ષની વ્યવસ્થા સમજી લેવી, વિષયાસક્તિને લીધે વાસનાઓનું બહુલપણું એજ બંધ છે અને વિષયાસક્તિ તૂટી જવાને લીધે વાસનાનો સદંતર ક્ષય થવો એજ મોક્ષ છે.

જો તમે એમ પુછતા હો કે નજીકના કે દૂરનાં કાંઈ લાભહાની આદિ સુખ-દુઃખની ઉત્પત્તીનાં કારણો પ્રાપ્ત થયેથી સુખ-દુઃખ શી રીતે ઉત્પન્ન થાય છે તો હે રાજા ! સાંભળો. નજીકના વિષયમાં શરીર, નેત્ર અને હાથ વડે તથા છેટેના વિષયમાં આપ્ત વાકય અને અનુમાન આદિથી મનને અનુકૂળ પ્રતિકુળ પડતું સુખ-દુઃખ થવાનું કારણ મળવાથી અપરિચ્છિન્ન આત્મ-સ્વરૂપને ન જાણનાર બુદ્ધિમાં રહેલું આત્મ સુખ દુખનું સ્ફુરણજ બુદ્ધિમાં ક્ષોભ પામવાથી કુંડલીનીમાં રહેલા જીવ પ્રત્યે વિષય સંપર્કજન્ય સુખ દુખ રૂપે આવિર્ભાવ પામે છે, જીવને ગતિ કરવાને ઇશ્વિરીય નિયમથી દેહ વિષે જુદી જુદી નાડીઓ સર્વ અંગોમાં રહેલી છે. જ્યારે વિષયો તરફ જીવનું આકર્ષણ થાય છે ત્યારે તે કુંડલિનીમાં ગયેલો જીવ પ્રાણવાયુથી પુરાઈ ગયેલી નાડીઓમાં આવી તે તે ઇંદ્રિયદ્વારા તે તે વિષયનો તેમાં એકાગ્ર થયેલ વૃતિની ધારાવડે અનુભવ કરે છે. જેમ મૂળમાં સિંચેલું જળ તેના વહેવાને માર્ગે ઝાડની તથા આસપાસની સર્વે લતાઓમાં પહોંચી જાય છે. જીવ જ્યારે સુખનો અનુભવ કરવામાં પ્રવૃત થાય છે ત્યારે સ્વસ્થતા (ચંચળતા વગરનો ને સંકલ્પ રહિત શાંત) જોવામાં આવે છે તેટલે અંશે તે મુકત છે પરંતુ જ્યારે દુઃખનો અનુભવ કરતો હોય ત્યારે તેમ હોતું નથી; તેથી જેટલે અંશે પ્રાણવાયુની ચપળતાને લીધે જીવ પણ ચંચળ થઈ જઈ વિશેષ સંકલ્પો કરે છે તેટલે અંશે તેને બંધાયેલો જાણો. રાજા વિગેરે સુખી લોકોને જવાના માર્ગો જેમ કર્પુર, ચંદન આદિના સુગંધી જળથી છંટાયેલા અને પુષ્પ, ધૂપ, કસ્તુરી આદિથી સુવાસિત હોય છે પણ ગરીબને દુઃખી લોકોના માર્ગ તેવા હોતા નથી; તે પ્રમાણે જ્ઞાનવાન અને અજ્ઞાનીના માર્ગોમાં ભેદ રહેલો છે. હે રાજર્ષિ ! જેમ બિલાડો ઉંદર કે માંસને જોઈ ચંચળ થાય છે તેમ એ જીવ પણ અનુભવમાં આવેલા સુખાદિકથી અને અને તેનાં સાધનભૂત સ્ત્રિ પુત્ર ધનાદિકમાં અનુકૂળ બુધ્ધિ થવાથી ચંચળ થાય છે આમ થવાનું કારણ તો માત્ર અજ્ઞાનજ છે. આત્મજ્ઞાન રૂપ સ્વરૂપનો શુધ્ધ બોધ થવાથી સુખ દુઃખાદિ જેવું કશું છેજ નહિ એવો નિશ્ચય તે જ્ઞાનીને હોવાને લીધે નિશ્રાંત રહે છે. આ સર્વ દ્વૈત પ્રપંચ ભ્રાંતિરૂપ અને આકાશના જેવો શૂન્ય છે એમ બોધ થવાથી જીવનું ચપળપણું જતું રહે છે. હવે વીર્ય સ્ખલન શી રીતે થાય છે તે સાંભળોઃ—સ્ત્રી શરીરને જોવાથી વાસનાનો ઉદ્બોધ થવાને લીધે ક્ષોભ પામી જઈ જીવચૈતન્ય, જેમ રાજા પોતાની આજ્ઞામાત્રથી સેનાને ચલાવે છે, તેમ પ્રાણાદિ પવનોને, અંકુરિત થએલી રાગાદિક વૃત્તિઓને અનુકૂળ પડે તેમ, ચલાવે છે. સર્વ શરીરમાં વ્યાપી રહેલા વ્યાન વાયુની પ્રેરણાથી, મેદની અંદર અને મજ્જાની અંદર રહેલો સાર, પ્રકૃષ્ટ ગંધની પેઠે, પોતામાં રહેલા સૂક્ષ્મવીર્ય ભાગને-જેમ પત્ર ફળાદિક પોતાના મૂળ ભાગમાં છેદ થવાથી તેમાં રહેલ રસને સ્ત્રવે તેમ-સ્ત્રવે છે. જેમ મેઘ ગર્જનામાં સહાય કરનાર અનુકૂળ વાયુથી આકાશમાં વાદળાઓ ભેગા થઇ જાય તેનું જળ વૃષ્ટિદ્વારા નીચે પડે છે, તેમ સર્વ ધાતુઓના સારરૂપ એ વીર્ય પણ સર્વ અંગમાંથી ચંચળ થઈ વીર્યવાહિની નાડીદ્વારા સ્વભાવેજ નીચે ઉતરી આવે છે. સ્વભાવની વ્યાખ્યા પ્રથમ આપી ગયા છીએ. કેટલાક અજ્ઞાની જીવો ભોગો

વિશેજ દૃઢ આસ્થાને લીધે બંધાયેલા હોવાથી વારંવાર જન્મ મરણ પામ્યા કરે છે. પરંતુ કેટલાક જ્ઞાનવાન જીવો વાસના ક્ષીણ થઇ જવાને લીધે અને સ્વસ્વરૂપ બોધવાન હોવાથી ધર્મ અધર્મનો સંપર્ક ન લાગવાને લીધે પાછા જન્મતાજ નથી ને તેલ વગરના દીવાની પેઠે શાંત નિર્વાણ થાય છે.

પછી એ નારદમુનિએ પોતાના મનરૂપી મદોન્મત હાથીને વિવેકરૂપી મોટા બંધનથી બાંધીને દીવ્ય પારદ આદિ રસોનું અનુકરણ કરનારૂં પોતાનું વીર્ય પાસે પડેલા સ્ફાટિકના કુંભમાં સ્થાપિત કર્યું અને પોતાના સંકલ્પ માત્રથી સર્જેલા ક્ષીરથી પૂર્ણ કરી દીધો. અમૃત સાગરમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબની પેઠે ક્ષીર કુંભમાં રહેલો અને સ્ત્રીરૂપ અગ્નિમાં હોમાવાને તૈયાર થયેલી નારદમુનિની મંદ વીર્યરૂપ આહુતિને પ્રવર્તાવનાર એ ગર્ભ દિવસે દિવસે વૃદ્ધિ પામતો ગયો ને સમસ્ત અંગો પૂર્ણ થયા પછી કુંભમાંથી બાળકરૂપે બહાર નીકળ્યો. પછી તેના જાત કર્મ આદિ સંસ્કારો કરી સઘળું વિદ્યા ધન એ પુત્રને આપ્યું ને તેનું '**કુંભ**' એવું નામ પાડયું. **હે રાજર્ષિ શિખિધ્વજ!** એ નારદમુનિનો કુંભ પુત્ર હુંજ છું અને બ્રહ્માનો પૌત્ર થાઉં છું એમ તે **ચૂડાલારાણી** રૂપી દેવપુત્રે કહ્યું, હું પરિપૂર્ણ હોવાથી લીલા માત્રથી આ વિશ્વમાં મરજીમાં આવે ત્યાં વિચરૂં છું. હું આ આકાશ માર્ગેથી જતો હતો તેવામાં તમને મેં જોયા તેથી હું તમારી પાસે આવેલ છું.

**શિખિધ્વજે** કહ્યું કે **હે મહાત્મા દેવપુત્ર!** સત્પુરુષોનો સમાગમ મારા ચિત્તને જેવું શીતળ કરે છે તેવી શીતળતા મને રાજ્ય લાભાદિ પદાર્થો પણ આપી શકતા નથી. કેમકે સત્સમાગમથી રાગાદિ વાસના નાશ થઈ જઈ બ્રહ્માનંદરૂપ અમૃતરસની પ્રાપ્તિ કરે છે. મારો સર્વ વૃત્તાંત આપ દેવપુત્ર છો એટલે જાણો છો. હું રાજ છોડી અહિં આવી ઉગ્ર તપ કરૂં છું પણ વિશ્રાંતિ મળતી નથી એ શું કારણથી હશે?

**ચૂડાલાએ** (દેવપુત્રે) કહ્યું:—કર્મ અને જ્ઞાન એ બે પક્ષમાં મોક્ષ થવાનું કયું કારણ છે તે મને બ્રહ્માજીએ કહ્યું હતું તે સાંભળો. જ્ઞાન વડેજ દુઃખની આત્યંતીક નિવૃત્તિ થાય છે તેથી જ્ઞાન એજ મોક્ષ થવાનું ખરૂં કારણ છે. કર્મો તો સ્વર્ગાદિ ભોગોની પ્રાપ્તિના વિનોદ માટે મનુષ્યને શુભ પ્રવૃત્તિ કરાવી કલ્યાણ માર્ગમાં તેનું આયુષ્ય વ્યતીત થાય તેને માટે છે. પણ જેમ સિંચન ન થવાને લીધે પોષણ ન મળવાથી લતાઓ ફળ આપી શક્તી નથી તેમ જ્ઞાનીઓના શુભ કર્મો પણ વાસનાનો નાશ થઈ ગયાથી પછી ફળ આપી શકતાં નથી. અશુભ કર્મોનું પણ તેમજ સમજવાનું છે. પ્રારબ્ધરૂપે ફળ આપવાને તૈયાર થયેલાં કર્મો પણ વાસના ક્ષયને લીધે તે જ્ઞાનીને બાધિત જેવાં આભાસ માત્રજ દેખાય છે, કાસડાની લતા જેમ સ્વભાવેજ ફળ આપતી નથી તેમ વાસના વગરની ક્રિયા પણ સ્વભાવેજ (પછીથી) ફળ આપતી નથી. જે બાળકના મનમાં ભયને લીધે યક્ષની ભાવના રહી હોય તેજ યક્ષને દેખે છે, બીજા દેખતા નથી તેમ દુઃખની ભાવનાવાળો મૂઢ (અજ્ઞાની) પુરૂષજ દુઃખને દેખે છે. અજ્ઞાન દશામાં પણ અહંકાર આદિરૂપે સ્ફુરેલી વાસના, તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં છેજ નહિં, માત્ર અજ્ઞાનને લીધેજ ઝાંઝવાના જળમાં સમુદ્રના જળની ભ્રાંતિની પેઠે દેખાય છે, એ અજ્ઞાન આ સર્વ બ્રહ્મરૂપ છે એવી ભાવનાથી નાશ પામી જવાને લીધે જ્ઞાનવાનના ચિત્તમાં—જેમ અનુભવીને ઝાંઝવાના જળની ભ્રાંતિ ન થાય તેમ—વાસનાજ ઉત્પન્ન થતી નથી ને વાસના રહીત થવાથી મન જ્ઞાન સ્વરૂપ છે કે જે સ્વરૂપ અજર અમર છે. **હે રાજર્ષિ!** જ્ઞાન એજ પરમ કલ્યાણરૂપ મોક્ષ સાધન છે તો પછી તમે કેમ અજ્ઞાનીની પેઠે આ તપને મોક્ષ સાધન માની બેઠા છો? પરમાનંદના સમુદ્રરૂપ પરબ્રહ્મનો અપરોક્ષ

અનુભવ કરનારા મહાત્માઓના ચરણોનું સેવન શા માટે કરતા નથી? અને કાયાને ક્લેશ આપે એવી ચેષ્ટા કરી રહ્યા છો?

**શિખિધ્વજ રાજાએ ઉત્તર આપ્યો કેઃ**—હે દેવપુત્ર! હું માત્ર મૂર્ખતાથીજ સત્સંગતિ તરફ દુર્લક્ષ્ય કરી આ વનમાં આવી રહ્યો છું. આપ મને બોધ આપો છો તેથી હું માનું છું કે મારા સર્વ પાપો ક્ષીણ થઈ ગયાં છે તો હવે આ સંસાર ચક્રમાં ફરી આવી શોક ન કરવો પડે ને પરમાનંદમાં વિશ્રાંતિ પામું એવો મને પરમ જ્ઞાનનો ઉપદેશ આપજ કરો.

**દેવપુત્રે કહ્યું કેઃ**—જેમ પિતાના વાક્ય હેતુ વડે સિદ્ધ કરી આપવાનો આગ્રહ છોડી દઈ પરિણામે હિતરૂપ સમજી માત્ર આજ્ઞા તરીકે માનવામાં આવે છે તેમ મારાં વચનો પણ હેતુ વિશેનું પ્રયોજન ન શોધતાં હિતકારક છે એવી શ્રદ્ધા તથા બુદ્ધિથી શ્રવણ કરશો તો તેમાં તમારૂં કલ્યાણજ છે એમ દૃઢ ભાવના રાખો ને સંસારના ભયથી પાર ઉતારનાર કથા કહું છું તે ચિત્ત દઈ સાંભળોઃ—

કોઈ એક અકિંચન દરિદ્ર પુરૂષ હતો તેને અનાયાસે એક મહાન ચિંતામણી મળી ગયો છતાં તેના પર નિશ્ચય તેનો બંધાયો નહિં. તેને ભ્રાંતિ થઈ કે હું ભાગ્યહીનને થોડા કાળમાં આવો ચિંતામણી ક્યાંથી મળે! આ તે ચિંતામણી હશે કે નહિં? હું તુચ્છ અલ્પકાળ તપસીને સિદ્ધિ ક્યાંથી મળે? એમ ભ્રમમાં ને ભ્રમમાં એ દુર્બુદ્ધિ પુરૂષે પોતાને ચિંતામણી મળ્યાં છતાં રમતમાંજ તે ગુમાવી દીધો. પોતાનો અનાદાર કરનાર પુરૂષને સિદ્ધિઓ પણ છોડી દે છે તેમ તે ચિંતામણી તેના હાથમાંથી જતો રહ્યો, પછી કોઈ સિદ્ધ પુરૂષે તેની હાંસી કરવા ખાતર એક અખંડ કાચનો કટકો તેની પાસે નાંખેલો તેના જોવામાં આવ્યો. તેને ચિંતામણી છે એમ ભ્રાંતિથી સમજી લઇ તેને ગ્રહણ કરવા યોગ્ય માની લઈ લીધો ને તે ચિંતામણીથી પોતાને બધું મળશે એમ માની પોતાના ઘરબાર છોડી તે વનમાં ગયો. પણ તે તો કાચનો કટકો હતો તેથી તેની ઇચ્છિત સમૃદ્ધિ ન મળતાં ઉલટો વિપત્તીમાં આવી પડ્યો હતો. **હે શિખિધ્વજ!** જે પુરૂષ અજ્ઞાનને લીધે વર્તમાનકાળના પુરૂષ પ્રયત્નથી ક્રમવડે ભવિષ્યકાળને સુધારતો નથી અર્થાત ઉત્તરકાળમાં પોતાને પાછું દુઃખ આવી ન પડે એવો વિચાર જે આગળથીજ નથી રાખતો તે દુઃખી થાય છે. આત્મા પોતે સદા બંધન વગરનો મુક્તજ છે છતાં 'હું બંધાયેલો છું" એવું જે મનમાં આવવું એ એક અજ્ઞાન છે અને તે બંધનકર્તા છે માટે આ ત્રણે લોક આત્મામાંથીજ ઉત્પન્ન થયેલ છે તથા તે સઘળું આત્મમયજ છે એમ સમજો; બાકી અજ્ઞાની પુરૂષને તો પોતેજ બધાં દુઃખરૂપી બીજો ઉગવાનું ક્ષેત્ર થાય છે. **હે સુશીલરાજન!** મેં ચિંતામણી ઉપર જે કહ્યો તે સર્વનો ત્યાગ કરવો તે છે એમ સમજવાનું છે, શુદ્ધ સર્વ ત્યાગવડે બધું સિદ્ધ કરી શકાય છે. બ્રહ્મલોક પર્યન્તના તમામ જગત્‌પ્રસિદ્ધ ઐશ્વર્યને તુચ્છ કરનારો, જ્ઞાનરૂપી નિરતિશય આત્માનંદ આપનારો એ સર્વ ત્યાગ છે. તમે પણ સ્ત્રી, ધન, પુત્રાદિ રાજપાટ સઘળાનો ત્યાગ કર્યો છે પણ માત્ર અહંકારને અવશેષ રાખેલ છે; હૃદયમાંથી જો મનઃ કલ્પિત અહંકાર છોડી દેવામાં આવે તો આ જગત પરમાનંદવડે પૂર્ણતાવાળું લાગે છે. તમારા હૃદયમાં હું સર્વ ત્યાગ કરી આવ્યો છું. એવો અહંકાર બાકી રાખવાથી ત્યાગ તથા અત્યાગ એ બંન્ને વિકલ્પોવડે આકાશ જેમ વાદળાંઓ વડે વિંટાય તેમ વિંટાયા; અને તેને લીધે "આ પરમ આનંદ આપનાર તથા મોટો ઉદય કરનાર સર્વત્યાગ નથી; પરંતુ એ ઉત્તમ સર્વત્યાગ કાંઇક જુદી તરેહનો છે અને મહાદુષ્પાપ હોવાથી ઘણે લાંબે કાળે સિદ્ધ થાય એવો છે" એમ તમારા મનમાં આવ્યું, જેમ વાયુના સમુહ (ઝપાટા)થી વનનાં વૃક્ષોનું ચલન વલન વધવા માંડે છે તેમ તમારા ચિત્તમાં ઉપર પ્રમાણે ચિંતાવડે ધીરે ધીરે

સંકલ્પોનો વધારો થવા માંડયાથી ઉપર જણાવેલો તમારો રાજ્યઆદિકનો ત્યાગ ઉડીને ક્યાંય જતો રહ્યો. (સર્વ ત્યાગથી થતાં સુખનો તમને અનુભવ થયો નહિં.) ચિંતા છે તેજ સંકલ્પ એવા બીજા નામને ધારણ કરનાર ચિત્તનું ખરૂં રૂપ છે એમ તત્ત્વજ્ઞ પંડિતો કહે છે. એ ચિંતા જ્યાંસુધી કાયમ રહે, ત્યાંસુધી ચિત્તનો ત્યાગ શી રીતે કર્યો કહેવાય ? નજ ગણાય. જેમ હોલાઆદિ પક્ષી કાંઈ અવાજ કાને પડતાં તરત ઉડી જાય છે તેમ તમારા ચિત્તે પોતાની અંદર ઉપર કહેલા સંકલ્પ કરવાથી તમારો ત્યાગ પણ ઉડી ગયો. જેમ પ્રથમ નિમંત્રણ આપી પછી અનાદર કરાયેલો પુરૂષ શું સામા માણસને દુઃખ નથી ઉત્પન્ન કરતો ? કરે છેજ તેમ એ તમારો સર્વ ત્યાગ પણ તમે તેનો સત્કાર નહિં કરવાથી (અપમાન કરવાથી) ઉલટું જે તમારૂં પરમનિશ્ચિતપણું હતું તે પણ સાથે લઈ જતો રહ્યો. એ પ્રમાણે સર્વ ત્યાગરૂપી તમારો ચિંતામણી ચાલ્યો ગયા પછી તમે સંકલ્પરૂપી ચક્ષુવડે આ તપરૂપી કાચમણીને દીઠો ને આ દુઃખકારક તપમાં 'આપણે આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવો દૃઢ નિશ્ચય કરી લીધો અને અનેક કષ્ટો વેઠયા અને ખરો ત્યાગ તમો સાધી શક્યા નહિં. અહિં તમારે ટાઢ, તડકો, પવન વિગેરેની પ્રથમ કરતાં બમણી ચિંતા સહેવી પડે છે. અગાઉ કોઇ વખત વનવાસનો અનુભવ નહિં કરનાર સુકુમાર પુરૂષોને એ દુઃખબંધનથી પણ વધારે છે એમ હું સમજું છું. માટે તમને મળેલો આ ચિંતામણી નથી પણ કાચનો કટકોજ છે. એમ જાણો ને નિર્દોષ સર્વ ત્યાગને ચિત્તરૂપી ખજાનામાં દૃઢ ધારણ કરો.

**હે પરાક્રમી શિખિધ્વજરાજા !** આ વિંધ્યાચળના વનમાં રહેલા તમો હાથી જેવા છો; તમને વિવેકને વૈરાગરૂપી એ ધોળા મોટા દાંતો છે. અને તમને બંધનમાં નાંખવાને તત્પર થયેલો અને દુઃખ દેનારો માવત એ તમારૂં અજ્ઞાન છે. તમે શક્તિવાન ને સમર્થ છતાં એ માવતરૂપી અજ્ઞાન તમને પીડા આપે છે અને એક દુઃખમાંથી બીજા દુઃખમાં અને એક ભયમાંથી બીજા ભયમાં લઈ જાય છે. તમને એ માવને દૃઢ લોઢાની સાંકળરૂપી રાજ્યના રક્ષણ સમયમાં આશાઓરૂપી જાળથી બાંધી લીધેલ હતા પણ તમોએ પોતાના શત્રુનું રચેલું સાંકળોની જાળરૂપી ભોગ ભોગવવાના સ્થાનરૂપ રાજ્યરૂપ અજ્ઞાનકૃત બંધનને તોડી નાંખી ત્યાગ કરીને તમે વનમાં ગયા તેથી રાજ્ય ત્યાગથી તમારૂં અજ્ઞાનશિથિલ થઈ ગયું. પરંતુ તમોએ તેની તેવી દશામાં તેને ચિત્ત ત્યાગરૂપી મહાખડ્ગવડે મારી નાંખ્યું નહિં તેથી તેણે પાછું ફરીવાર ઉભા થઇ પોતાના થયેલા પરાભવને સંભારી રાખી અતિ ઉંડી એવી આ તપના પ્રપંચ ( છળબળ )રૂપી ખાઇમાં તમને નાંખી દીધા ને અત્યંત હેરાન કર્યા; અને તે તપરૂપી ખાઇમાં તમે **હે રાજન !** આજ સુધી બંધાઇ (સપડાઇ) રહ્યા છો. માટે એ ખાઇમાંથી બહાર નીકળી અજ્ઞાનરૂપી માવતનો નાશ કરવા માટે પુરૂષાર્થ કરો.

**દેવપુત્ર કહે છે:—**હે રાજા ! તમે જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે નીતિવાળી અને જાણવાનું સર્વ જાણી લીધું છે એવી તત્ત્વજ્ઞ ચૂડાલારાણીએ તમને જ્ઞાન આપ્યું હતું તેનો શા માટે અંગીકાર કર્યો નહિં ? અને જો તમે તે ચૂડાલાના વચન ન માન્યા તો પછી સર્વ ત્યાગ શા માટે પૂર્ણ રીતે સ્થિરપણાથી સાધ્યો નહિં ?

**શિખિધ્વજે કહ્યું:—**મેં રાજ્યનો ત્યાગ કર્યો મહેલ છોડી દીધા, સ્ત્રી, દેશઆદિને પણ ત્યાગ્યા છતાં હે પ્રિય દેવપુત્ર ! મેં સર્વનો ત્યાગ કેમ ન કર્યો કહેવાય ?

**દેવપુત્રે ઉત્તર આપ્યો:—**હે રાજન ! ધન સ્ત્રી ઘર રાજ્ય ભૂમિ અને બંધુઓ એ સર્વ (તત્ત્વ દૃષ્ટિથી જોતાં) તમારા છેજ નહિં. જો હવે તમે પર્વત પ્રદેશ, ગુફા, જળ વૃક્ષ વન આદિ અનરથઓનું વડે મમત્વ મુકી દેવા માગતા હો તો પણ તે સર્વે તમારાં છે નહિં તો પછી

તમારો સર્વ ત્યાગ ક્યાંથી થયો ગણાય? જો આશ્રમ વિગેરેનું મમત્વ મુકિદેવા માગતા હો તો એ પર્ણકૂટી, વાવ, ઝાડી આદિ પણ તમારાં નથી.

તે જીતેંદ્રિય શિખિધ્વજ રાજાએ—જેમ વર્ષા ઋતુનો નદીનો પ્રવાહ કાંઠે રહેલા ધૂળના સમૂહને ઘસડી જાય, પવન જેમ પોતાની સત્તાથી ઉડેલ ધૂળના સમુહને પોતાની સત્તાવડેજ શાંત કરી દે તેમ પોતાના ચિત્તમાં આવતું એ પર્વત, ગુફા, વૃક્ષો વન અને પર્ણકૂટી આદિનું મમત્વ પોતાની શુદ્ધ બુદ્ધિવડે મુકી દીધું અને છેવટ પાત્રાદિ તથા મૃગ ચર્મ વીગેરે જે પોતાના માની લીધાં હતાં તેનો પણ ત્યાગ કર્યું છું; એ પ્રમાણે કહી શુદ્ધ શાંત મનવાળો એ રાજા બુદ્ધિમાં કાંઈ ક્ષોભ ન પામતાં પોતાના આસનપરથી ઉભો થયો.

સૂર્યનારાયણ જેમ પોતાના રથમાં બેઠા રહી ત્યાંથીજ (કર્મ સાક્ષી હોવાથી) લોકોના કાર્યો (વ્યવહાર) જોયા કરે છે તેમ એ કુંભમુનિ પણ પોતાના આશન ઉપર બેઠા બેઠા ત્યાંથીજ મંદ હાસ્ય સહિત એ રાજાની ક્રિયાઓને જોતા હતા; એ રાજા કરે છે તે કર્મ તેને બહુ પવિત્ર કરનાર છે તેથી ભલે કરે એમ સમજી પોતે મૌન ધારણ કરી રહ્યા.

પછી તે રાજાએ પોતાના પાત્રો વીગેરે સામાન એક ઠેકાણે એકઠો કર્યો અને તેને એકત્ર કરી જેમ સૂર્યનારાયણ સૂર્યકાંતમણિમાં (આગીઆ કાચમાં) પોતાના કિરણોરૂપે પ્રવેશ કરી તેમાં રહેલા અગ્નિને પ્રજવલિત કરે તેમ એ શિખિધ્વજ રાજાએ સૂકાં લાકડાંઓવડે અગ્નિને પ્રજ્વલિત કર્યો અને તેમાં પાત્રા વગેરે સામાન હોમી દઈ પોતાના આસન ઉપર જઈ બેઠા પોતાની સ્ફાટિકની અક્ષમાળા હતી તેને પણ પોતાની ભ્રાંતિ મટી જવાને લીધે કરેલ સેવા બદલ ઉપકારમાની નમસ્કાર કરી અગ્નિમાં ફેંકી દીધી તેવી રીતે મૃગચર્મ, કમંડળું અને દર્ભાસનને પણ અગ્નિને સ્વાધીન કરી બાળી નાખ્યાં.

આવી રીતે સર્વ પરિગ્રહ બાળી નાંખી વા ત્યાગ કરી ફક્ત દેહ માત્રવડે અવશેષ રહેલો અને બીજા પદાર્થોમાં આસક્તિ વગરનો એ રાજા બહુ પ્રસન્ન થયો અને બોલ્યો:-હે દેવપુત્ર! સર્વ ઉપકરણોમાંથી મમતા મુકી દઈને હવે હું સર્વ ત્યાગી થયો છું. ને તેથી ચિત્ત પ્રસન્ન રહે છે. પરંતુ કુંભમુનિએ કહ્યું કે હજી હે રાજન! તમે સર્વનો ત્યાગ કર્યો નથી ને પરમાનંદનો ખોટો ડોળ કરો છો તે ઉપરથી શિખિધ્વજે વિચાર્યું કે હવે તો ઈંદ્રિયોરૂપી સર્પ સમૂહના આશ્રયરૂપ અને રૂધિર માંસ આદિવડે આકારવાળો મારો દેહ અવશેષ રહે છે તો તેનો નાશ કરી સર્વ ત્યાગી થાઉં. પછી પોતાના નજીક રહેલા ભૃગુપાત (પર્વતના શિખર ઉપરથી પડીને મરવું તે) કરવાના સ્થાનમાં જવા વેગથી ઉઠયા ત્યાં કુંભમુનિએ રોક્યા અને બોધ આપ્યો કે:—

હે રાજા! જેમ કોપેલો સાંઢ પોતાના નિરપરાધી વાછરડાનેજ પ્રહાર કરે તેમ તમે અજ્ઞાનથી આ નિરપરાધી દેહનો ભૃગુપાત કરવાને શા માટે તૈયાર થયા છો? એ તુચ્છ દેહ તો જડ અને સ્વતઃ ક્રિયા વગરનો છે અને તમને તપ કરવામાં મહા સાધનભૂત થયેલ છે. માટે તેનો વૃથા ત્યાગ કરો નહિં. જેમ જડ કાષ્ઠને જળતરંગો હલાવે તેમ એ દેહને કોઈ બીજોજ ચલાયમાન કરી હેરાન કરે છે તેથી દંડને પાત્ર તો તે છે. માટે આ દેહને જે ટકાવી રાખે છે તે મહાપાપી ચિત્તનો ત્યાગ કર્યાથી સર્વ દેહાદિકનો ત્યાગ થઈ જાય છે. અને જ્યાંસુધી એ દુષ્ટ ચિત્તનો ત્યાગ નથી થયો ત્યાંસુધી આ દેહ નાશ કર્યાથી પણ જન્મ મરણાદિવડે (પુનર્જન્માદિના બીજરૂપ ચિત્ત કાયમ હોવાને લીધે) બીજો દેહ પ્રાપ્ત થવાનો. માટે સર્વ વાસનાઓનું સ્થાન હોવાથી સર્વરૂપે દેખાય છે, સર્વત્ર વિષયો વિષે ફેલાયેલું છે અને સંકલ્પવડે સર્વને ઉત્પન્ન કરવાથી સર્વના કારણરૂપ છે તે સર્વરૂપ ચિત્તનો ત્યાગ કરવાથી સર્વત્યાગ સિદ્ધ થયો ગણાય. હે સુશીલ રાજા!

રાજ્યત્યાગ, પરિગ્રહત્યાગ ને આશ્રમત્યાગ કે દેહત્યાગ એ સર્વત્યાગ નથી વળી સર્વમાં રહી યથેષ્ટ ચેષ્ટા કરનાર, ભ્રાંતિવાળું, શુદ્ધ ચૈતન્યસત્તાથી જુદું અને જડ શરીર આદિથી પણ જુદું જીવ-પ્રાણ આદિ નામને ધારણ કરનારૂં ચિત્તજ સર્વરૂપ હોવાથી સર્વ પદથી કહેવાય છે. સર્વ ભ્રાંતિઓનું ચિત્તજ મૂળ છે એમ સમજો-પુરૂષરૂપે વ્યવહાર કરનાર તથા આ સર્વ જગતના સમૂહરૂપે પણ ચિત્ત છે. જેમ વૃક્ષનું મૂળ કારણ વૃક્ષ બીજજ હોય છે તેમ રાજ્યાદિક, પરિગ્રહને આશ્રમ આદિ તથા દેહાદિ સર્વનું મૂળ બીજ ચિત્તજ છે. આ બધાં ચિત્તવાળાને દુઃખ આપનાર છે અને ચિત્ત વગરનાને પરમ સુખ આપનાર છે. ચિત્તરૂપી બીજજ સર્વ જગતરૂપ વૃક્ષ રૂપે પરિણામ પામેલ છે. વૃક્ષને જેમ પવન કંપાવે, પર્વતને જેમ ધરતીકંપ ચલાયમાન કરે અને ધમણને જેમ લુહાર ધમે તેમ દેહને ચિત્તજ પ્રવૃત્તિ કરાવે છે. સર્વ પ્રાણીઓમાં પ્રસિદ્ધ ઉપભોગોનો, જરા, મરણ, જન્મ આદિ દેહધર્મોનો, તથા મહાત્માઓમાં રહેનાર શમ દમાદિ શુભ ગુણોનો (તેવી તેવી ધાટી વાસનાવાળું) ચિત્તજ અતિ દૃઢ આશ્રય છે. શાંતિને નહિં પામેલું એ ચિત્તજ (અંદર) મનન કરવાથી મનરૂપે અને પ્રાણોને ચલાવવાની ચેષ્ટાથી જીવરૂપે થઇ જઇ (બહાર) અનેક દેહાદિક આકારો વડે જગતરૂપે સ્ફુરે છે. **હે મહાત્મા શિખિધ્વજ!** એ ચિત્તજ પોતાના સંકલ્પ વિકલ્પ આદિ વ્યાપારમાંથી વિરામ પામવાને લીધે બુદ્ધિ, મહત્તત્ત્વ, અહંકાર, પ્રાણ અને જીવ ઇત્યાદિ તેવાં તેવાં ક્રિયાને અનુકૂળ પડતાં નામો વડે કહેવામાં આવે છે. એ રીતે ચિત્તજ સર્વરૂપ હોવાથી "સર્વ" શબ્દથી કહેવામાં આવ્યું છે અને તેનો ત્યાગ કરવાથી સર્વ આધિઓ તથા વ્યાધિઓના અંતરૂપ સર્વ ત્યાગ સિદ્ધ થાય છે ને તે સિદ્ધ થવાથી સત્ય આત્માનંદનો અનુભવ થાય છે, દ્વૈત બુદ્ધિ (કાર્યનો કારણમાંથી આવિર્ભાવ માની બે પણાની બુદ્ધિ) અને ઐક્યબુદ્ધિ (ક્રમથી કાર્યનો કારણમાં લય માની એકપણાની બુદ્ધિ) એ બધું મનોમય હોવાથી સર્વ પ્રકારે બાધિત થઈ જાય છે અને પરમ શાંત સ્વચ્છ નિર્વિકાર એક બ્રહ્મતત્ત્વજ અવશેષ રહે છે. આ સંસારરૂપી ધાન્ય ઉગવાનું ચિત્ત એજ ક્ષેત્ર છે તો ક્ષેત્રજ જો ધાન્ય ઉગે નહિં તેવું થઇ ગયું હોય (ભર્જીત બીજવત્), તો પછી શાળ વગેરે ધાન્યનો કયાંથી સંભવ હોય? નજ હોય. જેમ જળ તરંગરૂપે પરિણામ પામે છે તેમ વિચિત્ર વાસનાવાળું ચિત્તજ ભાવ અને અભાવવાળા પદાર્થોના આકારરૂપે પરિણામ પામે છે. હે રાજા! જેમ સામ્રાજ્યથી સર્વ અર્થ સારી રીતે સિદ્ધ થાય તેમ ચિત્તને ઉખેડી નાંખવારૂપી સર્વ ત્યાગથી સદા કાળ બધું સારી રીતે પ્રાપ્ત કરી શકાય છે. માટે તમે જે અહંકારને કિંવા ચિત્તને ગ્રહણ કરી રાખેલ છે તેને ત્યાગવાથીજ સર્વત્યાગ સિદ્ધ થશે. જેણે (પરિચ્છિન્નરૂપે રહેલ મનોમય) સર્વ વિશ્વ સમુદાયનો ત્રણેય કાળમાં ત્યાગ કર્યો છે અર્થાત સર્વ આત્મારૂપજ જાણ્યું છે, તેને સૂતરનો તાંતણો જેમ મોતીની અંદર પરોવાઈ રહ્યો હોય તેવી રીતે આકાશ જેવા શૂન્ય સ્વરૂપમાં પણ આ સર્વ જગત પરમાત્મામાંજ પરોવાયેલું લાગે છે. જેણે (તત્ત્વ દૃષ્ટિથી) તેલ વગરના દીપકની પેઠે (નિર્વાણ પામી જઇ) સ નો ત્યાગ કર્યો તેણે (વ્યવહાર દૃષ્ટિથી બધું આત્મરૂપ સમજી) તેલવાળા દીપકની પેઠે સર્વનો પ્રકાશ કર્યો સમજવો. જે પુરૂષ આ દેખાતા સર્વ જગતનો (મિથ્યાત્વ બુદ્ધિથી) ત્યાગ કરી તેલ વગરના દીવાની પેઠે શાંત થઈ રહે તે સર્વત્ર સમાનપણે વર્તી તેલવાળા દીવાની પેઠે પ્રકાશરૂપે શોભી રહે છે જેમ રાજ્ય, વન, મૃગચર્મ, કમંડલુ, માળા, ઝુંપડી વગેરે સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યાથી કેવળ તમે પોતે એકજ માત્ર અવશેષ રહો છો તેમ આ સર્વ (અંદરના અને બહારના) પદાર્થોનો ત્યાગ કર્યાથી એક માત્ર જ્ઞાનરૂપ શુદ્ધ પરમાત્માજ શેષ રહે છે. હે પ્રિય રાજા! જેમ એ સર્વ વસ્તુઓનો દાહ કર્યાથી તમે તમારા પોતાના સ્વરૂપથી જુદા નથી તેમ સર્વનો ત્યાગ કરતાં અવશેષ રહેલ પરમાત્મા પોતે

મોક્ષથી કાંઇ જુદા કહી શકાતા નથી પણ તે રૂપજ છે. જેમ આકાશ પોતે શૂન્ય છતાં અનેક મોટા સૂર્ય ચંદ્ર નક્ષત્ર આદિકનો આશ્રય છે તેમ સર્વત્યાગ (સર્વનો અભાવ હોવાને લીધે) શૂન્ય જેવો છે છતાં પણ તે સર્વ સત્તાઓના આશ્રયરૂપ છે. જેમ (અસંગ) આકાશમાં ઘંટી ટાંકવાની ટાંકણી કાંઇ બાધ કરી શકતી નથી. તેમ સર્વત્યાગરૂપી રસનું કાંઇક પણ પાન કર્યાથી (અસંગ થઇ ગયેલ પુરૂષને) જન્મમરણાદિ ભય કાંઇપણ બાધ કરી શકતા નથી. નિર્મળ સ્વસ્વરૂપનો બોધ કરનારી મોટાઇનું કારણ સર્વત્યાગજ છે; કેમકે સર્વત્યાગ કર્યાથી બુદ્ધિની ઘણીજ દૃઢ સ્થિરતા થઈ જાય છે. સર્વત્યાગ એજ પરમ આનંદરૂપ છે એ શિવાય બધું મહા દારૂણ દુઃખ આપનાર છે એ વાત હૃદયમાં રાખી પછી તમને ઇચ્છા થતી હોય તે કરો. જેમ સમુદ્રનું જળ વડવાગ્નિમાં જાય છે તેમ પાછું બીજું જળ નદીઓ દ્વારા આવે છે, તેજ પ્રમાણે જે પુરૂષ સર્વનો ત્યાગ કરે તેને પાછું તે બધું (પ્રારબ્ધયોગથી) આવી મળે છે. જેમ પાત્રનો જે પોલાણનો ભાગ હોય તેમાંજ રત્ન આદિ રહી શકે છે તેમ એ સર્વત્યાગની અંદરજ આત્માને પ્રસન્ન કરનારૂં જ્ઞાન રહ્યું છે. મહાપાપી કળીકાળમાં પણ **શાક્યમુનિ** વેદથી વિમુખ હોવા છતાં સર્વત્યાગને લીધેજ નિઃશંકપણાથી મેરૂની પેઠે સ્થિર રહી શક્યા હતા–**હે મહાત્મા રાજન!** સર્વત્યાગ એ સર્વ સંપત્તિઓનું રહેવાનું સ્થાન છે; કેમકે જે પુરૂષ કાંઈ લેતો નથી તેને સર્વ આપી જાય છે (એવો એક જગતનો નિયમજ છે) માટે તમે એ સર્વ ત્યાગ કરી આકાશની પેઠે અસંગ સ્વસ્થ અને શાંત રહી, તમારૂં જે ખરૂં રૂપ છે તે રૂપે (બ્રહ્મરૂપે) થઈ રહો. અને પ્રથમ આ સર્વનો ત્યાગ કરી દઈ પછી એ ત્યાગ કરવામાં સાધનભૂત થયેલ ચિત્તનો પણ ત્યાગ કરી (હું ત્યાગ કરનાર છું એવું) ત્યાગનું અભિમાન કરાવનાર અહંકારરૂપી મેલને પણ મુકી દઈ જીવનમુક્ત થાઓ.

હે રાજા! ચિત્તનું સ્વરૂપ વાસનાજ છે. ચિત્ત એ વાસનાનો પર્યાય શબ્દ છે.

**શિખિધ્વજ કહે છે:**—હવે ચિત્તના ત્યાગનો ઉપાય કૃપા કરી કહો. આ ચિત્ત સંસારરૂપી સુગંધની ઉત્પત્તિને માટે પુષ્પના જેવું છે, દુઃખરૂપી બળતરા પેદા કરવામાં અગ્નિ તુલ્ય છે, જગતરૂપી કમળની સ્થિતિ માટે કમળ દંડના જેવું છે જે મોહરૂપી પવન ઉત્પન્ન કરવામાં આકાશના જેવું છે જે શરીરરૂપી યંત્રને ચલાવનાર છે: તથા હૃદયરૂપી કમળમાં જે ભમરાની પેઠે રહેલ છે તે ચિત્તનો જેમ કરવાથી સહેલી રીતે ત્યાગ થઈ શકે તે આપ કહો.

**કુંભમુનિએ જવાબ આપ્યો:**—મૂળ, અંકુર, શાખા પલ્લવ વિગેરે સહિત સર્વ અંશે ચિત્તનો જે નાશ થવો તેજ સંસારનો (જન્મમરણાદિકનો) નાશ સમજવો. તે ચિત્તવૃક્ષનું બીજ અહંકાર છે તેને મૂળમાંથી ઉખેડી નાંખો અને પછી હે રાજન! આકાશની પેઠે આવરણ અને વિક્ષેપ વગરના અસંગ અને વિશાળ હૃદયવાળા થાઓ. અહંભાવ (હું કાંઇક છું તે) ને ઉત્પન્ન કરનાર અહંકારજ (ચિદાભાસ વડે વ્યાપ્ત હોવાથી) ચિત્તનો અભિમાની પ્રસિદ્ધ છે ને તેજ ચિત્તરૂપી વૃક્ષનું બીજ છે. પરમાત્માને પ્રતિબિંબરૂપે આશ્રય આપનારી માયાજ એ તેનું ક્ષેત્ર છે કે જે માયા આ સઘળા માયામય પ્રપંચનું પણ ક્ષેત્ર છે. એ બીજમાંથી પ્રથમ આવિર્ભાવ પામી ચિદાભાસને લીધે અનુભવને આકારે સ્ફુરતી અને નિરાકાર છતાં નિશ્ચયાત્મક સ્વરૂપવાળી બુદ્ધિજ એ ચિત્તરૂપી વૃક્ષનું અંકુર છે. એ બુદ્ધિરૂપી અંકુરની સ્થૂલતા થતાં સંકલ્પરૂપે જે સ્ફુરણ થવું તેજ ચિત્ત અને (મનન કરવાથી) મન કહેવાય છે. (પરમાર્થ દૃષ્ટિથી જોતાં નિર્વિકારપણાને લીધે) જીવ આકાશના જેવો શૂન્યરૂપ અને અસંગ છે તથા પાષાણની પેઠે અચ્છેદ્ય અને અદાહ્ય છે; માત્ર તે સાક્ષીરૂપ હોવાથી જે જે ચિત્તના ધર્મોનો સંબંધ તેમાં દેખાય છે તે (ભ્રાંતિવડે) મિથ્યાજ કલ્પાયેલો છે. એ ચિત્તરૂપ વૃક્ષનું થડ તો સ્નાયુ અસ્થિ અને

રસ આદિ ધાતુઓથી ભરેલો આ દેહજ છે. વસંત ઋતુની પેઠે પોતપોતાના યોગ્ય કાળમાં, શાખા આદિ બીજા પ્રદેશમાં અંકુર ફુટવા સારૂ, અનેક રૂપે ઉદય પામતી વાસનાજ એ ચિત્તરૂપી વૃક્ષનો રસ છે. અને એ વૃક્ષની ઘણી લાંબી, બહુ દૂર ફેલાયેલી અને અતિ વિસ્તારવાળી શાખાઓ તે ઇંદ્રિયોજ છે, જન્મમરણાદિ અનેક અનર્થો ઉત્પન્ન કરનારા અને શુભાશુભ પુણ્ય–પાપરૂપ ફળથી ખીચોખીચ ભરેલા અલ્પ ભોગોજ એ ચિત્તરૂપી વૃક્ષની નાની નાની શાખાઓના જબરા સમૂહોરૂપ છે એવા આ ચિત્તરૂપી નઠારા વૃક્ષનો શાખાઓને છેદી નાંખતા નાંખતા તમે તેના મૂળને પણ ઉખેડી નાંખવા ભગીરથ પુરૂષાર્થ કરો. આ વૃક્ષની પુણ્ય–પાપરૂપી ફળોના ચલન વલન આદિવાળી શાખાઓ તો વાસનાઓજ છે. તે વાસનાઓને વિષયોમાંથી આસક્તિનો ત્યાગ કરી ઉત્પન્નજ થવા ન દેવી તેથી અંદરજ જ્ઞાનના બળથી તેઓ છેદાઇ જાય છે. જે પુરૂષ પોતાના મનને સર્વત્ર આસક્તિ વગરનું કરી વાદ અને વિચારોને પણ શમાવી દઈ મૌન ધારણ કરી પ્રાપ્ત થયેલું કાર્ય કર્યે જાય તે પુરૂષની અંદરની ચિત્તરૂપી વૃક્ષની લતા છેદાઈ ગયેલીજ હોય છે માટે તમારે હે રાજા ! એ ચિત્તરૂપી બાવળને સારી રીતે જડમૂળમાંથીજ બાળી નાંખવો એટલે તમારો ચિત્તનાશ પણ સિદ્ધ થશે. **હે બુદ્ધિવાન રાજા!** 'હું કોણ છું' એ સંબંધે પોતાના આત્માનો વિચાર કરવો એજ આ ચિત્તરૂપી બાવળ વૃક્ષનો અહંકારરૂપી બીજને બાળી નાંખવામાં અગ્નિરૂપ છે.

**શિખિધ્વજ રાજાએ કહ્યું:**—હે દેવપુત્ર ! વિચાર મારી બુદ્ધિથી સારી રીતે કરતાં પૃથ્વી, વનસમૂહથી સુશોભીત જગત, પર્વતની તળેટી, પાંદડાના ચલન વલન આદિ તથા દેહાદિ કે રૂધિર, માંસ અસ્થિ આદિક પણ જડ હોવાથી હું નથી તેમ જ્ઞાનેંદ્રિયો, કર્મેંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર એ સર્વ પણ જડ હોવાથી કશુંએ હું નથી. જેમ સુવર્ણમાં કડાં કુંડલાદિ કલ્પી લેવામાં આવે છે તેમ આ અનંત ચિદ્રૂપ આત્મામાં 'હું, તમે' ઇત્યાદિક અનેક વિકલ્પો કલ્પાયેલા છે. વાસ્તવમાં તે છેજ નહિં. જેમ કોઇ મોટું વૃક્ષ (સર્વનું આકાશ અધિષ્ઠાન હોવાથી) આકાશમાં રહ્યું હોય તેમ આ ચૌદ લોકો આદિની સ્થિતિના આધારરૂપ અને સર્વ શબ્દ આદિ વિષયોના કારણરૂપ બ્રહ્માંડ આદિ જડ વર્ગ પણ એ પરમાત્મામાંજ (આરોપિત દૃષ્ટિથી) રહેલ છે; પરંતુ એ સર્વની સત્તા કાંઈ પણ પરમાત્માથી જુદી પડી શકતી નથી. આ પ્રમાણે અહંકારરૂપી મેલની શુદ્ધિનો ઉપાય હું જાણું છું છતાં અંદર જે સાક્ષી ચૈતન્ય છે તેને હું ઓળખી શકતો નથી તેથી મારા મનને બહુજ પરિતાપ થાય છે.

**કુંભમુનિએ કહ્યું કે**—હે મહા બુદ્ધિવાન નિષ્પાપ રાજા ! જ્યારે ઉપર જણાવી ગયેલ અહંકાર પર્યન્ત સર્વ દૃશ્ય સમૂહ તમે નથી તો પછી તમે જે હો તે મને કહો.

**શિખિધ્વજ રાજાએ કહ્યું**—હે વિદ્વાનોમાં ઉત્તમ કુંભમુનિ ! જેને વિષે આ સર્વ શબ્દાદિક વિષયો અનુભવાય છે અને જે વડે (બુદ્ધિદ્વારા) શુભાશુભ તથા ઇષ્ટા નિષ્ટાનો નિર્ણય કરાય છે તે હું નિર્મળ ચિન્માત્ર જ્ઞાન સ્વરૂપ છું. એવા મારા શુદ્ધ જ્ઞાનસ્વરૂપમાં જે ચિત્તરૂપ વૃક્ષના બીજરૂપ અહંકારરૂપી મેલ લાગવો એ કાંઈ કારણ પૂર્વક છે કે વગર કારણે વળગેલ છે તે હું જાણતો નથી અને હજી ખરૂં પરમપદ સમજ્યો નથી. હે દેવપુત્ર ! પોતાના સ્વરૂપમાં જણાતો એ મેલ મિથ્યા છે તો પણ તેનો ત્યાગ કરવાને હું સમર્થ થતો નથી કેમકે તે વારંવાર સ્ફુરી આવે છે. તેથી મારા મનને મહાદારૂણ સંતાપ થાય છે.

**કુંભમુનિએ ઉત્તર આપ્યો:**—કારણમાંથી કાર્યમાત્ર ઉત્પન્ન થાય છે એ વાત સર્વત્ર સંભવિત છે. તે શિવાય જો કોઈ કાર્ય કારણ વિનાનું જોવામાં આવે તો તે બે ચંદ્રમાની પ્રતીતિની

જેમ ભ્રાંતિ માત્રજ સમજો; વાસ્તવિક રીતે તે છેજ નહિં. કારણ અહંકારથી આ સંસારરૂપી અંકુર ઉત્પન્ન થાય છે, આ નિયમ પ્રમાણે તમે હમણાં એ અહંકારનું કારણ શોધી કાઢી મને કહો.

**શિખિધ્વજે કહ્યું:**—હે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ટ મુનિ! દેહાદિક પદાર્થોનું જે જાણવું છે તેજ "આ હું છું" એવા અહંકારરૂપી દોષનું કારણ છે માટે જેવી રીતે એ શાંત થાય તે આપ મને કહો. ચેતન સ્વરૂપ દ્રષ્ટાનું દેહાદિક દ્રશ્ય વર્ગમાં (આભાસરૂપે) સન્મુખપણું થવાથી તે દ્રશ્યદેહાદિક, 'હું છું.' એવો અહંકાર સ્થિર થઈ રહ્યો છે માટે એ અહંકારની શાંતિ માટે દ્રશ્યની શાંતિનો ઉપાય બતાવો.

**કુંભમુનિએ ઉત્તર આપ્યો:**—દેહાદિક પદાર્થોનું (તેઓ છે એમ) જે જાણવું તેનું પણ શું કારણ છે તે એક વખત પ્રથમ તમે મને કહો. દ્રશ્ય–દર્શનરૂપે રહેલ જ્ઞેય–જ્ઞાનનું મિથ્યાપણું હોવાથી વાસ્તવ તેનું કાંઈ પણ કારણ નથી છતાં તમારી નજરમાં જે કારણરૂપે જણાતું હોય તે કહો.

**શિખિધ્વજે કહ્યું:**—હે દેવપુત્ર! જ્ઞેય–જ્ઞાનને આકારે સ્ફુરેલાં એ દ્રશ્ય–દર્શનનું કારણ શોધવા જતાં દેહાદિક સર્વ પદાર્થોની સત્તાજ તેના કારણરૂપ જણાય છે. (કેમકે જો એ દેહાદિક પદાર્થો હોય તોજ તેનું જાણવું બની શકે અને જ્ઞેય–જ્ઞાન કે દ્રશ્ય–દર્શન આદિવિભાગ પાડી શકે.) જેમ પવનનું સ્ફુરવુંજ પવનના સમૂહરૂપે દેખાય છે તેમ (દેહાદિકનું) જ્ઞાનજ પદાર્થોની સત્તાને લીધે (તદ્રુપ બની જઈ) અસત્યના જેવા દેહાદિક આકારોનેરૂપે ભાસે છે. એ સર્વ દેહાદિક પદાર્થોની સત્તાનો અભાવ (દેહાદિ પદાર્થો છેજ નહિં એવું ભાન થવું તે) મારા અનુભવમાં ઉતરતો નથી કે જે વડે ચિત્તના બીજરૂપ અહંકારનું જ્ઞાન (હું દેહાદિક પદાર્થરૂપ છું એવી સમજણ) નિવૃત્ત થઈ જાય માટે એ પદાથ સત્તાનો અભાવ આપ મને સમજાવો.

**કુંભમુનિએ કહ્યું:**—જો કદાચિત્ દેહાદિક પદાર્થોની સત્તા (વિદ્યમાનપણું) હોય તો (તે જાણવાનો વિષય હોવાથી) હજી તમારૂં જાણવું પણ ઘટી શકે; પરંતુ દેહાદિક પદાર્થોની સત્તા વગરનોજ અભાવ હોવાથી (વસ્તુતઃ એ કશુંએ ન હોવાને લીધે) તમારૂં એ જાણવું વિષયરૂપે કોને ગ્રહણ કરે?

**શિખિધ્વજ રાજાએ પુછ્યું:**—જેમ પ્રકાશ અંધારારૂપ ન કહી શકાય તેમ જે પદાર્થનું સ્વરૂપ પ્રત્યક્ષઆદિ પ્રમાણોથી અનુભવમાં આવતું હોય તેને મિથ્યા કેમ કહી શકાય? હે **દેવપુત્ર!** હાથ પગ આદિ અવયવોવાળો કર્મોનો કરનાર અને તેના સુખ–દુઃખ આદિ ફળોમાં (ભોકતારૂપે) વિલાસ કરનાર સદાકાળ અનુભવમાં આવતો આ દેહ (પ્રત્યક્ષજ હોવાથી) કેમ નથી એમ કહી શકાય?

**કુંભમુનિએ સમાધાન કર્યું કે:**—હે મહા બુદ્ધિવાન રાજા! જે કાર્યનું કાંઈ પણ કારણજ ન હોય તે કાર્ય (દેખાતું હોય તો પણ) વાસ્તવ રીતે છેજ નહિં અને તેની જે પ્રતીતિ થાય છે તે ભ્રાંતિ માત્રજ છે, જેમ કાંઈ વૃક્ષ આદિ પદાર્થ, બીજ વિના ઉત્પન્ન ન થાય, તેમ કારણ વિના (સ્વપ્ન દેહની પેઠે) કાર્યરૂપે જણાતું આ શરીર પણ (વસ્તુતઃ) કોઈ દિવસ છેજ નહિં. જે કાર્ય, કારણ વિના પોતાની દ્રષ્ટિ આગળ સત્યની પેઠે અનુભવમાં આવતું હોય, તે ઝાંઝવાના જળની પેઠે માત્ર દ્રષ્ટાની (જોનારની) ભ્રાંતિથીજ દેખાય છે, એમ તમે સમજો. જેમ અતિ પ્રયત્નવાળો પુરૂષ હોય તો પણ તેને ઝાંઝવાનું જળ મળતું નથી; કેમકે તે મિથ્યા છે; તેમ દેહાદિકનું પણ મિથ્યાપણુંજ તમારે સમજવું. **હે રાજા!** વાંઝણી સ્ત્રીના પુત્રના સર્વ અંગના આભૂષણો કોને શોભા આપે? (પુત્ર હોય તો શોભા આપવાપણું રહે અર્થાત કોઇને શોભા ન આપે) આ વાત જેમ અસંભવીત છે તેમ દ્વિચંદ્ર (બે ચંદ્રમાની ભ્રાંતિ થવી) આદિ અસત્ય પદાર્થોનું કારણ શોધવા જવું એ વાત પણ ઘટતી નથી (મતલબ કે દેહાદિ પદાર્થો પણ વંધ્યા પુત્રમાં કે દ્વિચંદ્ર

આદિની પેઠે અત્યંત મિથ્યા હોવાથી તેનું કારણ શોધવું પણ અઘટીત છે, માટે કારણ વિનાનું (સ્વપ્ન દેહની પેઠે) કાર્યરૂપે દેખાતું આ દેહાદિ અસ્થિ પિંજર (હાડકાઓનું પાંજરૂં) ઉત્પન્નજ નહિં થયેલું હોવાથી વસ્તુતઃ છેજ નહિં એમ તમે જાણો.

**શિખિધ્વજ રાજાએ પુછ્યું:**—હે મહામુનિ દેવપુત્ર! હાથ પગાદિ અવયવોવાળા અને નિત્ય અનુભવમાં આવતા આ શરીરનું કારણ (પિતા) શા માટે નથી?

**સમાધાન:**—હે બુદ્ધિશાળી રાજા! (સર્વ પદાર્થ માત્રની સત્તાનો અભાવ હોવાને લીધે) કોઈપણ જાતનું કાંઇ કારણ પણ નજ હોવાથી પિતા પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં છેજ નહિં. (માત્ર સ્વપ્ન પિતાની પેઠે ભ્રાંતિથીજ દેખાય છે). વળી જે મૃષા (મિથ્યા) પદાર્થથી ઉત્પન્ન થાય તે મૃષાજ કહેવાય છે. (તો પિતા મૃષા હોવાથી તેથી થયેલો આ દેહ પણ અકારણ મિથ્યાજ છે.) સર્વ પદાર્થોનું અને કાર્યોનું જે કારણ છે તે બીજ કહેવાય છે. એ બીજ વિના જગતમાં અંકુરજ ઉત્પન્ન થતો નથી. માટે જે કાર્યનું અહિં કાંઇ પણ કારણ ન દેખાતું હોય તે પદાર્થ બીજ ન હોવાને લીધે પોતે છેજ નહિં તેની પ્રતીતિ થવી એ ભ્રાંતિમાત્રજ છે. જે પદાર્થ પોતાનું બીજજ ન હોવાને લીધે અવસ્ય છેજ નહિં તેનું ભાન થવું એ વાત તો બે ચંદ્રમાની પ્રતીતિ થવી, ઝાંઝવામાં જળની ભ્રાંતિ થવી, અને વંધ્યાપુત્ર, એ સર્વની પેઠે બુદ્ધિની ભ્રાંતિથીજ થયેલ છે.

**શંકા:**—આ ત્રણેય લોકમાં પુત્ર, પિતા, પિતામહ એ સર્વની પ્રથમ ઉત્પત્તિ થવામાં (આદિકર્તા) ઇશ્વિર શા માટે કારણ નહિં?

**કુંભમુનિએ શિખિધ્વજ રાજાની આ શંકાનું સમાધાન કર્યું કે:**—પરબ્રહ્મ શિવાય બીજા કોઈપણની સત્તાજ નથી તો પછી પોતાનું કાંઈ કારણ ન હોવાથી એ ઇશ્વિર પણ પરબ્રહ્મ સત્તાથી જુદા નથી. તે ભ્રાંતિવડે જુદા ભાસતા છતાં પોતાના બીજરૂપ બીજું કાંઈ નિત્ય (વાસ્તવ) કારણ ન હોવાને લીધે સર્વ આત્મરૂપજ હોવાથી આત્માથી કાંઇપણ જુદા નથી, ફક્ત ઝાંઝવાના જળની પેઠે ભ્રાંતિરૂપેજ જુદા જણાય છે. આ સૃષ્ટિ રચનારૂપી ક્રિયા કરવાપણું તેમાં ભ્રાંતિવડેજ કલ્પાયેલું છે અને સૃષ્ટિકર્તા પરમેશ્વરના અનંત સ્વરૂપની અંદર તે સઘળું રહેલ છે એમ કેવળ ભ્રાંતિવડેજ ભાસે છે. આ પ્રમાણે હિરણ્યગર્ભથી માંડીને પોતાના દેહપર્યન્ત સર્વ કાર્ય પરંપરા (સ્વપ્ન સૃષ્ટિની પેઠે) મિથ્યાજ છે; એ યુક્તિથી તમને સમજાવી તમારા ચિત્તમાં દૃઢ બેસી ગયેલી દૃશ્યવર્ગના સત્યપણાની ભ્રાંતિ દૂર કરાવી દીધી. હવે જે કાંઈ આભાસરૂપે શેષ રહેલ હશે તે પણ હે રાજન! હું સમજાવું છું. ઉપર જણાવ્યા પ્રમાણે જુદું કાંઇપણ ન હોવાને લીધે સર્વપર બ્રહ્મરૂપજ હોવાથી સૃષ્ટિકર્તા (ઇશ્વર) પણ તે પરમાત્મારૂપજ છે અને જે અનેક સૃષ્ટિરૂપે પ્રકાશે છે તે પણ ચેતનરૂપ આત્માજ આત્મામાં પ્રકાશે છે તથા તે આત્માએ પોતેજ પોતાના આત્માવડે પદ્મજ ઇત્યાદિ પોતાનાં નામો કલ્પેલાં છે એમ વિચાર કરવાથી આ સઘળું શાંત પરબ્રહ્મરૂપજ ભાસશે.

**तस्माश्चिदात्मकतयात्मनि चित्ततो यं,**
**नित्यंस्वयं कचतिभूमिप देवदेवः ।**
**तेनैव पद्मजइति स्वयमात्मनात्मा,**
**प्रोक्तःस्वरूप इति शांतमिदं समस्तम् ॥**

**શંકા:**—બ્રહ્માથી માંડીને સ્તંભ પર્યન્ત આ જે કાંઇ દેખાય છે તે સર્વ ભ્રાંતિરૂપજ છે તો તેમાંથી (સ્નાન, પાન, ભોજન આદિ) કાર્યોની સિદ્ધિ કેમ થાય છે? અને તે (જન્મ મરણાદિ) દુઃખોનું કારણ કેમ થઈ પડે છે?

**સમાધાન:**—જેમ બહુ ઠંડી પડવાથી જળ શીલારૂપ (બરફરૂપ) બની જઇ કઠિન બની જાય, (તથા અનેક આસન, પાત્રઆદિ કાર્યસાધક પણ થાય) તેમ આ જગતરૂપી ભ્રમ મિથ્યા છતાં સૃષ્ટિકર્તા હિરણ્યગર્ભનું સત્ય સંકલ્પપણું હોવાથી પોતાના સંકલ્પમાત્રથીજ દૃઢ થઇ જઈ તમારા કહેવા પ્રમાણે (સ્નાન, દાન, ભોજનઆદિ) ક્રિયા કરી આપે છે અને (જન્મમરણાદિ) દુ:ખ પણ ઉત્પન્ન કરે છે, માટે (જ્ઞાન ઉત્પન્ન કરવાના ક્રમવડે) અજ્ઞાન શિથિલ થઈ જવાથી આ દ્રશ્યપ્રપંચ પણ શિથિલ થઇ જઇ અજ્ઞાનની સાથેજ નાશ પામી જાય છે એમ જ્ઞાનવાન પુરૂષોનું સમજવું છે. અજ્ઞાનનો નાશ થયા વિના પ્રથમ અજ્ઞાનથી પ્રતીત થયેલ આ જગતના આકારનો કદીપણ બાધ થતોજ નથી. અજ્ઞાનનું શિથિલપણું થવામાં સર્વ બાહ્ય પદાર્થોના જ્ઞાનને આકારે સ્ફુરેલી વૃત્તિઓનું (ચિત્ત નિરોધવડે) જે ઓછું થવું એજ કારણરૂપ છે અને તેજ જ્ઞાનની ઉત્પત્તિ થવાના ક્રમથી પરમાત્મારૂપ પરમપદનો સાક્ષાત્કાર થયેથી આ સર્વ સૃષ્ટિનો અભાવ અનુભવવામાં કારણરૂપ થાય છે. જગતમાં પણ પ્રથમ જે પદાર્થનું ઓછાપણું થવા માંડે, તે પદાર્થ ક્રમે કરીને પોતાનો પૂર્વનો આકાર નાશ પામી જવાથી પોતાની મેળેજ નાશ પામી જાય છે. (માટે પ્રથમ જ્ઞાન ઉત્પન્ન થાય તેવા ક્રમથી બાહ્ય પદાર્થાકાર વૃત્તિઓનો નાશ થવો જોઇએ પછી ક્રમે કરી અજ્ઞાન પણ નાશ પામી જઇ આત્મસાક્ષાત્કાર થતાં આ જગત પણ આત્માથી જુદું ન જણાયાથી નાશ પામી જાય છે.) આ ક્રમવડે **હે શિખિધ્વજ રાજા!** તમે પોતેજ આદિ પુરૂષ છો. અને ભ્રાંતિથી અનેક આકારે દેખાતું આ જગત ઝાંઝવાના જળના જેવું મિથ્યા છે. આ પ્રમાણે સૃષ્ટિકર્તા બ્રહ્માનો પણ પરબ્રહ્મની સત્તાથી જુદો અભાવ હોવાથી આ દેખાતી સૃષ્ટિ પણ કોઈ દીવસ છેજ નહિં; કેમકે જે પોતેજ અસિદ્ધ હોય (ન હોય) તે બીજાને શું સિદ્ધ કરી શકે? (શું બનાવી શકે?) આજે સર્વ સૃષ્ટિ (દ્રશ્ય–અદ્રશ્ય પદાર્થો) નજરે આવે છે, તે સર્વ ઝાંઝવાના જળના જેવા મિથ્યાજ છે અને તે ઘણો કાળ વિચાર કરવાથી છીપમાં થયેલી રૂપાની ભ્રાંતિની પેઠે નાશ પામી જાય છે. કારણજ ન હોવાથી આ જગતરૂપી કાર્ય થયુંજ નથી છતાં તે છે એમ જે જણાય છે, તેનું કારણ તપાસવા જતાં મિથ્યાજ્ઞાન (અયથાર્થજ્ઞાન) વિના બીજું કશું દેખાતું નથી. જે ભ્રાંતિથી દેખાય છે તે કોઈ દીવસ છેજ નહિં. ઝાંઝવાના જળથી કોઇએ ઘડા ભર્યા છે કે? નથીજ ભર્યા.

**શિખિધ્વજની શંકા:**—અનંત, જન્મરહિત, અદૃશ્ય, શાંત, પોતાના સ્વસ્વરૂપમાંથી કદીપણ ભ્રષ્ટ ન થનાર, આકાશના જેવું વ્યાપક તથા અસંગ પરબ્રહ્મજ સર્વના આદિ સૃષ્ટિકર્તાનું શા માટે કારણ નહિં?

**કુંભમુનિએકહ્યું:**—હેતુપણાનો કે કાર્યપણાનો એ બંન્નેનો અભાવજ હોવાથી પરબ્રહ્મ કારણરૂપ કિંવા કાર્યરૂપ નથીજ. એ પોતે એક અદ્વિતીય હોવાથી સર્વ દૃશ્ય જડવર્ગને ઉલ્લંઘન કરી પોતાના શુદ્ધ સ્વરૂપમાંજ રહે છે. જે પરબ્રહ્મ કર્તા નથી, કર્મ નથી, કરણ (ક્રિયાસિદ્ધિમાં મદદ કરનાર સાધન) નથી, નિમિત્ત કારણરૂપ નથી તથા ઉપાદાન કારણરૂપ પણ નથી, જે અતર્ક્ય છે અને જે જાણવામાં પણ ન આવી શકે તેવું છે તે પરબ્રહ્મમાં કર્તાપણું શી રીતે ઘટી શકે? બ્રહ્મનું ધર્મરહિતપણું હોવાથી અકારણપણું અને અકાર્યપણું એ બંને ધર્મોનો પણ તેમાં અવકાશ ન હોવાને લીધે કાર્ય કારણ એ બંન્નેરૂપે તે આ જગતના આકારે દેખાય છે એમ કદાચિત તમે તર્ક કરતા હો તો તે જગતજ (બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મની પેઠે) દ્વિત્વ એકત્વ આદિ વસ્તુ પરિમાણ વગરનું અને આદ્યંત રહિત થઈ જઈ (નામ અને રૂપ ટળી જતાં) ચૈતન્યસ્વરૂપ પરબ્રહ્મમાં એક રસપણેજ રહેલ છે એમ સમજવું. (અર્થાત્ જગતની સત્તા તેથી જુદી છેજ નહિં) બ્રહ્મ જ્યારે

અતર્ક્ય, પૂર્ણ રીતે જાણી પણ ન શકાય તેવું, નિર્વિકાર, શાંત અને સુખરૂપ છે તો પછી કોને શી રીતે ક્યા કાળમાં અને શાથી કર્તાપણું તથા ભોક્તાપણું તેમાં ઘટી શકે! આ જગત આદિ સર્વ કોઈના બનાવેલા નથી તેથી તે છેજ નહિ અને તમે પોતે પણ કર્તા કે ભોક્તા નથી. પરંતુ બધું જન્માદિ વિકાર વગરનું, સુખરૂપ, શાંત પરબ્રહ્મસ્વરૂપજ છે. કારણ ન હોવાથી કોઈના કાર્યરૂપે આ જગત થયુંજ નથી અને કારણ વિના જે કાર્ય દેખાય તે ભ્રાંતિ માત્ર હોવાથી પ્રતીતિમાં આવતું આ જગત પણ ભ્રાંતિમાત્રજ છે. આ સૃષ્ટિ કોઈનું કાર્યજ ન હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે તે છેજ નહિં. જ્યારે કોઇ પણ કારણનું જગતકાર્યજ નથી ત્યારે (જગતનું મિથ્યાપણું સિદ્ધ થવાથી) સર્વ પદાર્થોનો અભાવજ સિદ્ધ થાય છે અને જ્યારે કોઇ પણ પદાર્થજ નથી એમ સિદ્ધ થયું ત્યારે (જાણવાનો કોઇ વિષયજ ન હોવાથી) જાણવું પણ કોનું હોય ? જાણવાનો અભાવ થતાં 'હું જાણનાર છું' એવું અભિમાન ધરાવનાર અહંકારનું કાંઇ કારણુજ રહેતું નથી. (જેથી એ અહંકાર નિર્મૂળજ થઈ જાય છે.) માટે તમે (આત્મસ્વરૂપ હોવાથી) શુદ્ધ અને મુક્તજ છો. તમારા સ્વરૂપમાં બંધ, મોક્ષ આદિ કલ્પનાજ ઘટતી નથી. તમારા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ વિના કોઇપણ બીજો જડ પદાર્થ વર્ગ જુદો છેજ નહિં એમ સમજી તમે પોતે પોતાના સ્વરૂપનેજ નમસ્કાર કરો. અધ્યારોપ દૃષ્ટિથી અહંકારથી આરંભી સર્વ જડ પદાર્થોનું (તેઓ છે એવું) જાણવું થયાથી પ્રતીતિ થાય છે અને વિવેકવડે વિચારવાથી પાછો સર્વ અહંકાર પર્યન્ત જડવર્ગનો અપવાદ થઇ જતાં તે સઘળું મિથ્યારૂપજ ભાસે છે.

**શિખિધ્વજ રાજાને** આ પ્રમાણે જ્ઞાન થવાથી બ્રહ્માંડના અધિષ્ઠાન આકાશની પેઠે નિર્વિક્ષેપ થઈ રહ્યા અને દેશ, કાળ, દિશા, રચનાઓ અને સર્વ કાર્ય સમૂહો સહિત જગતના પદાર્થોના વિભાગો જે ભાસતા હતા તે બધા આવી રીતે ઘણે કાળે નિવૃત્ત થઈ ગયા અને અહો! શાંત નિર્વિકાર પરબ્રહ્મજ અવશેષ રહ્યું. પોતે કહ્યું કે હવે હું શાંતિ પામ્યો છું, મુક્ત થયો છું, ચારે બાજુ પૂર્ણપણે રહ્યો છું, હું જતો નથી, જન્મતો નથી, અને મરતો પણ નથી; હું આ પ્રમાણે બ્રહ્મરૂપ થઈ રહ્યો છું અને **હે દેવપુત્ર!** તમે પણ જેમ છો તેમજ એ અભય પદમાં સદા કાળ રહો. હવે હું પરમ પુરૂષાર્થરૂપ શુદ્ધ, મન વાણીથી અગમ્ય સુખરૂપ આત્માજ છું.

**शाम्यामि निर्वामि परिस्थितोस्मि, नयामिनोदे मिनचास्तमेमि, तिष्ठामि तिष्ठस्व यथास्थितात्मा, शिवं शुभं पावन मौनमस्मि ॥ इति ब्रह्मणि विश्रांति मवाप्य स शिखिध्वजः । मुहूर्त मासीत् संशांतमना निर्वात दीपवत् ॥**

એ પ્રમાણે **શિખિધ્વજ રાજા** બ્રહ્મમાં વિશ્રાંતિ પામી જઈ વાયુ વગરના પ્રદેશમાં સ્થિર થઈ રહેલા દીપકની પેઠે એક મુહૂર્ત સુધી નિશ્ચય અને શાંત મનવાળો થઈ રહ્યો.

**કુંભમુનિએ કહ્યું:—**હે મહારાજ! અજ્ઞાનરૂપી નિદ્રામાંથી હવે તમે જાગ્યા છો. પરમ પુરૂષાર્થરૂપ પરબ્રહ્મમાંજ વિશ્રાંત થયા છો. હવે અજ્ઞાન નષ્ટ થઈ જવાથી તમારે દ્રશ્ય પદાર્થો ન દેખાય અથવા આભાસ માત્ર દેખાય એ બન્નેનું કશું પ્રયોજન નથી. એક વખતમાંજ તમને આત્માનો અનુભવ થયાથી દ્વૈત ભ્રાંતિ મટી ગઈ છે કે જે ભ્રાંતિ અનેક અનિષ્ટ ઉત્પન્ન કરનારી છે. સર્વ દૃશ્ય પદાર્થનું ચિત્તમાં જે સ્ફુરણ થયેલ તે વગરના થઈ ગયેલ હોવાથી હવે તમે જીવન—મુક્ત થયેલા છો.

**શિખિધ્વજ રાજાએ કહ્યું:—**અને હર્ષ અને માન આપનાર **હે દેવપુત્ર!** ઘણુંખરૂ એ બધું તો હું આપનો બોધ થવાથી જાણી ચુકેલો છું. હવે તો તે બોધ દૃઢ થવાને આપને

પુછ્યું હતું તેનું સમાધાન (ખુલાસો) કરશો. પરમ પુરૂષાર્થરૂપ, નિર્વિકાર, આભાસ વગરના અને અદ્રશ્ય પરબ્રહ્મમાં દ્રષ્ટા, દર્શન અને દ્રશ્ય (જોનાર, જોવું અને જોવાનો વિષય) એ ત્રણેય આકારે દેખાતી આ જગતરૂપી પ્રતીતિ ક્યાંથી થઈ?

**કુંભમુનિએ કહ્યું**:—અનેક પ્રકારનું આ જે કાંઈ સ્થાવર જંગમાત્મક સર્વ દેખાય છે તે બધું છેવટ મહા પ્રલયમાં નાશ પામી જાય છે. ને સર્વત્ર વિસ્તૃત, નિશ્ચળ, ગંભીર, તેજથી અને અંધારાથી પણ વિલક્ષણ, સર્વના સારરૂપ, સત્ય વસ્તુજ (અધિષ્ઠાન ચૈતન્યજ) અવશેષ રહે છે કે જે ચિદ્રૂપ છે, નિર્વિકાર છે, નિર્મળ છે, આકાશની જેમ પરમ અસંગ છે, સમસ્ત કલ્પનાઓ રહિત છે, અને સત્ય તત્ત્વનો અનુભવ કરનારી બુદ્ધિને એકાગ્રપણાથી તેમાં જોડી દેતાં જે અતિ નિર્મળ અને એક રૂપજ છે. જે શાંત સર્વવ્યાપી અને પ્રકાશ સ્વરૂપ છે, જે પરમાત્મારૂપ છે, જે સ્વયં પ્રકાશ ને જ્ઞાન માત્રજ છે, જે સારી રીતે તર્કમાં આવી શકતું નથી તેમ જે પૂર્ણ રીતે જાણી પણ શકાતું નથી, જે સર્વત્ર સમાનરૂપે રહેલ છે, જે ઉત્તમ સુખરૂપ છે, બ્રહ્મરૂપ છે, જે મોક્ષરૂપ છે, જે ચોતરફ ફેલાયેલા પોતાના જ્ઞાન સ્વરૂપથી ભરપૂર છે, જે અતિ ઝીણા પદાર્થોથી અતિ ઝીણું છે, જે બહુ મોટા પદાર્થોથી પણ અતિ મોટું છે, જે બહુ ભારે પદાર્થોથી પણ વિશેષ ભારે છે, જે અતિ શ્રેષ્ઠ પદાર્થોથી પણ અત્યંત શ્રેષ્ઠ છે, એ પરમ તત્ત્વ એવું તો સૂક્ષ્મ છે કે જેની પાસે અતિ સૂક્ષ્મ આ આકાશ પણ, જેમ રાઇ વિગેરે અણુ પદાર્થની પાસે મેરૂ પર્વત સ્થૂલ લાગે તેમ સ્થૂલજ ભાસે છે; તેમ એ પરમ તત્ત્વ એવું તો સ્થૂલ છે કે જેની પાસે આ જગત એક પરમાણુ જેવું લાગે છે તથા તે તત્ત્વના કોઈ (શુદ્ધ) ભાગમાં જણાતું પણ નથી. (અધ્યારોપ દૃષ્ટિએ જોતાં) એ (માયામાં પ્રતિબિંબિત થયેલા) અધિષ્ઠાન ચૈતન્યમાં ઇશ્વરથી થયેલા હિરણ્યગર્ભનું ( સર્વરૂપ હુંજ છું એવું ) સર્વમાં પોતાના આત્મારૂપે જે અભિમાન થવું તેજ સર્વ જીવ સમૂહોની સ્થિતિનો આધાર છે અને આ સ્થૂલ જગતના આકારથી વિરાટરૂપે પણ તેજ રહેલ છે. (તે તે ઉપાધિને લીધે જૂદાં ભાસતાં છતાં પણ ખરો વિચાર કરતાં વિરાટ, જીવસમૂહો, હિરણ્યગર્ભ કે ઇશ્વિર કશું એ અધિષ્ઠાન ચૈતન્યથી જૂદું નથી.) જેમ પવનનો અને તેમાં રહેલા સ્પંદનો (ચલનનો) વાસ્તવ ભેદ નથી અને આકાશનો અને તેમાં રહેલા શૂન્યપણાનો ભેદ નથી, તેમ એ ચિદ્રૂપ પરમાત્માનો અને તેમાં અધ્યાસ વડે રહેલા અહંકારનો પણ વાસ્તવ કાંઈપણ ભેદ નથી. જેમ દેશ અને કાળની અમુક હદમાં આવી જવાથી અંતવાળા જળની અંદર કાંઈક કારણને લીધે તરંગ આદિ ઉત્પન્ન થાય છે, તેમ દેશ કાળની હદ બહાર હોવાથી અનંત એવા એ પરમ તત્ત્વમાં (મિથ્યા હોવાથી) કારણ વિનાજ આ જગત ભાસે છે, વળી જેમ દેશકાળથી અંતવાળા સુવર્ણમાં કડાંકુંડળાદિ દાગીનાઓ કારણને યોગે ઉત્પન્ન થાય છે, તેમ દેશ કાળ વડે અનંત એવા પરબ્રહ્મમાં આ જગત (મિથ્યા) હોવાથી કારણ વિનાજ ભાસે છે. જગતરૂપી રાજ્યનું (અધિષ્ઠાનરૂપે માલીક હોવાથી) મહારાજા બનેલું એ બ્રહ્મ સર્વના કરતાં શ્રેષ્ઠ છે અને (અપવાદરૂપે તત્ત્વ દૃષ્ટિથી જોતાં) ચૈતન્યાકાશમાં મિથ્યારૂપે આરોપિત કરેલું હોવાથી એ જગત તૃણના જેવું અતિ તુચ્છ અને નિર્માલ્ય બની જાય છે, તથા તેનો દ્વૈતભાવ (જૂદાપણું) મટી જઇ નિર્વિકાર, શાંત પરબ્રહ્મ સાથે એક રૂપજ થઇ જાય છે. અતિ ઉત્કૃષ્ટ એ પરમ તત્ત્વ એવું તો સત્તાવાળું છે કે ઇશ્વિરરૂપ એ અધિષ્ઠાન ચૈતન્યની સત્તાથીજ આ જગતના સર્વ પદાર્થ સમુદાયની સત્તા સુશોભિત રીતે રહેલ છે, એમ અનુભવથીજ સિદ્ધ થાય છે. **હે રાજા શિખિધ્વજ!** સર્વવ્યાપી એ પરમતત્ત્વજ એક સારરૂપ છે, એ તત્ત્વ કેવળ ચિન્માત્ર છે, અત્યંત આનંદરૂપ છે અને બીજું કાંઇ પણ નજ હોવાથી (દ્વિતીય આદિ સંખ્યાથી જુદી પાડનારી) એક સંખ્યા પણ

તેમાં ઘટતી નથી; માટે એ અક્ષય આત્માતત્ત્વજ પૂર્ણ રીતે એકરસ (ચારે તરફથી ભરપૂર) થઈ સર્વત્ર શોભી રહ્યું છે, બીજી કોઈ પણ કલ્પના તેમાં છેજ નહિં. સદાકાળ એ આત્મતત્ત્વજ સર્વરૂપ હોવાથી કેમ જાણે સર્વને આકારે થઈ રહ્યું હોય તેમ ભાસે છે. ચક્ષુ વગેરેથી ન દેખાવાથી અને હાથ વગેરેથી અલભ્ય હોવાથી તે કાર્યરૂપ કે કારણરૂપ નથી. એ આત્મતત્ત્વ પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે નહિં જાણી શકાયાથી કાંઈક વિલક્ષણ તરહેનું અને એક માત્ર પોતાના નિર્મળ અનુભવવડેજ જાણી શકાય તેવું છે, પરમ આનંદરૂપ છે, અતિસૂક્ષ્મ છે અને પોતેજ સર્વરૂપે થઈ રહેલ છે તથા સર્વ પદાર્થોના તે આત્મારૂપ છે અને (જૂદા ન હોવાથી) સર્વ પદાર્થો તેના આત્મા રૂપ છે. વ્યવહાર દ્રષ્ટિથી જોતાં પોતે આત્મતત્ત્વજ નામ રૂપાત્મક સર્વ જગતરૂપે છે, તો પોતે પોતાનું કારણ કેમ ઘટી શકે? અને પરમાર્થ દ્રષ્ટિથી જોતાં દ્રશ્યની સત્તાના આભાસ વગરના જ્ઞાનસ્વરૂપ એ પરમતત્ત્વનું (અન્ય વસ્તુજ ન હોવાથી) કારણપણું શી રીતે ઘટી શકે? પરમાર્થ દૃષ્ટિથી અદ્વૈતરૂપે તેને સત્યમાનીએ અને વ્યવહાર દ્રષ્ટિથી દ્વૈતરૂપે મિથ્યા માનીએ, તો પણ સત્ય અને મિથ્યા એ બન્નેનો (પરસ્પર વિરોધતાને લીધે) કાર્ય કારણભાવ અઘટીત હોવાથી તેનું કારણપણું કેમ ઘટે? નજ ઘટે. જે કોઇનું બીજજ નથી અને જે નામરૂપ વગરનું હોવાથી કોઇનું નિમિત્ત કારણ પણ નથી તે સર્વત્ર ભરપૂર રહેલ પરમાત્માથી આ પ્રમાણે પ્રમેય આદિરૂપે રહેલું જગત થયુંજ નથી. એ પરમ આત્મતત્ત્વ કર્તા નથી, કર્મ નથી (ક્રિયાવડે પ્રાપ્ત નથી), અને કરણ (ક્રિયામાં મદદગાર સાધન) પણ નથી. સત્ય, કેવળ ચિદ્રુપ અને નિર્વિકાર છે, આત્મરૂપ છે, જગતઆદિ આભાસ વગરનું છે તથા પોતે અક્ષય જ્ઞાન સ્વરૂપ છે. **હે તત્વજ્ઞ રાજા!** તે પરબ્રહ્મમાંથી જો કાંઈ ઉત્પન્ન થયુંજ નથી તો પછી કયો પુરૂષ તેને શી રીતે મેળવી શકે અથવા કાંઈ પણ ન હોવાથી શું મેળવી શકે? કાંઇ પણ નહિં. જેમ જળમાં તરંગઆદિ કોઈ કારણને યોગે ઉત્પન્ન થાય છે, પરંતુ વિચાર કરતાં તે જળથી જરાપણ જૂદા પડી શકતાં નથી, તેમ આ જગત પણ દેશકાળવડે અંત વગરના પરબ્રહ્મમાં (મિથ્યા હોવાથી) વિનાકારણે દેખાય છે; પરંતુ વિચાર કરતાં તે ચેતન સ્વરૂપ પરબ્રહ્મથી જરાપણ જૂદું પડી શકતું નથી. જ્યારે જળાદિકમાં તરંગાદિક કારણના યોગથીજ ઉત્પન્ન થાય છે અને પરબ્રહ્મમાં જગત તથા અહંકાર આદિ વિના કારણે ભાસે છે, તો (કારણ વિનાનું કાંઇ કાર્યજ ન હોવાથી) એ સર્વ છેજ નહિં એમ સમજો. જેમ આકાશની અંદર આકાશથી પણ અતિ સૂક્ષ્મમાયારૂપી આકાશવડે રચાયેલું ગંધર્વનગર (મિથ્યા હોવાથી) શાંતપણાથી આકાશની સત્તાવડેજ રહેલ છે તથા જેમ બ્રહ્મરૂપ હોવાથી શૂન્યતા વગરના આકાશમાં આકાશની સત્તાથીજ શૂન્યતા રહેલ છે, તેમ આ જગત પણ ઇશ્વરની સત્તાથી ઇશ્વરમાં (સગુણ બ્રહ્મમાં) રહ્યું છે. એ રીતે બ્રહ્મસત્તાથીજ સત્તાવાળું આ જગત અધિષ્ઠાન ચૈતન્યરૂપે જાણવામાં આવે અથવા કોઈપણ રીતે તે જડરૂપે નથી એમ સારી રીતે સમજાઈ જાય તો હે મહારાજ! તે (બ્રહ્મરૂપજ જણાયાથી) સુખરૂપ થઈ જાય છે. (જો જ્ઞાનપૂર્વક સમજીને ઉપયોગ કરવામાં આવેતો) જ્ઞાનના ઉત્તમ પ્રભાવથી વિષ પણ અમૃતના જેવું સુખકારક થાય છે. આ જગત (બ્રહ્મરૂપ છતાં) સારી રીતે બ્રહ્મરૂપે ન જણાયાથી પરમ દુઃખકારક અને અમંગળરૂપ લાગે છે; કેમકે અમૃત પણ દૃઢ ભાવનાપૂર્વક આ વિષજ છે એવી બુદ્ધિથી ખાવામાં આવે તો તે વિષના જેવુંજ કાર્ય કરે છે એ પ્રમાણે જ્ઞાનવડે કે અજ્ઞાનવડે જેવી જેવી દ્રઢ ભાવના કરવામાં આવે તેવી તેવી રીતે અને તે તે રૂપે ચિદ્રૂપ ઈશ્વરજ (માયા વિશિષ્ટ બ્રહ્મજ સર્વરૂપ હોવાથી) થઈ જાય છે. જેમ અગ્નિનું ફરતું ઉબાડીયું (સીધું છતાં) ભ્રાંતિથી વિચિત્ર આકારવાળું ભાસે છે, પરંતુ તે પોતે એકરૂપેજ હોય છે; તેમ બ્રહ્મસત્તા ભ્રાંતિથી જગત આદિ વિચિત્ર આકારે દેખાતાં છતાં પણ પોતાના એક શુદ્ધ સ્વરૂપેજ રહેલ છે. જે

પરબ્રહ્મ સર્વત્ર અધિષ્ઠાન ચૈતન્યરૂપે રહેલ છે, તે પોતાના આત્મારૂપ અધિષ્ઠાન ચૈતન્યજ તેનું પૂરૂં જ્ઞાન ન થતાં અજ્ઞાનવડે દેહ–જીવ આદિને આકારે અને જગત આદિને આકારે થઈ રહ્યું હોય તેમ ભાસે છે. પરમ સુખરૂપ પરબ્રહ્મજ કેવળ આ પ્રમાણે અજ્ઞાનને લીધે ભ્રાંતિથીજ અનેકરૂપે ભાસી રહ્યું છે; માટે જગત–અહંકાર આદિ કાંઈ નહિં હોવાથી તે સંબંધી પ્રશ્નજ યોગ્ય નથી. જે વસ્તુ વિદ્યમાન હોય તેમાં પ્રશ્ન કરવો ઘટે છે, પણ શોધવા બેસતાં જે છેજ નહિં તેની શોધથી કે પ્રશ્ન કરવાથી શું ફળ છે? કાંઈ નથી. જેમ એક અમુક આકાર વિના સુવર્ણની સ્થિતિજ નથી, તેમ જગત અને અહંકાર વિના ઇશ્વિરની પણ સ્થિતિ (બ્રહ્મસત્તાથી જૂદી) ઘટતી નથી, તેથી તે સંબંધી પ્રશ્ન પણ અઘટીત છે. કાંઈ કારણજ ન હોવાથી કશું થયુંજ નથી; પરંતુ આ પ્રમાણે બ્રહ્મજ સર્વરૂપ ભાસે છે. એ બ્રહ્મ કોઇપણ પ્રકારે વિકાર નહિં પામ્યા છતાં કેમ જાણે જગતને આકારે થઈ રહ્યું હોય તેમ રહેલ છે. જેમ સ્ત્રી પુરૂષોના સમુદાયો યૌવનાવસ્થામાં કામાંધ હોવાથી કામમયજ હોય છે અને કામેજ પ્રેરણા કરવાથી પરસ્પર સંગમાદિકવડે પુત્રાદિક ઉત્પન્ન કરી અનેક ચમત્કારો કરે છે તેમ પદાર્થ માત્ર ( માયા વિશિષ્ટ ) પરબ્રહ્મમયજ (ઇશ્વરમયજ) છે અને એ (માયાવિશિષ્ટ) પરબ્રહ્મે પોતાની માયાવડે પ્રેરણા કરવાથી (તેઓ પરસ્પર સાધનરૂપ થઇ) પોતાના મહા પંચભૂતરૂપી શરીરમાં માયિક અનેક ચમત્કારો કર્યા કરે છે. ચિદ્રૂપ આત્મામાં પોતાના આત્માને માયાવડે નાના પ્રકારનો કરી લઈ કેમ જાણે પોતે નાના પ્રકારનો થઈ રહ્યો હોય તેમ કાર્યરૂપે પરિમાણવાળો જણાય છે, અને પોતાના આત્માનું ખરૂં જ્ઞાન થયેથી જોવા જતાં સર્વ પોતાના આત્માવડેજ વ્યાપ્ત હોય એમ લાગે છે. પૂર્ણ (સગુણ) બ્રહ્મરૂપ કારણમાંથી ( પ્રથમ સૃષ્ટિના આરંભ કાળમાં પોતાના અદૃષ્ટ અનુસારે ) સર્વ જીવો પૂર્ણ બ્રહ્મરૂપ સર્વ કાર્યોને માયાવડે કલ્પી લે છે અને વચમાં સ્થિતી કાળમાં પણ એ જીવો પૂર્ણ બ્રહ્મમાંથી પૂર્ણ બ્રહ્મરૂપ સર્વ ભોગ–મોક્ષ સાધનોને માયાવડે પૃથક્ કલ્પી લે છે તથા છેવટે (જ્ઞાન થતાં માયાનું આવરણ દૂર થઈ ગયાથી ) એ સર્વ પૂર્ણ બ્રહ્મથીજ પૂર્ણ થઇ રહે છે અને ( ભેદની ભ્રાંતિ તથા માયા ટળી જતાં ) માત્ર એક પૂર્ણ બ્રહ્મજ અવશેષ રહે છે. કેવળ ચિદ્રૂપ આત્મામાં જે સૃષ્ટિની પ્રતીતિ થાય છે, તે (વસ્તુતઃ) ચિદ્રૂપજ છે અને [illegible] નહિં થયા છતાં ( મા ાવડે ) ઉત્પન્ન થયા જેવી ભાસે છે. હું અધિષ્ઠાન ચૈતન્યરૂપજ છું અને એ અધિષ્ઠાન ચૈતન્યજ સૃષ્ટિના આદિકાળમાં પોતે નિર્વિકાર, પ્રકાશરૂપ, અનાદિ અને અનંત પોતાના સ્વસ્વરૂપનો ત્યાગ ન કરતાં અને અનેકરૂપે ઉત્પન્ન નહિં થયાં છતાં કેમ જાણે પોતાના ચૈતન્ય સ્વરૂપવડે ( માયાને લીધે ) પોતે અનંત ( સમષ્ટિ ) ચિત્તરૂપે થઇ ગયેલ હોય એમ દેખાય છે. પછી તે સ્થૂલતાની કલ્પનાનો આભાસ પડતાં હિરણ્યગર્ભથી કેમ જાણે સ્થૂલવિરાટને આકારે પ્રસરી રહ્યું હોય એમ લાગે છે અને ત્યાર પછી ( અવિદ્યાવડે પ્રત્યેક જીવરૂપે અમુક નામરૂપને આકારે થઇ જઇ) આ જગતને ભ્રાંતિથી સત્ય માની લે છે; અથવા જગતમાં ( અધિષ્ઠાન ચૈતન્યજ તેનું વાસ્તવ સ્વરૂપ હોવાથી ) તે ચૈતન્યનેજ સત્યરૂપ માને છે અને ભાવનાને અનુસારે જરાયુજ, અંડજ આદિ પ્રાણીઓરૂપે બની જાય છે અને ક્ષણમાત્રમાં તેવી તેવી ભાવનાવડે તેવાં તેવાં દૃશ્યને આકારે દેખાય છે. એ પ્રમાણે હે રાજા! નિર્વિકાર, સ્વભાવથીજ નામરૂપ રહિત, અનિર્દેશ્ય, જગતની સત્તા વિનાનું સત્ય વસ્તુરૂપે રહેલું, અનુભવરૂપ, એક આત્મતત્ત્વજ, પોતામાં અનેક ચમત્કારો કરનારી માયામાં પ્રતિબિંબિત થઈ જગતને આકારે પ્રસરી જઈ જગતની પેઠે થઈ રહેલ છે. દેશકાળવડે અંતવાળા સુવર્ણમાં પ્રથમ કહ્યા પ્રમાણે કડાં આદિ તેનાથી થનારા પદાર્થોથી ઉત્પત્તિનો ક્રમ જણાય છે; પરંતુ નિર્વિકાર પરબ્રહ્મથી તો કશું ઉત્પન્ન પણ થયું નથી અને

કાંઈ લય પણ પામતું નથી. પોતાના સત્ય સ્વરૂપમાં રહેલું પરબ્રહ્મ કોઇનું ઉપાદાન કારણ કે નિમિત્ત કારણ નથી. તે પોતે શુદ્ધ અનુભવ સ્વરૂપ છે અને તેથી જૂદું બીજું કશું છે નહિં. જે કાંઇ જગત અહંકાર આદિની પ્રતીતિ થાય છે તે પણ તે અનંત બ્રહ્મ સત્તારૂપજ છે.

**શિખિધ્વજ રાજાએ કહ્યું:**—હે મહાત્મા દેવપુત્ર! પરબ્રહ્મમાં જગત અહંકાર આદિ કશું નથી તો પછી તેમાં સૃષ્ટિની પ્રતીતિ કેમ થાય છે?

**કુંભમુનિએ ઉત્તર આપ્યો કે:**—ચોતરફ ભરપૂર રહેલું અનાદિ અને અનંત એ નિર્વિકાર, કેવળ, અધિષ્ઠાન ચૈતન્યજ (પોતામાં અધ્યાસવડે આરોપીત રહેલા) જગતને રૂપે કેમ જાણે પ્રતીત થતું હોય તેમ લાગે છે. જગત આદિ સર્વ પદાર્થ બુદ્ધિનુંજ પરિણામ છે (વિજ્ઞાનવાદિના બૌદ્ધમત પ્રમાણે બુદ્ધિજ અનાદિ વાસનાને લીધે અનેક આકારરૂપે ભાસે છે) એમ નથી; તેમ બાહ્ય પૃથ્વી આદિ પંચમહાભૂત સંબંધી સર્વ પદાર્થ સત્ય છે એમ પણ નથી (નૈયાયિક પંચભૂતો, કાળ, દિશા, મન ને આત્માને નિત્ય દ્રવ્ય માને છે અને સાંખ્યવાદિ જગતનું સત્યપણું માને છે તે મતોનો અત્રે નિરાસ કરેલ છે) અને સાવ (કેવળ) શૂન્યજ છે એમ પણ નથી (બૌધમતમાં શૂન્યવાદિઓ શૂન્યનેજ સત્ય માને છે તે મત પણ સાચો નથી). પરંતુ જેમ જળનો દ્રવ (રસ) એજ સાર છે, તેમ સર્વ વસ્તુઓનો અધિષ્ઠાન ચૈતન્ય એજ સાર છે. એ સર્વના સારરૂપ અધિષ્ઠાન ચૈતન્યજ ન હોય તો એ વિજ્ઞાનવાદી, બાહ્યાર્થવાંદી ને શૂન્યવાદીના વિકલ્પો નિરાધાર થઇ પડે. ચિદ્રૂપે રહેવામાં તથા માયાવડે જગતને આકારે દેખાવામાં એ અધિષ્ઠાન ચૈતન્યજ બંન્ને પ્રકાર સમર્થ હોવાથી પોતાના સ્વરૂપ વિષે જેમ છે તેમજ રહેલ છે. ચેતન અને જડ એ બંન્નેમાં જડ (ચેતનવડેજ સત્તાવાળું હોવાથી) તે (જગતઆદિ) પોતેજ વસ્તુતઃ છેજ નહિં, જેથી એ પરમપદમાં સ્વચ્છ ચેતનપણુંજ રહ્યું છે. જો એ નિર્વિકાર પરમપદમાં કારણપણું ઘટી શકતું હોય તો તેનું કૂટસ્થપણું, અદૃયતા, અને અતકર્યપણું શી રીતે કહેવાય? માટે બ્રહ્મ કોઈપણ રીતે કોઈ કાર્યનું નિમિત્ત કે ઉપાદાન કારણ નથી અને તેને લીધે સૃષ્ટિ પણ થયેલીજ નથી. અધિષ્ઠાન ચૈતન્ય વિના નિરાધાર સૃષ્ટિજ અઘટીત છે માટે એ જડસૃષ્ટિ વિદ્યમાનજ નથી. અહંકાર, જગત અને નામરૂપ એઓમાં પ્રીતિને (આસક્તિને) લીધે ચિત્તને રંજન કરનારૂં જે કાંઇ આ દેખાય છે, તે સર્વ એ ચૈતન્યમાં એકરૂપે રહેલ છતાં (માયાવડે) કેમ જાણે ઉત્પન્ન થયાં હોય એમ લાગે છે. કોઈપણ પદાર્થમાં કારણ વિના કાર્યપણું ઘટતુંજ નથી; માટે (ચિત્ત અને જડ એ આદિવિભાગ કલ્પી લેતાં) દ્વિત્વ, એકત્વ આદિ સંખ્યાવાળું આ જડ જગત પોતાના અનુભવથી વિચારતાં આકાશપુષ્પની પેઠે મિથ્યાજ છે. એ જગત (નામરૂપ સહિત) અવશ્ય નાશવાળું હોવાથી ચિદ્રૂપ પણ ઘટી શકતું નથી અથવા જો એ જગત ચિદ્રૂપ હોય તો **ध्रुवंजन्म मृतस्य** (એ ભગવદ્વાકય પ્રમાણે) પુનઃ જન્મને સાબીત કરનારો તેનો નાશ કયાંથી હોય? કદાચિત્ એ (જગત સંબંધી) સર્વ પદાર્થ સમૂહને તમે (સ્વભાવથીજ) સદા ઉત્પન્ન તથા નાશ થનારો માની લેતા હો તો પછી (અનુભવ શ્રુતિઆદિથી સિદ્ધ) અખંડ, નિર્વિકાર, એક ચિદ્રૂપજ માની લેવામાં તમને શી હાની છે? એ નિર્વિકાર ચિદ્રૂપ (આત્મા)માં જે કાંઈ જડચેતન આદિ વિભાગ દેખાય છે તે તો માત્ર ચિત્તનોજ ચમત્કાર છે. બાકી ખરી સત્તા તો એક માત્ર ચૈતન્ય તત્ત્વનીજ છે કે જેમાં દ્વિત્વ—એકત્વ આદિ કશી સંખ્યાજ નથી. **હે રાજા શિખિધ્વજ!** એ રીતે પદાર્થોની સત્તાજ ન હોવાથી બાહ્યરૂપે તેની પ્રતીતિ થવાનો પણ અસંભવ થઈ જતાં તમને પછી અહંકારની ભાવના કયાંથી થવાની? અને અહંકારનો અસંભવ થતાં વળી બીજું ચિત્ત શું જૂદું કહી શકાય તેમ છે? એ અહંકારરૂપ ચિત્તજ નથી તો પછી જીવ—બ્રહ્મનો,

જડ–ચેતનનો, કે દૃશ્ય–દર્શન આદિનો ભેદ રહેતોજ નથી. તેથી તમે વાસનારહિત, શાંત ચિત્તવાળા, નિઃસંકલ્પ, પરબ્રહ્મરૂપ અને (સ્થૂલ દેહવડે) દ્રશ્ય જગતમાં રહ્યા છતાં (જ્ઞાનવડે) પર્વતના જેવા દૃઢ થઇ રહી દેહસહિત જીવનમુક્ત થઇ રહો અથવા વિદેહમુક્ત થાઓ. શુદ્ધ અધિષ્ઠાન ચૈતન્યનું જ્ઞાન થતાં સર્વ જડપદાર્થોનો અભાવ સિદ્ધ થવાથી તે પદાર્થોની ભાવના પણ નહિં રહેતાં ચિત્તમાં "હું" એવું (અહંકારને રૂપે સ્ફુરી આવતું) જીવનું સ્વરૂપ પણ નથીજ કે જેથી શુદ્ધ કેવળ એક આત્માજ અવશેષ રહે છે અને વેદાર્થનો (શ્રવણ મનન ને નિદિધ્યાસનપૂર્વક) વિચાર કરતાં અનુભવ થઇ જાઈ સર્વ બ્રહ્મરૂપજ જણાય છે. બ્રહ્મચિંતનવડે સિદ્ધ થયેલો એક બ્રહ્મરૂપ અર્થજ સત્ય હોવાથી (છેવટ જ્ઞાનવડે સર્વનો બાધ થઇ બ્રહ્મનો બોધ થઈ જતાં) એ ચિંતનાત્મકવૃત્તિ પણ ક્યાં જૂદી રહે છે? નથીજ રહેતી. તેથી (સર્વ દ્વૈતનો બાધ થઇ જતાં) તમે શુદ્ધ બ્રહ્મરૂપજ છો કે જે બ્રહ્મ પ્રથમથીજ મુક્ત, કારણરહિત, અને નિત્ય છે. પોતેજ એકજ આ સર્વ અનેકરૂપે (માયાવડે) થઈ રહેલ છે. આદિ, અંત અને મધ્ય વગરનું છે, તેમાં મિથ્યારૂપે રહેલું આ જગત શૂન્યજ છે; અને એ ચૈતન્ય જગતને આકારે ભાસતાં છતાં પણ પોતાના શુદ્ધ સ્વરૂપમાંજ યથાસ્થિતપણે રહેલ છે, એ નિર્વિકાર બ્રહ્મજ છેવટ અવશેષ રહે છે.

**હે શિખિધ્વજ રાજા!** નામરૂપ વગરનાજ પરમેશ્વરને વિષે "તે આ નામરૂપવાળા જગતને સ્રજે છે" એવું મિથ્યા બોલવું ઘટતું નથી; સત્ય પણ નથી અને અનુભવમાં પણ આવતું નથી. નામરૂપ રહિત પોતાના સ્વરૂપમાંજ રહેલા (સર્વ શક્તિમાન) ઇશ્વર કે જે દુઃખ શૂન્ય અને સદા કૃતકૃત્યજ છે તે આ જગતને (વૃથા) રચે છે એવું તાત્પર્ય વગરના અર્થવાદોનું (પ્રશંસા કે નિંદા બતાવનાર વાક્યોનું) કહેવું હાસ્યજનકજ છે. આ યુક્તિવડે ચિત્ત પણ અસિદ્ધ ઠરે છે; કેમકે જો જગતજ નથી તો પછી તેમાં રહેલું ચિત્ત આદિ ક્યાંથીજ વિદ્યમાન હોય? નજ હોય. બ્રહ્મ પોતે પોતાના આત્માવડે જે પોતાનામાં પ્રકાશી રહેલ છે, તેણેજ (માયાવડે) પોતામાં ચિત્ત આદિ નામો કલ્પી લીધેલ છે. માટે પરમાકાશ એવા નામને ધારણ કરનારા ચિદાકાશરૂપી અનંત એ જ્ઞાનજ (સર્વત્ર) પ્રકાશી રહ્યું છે તેમાં વળી જગતની સત્તા ક્યાંથી હોય? એ પરમાકાશાત્મક ચૈતન્યરૂપી અરીસામાં (બિંબ પ્રતિબિંબ ભાવથી) જે કાંઈ અનિર્વચનીય માયા જણાય છે, તે પણ, ચિત્ત કે જગતની ક્રિયા ઉત્પન્નજ નહિં થયેલ હોવાથી, નથી. અનેક અનર્થોને ઉત્પન્ન કરનારૂં હું, તમે અને આ જગત ઈત્યાદિ ભેદજ્ઞાન પણ હું જે સાક્ષીરૂપ છું તેને સ્વપ્નમાં અનુભવાતા પદાર્થોની પેઠે મિથ્યાજ ભાસે છે. અજ્ઞાની પુરૂષોએ પોતાના ચિત્તનેજ આ દૃશ્ય જગતને આકારે કલ્પી લીધેલ છે; એ નિરાકાર ચિત્ત પ્રથમ ઉત્પન્નજ ન થયાથી અસત્ય છે અને સૃષ્ટિના આરંભકાળમાં કાંઈ કારણજ ન હોવાથી સર્વથા એ ઉત્પન્નજ થયેલ નથી. નાશવંત અને (સાકાર હોવાથી) દેખવામાં આવતા આ જગતનું કારણ નાશ રહિત અને નિરાકાર બ્રહ્મ ઘટી શકતુંજ નથી. **હે તત્વજ્ઞ રાજા!** એ પ્રમાણે જગતને માત્ર બ્રહ્મ દૃષ્ટિથી જોતાં પણ તેનું (સ્વપ્ન દૃષ્ટ પદાર્થોની પેઠે) કાર્ય કરવાપણું કાયમજ રહે છે; પરંતુ તે (વસ્તુદૃષ્ટિએ) આવું સ્થૂલાકારવાળું નથી પણ બ્રહ્મરૂપજ છે. કોઈ ઠેકાણે જગત આદિની બુદ્ધિજ નથી, તો પછી ચિત્ત આદિ અને ચિત્તના અભાવાદિ કલ્પના ક્યાંથી, કેવી રીતે બની શકે? એ રીતે ખરૂં જાણ્યાથી આ જગત આદિ સર્વ જેમ છે તેમ રહ્યા છતાં પણ શાંત, નિરાલંબ, જન્મરહિત, અનાદિ બ્રહ્મરૂપજ છે અને (અજ્ઞાન દૃષ્ટિએ જોવામાં આવતું) આ નામ રૂપાત્મક સર્વ દૃશ્ય (સાવ મિથ્યાજ હોવાથી) અનેક પ્રકારે કે એક પ્રકારે કહી શકાતું નથી; માટે તમે જેમ હાલ ચાલે છે તેમજ વ્યવહાર કરતાં છતાં (તત્ત્વજ્ઞાનવડે ખરૂં સમજી લઇ) વાણી આદિ વ્યાપારથી રહિત થઇને રહો. **सर्वं निरालम्बमजं प्रशांत मनादिरीत्यात्म यथास्थितं सत् । इदं तुनानेव न चाप्य नाना यथास्थितं तिष्ठ सुकाष्ठ मौनम् ॥**

**હે રાજા શિખિધ્વજ !** આ ત્રણેય લોક અહંકાર આદિ સહિત છેજ નહિં અને જે ભાસે છે તે સર્વ બ્રહ્મજ છે એમ હું જાણું છું એ તમારૂં કહેવું પણ યથાર્થ નથી. જ્યાં જગતજ નથી ત્યાં વળી હું, તમે ઈત્યાદિ ગંધર્વ નગરના જેવો મિથ્યા વ્યવહાર ક્યાં રહે ? શું નિમિત્તથી રહે ? શી રીતે રહી શકે અને કોની પેઠે રહે ? માટે તમે શાંત સમુદ્રમાં પડતી ઘુમરીઓના ચક્રની પેઠે યથાસ્થિત વ્યવહાર કરતાં નિ:સંકલ્પપણાથી શાંત મન રાખીને રહો. એ પ્રમાણે આ સઘળું યથાસ્થિત શાંત બ્રહ્મરૂપ છે અને અહંકાર, જગત આદિ નામરૂપનું સ્વરૂપ તો આકાશના જેવું શૂન્ય છે. જે સર્વ સંસારને નામે પ્રતીતિમાં આવે છે તે આદિ અંતરહિત આ ચિદાકાશજ ( માયાના સંબંધવડે ) ચમત્કારવાળું થઈ જઈ પોતાના ચકચકાટથી દીપી રહેલું છે. જીવમાત્રના બંધ મોક્ષનો આધાર તેવાં તેવાં અભિમાનનો સ્વીકાર કરવાની તથા તેવાં તેવાં અભિમાનનો ત્યાગ કરવાની સમજણ ઉપરજ માત્ર રહેલ છે. 'હું છું' એવો સંકલ્પ માત્રજ અનેક અનર્થો ઉત્પન્ન કરનારાં બંધનમાં નાંખે છે અને ' હું નથી ' એવો સંકલ્પ નિર્મળ સુખરૂપ મોક્ષ આપનાર છે. તે બંધ–મોક્ષના સંકલ્પોનો અને નામ–રૂપનો જે સાક્ષી છે તેજ સત્ય છે અને બ્રહ્મરૂપજ છે તેને પોતાના આત્મારૂપ સમજવો એજ મોક્ષ કહેવાય છે. 'હું નથી' એવો અહંકારનો ત્યાગ થવો એજ મોક્ષરૂપ સિદ્ધિ આપનાર છે. માટે તમે હું (અહંકારને રૂપે સ્ફુરી આવતો) જ નથી એવા અહંકારનો ત્યાગ કરી શુદ્ધ જ્ઞાનવાળા અને એક સ્વસ્વરૂપમાંજ સ્થિતિવાળા થાઓ. સુખરૂપ અને અતકર્ય પોતાના આત્મસ્વરૂપ પરબ્રહ્મમાં કારણપણું ઘટતું નથી; કારણનો અભાવ થઈ જતાં કાર્યરૂપ કોઈ પણ પદાર્થજ નથી તો પછી સંકલ્પજ ક્યાંથી ઘટે, અહંકારનો ઉદય તથા સંસાર પણ કોને, કેવી રીતે ઘટી શકે ? તેથી ,સંસારનો પણ અભાવ સિદ્ધ થતાં સર્વ બ્રહ્મરૂપેજ અવશેષ રહે છે. પરબ્રહ્મનું સદાકાળ એકરૂપપણું હોવાથી, વજ્ર શિલાવડે ઘાટા થઈ રહેલા વજ્ર શિલાની અંદરના ભાગની પેઠે તે સદા દૃઢ અને એકરસ છે તથા તેની અંદર જેમ વજ્ર મણિના કિરણોરૂપી અનેક પ્રતિબિંબના આકારો એ મણિમાં દેખવામાં આવે તેમ આ જગત દેખાય છે. સંકલ્પવડે રચાયેલા નગરનું સંકલ્પનો નાશ થયા પછી જેવું રૂપ રહે તેવું ( શૂન્યજ ) તમે આ જગતનું રૂપ સમજો કે જે બ્રહ્મદૃષ્ટિએ નિર્વિકાર અને સત્ય છે તથા નામરૂપ દૃષ્ટિએ જોતાં મિથ્યા છે. (વજ્ર મણિની શિલાની અંદર પ્રતિબિંબિત થયેલા) છાયા પુરૂષની પેઠે મિથ્યા ક્રિયાવાળું જણાતું આ જગત શાંત, મન આદિથી રહિત, અને નામરૂપ વિનાનું ( બ્રહ્મજ ) છે એમ જે દેખે છે તેજ ખરૂં દેખે છે. જેમ ચલન વગરનો વાયુ પોતાના સ્વરૂપમાં સ્થિર રહે છે, જેમ આકાશમાં દીપાદિક આકાર વિના પણ પ્રકાશ રહે છે અને જેમ કડાં આદિ દાગીનાના આકાર વિના પણ સોનું પોતાના સ્વભાવિક રૂપમાં રહે છે, તેમ આ જગત પોતાના નામરૂપ વિના બ્રહ્મમાં (એકરૂપ થઇ) રહેલ છે. (જ્ઞાન થતાં) બ્રહ્મરૂપ થઈ ગયેલા આ જગતના જગતની પ્રતીતિ ઉત્પન્ન કરનારા રૂપાદિ બાહ્ય વિષયો અને સંકલ્પાદિ આંતર્વિષયો નિ:સાર છે અને અસત્ય છતાં મિથ્યારૂપેજ ભાસી રહ્યા છે. જેમ સમુદ્રમાં ઘણાક તરંગ આદિ વિકારો તત્ત્વદૃષ્ટિએ જોતાં તરંગાદિ નામરૂપ વગરના જળરૂપજ છે, તેમ આ જગતમાં અનેક રૂપે દેખાતા પદાર્થો પણ જ્ઞાન થતાં પોતાના સ્વભાવિક સ્વરૂપમાં રહેલ એક પરબ્રહ્મજ છે. સૃષ્ટિના નામ તથા રૂપ, એ બંન્ને બાદ કરતાં સર્વ સૃષ્ટિ પરબ્રહ્મરૂપજ છે અને પરબ્રહ્મ સર્વ સૃષ્ટિરૂપ છે, એજ ( **सर्वं खल्विदं ब्रह्म** ઇત્યાદી ) શ્રોત વાકયોનો નિર્બોધ છે. ( **बृहत्त्वाद्ब्रह्म** એ વ્યાખ્યા પ્રમાણે) અનંત હોવાથી અતિ વિસ્તીર્ણ એવો બ્રહ્મ શબ્દનો અર્થ થતાં નામ અને રૂપ, એ બંન્નેના ત્યાગરૂપી અર્થને બતાવનાર સર્ગ શબ્દ તેમાં ઘટી શકે છે; તેમજ (**नामरूपयो विसर्गो नामत्यागः** એ વ્યાખ્યા પ્રમાણે) નામ અને રૂપ એ બંન્નેનો ત્યાગ

એવો સર્ગ શબ્દનો અર્થ થતાં નામરૂપ રહિત તત્ત્વ અનંત અને અતિ વિસ્તીર્ણ હોવાથી તેવા અર્થને બતાવનાર બ્રહ્મ શબ્દ તેમાં ઘટીત છે. સર્વ નામરૂપની ભાવનાને નહિં થવા દેતાં અનુભવમાં આવતું શુદ્ધ ચિદાકાશજ બ્રહ્મ શબ્દથી કહેવામાં આવે છે; તેનું જ્ઞાન થતાં જગત્ દૃષ્ટિનો બાધ થયાથી પણ સર્વ સંકલ્પ સમૂહથી રહિત પરમજ્ઞાનરૂપ એક સ્વરૂપેજ રહેલું જણાય છે.

**શિખિધ્વજ રાજાએ કહ્યું:**—હે મહા બુદ્ધિમાન દેવપુત્ર! જેવું કારણરૂપ બ્રહ્મ (સત્ય) છે, તેવુંજ આકાર્યરૂપ જગત (સત્ય) શા માટે નહિં?

**કુંભમુનિએ કહ્યું:**—આ પરબ્રહ્મમાં કાંઈ કારણ કે કાર્ય છેજ નહિં. જે કાંઈ આ સર્વ જગતરૂપે વિદ્યમાન જણાય છે, તે બધું જન્મઆદિ વિકાર વગરનું શાંત બ્રહ્મરૂપ છે. જેનું બીજજ ન હોય તે કયાંથી ઉગે (થાય)? માટે શુદ્ધ આકાશના જેવુંજ બ્રહ્મજ તમારૂં પોતાનું સ્વરૂપ છે, કે જે સદ્રૂપે સર્વત્ર રહેલ છે. તેથી તમે તેજ ભાવના રાખો. ચિત્તની વૃત્તિ બ્રહ્માકાર નહિં રહેતાં બાહ્યાકાર થઈ જાય એજ તેના બ્રહ્મસ્વરૂપની હાની થવાનું કારણ છે, બાહ્ય વૃત્તિવડે બ્રહ્મ-સ્વરૂપનું વિસ્મરણ કરાવવું એજ ચિત્તનુંરૂપ છે. **હે રાજા! विशति परमात्मन्येकी भवति न वस्त्वं तरतयाऽवतिष्टते इति विश्वं** જે પરમાત્મામાં એકરૂપ થઈ જાય પણ જૂદી વસ્તુરૂપે ન રહે તે વિશ્વ એ વ્યુત્પત્તિ પ્રમાણે વિશ્વ (જગત) પોતેજ પોતાના નામવડે પોતાનો અભાવ અંગીકાર કરે છે, તો પછી તે વિદ્યમાન (પરમાત્માથી જૂદી સત્તાવાળું) કેમ કહી શકાય? વિશ્વ શબ્દ જગતનું અવસ્તુપણું બતાવે છે તો તેનું વસ્તુત્વ શી રીતે ઘટે? પદાર્થનું યથાર્થ સ્વરૂપ ન ઓળખાય તે અજ્ઞાન અને તેનું બરાબર વાસ્તવ સ્વરૂપ ઓળખાય તે જ્ઞાન કહેવાય છે, અજ્ઞાનનું જે અસ્તિત્વ પ્રતીતિમાં આવે છે તે (તો) પદાર્થનું ખરૂં સ્વરૂપ જાણવારૂપી જ્ઞાનવડે નાશ પામી જાય છે. ઝાંઝવાના જળનું જ્ઞાન થવું એ કેવળ ભ્રાંતિજ છે, તેમ હૃદયની અંદર ચિત્ત છે એવો અજ્ઞાનરૂપી ઘાટો (પ્રૌઢ) મેલ ચોંટી બેઠો છે તે–ચિત્તજ–નથી. એવું વાસ્તવ જ્ઞાન થવાથી મૂળ સહિત નાશ પામી જાય છે ને એક માત્ર નિર્મળ આત્માજ અવશેષ એકરસ રહે છે. **હે મહા બુદ્ધિવાન રાજા!** સર્વ ઈંદ્રિય સમૂહમાં અને તે વડે ગ્રહણ કરાતા સર્વ આકારોમાં સદ્રૂપથી તમેજ રહેલ છો અને તેને લીધેજ તમારો (આત્માનો) દાહ થતો નથી અને ગુણ દોષવડે તમે લેપાતા પણ નથી. તમે નિર્મળ આકાશરૂપ છો. તમારૂં કાંઈ નાશ પામતું નથી ને કાંઈ વૃદ્ધિ પણ પામતું નથી. જેમ કળાઓ વિના ચંદ્ર દેખાતો નથી, તેથી કળાઓ પણ ચંદ્રરૂપજ છે તેમ ઇચ્છા અનિ-ચ્છા અને ક્રિયા એ તમારી શક્તિ હોવાથી તે પણ તમેજ છો. સ્વભાવેજ જન્મ, જરા અને વિપરિણામથી રહિત, અનાદિ, ફક્ત એકજ વખતે (દૃઢ પુરૂષાર્થવડે) અનુભવમાં આવતું નિર્વિકાર હોવાથી સદા એકરૂપ કલ્પના વગરનું નિર્મળ, કળા (જગતની કારીગરી) રૂપી લીલાને ધારણ કરનાર, સદ્રૂપે અનુભવમાં આવતું અને સર્વના કરતાં પ્રથમ સિદ્ધ થતું એવું જે કાંઈ (વસ્તુ) છે તેજ આત્મ તત્વ છે.

**વસિષ્ટઋષિએ કહ્યું:**—હે મહા બાહુ રામચંદ્રજી! એ રીતે કુંભમુનીએ આપેલ સત્ય બોધનું મનન કરતાં પોતે **શિખિધ્વજ રાજા** એ આત્મારૂપ પરમ પદમાં ક્ષણમાત્ર (સમાધિ વડે) તદ્રૂપપણાને પ્રાપ્ત થયો. અહો! જાણવાનું પરમતત્ત્વ જેણે જાણી લીધું છે એવા તત્ત્વજ્ઞ મહાત્માઓનો સમાગમ વિશેષે કરીને અમૃતના જેવા એક અપૂર્વ આનંદને ઉત્પન્ન કરનાર છે અને સર્વના સારરૂપ (ઉત્તમ) ફળને આપનાર છે, તે આત્મારૂપ અમૃત પોતાનું સ્વરૂપજ છે. પણ જેમ મેલ વગરના શુદ્ધ સફેદ વસ્ત્રમાં કુંકુંમના જળનાં બિંદુઓનો રંગ લાગી જાય છે તેમ જ્યારે

ચિત્તભોગ વાસનાઓને છોડી દઈ શાંત થઈ રહે અને સર્વ ઈંદ્રિયોના સમૂહનો તથા મનનો મેલ (કર્મવડે) બરાબર પાકી જાય (પરિપાક થાય) ત્યારેજ ચિત્તમાં ગુરૂનો નિર્મળ ઉપદેશ બરાબર ચોંટે છે. જેમ વૃક્ષમાંથી પરિપાક થતાં ફળો ગળી જઈ નીચે પડે, તેમ લિંગ દેહમાંથી પણ કાળે કરી પરિપાક આવી જતાં રાગદ્વેષાદિક મેલ અને પાપો ગળી જાય છે. અને કમળરૂપી કોમળ નિશાનમાં તાકેલું બાણ જેમ બરાબર ખુંચી જાય, તેમ તે નિર્મળ ચિત્તમાં ગુરૂ કહે તે બરાબર બેસી જાય છે.

**કુંભમુનિએ પણ કહ્યું કેઃ—**હે મહા બુદ્ધિવાન શિખિધ્વજ ! તમારો વાસનારૂપી મેલ આજે પાક ઉપર આવી જવાથી તમોને કરેલ ઉપદેશ બરાબર તાત્પર્યવડે સમજી ગયા ને તમારા હૃદયમાં દ્રઢ બેસી ગયાથી તમે જીવનમુક્ત થયા છો. તમે ચિત્તનો ત્યાગ કર્યો છે, કે જે આત્મ-સ્વરૂપથી સત્ય છે અને ચિત્તરૂપે મિથ્યા છે અનેઆ ખોટા જગતની કલ્પના થવાનું સ્થાન છે. તમે શોક વગરના છો, આત્મજ્ઞાન ઉદય થવાથી પૂર્ણ નિર્મળ આત્મસ્વરૂપમાં સ્થિતિવાળા થાઓ. જેમ પાષાણને અંકુર હોતો નથી તેમ જીવનમુક્તને ચિત્ત હોતુંજ નથી. જે વાસનાવડે જ્ઞાનવાન પુરૂષો કર્મમાં પ્રવૃત્ત થાય છે તે પુનર્જન્મને નહિં આપનારી શુદ્ધવાસના 'સત્વ' શબ્દથી કહેવાય છે એમ તમે સમજો, તે ઈંદ્રિયોને નિયમમાં રાખી સત્વમાં રહી નિઃસંગપણામાં રહી વ્યવહાર કરે છે. અજ્ઞાની પુરૂષોનેજ અહંકારને લીધે બંધન છે. જ્ઞાનવાનને નિરહંકારતાથી કશું બંધન છેજ નહિં. તમારૂં ચિત્ત આકાશના જેવું અસંગ, નિર્વિકાર અને વિશાળ છે એમ હું જાણું છું. તમે હવે પરમશાંતિને પ્રાપ્ત થયા છો અને પરબ્રહ્મમાં એક સરખી રીતે સ્થિતિ રાખનાર થયા છો. **હે સુશીલરાજા !** તમને ઉપદેશ કરેલા અર્થની ધારણા રાખવામાં જાગ્રત થયેલી પરમજ્ઞાનવાળી બુદ્ધિવડે ચિત્ત કે જે સર્વરૂપે પ્રસરી રહ્યું છે તેનો તમે ત્યાગ કર્યો છે એજ મહાત્યાગ છે, સર્વત્યાગ છે. આ ત્યાગથીજ સમાનતાવડે મોક્ષસુખ મળે છે તે અક્ષય, નિરતિશય છે, સત્ય છે અને નિરંતર રહેનાર છે,

**હે મહારાજ !** તમને ચૂડાલા આદિનો સારો સંસર્ગ હોવાથી સુખે કરીને જ્ઞાન થઇ શકત, તો પછી તમે તપવડે ઘણો કલેશ આપનારા અને આશ્રમ આદિ અનેક વિકલ્પોવડે સિદ્ધ થનારા આ કર્મ માર્ગરૂપી અનર્થમાં શા માટે મગ્ન થઇ રહ્યા હતા ? **હે સદ્બુદ્ધિવાન રાજા !** તપનો આદિ અને અંત ભાગ દુઃખરૂપજ છે માત્ર વચમાંજ તે સુખરૂપ દેખાય છે (વચમાં એટલે તપના ફળરૂપ સ્વર્ગસુખ ભોગવવાના વખતમાં સમજવું) માટે હવે નિર્વિકલ્પ તત્ત્વજ્ઞાનમાંજ સ્થિત થઈ રહો ને મહાસાગર જેવા પૂર્ણ પરબ્રહ્મનોજ આશ્રય રાખો, સાધ્વી સ્ત્રી પોતાના પતિનેજ સર્વસ્વ માને છે અને સર્વ ઇચ્છીત લાભ મેળવે છે તેમ પરમાનંદરૂપ સ્વસ્વરૂપનો લાભ અપૂર્વ છે તેમાંજ બધા આનંદોનો સમાવેશ થઇ જાય છે તેથી તેજ ઇચ્છિવા યોગ્ય છે. જેમ ડાહ્યા પુરૂષો જળમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને પકડી લેવાને ઇચ્છતા નથી તેમ મહાત્મા પુરૂષો સંકલ્પ-વડેજ માત્ર રચાયેલા અને (પરિણામે દુઃખકારક હોવાથી) વિપત્તિના જેવા અપ્રિય લાગતા સર્વ વિષયોને ગ્રહણ કરવા ઇચ્છતા નથી. તમે **હે રાજા !** સ્વર્ગ મોક્ષઆદિ ફળની ઇચ્છાને છોડી દઈ એક સરખી રીતે પરબ્રહ્મમાં માત્ર આભાસરૂપે રહી જેવા શુદ્ધ આત્મરૂપ છો તેવાજ રહો. સર્વ પદાર્થોમાં ચિદંશને સત્ય અને જડઅંશને અસત્ય સમજી નિઃસ્પૃહપણાથી આ સર્વ પદાર્થને ગ્રહણ કરતાં છતાં તમે નિઃસંકલ્પ થઈ રહો. જેનું ચિત્ત શાંત, સ્થિર અને નિઃસંકલ્પ છે તે પુરૂષ સદાકાળ મહા આનંદી હોવાથી મોક્ષરૂપી સામ્રાજ્યનું પાત્ર છે. **હે તત્વજ્ઞ રાજા !** ચિત્તમાં સંકલ્પનું સ્ફુરણ થવું તથા નાશ થવો એ બંન્નેનું સાક્ષી ચૈતન્યમાં એકરૂપપણું (લય) કરી દઈ એ સાક્ષીચૈતન્યની પણ પરબ્રહ્મ સાથે એકતા કરી દઈ તમે પૂર્ણ કામ થઈ રહો.

**શંકાઃ—હે સર્વ સંશયને છેદનાર મુનિ! ચેષ્ટા અને તેનો અભાવ એ બંન્ને એકરૂપ** કેમ થઈ શકે?

**સમાધાનઃ**—જેમ સમુદ્ર જળરૂપ છે, તેમ આ સર્વ જગત એક અધિષ્ઠાન ચૈતન્યરૂપજ છે અને તે અધિષ્ઠાન ચૈતન્યનો બુદ્ધિમાં આભાસ પડતાં જેમ શુદ્ધ જળ તરંગોવડે ચલાયમાન થાય, તેમ બુદ્ધિની વૃત્તિઓવડે તે પણ અનેક સંકલ્પોરૂપે સ્ફુરે છે. **હે પ્રિયરાજા!** જે નિર્મળ તત્ત્વ બ્રહ્મ, સત્ય અને જ્ઞાનસ્વરૂપ ઇત્યાદિ નામોવડે (**'सत्यं ज्ञान मनंतं ब्रह्म'** ઇત્યાદિ શ્રુતિઓથી) કહેવામાં આવે છે તે તત્ત્વનેજ મૂઢ પુરૂષો (અજ્ઞાની જનો) જગતને આકારે જુએ છે. આત્માનું બુદ્ધિ વૃત્તિઓને આકારે સંકલ્પરૂપે સ્ફુરવું એજ આ સૃષ્ટિનું ખરૂં સર્વસ્વ છે અને તે વડેજ આ સંસાર ખડો થયેલો છે અને તે યથાર્થ જ્ઞાન થવાથી લય પામી જાય છે. જેમ દૃષ્ટિ દોષથી કે અંધકારથી બરાબર નહિં દેખનારા પુરૂષને રજ્જુમાં સર્પાદિની ભ્રાંતિ થાય તેમ અજ્ઞાની પુરૂષોનેજ આ સૃષ્ટિ ભ્રાંતિવડે દેખાય છે. વાસ્તવિક તો એક નિર્મળ આનંદ સ્વરૂપ આત્માજ આકાશની પેઠે ભરપૂર દેખાય છે એ આત્મા તુરીય અવસ્થાને પણ ઉલ્લંઘન કરી રહેલી નિર્વિકલ્પ દશામાં અનુભવમાં આવતાં વાણીવડે (અવાચ્ય) હોવાથી વર્ણન કરી શકાય તેવો નથી. પોતાના સ્વસ્વરૂપનો અપરોક્ષ અનુભવ કરનારા જીવન્મુક્ત પુરૂષો તેવીજ તરેહના આત્મતત્ત્વના અનુભવી પુરૂષો પ્રત્યે સર્વત્ર ફેલાઈ રહેલા એ આત્મતત્ત્વનો પોતે પોતાની મેળેજ પોતાના આત્મારૂપે નિર્દેશ્ય કરી બતાવે છે. માટે તમો પણ **હે સુશીલ રાજા!** એજ આત્મતત્ત્વરૂપી પરમપદમાં (સ્વસ્વરૂપમાંજ) દૃઢ થઇ રહો.

ઉપર પ્રમાણે આ સર્વ જે કાંઈ દેખાય છે તે બ્રહ્મમાં જે રીતે (ભ્રાંતિવડે) ઉત્પન્ન થયું અને પાછું જે રીતે (આત્મજ્ઞાનવડે) લયને પ્રાપ્ત થાય છે તે તમામ **કુંભમુનિએ** રાજા **શિખિધ્વજને** બોધ કરી પોતાને દેવસભામાં જવાનું હોવાથી એ કુંભમુનિ ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. તે રાજાના નમસ્કાર લેવા પણ ન રહ્યા. રાજાએ પ્રસંગથી પરમ વિસ્મય પામતાં વિચારવા લાગ્યા કે દૈવેજ આ **કુંભમુનિના** મિષથી મને સદાકાળ પ્રકાશરૂપે રહેલા પરબ્રહ્મનો બોધ કરાવ્યો. અહો! મને અજ્ઞાનરૂપી નિદ્રામાંથી તે **નારદમુનિના દેવપુત્રે** જાગ્રત કર્યો. અત્યારસુધી આ કરવાનું છે અને આ કરવાનું નથી એવી મિથ્યા ભ્રાંતિઓરૂપી ઘુમરીઓવાળા કર્મ સમૂહરૂપી ખરાબ કાદવમાં હું કયાં ખુંચી ગયો હતો? તેમાંથી મારો ઉદ્ધાર કર્યો—અહો! આ શીતળ શુદ્ધ અને શાંત પોતાના આત્મારૂપ પરમપદ કેમ જાણે કોઈ રસાયન પ્રયોગવડે રસમય આકારવાળું બની ગયું હોય, તેમ મારા વાસના વગરના ચિત્તને શીતળ કરી દે છે; હવે હું યથાસ્થિતપણાથી આત્મસ્વરૂપમાંજ સ્થિત છું. એવી રીતે વિચાર કરતાં કરતાં એ રાજા ચિત્રમાં આળખેલી મૂર્તિની પેઠે સ્તબ્ધ (સમાધિસ્થજ) થઈ રહ્યા ને તે સમાધિમાં પોતાના નિર્મળ આત્માનો લાભ (અનુભવ) થવાથી લાંબે કાળે પોતાની (ભયભીત) બુદ્ધિને વિશ્રામ આપી અવિચ્છિન્ન વૃત્તિધારાવડે પરબ્રહ્મરૂપ સાથે એકરૂપ થઇ જઈ તત્કાળ નિર્ભયપણું મેળવી લઇ ઘણા લાંબા કાળથી અભ્યાસ કરેલા યોગવડે પોતાના સ્વરૂપમાં અખંડિત રહી સુષુપ્તિની પેઠે નિર્વિકલ્પ સમાધિમાં વિશ્રામ લીધો. **स तत्र संशांतमयोऽचिरेण चिरेण विश्रांतमतिः समात्मा। चिरेण संप्राप्त निजामलात्मा योगेन सुष्वाप ततोविलात्मा॥**

**કુંભમુનિ** અદૃસ્ય થઇ ગયા પછી આકાશમાં ઉડી પોતાની માયા વડે રચેલો દેવપુત્રનો આકાર આકાશમાં છોડી દીધો ને પોતે **ચૂડાલારાણીનો** આકાર ગ્રહણ કરી લીધો ને રાજદરબાર ગઢમાં પ્રવેશ કર્યો ને રાજાનું સઘળું કામકાજ સંભાળી લીધું. તે કર્યાબાદ યોગ શક્તિ વડે

કુંભમુનિનું પાછું રૂપ ધારણ કરી ત્રીજે દીવસે રાજા શિખિધ્વજ પાસે પાછા આવી ત્યાં રાજાને સ્વસ્થ શાંત નિર્વિકલ્પ સમાધિમાં જોયા ને પોતે વિચાર્યું કે પ્રાણરૂપે કે વાસના રહીત ચિત્તનું સંસ્કારરૂપે પ્રારબ્ધ શેષ છે ત્યાંસુધી તે જીવન્મુક્ત દશા ભોગવે ને પછી અમો બંન્ને વિદેહમુક્ત થઈશું ને તેથી તેમને પરમ સમાધ્યસ્થ સ્થિતિમાંથી (યોગશક્તિ વડે રાજાના હૃદયમાં સ્થિત અનાદિ અનંત શુદ્ધવ્યાપક ચૈતન્યતત્ત્વમાં સ્થિતિ કરી) જાગ્રત કર્યા ને પાછો પોતાના દેહમાં આવી કુંભમુનિનો આકાર ધારણ કર્યો.

**શંકા:**—અત્યંત શાંત ચિત્તવાળા અને કાષ્ઠ તથા લોષ્ઠના જેવી નિશ્ચળ સ્થિતિને પ્રાપ્ત થયેલા સમાધિસ્થ પુરૂષનું સત્વ શેષપણું શી રીતે જણાય?

**શ્રી વસિષ્ઠ ઋષિએ શ્રી રામચંદ્રજીનું સમાધાન કર્યું કે:**—તેવા નિર્વિકલ્પ સમાધિવાળા પુરૂષના હૃદયસ્થ બીજમાં સૂક્ષ્મરૂપે રહેલ ફળ અને પુષ્પની પેઠે પાછું કાંઈ વ્યુત્થાન થવાના કારણરૂપ દુર્લક્ષ્ય (ઘણા શ્રમ વડે માંડ જાણી શકાય તેવું) અતિ સૂક્ષ્મરૂપે રહેલ સત્વ શેષ બાકી રહી ગયેલ હોય તો સદ્રૂપ સાક્ષી ચૈતન્ય સંકલ્પાદિદ્વારા બહિર્મુખ ન થઇ જવાથી તેનું શરીર પ્રથમ જેવું હોય તેવુંજ સરખી રીતે પૂર્ણતાવાળું રહે છે, ક્ષીણ થતું નથી, વૃદ્ધિ પામતું નથી, કરમાઈ જતું નથી કે પ્રફુલ્લ થતું નથી; માત્ર પ્રથમ હોય તેવું ને તેવુંજ રહે છે. સત્વશેષ એટલે વાસના રહિત ચિત્તનું સંસ્કારરૂપે પ્રારબ્ધ વડે અવશેષ રહેવું અથવા પ્રાણનું અવશેષ રહેવું તે. હે રઘુકુળ ભૂષણ રામચંદ્રજી! જેમ પુષ્પોનું કારણ વસંત ઋતુ છે તેમ જગતના વ્યવહારના કારણરૂપ સર્વ ભાવ વિકારો (ઘટવું, વધવું, ઉત્પન્ન થવું, નાશ થવું એ આદિનું) કારણ ચિત્તનું સંકલ્પરૂપે સ્ફુરણ થવું એજ છે. એ પુનર્જન્મના બીજરૂપ સંકલ્પને લીધેજ એક દેહમાંથી બીજા દેહમાં જવાને તૈયાર થયેલા ચિત્તનો (આસન્ન મરણ દશા સમયે) હર્ષગ્લાનિ, ક્રોધ કે મોહ વારંવાર રોકયા છતાં તાબામાં રહી શકતાં નથી. જેનો દેહ ચિત્ત શાંત થઈ જવાથી સત્વવડે અહંમમત્વના અધ્યાસથી રહિત થઈ ગયો હોય તે દેહને આકાશની પેઠે વૃદ્ધિ, ક્ષય આદિ ભાવ વિકારો ઉત્પન્ન થઈ બાધ કરી શકતા નથી. જેમ ચંચળતા વગરના (સરખા) જળ સમૂહમાં તરંગાદિક ઉત્પન્ન થતું નથી તેમ સમાનપણાથી રહેલ (સંકલ્પરહિત) સત્વ સમૂહમાં (વાસના રહિત ચિત્તને સત્વ કહે છે એવા નિર્મળ ચિત્તવાળા મહાત્માઓના ચિત્તમાં) પણ રાગ દ્વેષાદિ ચિત્તદોષ તથા યુવાની, ઘડપણ આદિ દેહદોષ ઉત્પન્નજ થતાં નથી; પ્રારબ્ધ ક્ષય વડે ક્ષય થયા વિના એ સત્વનો અભાવ થતોજ નથી; પરંતુ પ્રારબ્ધ શેષ પર્યન્ત આ સર્વ નિર્વિકાર એક પૂર્ણ તત્ત્વરૂપજ ભાસે છે. પછી ફક્ત કાળે કરીને અવશેષ રહેલ પ્રારબ્ધનો ક્ષય થઈ જતાં એ સત્વનો પણ ક્ષય થઈ જાય છે. હે રામજી! જે દેહમાં ચિત્ત (મલિન વાસનાવાળું મન) નથી હોતું અને સત્વ (વાસના વગરનું શુદ્ધ ચિત્ત) પણ હોતું નથી, તે દેહ; સૂર્યના તાપથી જેમ ઝાકળ લય પામી જાય, તેમ મરણ પામી જતાં લયને પ્રાપ્ત થાય છે; (ગળી જવું, સડી જવું ઈત્યાદિ વિકારો તેમાં થાય છે.) પરંતુ શિખિધ્વજ રાજાનો એ દેહ તો જો કે ચિત્ત વગરનો હતો તથાપી તેમાં ઉષ્ણતા (ગરમી) રહી હતી. વળી તે સત્વના અંશવડે યુક્ત હતો તેથી તે ગ્લાની ઈત્યાદિ વિકારોને પ્રાપ્ત થયો નહિં.

**શિખિધ્વજ રાજાની:**—જેમ વસંતઋતુમાં કમલિની ખીલી નીકળે તેમ પોતાની સત્વ ગુણવાળી (ચિદાભાસાવશિષ્ટ) બુદ્ધિ જાગ્રત થઈ ગઇ ને સમાધિવડે મીંચાઈ ગયેલાં પોતાના નેત્રો —(પોતાનું સત્વ જે સૂક્ષ્મરૂપે હતું તે હવે પાછું ચારે તરફ દેહમાં પ્રકટ રીતે વ્યાપ્ત થઈ જવાથી)—

પાછાં ઉઘાડ્યાં ને સામનું ગાયન કરનાર **કુંભમુનિને** પોતાની પાસે રહેલા તેણે જોયા ને તેમને પુષ્પો આપ્યાં ને ફરી દર્શન માટે પોતાનો ભાગ્યોદય માન્યો ને બોલ્યા:—

**હે મહારાજ!** આપની કૃપાથી સર્વ દૃશ્ય (જડ વર્ગ) ને ઉલ્લંઘન કરી રહેલ (ચિન્મય પરમપદરૂપી) ગતિ મેં જોઈ અને મહા આનંદરૂપ પરમપદમાં વિશ્રાંતિ લીધી છે. ભેદમય દ્રષ્ટિનો ત્યાગ થયો છે. ઉપરથી માત્ર મનોહર દેખાતાં સંકલ્પો તરફ ભોગોનીરસ લાગી જઇ, તે તરફની પ્રીતિ અત્યંત નિર્મૂળ થઈ ગઈ છે. હેય ઉપાદેય ( આ ત્યાગ કે ગ્રહણ કરવા યોગ્ય છે એવી ભેદવાળી) દશાનું ઉલ્લંઘન કરી શાંત થઇ રહેલું અને શમવડે (નિઃસંકલ્પતાથી) સમાન સ્થિતિવાળું ચિત્ત દૈવ વશથી આવી પડે તે દશામાં ઉદ્વેગ વગરનું થઈ રહ્યું છે, હવે સંસારના સિમાડાનો અંત આવ્યો છે અને જે નિશ્ચય પ્રાપ્ત થવાનો હતો તે મળેલ છે. આજે આયુષ્યનો ઘણો લાંબોકાળ ચાલ્યો ગયા પછી મેં ત્રણ દિવસ પર્યંત નિર્વિકારપણાથી (સમાધિવડે) વિશ્રાંતિ કરી છે. જે મેળવવાનુ હતું તે બધું મને મળી ચુકયું છે ને તૃપ્ત થઇ સ્વરૂપમાં સ્થિતિ રાખી બેઠો છું. હવે બીજો કાંઇ ઉપદેશ લેવો બાકી રહ્યો નથી. હુ સર્વત્ર અતિ તૃપ્ત છું અને કાંઈ તાપ ન લાગતાં અતિ શીતળ થઇ રહ્યો છું. જે અજ્ઞાત (જાણ્યા વિનાનુ) હતું તે મેં જાણી લીધું, જે અપ્રાપ્ત હતું તે મને પ્રાપ્ત થયું; જે ત્યાગ કરવાનું હતું તેનો ત્યાગ કર્યો છે. સત્વ (વાસના રહિત શુદ્ધ ચિત્ત) પણ મારા પોતાના આત્માથી (પ્રારબ્ધ શેષ પર્યંત) આભાસરૂપે જૂદું જણાય છે પણ એ કાંઈ જૂદું તત્વ નથી. હવે હું જન્મ મરણાદિ સંસાર દુઃખ વગરનો, અજ્ઞાન ને ભયથી રહીત વૈરાગ્યવાન પરમાનંદરૂપી શાશ્વત ઉદયને પ્રાપ્ત થયેલો, પરબ્રહ્મની પેઠે સર્વત્ર સમાન ચિત્તવાળો અને સર્વ પ્રકારે શાંત થઇ રહ્યો છું, હુંજ સર્વરૂપ છું તથા સર્વ સંકલ્પોની કલ્પનાથી રહિત થઇ જઇ આકાશના કોશની પેઠે નિર્મળ અને સમાનરૂપે રહેલ છું.

**निःसंसृति विगत मोहभयो विरागो, नित्योदितः समसमाशय सर्वसौम्यः ।**
**सर्वात्मकः सकळसंकल्पना वियुक्त, आकाशकोश विशदः सममास्थितोऽस्मि ॥**

આ પ્રમાણે તે **કુંભમુનિ** તથા **શિખિધ્વજ રાજાએ** પરસ્પર મિત્રો તરીકે જીવનમુક્ત પુરૂષોને ઘટીત આચરણોવડે અને તેવીજ યોગ્ય કથાઓવડે અનેક વનવિથિઓમાં વિચર્યા કર્યું. હર્ષ શોકવડે વ્યાકુળ ન થતાં સમાન ચિત્તપણાવડે અને વાસના વગર થઇ રહેલા ચિત્તની ઉદારતાવડે, યથા પ્રાપ્ત અનિંદ્ય ભોગો ( તે ભોગોની નિવૃત્તિના આગ્રહ શિવાય ) ભોગવતા. **बुध्धेः फल मनाग्रहः** કોઈ જાતનો વિશેષ આગ્રહ ન રાખવો એ બુદ્ધિનું ફળ છે. **કુંભમુનિએ** એક દિવસ કહ્યું કે **હે રાજા!** જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી સમાન ચિત્ત રાખી (હર્ષ શોકાદિવડે કાંઇ પણ વિકાર ન પામતાં) જેઓ કર્મેન્દ્રિયોથી યોગ્ય (સદાચારને અનુસારે) વ્યવહાર કરતા રહેતા નથી તેઓ તત્વજ્ઞ નથી પણ દંભી હોવાથી શઠજ છે જેઓ તત્વને નહિં જાણવાથી અજ્ઞાનમાંજ નિમગ્ન છે, તેઓ પોતાની બાળબુદ્ધિને લીધેજ સ્વભાવથીજ (દેહને યોગે) ગ્રહણ કરાયેલી અવસ્થાઓથી ભયભીત થઇ નાસવા માંડે છે, જ્યાંસુધી તલ હોય ત્યાં સુધી તેમાં જેમ તેલ રહ્યુંજ હોય છે તેમ જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી (પ્રારબ્ધાનુસાર) દશા પણ હોયજ છે; પરંતુ દેહ સંબંધી દશાઓનો એજ સર્વોત્તમ ત્યાગ છે કે યોગને લીધે (દેહ દશાને મિથ્યા સમજી તે તરફ ન જોતાં) ચિત્તની સમાનતાજ (નિર્વિકારતાજ) રાખવી; બાકી કર્મેન્દ્રિયો તરફ ચિત્તની સ્થિતિ રાખી તેનો હઠથી નિગ્રહ કરવો, એ દેહદશા સંબંધી દુઃખોના ત્યાગનો ઉપાય નથી. જ્ઞાનવાને તો જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી એ દેહ સંબંધી દશાઓમાં પોતાની કર્મેન્દ્રિયોવડે અનિંદ્ય (સદાચારને અનુસાર) વ્યવહાર કરતાં રહેવું; બાકી મન

આદિ ઈંદ્રિયોથી કદીપણુ રાગ, દ્વેષ, હર્ષ, શોક આદિ વિકારવાળા થઈ રહેવું નહિં અને દેહ પર્યંતજ અખંડીત રહેનારા પ્રારબ્ધને ભોગવતાં કાળ નિર્ગમન કરવો.

**એ કુંભમુનિને દુર્વાસા ઋષિને શ્રાપ** થયો હતો કે રાત્રિને વખતે તે સ્ત્રી બની જાય પણુ તેમણે મનમાં આશ્વાસન કરી વિચાર્યું કે અજ્ઞાનીની પેઠે હું શોક શા માટે ધારણુ કરૂં? હું કે જે નિર્લેપ આત્મારૂપ છું તેની એથી શું ક્ષતિ થઇ? કાંઈજ નહિં. મારાથી પૃથક રહેલો આ દેહજ પ્રારબ્ધ પ્રમાણે જે પ્રાપ્ત થયું છે તે સ્ત્રીપણાનો અનુભવ કરશે. જે કાંઈ સુખદુઃખો કહેલાં છે તે બધાં દેહને છે પરંતુ સાક્ષીરૂપે રહેનાર આત્માને તો કશું નથી. ખેદ કરાવનાર પ્રસંગમાં ખેદને યોગ્ય ભાષણુ કરવું ઘટીત છે તે કરવાથી આત્માની કાંઈ હાની નથી. દેહ સંબંધી પ્રારબ્ધના ફળ અવશ્ય ભોગવવાંજ જોઇએ; તેથી ચિત્તમાં ક્ષોભ થવો ન જોઇએ. (ચિત્તમાં પેશી તે તે દશા દૃઢ બેસી જવી ન જોઇએ). આવા નિશ્ચય ને નિર્ણયથી ખેદ હલકો કરી નાંખ્યો. પછી પોતાના સ્વધર્મને સફળ કરવાને માટે પોતાના પ્રિયમિત્ર **શિખિધ્વજ રાજા** સાથે તે **કુંભમુનિએ વિવાહ કર્યો**–સૃષ્ટિના આરંભકાળથી માંડી ક્રમ પ્રમાણે ચાલ્યું આવતું, અનાયાસથીજ સાધી શકાતું, સુખરૂપ અને મનોહર પ્રકૃત (પ્રસંગ પ્રાપ્ત વિવાહરૂપ) કાર્ય, સર્વે વસ્તુઓમાં ચારે બાજુએથી ઇચ્છા અને અનિચ્છાનો તથા તેનાં શુભાશુભ ફળોનો ત્યાગ કરી જે કરે તેને શું દોષ લાગે? કાંઈ નહિં. તે વિવાહ કરતાં પહેલાં તેઓ બંન્ને જણાંએ મંદાકિની નદીમાં સ્નાન પરસ્પર (દહીં, દૂર્વા, અક્ષત, સર્ષવ આદિ વડે એકબીજાને આદરપૂર્વક) કરાવ્યું. બાદ દેવતાઓ, પિતૃઓ અને ઋષિઓની પૂજા કરી. જેમ એ બંન્ને ક્રિયાના ફળની ઇચ્છા વગરનાં હતાં તેમજ ક્રિયાનો ત્યાગ કરવામાં પણુ ઇચ્છા રહિત હતાં. નિત્ય જ્ઞાનરૂપી રસવડે તૃપ્ત રહેનારાં અને જગતની સ્થિતિની મર્યાદામાં રહેલાં તે બેઉ જણાંએ પોતાને પરસ્પર અભીષ્ટ એવું ઉત્તમ ભોજન કર્યું. પછી (કલ્પવૃક્ષ લતાથી થયેલાં ધોળાં વસ્ત્રો, ચંદન આદિ લેપો તથા પુષ્પહારો તથા ભૂષણોને ધારણુ કરી તે વૃક્ષના ફળોનો ઉપયોગ કરી શાસ્ત્ર ક્રમ પ્રમાણે વિવાહ-સ્થાનમાં બંન્ને આવ્યાં. પછી તે સ્ત્રી બની ગયેલ **કુંભમુનિએ** "હું મદનિકા નામની તમારી ભાર્યા થવાની છું અને સ્નેહ સહિત આપના ચરણુમાં પ્રણામ કરૂં છું" એમ કહી નમન કરી બોલી "મને આપ ભૂષણોવડે શણુગારો અને શાસ્ત્રના ક્રમ પ્રમાણે અગ્નિને પ્રજ્વલિત કરી મારૂં પાણિગ્રહણુ કરો." બંન્ને પરસ્પર પ્રસન્નવદન પરસ્પરની શોભાની વાતો કરી પછી રાજાએ તે મદનિકાને શણુગારી લઈ કહ્યું "હે મૃગબાળકના જેવી વિશાળ નેત્રવાળી! તું નવી ઉત્પન્ન થયેલી કેમ જાણે બીજી લક્ષ્મી હોય તેવી શોભે છે, ઈંદ્રની સાથે ઈંદ્રાણીનું, વિષ્ણુની સાથે લક્ષ્મીજીનું અને મહાદેવજી સાથે પાર્વતીજીનું જે સૌભાગ્ય રહ્યું છે તેજ સૌભાગ્ય તારૂં પણુ મારી સાથે રહો"–ત્યારબાદ તેઓ બંન્ને ચારે દિશામાં રાખેલા શ્રીફળો, પુષ્પો તથા જળકુંભોથી બહુ શોભાવાળી વિવાહવેદીમાં (એટલી અગ્નિને પધરાવવા કરી રાખેલ તેમાં) ગયા અને એ વેદીના મધ્યમાં ચંદનના લાકડાંવડે તેમણે અગ્નિને પ્રદીપ્ત કર્યો, વિધિપૂર્વક તેને સ્થાપન કર્યો ને તેની પ્રદક્ષિણા કરી પૂર્વાભિમુખ રાખી આસનપર બેઠાં. **શિખિધ્વજ રાજાએ** તલ અને શાળનો અગ્નિમાં હોમ કરી વારંવાર ઉભા થઈ પોતાની પ્રિયાનું પાણિગ્રહણુ કર્યું (હાથ ઝાલ્યો) અને શિવપાર્વતીજીની પેઠે એ દંપતીએ અગ્નિની પાછી પ્રદક્ષિણા કરી પછી અન્યોઅન્ય મંદ હાસ્યવડે મુખ સુશોભીત રાખી જ્ઞાનરૂપી સર્વસ્વવાળું તથા પ્રેમવડે ચપળ એવું હૃદયજ દાય તરીકે આપ્યું, અગ્નિને ત્રણ પ્રદક્ષિણા કરી, શાળનો હોમ કરી પછી પ્રસન્નતાથી તે દંપતીએ પોતપોતાના હાથ મુકી દીધા પછી તૈયાર કરેલી પુષ્પશૈય્યામાં બેસી વિનયવડે વાણી વિલાસથી તથા સમય ઉચિત કાર્યમાં રાત્રી

વ્યતીત કરી–સ્વચ્છ સ્નેહાર્દ્ર હૃદયવાળા **કુંભમુનિ અને રાજા** એ બંન્ને દિવસે મિત્રરૂપ રહી રાત્રિએ દંપતીરૂપ બની જઈ પરસ્પર પ્રસન્ન રહેતા હતા.

પછી **દેવપુત્ર (કુંભમુનિ)ને** રૂપે આવેલ **ચુડાલા (મદનિકા)**એ કેટલોક કાળ વ્યતીત થઈ જતાં વિચાર કર્યો કે એ શિખિધ્વજ રાજા ભોગોના ભારમાં દબાયા છે કે કેમ તેની પરીક્ષા કરીશ કે (જેથી અનાસક્તિ દૃઢ થઈ જતાં) તેનું ચિત્ત પાછું ભોગોને વિષે કોઈ દિવસ આસક્તિવાળું થશેજ નહિં, એમ વિચાર કરી માયાવડે એ વનભૂમિમાં દેવતાઓને અપશરા સહિત ઈંદ્રને ત્યાં આવેલા દેખાડયા ને તે ઇંદ્ર રાજાએ શિખિધ્વજ રાજાને સ્વર્ગના દિવ્ય ઐશ્વર્યો વર્ણવી ત્યાં આવવા લલચાવ્યા પણ **શિખિધ્વજે કહ્યું:**—હે દેવતાઓના અધિપતિ ! સર્વ, સ્વર્ગના જેવું સુખપૂર્વક વિહાર કરવાનું સ્થાન છે એમ હું સમજું છું. મારો સ્વર્ગ (પરમાત્મા) સર્વત્ર છે તે માત્ર અમુક સ્થાનમાંજ છે એમ પરિચ્છિન્ન નથી. હું સર્વત્ર પ્રસન્ન રહું છું ને નિષ્કામ હોવાથી સર્વત્ર આનંદ વાળોજ છું તેથી પરિચ્છિન્ન તુચ્છ સ્વર્ગ પ્રત્યે જવા મારા ચિત્તમાં આવતુંજ નથી. **ઈંદ્રે કહ્યું:**—સમાન પરિપૂર્ણ બુદ્ધિવાળાને ભોગો ભોગવવા અને ન ભોગવવા એ બંન્ને સમાનજ છે એમ હું માનું છું. રાજા તો કાંઇ ન બોલતાં મૌનજ રાખી રહ્યા. ઈંદ્ર તેને નિરપેક્ષ જાણીને પોતે સર્વ દેવતાદિ સાથે અદ્રસ્ય થઈ ગયા.

એવીજ રીતે તે **મદનિકા (ચુડાલા)** એ તે રાજાના ક્રોધની પરીક્ષા કરવા માટે પોતાની યોગમાયાવડે એક તરૂણ પુરૂષને (કલ્પેલો) અને પોતાની સાથે પ્રેમને અર્પણ કરતા હોય એવા ડોળ બતાવનાર યુગલને શિખિધ્વજ રાજાના જોવામાં આવ્યું છતાં તે રાજા શિખિધ્વજએ ક્રોધ નહિં પામતાં નિર્વિકાર ચિત્તથી વિચાર્યું કે આ બંન્ને આસક્ત યુગલને હું વિઘ્ન નહિં કરૂં; મારા દર્શનથી ભયભીત બની ગયેલા લાગે છે એમ મનમાં કહી ત્યાંથી જતા રહ્યા. એ પ્રમાણે મુહૂર્ત માત્ર રહી પોતે માયાવડે રચેલ એ પ્રપંચને સમેટી લઇ લજ્જાવડે પોતાના મુખને નીચું નમાવી ક્ષણુ માત્ર તે શિખિધ્વજ રાજા પાસે આવી મૌનપણે ઉભી રહી. તે રાજા ધ્યાનમાંથી વિરામ પામી જઇ ક્ષોભ વગરની બુદ્ધિવડે રાણી પ્રત્યે મધુર વચનથી બોલ્યા કે હે કોમલાંગિ ! તું આનંદમાં રમતી હતી તે કેમ જલદી વિઘ્નને પ્રાપ્ત થઇ ? પરસ્પર ઇચ્છાથી કરાયેલો (સ્વાભાવિક) સ્નેહ આ ત્રણે લોકમાં દુર્લભ છે. વિવેકી પુરૂષે જે જે વસ્તુ પોતાને અતિપ્રિય હોય તે તારી પેઠે બીજાને ઉપભોગમાં આવવાની છે, એમ સમજી રાખવું જોઇએ તેથી મને ઉદ્વેગ પ્રાપ્ત થતો નથી. હું અને **કુંભમુનિ** એ બે આ સંસારિક વિષયોથી વૈરાગ્યવાન છૈએ. તું તો દુર્વાસાઋષિના શાપથી ઉત્પન્ન થયેલી કુંભમુનિના કરતાં જૂદીજ એક બાળ તરૂણી છે માટે તારી ઇચ્છા પ્રમાણે ભલે કર. **મદનિકાએ કહ્યું:**—હે પ્રિયપતિ ! હું આપના અપરાધને પ્રાપ્ત થયેલ છું. આપ સ્નાન કરી જપમાં બેઠેલાને હું એકલી વનમાં પરાધીન અબળા હોવાથી પુરૂષ બળને રોકી શકી નહિં. આપે આ મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છે કેમકે આપ જેવા મહાત્માઓ ક્ષમાશીલ હોય છે. **શિખિધ્વજ રાજાએ કહ્યું:**—હે તારૂણ્યવતિ ! જેમ આકાશમાં વૃક્ષ (અદ્ધર) હોતું નથી તેમ મારા ચિત્તમાં ક્રોધ તો છેજ નહિં; પરંતુ માત્ર પરપુરૂષનો સંગ સત્પુરૂષોએ નિંદેલો હોવાથી હવે ભાર્યા તરીકે તને હું રાખવા ઇચ્છતો નથી પણ વૈરાગ્યવાનપણાથી મિત્રભાવથી નિત્ય ભેગાં સુખથી રહીશું.

આ પ્રમાણે **શિખિધ્વજ રાજા** આ ક્રોધકારક પ્રસંગમાં પણ નિર્વિકાર ચિત્ત રહ્યા તેથી હર્ષિત થઇને તે **ચુડાલા (મદનિકા)**એ વિચાર્યું કે આ રાજામાં જીવનમુક્તના તમામ લક્ષણો–શાંતિ, ક્ષમા, ધૈર્ય તૃપ્તિ આદિ–આશ્રય કરીને રહ્યા છે. હવે તેથી મારૂં બધું વૃત્તાંત એ જીવનમુક્ત

રાજાને યાદ કરાવું એમ નિશ્ચય કરી યોગ સામર્થ્યથી મદનિકાના શરીરનો ત્યાગ કરી (કોઈ રત્ન સંપુટમાંથી બહાર નીકળ્યાની પેઠે) પોતાનું ચૂડાલાનું શરીર તે રાજાને દેખાડયું. રાજાએ વિસ્મિત થઇને આશ્ચર્યવડે આકુળ વાણીવડે પુછ્યું કે તમે કોણ છો? હે સુંદરી! ક્યાં રહો છો ને ક્યાંથી આવ્યા છો? મારી રાણી ચૂડાલાની સાક્ષાત્મૂર્તિ હો તેવા જણાઓ છો. **ચૂડાલાએ કહ્યું:—હે પ્રિયપતિ!** જેમ આપ કહો છો તેમજ છે. હું ચૂડાલાજ છું. એમાં કાંઈ સંશય નથી. આ વનની અંદર આપને બોધ કરવા માટેજ **કુંભમુનિ** આદિ દેહોને યોગ માયા વડેજ નિર્માણ કરી લઈ મેં આ સઘળા પ્રપંચનો વિસ્તાર કર્યો છે. **હે તત્વને જાણનાર મહારાજ!** મેં આ કલ્પેલા પ્રપંચમાં કશું સત્ય નથી. હવે આપ વિદિતવેદ્ય (જાણવાનું સર્વ જેણે જાણી લીધું છે તેવા) થયા છો માટે ધ્યાનવડે એ સર્વ અખંડીત રીતે જોઈ શકશો; રાજાએ તે પ્રમાણે બદ્ધ પરિકર થઈ (યોગશાસ્ત્રને અનુસારે ધારણાને અનુકૂળ પડે તેવો આસનાદિ વિધિ કલ્પી લઇ) રાજ્યના ત્યાગથી માંડીને ચૂડાલાનું વનમાં દર્શન થયું ત્યાંસુધીનું સર્વ વૃત્તાંત મુહૂર્તમાં ધ્યાનવડે જોઈ લીધું ને સમાધિમાંથી જાગ્રત થઈ ઘાટા આનંદ અને સ્નેહથી વ્યાપ્ત થઈ ગયેલા એ રાજાએ ક્ષણમાત્ર મૌન ધારણ કરી પોતાની રાણીને કહ્યું કેઃ—તું કે જે અતિ કોમળ અંગવાળી છે તેણે મને (પોતાના પતિને) પરમ પુરૂષાર્થરૂપ મોક્ષની સિદ્ધિ થાય તેવા હેતુથી કેટલો બધો મહા દારૂણ ક્લેશ સહન કર્યો છે; તેમજ દુઃખ વડે માંડ તરી શકાય એવા આ સંસારરૂપ સમુદ્રમાંથી મને જે સ્નેહાર્દ્ર બુદ્ધિથી પાર ઉતાર્યો તેને કઈ દેવીની ઉપમા આપી શકાય? અરૂંધતી, ઇંદ્રાણી, પાર્વતી, સાવિત્રી, લક્ષ્મી અને સરસ્વતી એ બધાં તારા ગુણોની આગળ હલકાં જેવાં દેખાય છે. ધી, શ્રી, કાંતિ, ક્ષમા, મૈત્રી, કરૂણા આદિ દક્ષ કન્યાઓ કે જેઓ આકારવડે મનને હરણ કરનારી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાય છે તેઓમાં તું કેમ જાણે સર્વથી શ્રેષ્ઠ હોય તેવી જણાય છે. પરમ દૃઢ નિશ્ચયથી તેં મારા વિશે જ્ઞાન ઉત્પન્ન કર્યું છે તો કયા પ્રત્યુપકારથી તારૂં ચિત્ત પ્રસન્ન થાય? એવો પ્રત્યુપકારજ દુર્લભ છે. એક કુલીન પત્નીજ ભર્તાને સખા, ભાઈ, સંબંધી, નોકર, ગુરૂ, મિત્ર, ધન, સુખ, શાસ્ત્ર, ગૃહ અને દાસ એ સર્વરૂપ છે. રત્નોને રહેવાના સંપુટરૂપ તું ખરેખર સતી કાંતા છે. **ચુડાલારાણીએ કહ્યું:-હે મહારાજ!** આપ વ્યાકુળ ચિત્તવાળા થઈ જઈ નિરસ ક્રિયા જાળમાં જ્યારે તત્પર હતા, ત્યારે હું વારંવાર આપને માટે બહુ દુઃખીત થતી હતી અને તેને લીધેજ તમને બોધ આપવા રૂપી મારો સ્વાર્થજ મેં સાધેલો છે તેમાં આપ મારી મોટાઇ શું કરો છો? **રાજાએ કહ્યું:-હે** કમળ નેત્ર સુંદરી! તેં જેમ આ શુભ સ્વાર્થ સંપાદન કર્યો તેવી રીતે હમણાં બીજી કુલાંગનાઓ પણ તેવો શુભ સ્વાર્થ સંપાદન કરો.

**ચુડાલારાણીએ કહ્યું:—**હે મહા સમર્થ પ્રિયપતિ! તમે જગતરૂપી જાળના પરમ અવધિરૂપ પરમાત્મામાં વિશ્રાંતિ પામી જઈ શું બોધવાન થયા? આજે પ્રથમના મોહને તમે (સાક્ષીરૂપે રહી) શું કાંઈ તુચ્છરૂપે જુઓ છો કે? આ કરૂં, આ નકરૂં, આ મેળવું એવા (તૃષ્ણાવાળી) સ્થિતિને મનમાં શું હસો છો કે? **હે મહારાજ!** તે પ્રથમની તુચ્છ તૃષ્ણાઓનું સ્ફૂરવું તથા સંકલ્પોની કુકલ્પનાઓ જેમ આકાશની અંદર ( નિરાધાર ) પર્વત ન જેવામાં આવે, તેમ આજે તમારામાં જેવામાં આવતી નથી. શું હવે તમે સર્વ વાતથી સંપન્ન થયા કે? હમણાં તમે કોનામાં નિષ્ઠા રાખી રહ્યા છો તથા શી ઇચ્છા રાખો છો? પાછળનો દેહ ચેષ્ટાનો ક્રમ હવે તમે કેવો (સત્ય કે તુચ્છ) લેખો છો?

**શિખિધ્વજ રાજાએ કહ્યું:—**હે પ્રિયા! તું પોતેજ મારા આત્મારૂપ છે; અને જેમ તું (મોહ. વિવેક કે તત્વજ્ઞાન વગેરે) જેની જેની અંદર પ્રકાશકપણાથી રહેલ છે, તેની અંદર હું

પણ તેવીજ રીતે પ્રકાશક (આત્મા)રૂપે રહેલ છું, હું ચેષ્ટા રહિત છું, નિરવયવ છું, આકાશના જેવો સ્વચ્છ છું, નિઃસ્પૃહ છું, શાંત છું, અને પરમાર્થ દૃષ્ટિથી પરબ્રહ્મરૂપજ છું. હું આજે (ઘણે કાળે) દેહાદિકમાંથી અહંભાવ છોડી દઈ વસ્તુતાથી જે (ચિદાત્મારૂપ) છું, તેજરૂપે થઈ રહ્યો છું. ફક્ત આત્મ પરાયણ થઈ ગયેલા ચિત્તના એકજ માર્ગમાં આરૂઢ થઈ રહેલો હું એવી તો નિરતિશય આનંદની દશાને પ્રાપ્ત થયો છું, કે જે દશાને (મહાસામર્થ્યવાન) હરિહરાદિક પણ નિવૃત્ત કરવાને શક્તિમાન નથી. જે (મનવાણીથી અગોચર હોવાથી) કાંઈ (કહેવાય તેમ) પણ નથી તે શુદ્ધ ચિદાત્મામાંજ નિષ્ઠા રાખી હું સ્વસ્થપણાથી રહેલો છું. હું હવે સંસારરૂપી ભ્રમથી મુક્ત થયો છું, હું પ્રસન્ન નથી તેમ ખેદવાળો પણ નથી, આ દૃશ્યકાર્ય વર્ગ હું નથી તેમજ બીજું તેનું કારણ પણ હું નથી, હું સ્થૂલ નથી તેમ સૂક્ષ્મ પણ નથી. પરંતુ હે સુંદરિ! હું સત્ય આત્મ તત્વરૂપ છું. સૂર્યાદિક તેજો મંડળથી બહાર નીકળેલા અને ભીંત ઉપર નહિં પડેલા (માત્ર આકાશમાંજ ફેલાયલા) વૃદ્ધિહ્રાસ વિનાના પ્રકાશના જેવો હું છું. જગતની સર્વ વિષમતાને દૂર કરનારી એવી સર્વત્ર સમાનતાને હું સદાકાળ ધારણ કરનારો છું અને અમનસ્ક (મનકે લિંગદેહ વિનાનો) થઈ ગયો છું. હું નિર્વાણને પ્રાપ્ત થયો છું. હું જે છું તેજ છું; બીજું કાંઈ કહેવાને શક્તિમાન નથી. સોવાર (ધમણથી) અગ્નિમાં ધમેલા સુવર્ણની પેઠે હવે હું ફરીવાર મેલને ગ્રહણ કરીશ નહિં. હું સ્વસ્થ, શાંત, કોમળ, સ્વસ્વરૂપની નિષ્ઠામાંજ અત્યંત ઉદ્યોગી, વૈરાગ્યવાન, વાસનારહિત બુદ્ધિવાળો, સર્વને ઉલ્લંઘન કરી ગયેલો અને આકાશની પેઠે સર્વમાં રહેલો છું. હું નિષેધને જાણતો નથી તેમ મને કાંઈ રૂચી છે એમ પણ નથી. હું આકાશના જેવો નિર્લેપ હોવાથી કશું અનુસંધાન કરવાનું જાણતો નથી. માટે હે પ્રિયા! તું જે કાંઈ કર્તવ્યપણાથી જાણતી હોય તેજ ભલેકર. મણિ જે પ્રમાણે પોતાનામાં પ્રતિબિંબને ધારણ કરે, તે પ્રમાણે હું પણ એ તારી ઇચ્છાનેજ-ઇષ્ટ અનિષ્ટ આદિભાવથી રહિત સ્તુતિ-નિંદારહિત શુદ્ધ ચિત્તવડે યથા પ્રાપ્ત આનંદિત રીતે ધારણ કરી લઈશ.

**ચૂડાલાએ કહ્યું**:—હે મહા બાહુ! જો એમજ છે તો સાંભળો. અજ્ઞાનનો ક્ષય થઈ જવાથી ઉત્પન્ન થયેલા સર્વત્ર એકયજ્ઞાનવડે આપણે મુક્ત છીએ; અને નિષ્કામ હોવાથી આકાશની પેઠે નિર્વિકાર તથા નિર્લેપ છીએ. જેવી આપણને રાજ્યાદિકની એષણા છે તેવીજ તેની ઉપેક્ષા પણ છે. (યથા પ્રાપ્ત વર્તવું એજ આપણે માટે ઉચિત છે). ચક્ષુઆદિ ઈંદ્રિયો તથા પ્રાણને પોત પોતાના વિષયો તરફથી (સાધન કાળમાં) આકર્ષિત કરી લેવાની આવશ્યકતા છે પણ વૃદ્ધિ-હ્રાસરહિત આત્મામાં તેથી કાંઈ વિશેષતા નથી સિદ્ધાવસ્થાવાળાને તો સર્વ સમાનજ છે. નિષ્ક્રિય અને અસંગ ચિદ્રૂપ થયેલો કયો પુરૂષ દેહ-ઇંદ્રિયોમાં અધ્યાસવડે તદ્રૂપપણું માની લઇ પ્રારબ્ધ પ્રાપ્ત ક્રિયા (વ્યવહારો)નો અનાદર કરે! હે પુરૂષ શ્રેષ્ઠ! પ્રારબ્ધના ભોગ માત્રથી એ ભોગના આદિમાં, અંતમાં કે મધ્યમાં આપણે જે સ્વભાવવાળાં હતાં તેજ સ્વભાવવાળા, માત્ર મોહને છોડી દઇને કે માત્ર પ્રારબ્ધ શેષને ભોગવડે ક્ષય પમાડી રહ્યાં છીએ, કાંઈ બદલાઈ ગયાં નથી; તેમ હવે બદલાઈ જઈશું પણ નહિં; તો હવે શેષ રહેલા આયુષ્યને રાજ્યભોગવડે અતિવાહિત કરી (ગાળી દઇ), ક્રમે કરી કોઇ કાળે (પ્રારબ્ધક્ષય થયેથી) આપણે વિદેહમુક્તિને પ્રાપ્ત થઈ જઈશું. હે નૃપશ્રેષ્ઠ! આપણે ભોગના આદિકાળમાં, અંત અને મધ્યકાળમાં (સ્થૂલ દૃષ્ટિથી) રાજાજ છીએ. માત્ર (શેષ રહેલા) એક મોહને મૂકી દઈ પાછા તે રાજાજ થઈએ. તમે પોતાના નગરનાજ રાજા થઈને પોતાના સિંહાસન ઉપર બીરાજજો. હું તમારી સર્વ રાણીઓમાં ભૂષણરૂપ એવી પટરાણી થઇશ. હે રાજા! આથી એમ નહિં માનતા કે મારે ભોગો વિષે ઇચ્છા છે કે વિભૂતિઓને (આશ્રિતા-

દિક ઐશ્વર્યને) હું ઇચ્છું છું. પરંતુ સ્વાભાવિક રીતે (યદૃચ્છાથી) જે આવી મળે તેથી કામ ચલાવી લેવું એવી સ્થિતિનો મેં આધાર રાખ્યો છે; મને સ્વર્ગ, રાજ્ય કે કર્મ એ કાંઇ સુખ સાધક નથી, પણ હું યથાસ્થિતપણાથીજ જેમ ક્ષોભરહિત થવાય તેમ સ્વસ્થ ચેષ્ટાવાળી થઇ રહી છું; આ સુખ છે અને આ સુખ નથી (દુઃખ છે) ઇત્યાદિદ્વંદ્વનો ક્ષય થઇ જવાથી હું એક સરખી રીતેજ શાંત પરમપદમાં સુખ બન્યું રહે તેમ સ્થિર થઈ રહી છું.

**શિખિધ્વજ રાજાએ કહ્યું:**—હે વિશાળ નેત્રવાળી! હર્ષ શોક અને રાગદ્વેષાદિકથી રહિત સમાનતાવાળી બુદ્ધિવડે તેં આ યોગ્યજ વાત કહી છે તે મને પણ સ્વીકાર છે. આપણને રાજ્યના ગ્રહણમાં કે ત્યાગમાં શું પ્રયોજન છે? કાંઇ નથી. સુખ દુઃખની (ભાવિ) અવસ્થા સંબંધી ચિંતાને છોડી દઇ મત્સર રહિત થઇ સ્વસ્થતાનું અવલંબન કરી આપણે યથાસ્થિતપણેજ રહીએ.

એ પ્રમાણે એ બંન્ને પૂર્વદંપતીનું અન્યોઅન્ય પ્રબોધન થતું હતું તેટલામાં દિવસ અસ્ત થવા સમય થયો તેથી બંન્ને ઉઠ્યાં ને યથાપ્રાપ્ત સ્નાન સાયંસંધ્યા આદિ કર્યાં; અને પોતાની મેળેજ પરસ્પર અનુભવ થવાથી સિદ્ધ થયેલ ભોગ અને મોક્ષ, એ બંન્ને સુખનું પ્રણયના વાક્યોથી અને વિલાસસહિત વર્ણન કરનારાં ઉત્તમ અને વિવેકી બંન્ને દંપતીની બુદ્ધિને ઉત્કંઠિત કરતી એ રાત્રી વ્યતીત થઈ ગઈ. પ્રાતઃકાલે સંધ્યા આદિ સઘળો નિત્ય ક્રમ કરી લઈ બંન્ને આસનો ઉપર બેઠાં. પછી તે **ચૂડાલારાણીએ** પોતાની પાસે રહેલા સાત સમુદ્રના જળથી ભરેલા કુંભને રાજ્યાભિષેક માટે કલ્પ્યો અને તે મંગળ કુંભવડે પૂર્વાભિમુખ રહેલા પોતાના પતિનો પોતાના રાજ્ય ઉપર અભિષેક કર્યો. સંકલ્પ માત્રવડે પ્રાપ્ત થયેલા સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા અને અભિષેક કરાયેલા **રાજાને તે ચુડાલાએ** કહ્યું, હે પ્રિયપતિ! કેવળ ઋષિલોકોને યોગ્ય આ શાંત તેજને હવે છોડી દઈ આઠ લોકપાળોના તેજને આપ ધારણ કરવા યોગ્ય છો.' **શિખિધ્વજ રાજાએ મનમાં કહ્યું:**—'ભલે હું તેમજ કરું છું' એમ બોલતાં મહારાજાપણાને પ્રાપ્ત થયા. પછી માનવતી ચૂડાલાને "આજે હું તને દેવીના સ્થાનમાં અભિષેક કરી મુખ્ય પટરાણી બનાવું છું." એમ કહી તળાવમાં સ્નાન કરાવી મહારાણી (પટરાણી)ના પદપર તેનો અભિષેક કરી **રાજાએ તેને** કહ્યું: હે કમળપત્રના જેવાં સુંદર નેત્રવાળી પ્રિયા! તું યોગસિદ્ધિવડે સત્ય સંકલ્પવડે મહાવૈભવવાળું સૈન્ય કરવા યોગ્ય છે તે આજ્ઞાનુસાર જેમ વર્ષાઋતુ મેઘને ઉત્પન્ન કરે તેમ અનેક શસ્ત્ર અસ્ત્રવાળાં સૈન્ય, હાથી, ઘોડા વાજીંત્રો પતાકા વગેરે તથા રાજાના મંડળોને સંકલ્પવડે ઉત્પન્ન કરેલા તે બંન્નેએ જોયા. પછી ગંધ દ્વીપ (મદવાળો હાથી) ઉપર બેસી સ્વારી સાથે તથા પટરાણી ચૂડાલા સહિત વનમાંથી બહાર નીકળ્યો ને પોતાની પુરી પ્રત્યે આવી પહોંચ્યાં. ત્યાં તેના સામંતોને જયજયકારના શબ્દવડે ખબર થતાં ઉત્કંઠિત થઈ સામૈયું કરવા શેહેર બહાર નીકળ્યા ને બંને લશ્કર સહિત નગરમાં પ્રવેશ કર્યો. તેમને શહેરની સ્ત્રીઓ તથા લોકોએ પુષ્પાંજલિઓ તથા અક્ષતથી વધાવી લીધા ને પછી મંગળ પદાર્થોથી યુક્ત (દહીં, દુર્વા, અક્ષત, શંખ, વીણા, છત્ર, ચામર આદિ) એવા પોતાના દરબારગઢમાં આવીને કારભારી મંડળ વગેરેનું સારી રીતે સન્માન કર્યું. સાત દિવસ પર્યંત પોતાના શહેરમાં મોટો ઉત્સવ રહ્યો—**હે રામચંદ્રજી! તે શિખિધ્વજ રાજાએ** પ્રારબ્ધ શેષ પર્યંત ભૂતળમાં રાજ્ય કરી **ચુડાલાની સાથેજ** દેહધારણથી વિરામ પામ્યા (વિદેહમુક્તિના સુખને પ્રાપ્ત થયા.) **શ્રી વસિષ્ઠ ઋષિએ કહ્યું:—હે મહા બુદ્ધિવાન રામચંદ્રજી!** એ રીતે દેહાદિમાં દોષદૃષ્ટિને લીધે સ્નેહરહિત એ તત્ત્વજ્ઞરાજા સ્નેહ (તેલ) વગરના દીવાની પેઠે દેહનો ત્યાગ કરી પુનર્જન્મ નહિં થવા માટે નિર્વાણને પામી ગયા. ભયથી અને ખેદથી રહિત

થઈ ગયેલા, અભિમાન અને માત્સર્ય વિનાના, પ્રસંગ પ્રાપ્ત (પ્રકૃત) સ્વાભાવિક કાર્યોને આચરનારા, ભોગવી લીધેલા ભોગો વિશે વિરક્ત બુદ્ધિવાળા એ આર્ય રાજાએ સર્વમાં સમાનબુદ્ધિ રાખી (જ્ઞાનવડે) મૃત્યુને જીતી લઈ તેટલો સમય એક છત્રે રાજ્ય કર્યું ને લાંબા કાળ સુધી સર્વ રાજાના શિરોમણીરૂપે રહી પૃથ્વીમાં અનેક (અનિંદ્ય) ભોગોને ભોગવી લઇ કેવળ સન્માત્રરૂપે અવશેષ રહેલો તે **શિખિધ્વજ રાજા** જરા–મરણથી રહિત એવા અજર અમર પરમપદને પ્રાપ્ત થયો. **હે રામચંદ્રજી!** તમે પણ એવીજ રીતે પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા પ્રકૃત કાર્ય સમુદાયને કરતા રહી શોકરહિતપણાથી સમાધિમાં રહો કિંવા પોતાની મેળેજ બળાત્કારથી ચિત્તને રોકી ભોગ અને મોક્ષ આદિની લક્ષ્મીનો (સાક્ષીરૂપે) અનુભવ કરતાં વ્યુત્થિત થઇ રહો. **एवं रामा गतं त्वं प्रकृत मनुसरन् कार्यजातं विशोक स्तिष्ठो त्तिष्ठ स्वयं वा प्रसभ मनुभवन्भोग मोक्षादि लक्ष्मीः ॥**



# પ્રકરણ ત્રીજું.

## સ્વામીશ્રી વિજ્ઞાનાનંદ તરફથી સંપાદન કરેલ બોધનો સાર.

अवश्यं यातार श्चिरतर मुषित्वापि विषया ।
वियोमे को भेद स्त्यजति न जनो यत्स्वयममून् ॥ १ ॥
व्रजंतस्स्वातंत्र्याद् तुल परितापाय मनसा ।
स्वयं त्यक्ता ह्येते शम सुख मनंतं विदधति ॥ २ ॥

વિષયો ઘણો કાળ પોતાના સમીપમાં રહીને પણ અવશ્ય પોતાને તણખલાની પેઠે છોડી જાય છે. મનુષ્ય જો પોતાની મેળેજ આ વિષયોને નથી ત્યાગતો તો તેમાં શું ભેદ અર્થાત ગૂઢ તાત્પર્ય છે મતલબ કાંઇજ તાત્પર્ય નથી; તે ન છોડવામાં કેવળ મૂર્ખતાજ છે. (૧)

આ સંસારમાં પોતે એક ભોગી અને બીજા ભોગ્ય છે. જો કદાચીત એ વિષયો (ભોગ) મનુષ્યની પોતાની ઇચ્છિા વિના જ્યારે ત્યાગીને ચાલ્યા જાય છે ત્યારે તેના મનને અમાપ ખેદ મૃત્યુ પર્યંત દઈ જાય છે. દૃષ્ટાંતઃ-એક મનુષ્યનો નાનો પુત્ર સર્વ કાર્ય કરવામાં કુશળ અને વિલાયત સુધી વેપાર કરવામાં સમર્થ તે મુંબઇમાં પ્લેગથી મરી ગયો. વિદેશમાં તેનો મોટાભાઇ તથા પિતા બંને નિવાસ કરતા હતા. જે સમયે મોટાભાઇ અડધો લોટો પાણી પી રહ્યો હતો તેજ ક્ષણે તેને કાને શબ્દ આવ્યો કે મારો નાનો ભાઇ મરી ગયો. તે શ્રવણ માત્રથીજ તત્સમયે અડધો જળનો લોટો તેના હાથમાં રહી ગયો અને તેણે પ્રાણ ત્યાગ કર્યો. અને તેના પિતા બંને પુત્રોના મરણ સમાચાર જાણી દુઃખથી ગાંડા થઇ ગયા ને તે પણ સાત દિવસમાં પ્રાણ છોડી ચાલતો થયો. આ દૃષ્ટાંતથી એ નિશ્ચય થાય છે કે જે મનુષ્યોનો રાગ પિતા પુત્ર ભાઈ સ્ત્રી આદિમાં પૂર્ણ સ્નેહપૂર્વક છે ને તેમાંથી કોઇનો પણ વિયોગ થઈ જાય છે ત્યારે જીવતા રહેલાઓને તેમના મૃત્યુ પર્યંત ક્લેશ દઈ જાય છે. અને એ વિષયોને પોતાની મુક્તિ માટે એ મનુષ્ય ત્યાગી દે છે ત્યારે અવિનાશી સુખ અને શાંતિને પામે છે. એજ મનુષ્ય શરીરનું ફળ છે (સાફલ્યતા છે.) ૨.

सर्वे धर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ॥
यदहरेव विरजेत्तद् हरेव प्रव्रजेत् ॥

આ બે સ્મૃતિ તથા શ્રુતિના બળથી ત્યાગીને નિર્વિકલ્પ સમાધિ જ્યારે પુરૂષ કરે છે ત્યારે તેને અવિનાશી સુખ અને શાંતિ મળે છે. સંક્ષેપમાં કહિયે તો-મનુષ્યને ભોગો છોડી દે છે ત્યારે તેને અસહ્ય દુઃખ આપી જાય છે પરંતુ જ્યારે તે પોતેજ પોતાની મેળે ભોગોને ત્યાગે છે ત્યારે નિરતિશય શાંતિ મુક્તિ પામે છે. અત્રે ત્યાગવાનો અર્થ ભૂષણ દૃષ્ટી ત્યાગી સુવર્ણ• દૃષ્ટી ગ્રહણ કરવાનો છે અર્થાત કાર્ય જગત દૃષ્ટી ત્યાગી સ્વસ્વરૂપ દૃષ્ટી (સ્ત્રી વાતો કરતાં છતાં તેનું લક્ષ પાણી ભરેલા પોતાના માથા ઉપરના બેડામાં હોય છે તેવી રીતે) રાખવી.

When your mind grasps visible worldly forms e. g. beauty &c; you should consider that the bliss of the knowledge of these forms is the bliss of the knowledge of your sight; thus nothing affects you; and recall to mind the idea of your death and that all mortal visible things you perceive by your senses are to be

separated from you on your death; why not then, shun or despise them before death?

**अहमेवेदं सर्वं यद्वा नाहं हि किंचन।**
**इत्येषा सन्मयि दृष्टि नेतरो विद्यते क्रमः ॥**

ખરેખર આ સર્વ રૂપ હું છું અથવા ખરેખર હું કિંચિતમાત્ર પણ નથી એવી આ બ્રહ્મ મયી દૃષ્ટી છે. બીજી કોઈ રીતિ મુક્તિ વિષયક નથી. આયુષ્ય અલ્પ છે શરીર નિરોગી નથી કામાદિ શત્રુ ગાજી રહ્યા છે અને ભોગોથી તૃપ્તી નથી તો તેમાં લંપટ શા માટે થવું? ન જ થવું–પણ સર્વત્ર બ્રહ્મ દૃષ્ટીનો અભ્યાસ કર્યા કરવો.

**સ્વામી રામતીર્થના વેદાંતના મનનીય સિદ્ધાન્તોઃ-**

૧. વ્યાધિ, મૃત્યુ, ક્ષુધા, આક્ષેપ કે ગમે તે હોય તેની પરવા વિના તમારા સ્વરૂપને સંપૂર્ણ સુખી અને વિશ્રાંત રાખો.

૨. તમારી પ્રભૂતા કે જેને તમે નિત્ય અવલંબન રાખવાના છો તેને આધારે આનંદી અને શાંત બનો.

૩. જો તમે તમારા વાસ્તવીક આત્માનું સામ્રાજ્ય પ્રતિપાદન કરવાને ઇચ્છતા હો તો આ સંસાર, તેના સહવાસીઓ, સંબંધીઓ અને સરવેને વિનાશી સમૂહ જાણો.

૪. ગમે તેનું નિરીક્ષણ કરો, અવલોકન કરો કે પરિક્ષા કરો પણ તે સર્વ તમારા સત્ય સ્વરૂપ આત્માના દ્રષ્ટિબિંદુથી કરો એટલે કે તમારો વાસ્તવીક આત્મા એ સર્વથી પર છે અને સર્વ ઇચ્છાથી રહિત છે એનું વિસ્મરણ ન કરો.

૫. વસ્તુતઃ તમને કાંઇ પણ જોઇતું નથી. કોઇ પણ વસ્તુ માટે તમારામાં ઇચ્છા શા માટે ઉત્પન્ન થવી જોઇએ. સાર્વભૌમી, શાસન કર્તાની કૃપાથી તમારૂં કાર્ય આનંદ, ચેષ્ટા કે ક્રીડા માટે કરો. તમારે કોઇ પણ પદાર્થની આવશ્યકતા છે એવું કદી પણ ન સમજો.

૬. આ વેદાંત સિદ્ધાંતો અમલમાં લાવશો એટલે સત્યનો મધુર સુવાસ તમારામાંથી સર્વ દિશામાં સ્વાભાવીકજ વહેવા માંડશે.

૭. શયન કરતાં પહેલાં, નેત્ર બંધ થવા માંડે તે પહેલાં, મધ્યાહ્નકાળે કે પ્રત્યેક સવારે જાગ્રત થતાંજ તમો વેદાંતના સત્યનું મૂર્તસ્વરૂપ છો. એમ તમારા મનમાં દ્રઢ ભાવના કરો. જાગ્રત થતાંજ તત્કાળ તે નિશ્ચય તાજો કરો. સત્યનું મૂર્તસ્વરૂપ એટલે હું સત્યાત્મા, સત્તા માત્ર, સર્વસાર ભૂત છું એવી દ્રઢ ભાવના.

૮. પ્રણવ મંત્ર ૐકારનો જપ–**अ=सत्** ત્રિકાળ અબાધ્ય સત્તા. **उ=चित्** પ્રકાશ, જ્ઞાન, ચૈતન્ય. **म=आनंद** આનંદ, નિરતિશય સુખ, એ સંકેત લીપી છે તેનો જપ પોતાના સ્વરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મનો સાક્ષાત્કાર જ્યારે જ્યારે બની શકે ત્યારે કરો અને તેનું ગુંજન (**અહર્નિશ**) કર્યા કરો એટલે સર્વકાળ તમારી આસપાસ સુવાસિત્ પરિમળ અને મોહક ભવ્યતા પ્રસારશો.

**શ્રી કૃષ્ણદેવ અવધૂત (કાશ્મીર તરફના)નો બોધ સંપાદન કરેલ તે:—**

**यदा सोहं सुषुम्णाया भासते स्वभावतः।**
**सर्वे कर्माणि संत्यक्त्वा जीवनमुक्तो भवे सदा ॥**

સુષુમ્ણામાં બ્રહ્મનાડીમાં જે વખતે નિર્મળ વિચારનું સ્વરૂપ દ્રઢ થઇને સંપૂર્ણ ચિંતા રહિત થઈ દેહાધ્યાસ રહેતો નથી અને જગત ભાસતું નથી ત્યારે શુદ્ધ બ્રહ્મસ્વરૂપમાં વૃત્તિ માત્ર

સ્થિત છે એમ સમજવું. પૂર્ણ અદ્વૈત સર્વના સાક્ષી ચૈતન્ય સ્વરૂપનો આશ્રય લઇને વૃત્તિ ભિન્ન ભિન્ન રૂપ જણાય તે પણ (સુવર્ણદૃષ્ટિની પેઠે) બ્રહ્મરૂપ છે.

**अजपाजप**=જીભથી જપ કરવાનો નહીં પણ સ્વભાવિક શ્વાસમાં **'सोहं'**નું લક્ષ્ય સદૈવ રહે. આ ભાવના કેવળ મનદ્વારા સુષુમ્ણામાં થાય છે. અને તે **'अहंब्रह्मास्मि'** મહાવાક્યના અપરોક્ષ બોધનું ફળ છે. **सोहं**=**'सः'** મન સાથે શ્વાસ ઉપર ચાલે તે અને **'हं'** નિચે શ્વાસ તે પ્રમાણે ગમન કરે તે. લક્ષ્ય સ્થિર કરવામાં પળે પળે શ્વાસે શ્વાસે **'सोहं'** શબ્દ યાદ કરી મનનો સંયમ શ્વાસ સાથે કર્યા કરવો. **'सोहं'** શબ્દમાં સુરતીને લય કરવાથી શ્વાસમાં **'सोहं'** શબ્દ સ્વભાવિક છે તે વ્યકત થાય છે, શ્વાસ નાળીથી **'सः'** શબ્દ ઉઠે છે અને ત્રિકુટી નજીક **'हं'** શબ્દ થાય છે. અને જીભના મૂળની ડાંડી (કાકડા) દ્વારા બ્રહ્મરંધ્રમાં બ્રહ્માનંદ સ્વરૂપ અનુભવાય છે, તે ગુરૂગમ્ય છે. જેમ નવી વિયાયેલી ગાય (દુધ દોહયા વિનાની) મોટા ઉધરૂવાળી પોતાના વાછરડાને (તે વત્સના પ્રયત્નની અપેક્ષા વિનાજ) 'હુંકાર' રૂપ સ્વભાવીક સ્નેહ–આનંદયુક્ત શબ્દ કરે છે ને વત્સને બોલાવે છે તે પ્રકારનો **"सः हं"** શબ્દ સ્વભાવીક પરમાનંદ રૂપ છે, (**આત્મપુરાણ** અધ્યાય ૧૮) તે પરમાત્મા મંત્રના અર્થરૂપ, મહાચક્રના નાભિરૂપ, ક્ષીર સમુદ્રના વિષ્ણુરૂપ ને સર્વના હૃદય કમળ વિશે સ્થિત છે.

**दृष्टि स्थिरा यस्य विनैव दृश्यात् । वायु स्थिरो यस्य विना निरोधात् ॥**
**चित्तं स्थिरं यस्य विनाऽवलंबात् । स एव योगि स गुरुः स सेव्यः ॥**

નાસિકાનો અગ્ર ભાગ દેખ્યા વિનાજ જેની દ્રષ્ટી સ્થિર છે તથા પ્રાણાયામ કર્યા વિનાજ જેનો વાયુ સ્થીર છે. તથા ષડ્ ચક્રનું ધ્યાન ધર્યા વિનાજ જે પુરૂષનું ચિત્ત સ્થીર છે. અર્થાત જે મહાત્માએ જીવ બ્રહ્મની એકતા એવી રીતે કરી છે તેજ યોગિ સદ્‌ગુરૂ સેવનીય છે.

Mazzini says:—Buoyancy of spirit, as infused by reflective introspection alone, can steer us onward, forward & heavenward i. e. to highest plane.

Swamiji Ramcharan has so far back as in 1899 said "The mind has to be centred at every second of the day in "**सोहं**", '**सः**' Inhalation '**हं**' Exhalation. It is a way to purity of heart. The seat of mind is **अंतःकरण**. The breath inhaled goes to **ब्रह्मरंध्र**, then to the back of the neck and through the sinews of the neck enters the (front) heart & **नाभि**. On exhalation the reverse process takes place." આ જપ દેહના અવયવોના દેવતાઓનું આરાધન કરી (Invoke) કર્યા બાદ શરૂ કરવો.

**सोहं**=**हकारेण बहिर्याति, सकारेण विशेत्पुनः ।**
**हंस सोहं तमों मंत्रं, जीवो जपति सर्वदा ॥**
**ॐ नमागमस्थं गमनादि शुन्यं, चिद्रूपरूपं तिमिरांधकारं ।**
**पश्यामि तं सर्व जन प्रधानं, नमामि हंसं परमार्थरूपं ॥**

* * * *

**નામ સ્મરણ યા મંત્રના જપનો હેતુઃ**—ગુણોની સામ્યાવસ્થા કરવા માટે છે. For maintaining proportion or equilibrium to fit for higher thought **मर्दनं गुणवर्धनं ॥** નામ મર્દનથી ગુણ (મહિમા) વધે છે. જેમ દવાને વિશેષ પુટો આપવાથી

તેના ગુણ (અસર) વધે છે. વળી **भ्रमर कीटवत् न्याय** પ્રમાણે સતત અનુસંધાન કે સ્મરણની જરૂર છે. વૃત્તિ તરણ તારણ થાય છે, જળથી ઉત્પન્ન થયેલ વહાણ જેમ પોતે તરે અને બીજાને તારે છે તેમ પ્રભુ નામ સંઘર્ષણ વિદ્યુત્ સંકેત છે, તે વૃત્તિને ઠેલ મારી પાર ઉતારે છે. **यथा मत्स्य स्मरणमात्रेण पुष्यति सुतान्** માછલીની પેઠે નામ સ્મરણ માત્રથી વૃત્તિઓને પોષણ મળે છે.

**શ્રી શંકરાનંદીગીતા અધ્યાય ૮ મો શ્લોક ૭ મો.**

**तस्मात्सर्वेषु कालेषु, मामनुस्मर युध्य च ।**
**मय्यर्पित मनो बुद्धिर्, मामे वैष्यस्य संशयम् ॥**

અર્થ—આગળ કહ્યા પ્રમાણે (શ્લોક ૬ માં) પૂર્વના અભ્યાસથી ઉપજેલી મરણ કાળની ભાવનાજ દેહાંતરની પ્રાપ્તિનું કારણ છે માટે તેની ઉત્પત્તિ માટે મૃત્યુની પહેલાંજ સર્વ કાળમાં અત્યંત શ્રદ્ધા ભકિત પૂર્વક મારૂંજ નિરંતર ચિંતન કર અને તેમ ન કરી શકે તો અંતઃકરણની અશુદ્ધિના હેતુ જે આ તારા શત્રુઓ છે તેનો નાશ કરવા માટે યુદ્ધ કર. ચિત્ત શુદ્ધિ પછી જેણે સંકલ્પ વિકલ્પરૂપ મન અને નિશ્ચયરૂપ બુદ્ધિ મારામાં અર્પણ કરેલાં છે એવો તું મનેજ પામીશ એમાં લગારે સંદેહ નથી.

**શંકા:**—બ્રહ્મનું અનુસંધાન અને યુદ્ધ કરવું એ બેમાં પ્રત્યક્ષ, ભેદ, સાધન ભેદ ને સ્થિતિ ભેદથી પરસ્પર વિરોધતા હોવાથી બંન્ને એક કાળે એક અધિકરણમાં બનવા અશકય છે. પરમાર્થને વ્યવહાર બંન્ને સાથે કેમ બની શકે?

**સમાધાન:**—**ब्रह्मार्पणं ब्रह्म हविरिति पूर्वोक्त रीत्या** (અ. ૪ શ્લો. ૨૪) **कर्ता करणं च कार्यं भोक्ता भोज्यं भोजनं च सर्वं ब्रह्मैवेति सर्वत्र ब्रह्म दृष्टया यच्छरीरं केवलं कर्म तत्कर्तव्यं न त्व तिरिक्तं । विदुषोप्यति प्रवृत्त्या वासना वृद्धिस्तया पुनरपि जन्माप्ति संसारस्तस्मात् सर्वदाप्यंतकाले च ब्रह्मविदो ब्रह्मानुसंधिरेव कर्तव्यं इति सिद्धं ॥ एवं सदानुसंधानं कुर्वन्पूर्णानंदैकरसात्मनावस्थानं लक्षणं ब्रह्मभावं गमिष्यसि ॥ भ्रमर कीटादौ दृष्टा च ॥ ध्यानेन ध्येय स्वरुपापत्तिः ॥** વળી જુઓ— આત્મપુરાણ અધ્યાય ૧લો. **વામદેવ** ગર્ભ વિષે જીવનમુક્ત થયા હતા.

શ્રી **શંકરાનંદ ગીતા** અધ્યાય ૨જાના અંતિમ શ્લોકની ટીકાઃ—**अत एवं ततो विदेह-कैवल्यार्थिभिर्यतिभि र्बाह्य प्रवृत्ति परित्यज्यास्यामेव निष्ठायां सर्वदा स्थातव्य मिति सिद्धम् ॥** જીવનમુક્તિના સુખને માટે તથા નિર્વિઘ્ન વિદેહમુક્તિ માટે યતિએ બીજી બધી પ્રવૃત્તિનો પરિત્યાગ કરીને નિર્વિકલ્પ સમાધિમાં સર્વ કાળ વ્યતીત કરવો જોઇએ.

વળી **प्रारब्धं भोगतो नश्येत् । शेषं ज्ञानेन दह्यते । शारिरं त्वितरत्कर्म तद्द्वेषि प्रियवादिनोः ॥** તે જીવનમુક્ત જ્ઞાનીના પ્રારબ્ધ ભોગવેથી ક્ષય થાય છે સંચીત ક્રિયમાણ જ્ઞાનાગ્નિથી બળી જાય છે. શરીરના બીજા કર્મ પુણ્ય પ્રિયવાદીને તથા પાપ તેના નિંદા કરનારને જાય છે. ને પોતે નિરાળો રહી **विधिवशात् प्राप्तेन संतुषिता।** વિધિવશાત્ પ્રાપ્તથી સંતોષ કરે છે.

**देहस्थोपि न देहस्थो विद्वान् स्वप्ना द्यथोत्थितः ।**
**अदेहस्थोपि देहस्थो कुमतिस्स्वप्न दृग्यथा ॥**—**શ્રીમદ્‌ભાગવત ૧૧મો સ્કંધ અ. ૧૧**

જેમ સ્વપ્નમાંથી ઉઠેલો પુરૂષ સ્મરણમાં રહેલ સ્વપ્ન સંબંધી દેહમાં રહેલો છતાં પણ સ્વપ્ન અવસ્થાના સુખદુઃખનો અભાવ હોવાથી તે દેહમાં રહેલો નથી તેમ જ્ઞાન થવાથી (યતિ)

જીવનમુક્ત સંસ્કાર માત્રથી દેહમાં રહેલો હોય છે તોપણ તે દેહ સંબંધી સુખદુઃખાદીકને પોતામાં નહીં માનવાને લીધે તે દેહમાં રહેતોજ નથી. અને જેમ સ્વપ્ન સમયમાં સ્વપ્નના દેહમાં રહેલો જીવ વાસ્તવિકરીતે તે દેહમાં નહીં રહેલો છતાં અજ્ઞાની જીવ સુખદુઃખાદીકને પોતામાં માની લેવાને લીધે તે દેહમાં રહેલો છે. સ્વપ્નમાં અકસ્માત જગત ઉત્પન્ન થાય છે પ્રયોજન વિના દુઃખ પામે છે ને જાગ્યા બાદ ત્રણુ કાળમાં દુઃખ છેજ નહીં તેમ જીવનમુક્તને પણુ ત્રણુ કાળમાં દુઃખ નથી. જેમ સ્વપ્નમાં પડેલા સુખદુઃખાદિનો ચિતાર જાગ્રતમાં કહેવામાં આવે છે તેમ આ જગતનું વિલાસવર્ણન જ્ઞાનીને જગતરૂપ દોષાપત્તિવત્ કરવો પડે છે. પણુ તેની માન્યતા સ્વપ્નવત્ મિથ્યા હોય છે.

*  *  *  *

**अजरामृत वत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।**
**गृहीत इव केशेषु, मृत्युना धर्ममाचरेत् ॥**

વિદ્યા અને અર્થ પ્રાપ્તિ માટે હું અજર અને અમર છું એમ વિદ્વાને ચિંતવન્ કરવું ને મૃત્યુ (કાળ) માથા ઉપર ઝુકી રહેલ છે એમ જાણી ધર્મ કરવામાં ઢીલ ન કરવી.

*  *  *  *

**सत्संगत्वं, निस्संगत्वं, निर्मोहत्वं, निश्चल तत्त्वं, निर्मल तत्त्वं, निराकारातीत ब्रह्मत्वं, निष्कलंक स्वरुपं ब्रह्मज्ञान शिवोहं ब्रह्मोहं ॥**

**सर्वसाक्षी शुद्ध सदाकाश चैतन्य प्रकाशं शून्य ज्ञान प्रकारं सर्व शुद्धज्ञान व्यापको दयं संपूर्ण ब्रह्मज्ञानानन्द ब्रह्मज्ञान शिवोहं ब्रह्मोहं ॥**

**अवाच्यं अन्यं कृत्यातीतं सत्यातीतं सर्व मायातीतं सर्वसातीतं सर्वस्वरुपातीतं परमशान्तं ततो ब्रह्मज्ञान शिवोहं ब्रह्मोहं ॥**

આ મનોભાવના મૌન ધ્યાન જપસ્તુતિ **શ્રીમાન સભાપતિ સ્વામી**એ કહેલ છે તેમાંથી છે.

વળી **તે સ્વામીજી**નો બ્રહ્મજ્ઞાનાનુભવ સ્થિતિ ઉપદેશ આ છેઃ—

**यथास्थित्यां च गत्यांच यथा पलायनेच यथा कूर्दनेच ।**
**यथा शयनेच यथा वार्तायांच, यथा दृष्टेच, यथा श्रवणेच ।**
**यथा भोजनकृतेच, यथा भोगेच, यथा संकल्पेच, यथा गानेच ।**
**यथा दानेच, यथा ग्रहणेच, यथा व्यवहारेच यथा ध्यानेच ।**
**यथा क्रियायांच, यथार्वचलेच, यथा दुःखेच, यथा बोधनेच ।**
**यथा पाठेच, व्याख्यानेच उपदेशेच, यथा तपनेच ।**
**तस्मिन्समये चिन्मय ज्ञानानंद अखण्ड ब्रह्मज्ञान प्रकारे स्थितिः ।**
**न यश्चलनभावबोध, एक सदा तत्स्वरूप सहज समाधि अनुभवास्ति ॥**

વળી **તેજ સ્વામીજીનો શિવ વિષ્ણુતારક મંત્રરહસ્ય** યથાર્થભાવ ઉપદેશ નીચે પ્રમાણે છેઃ-

**शिव=श+इ (शि)+व्+अ (व)** શિકાર અક્ષરથી એ અજમાવવું કે **श=ब्रह्म** અને **इ=शक्ति** એ કારણુ બ્રહ્મ અને શક્તિ એકાક્ષર છે. **श**કારમય લય ભાવ બ્રહ્મ અને **इ** કારમય વૃતિભાવ શક્તિ મળી રહે છે. **व**કારમાં **व्**કાર શક્તિ અને **अ**કાર બ્રહ્મ છે એ કારણુ શક્તિ એજ બ્રહ્મ છે. જીવાત્મા **व्**કાર અક્ષર છે. **व्**કારમયવૃત્તિ શક્તિ સૃષ્ટિ એ **अ**કારમય લય બ્રહ્મસાક્ષાત્કારમાં એક થાય છે. આ કારણથી શિવપદમાં લય ક્રમભાવ શક્તિ શિવમય લય થઇને સ્થિત રહેનાર સ્વરૂપતારક છે. આ માટે શિવમંત્ર લય ક્રમતારકમંત્ર છે. મુક્તિ પ્રાપ્તિ સ્થિતિ તારકમંત્ર છે.

**હરિ** એ મંત્રમાં હકારનો અકારાક્ષર લય કેમ **બ્રહ્મસ્વરૂપ** છે. રિકારનો ઇકારાક્ષરવૃત્તિ કેમ શકિતસ્વરૂપ છે. બ્રહ્મ સદાવૃત્તિભાવમાં રહેવું શક્તિમયસ્વરૂપ છે. એ કારણથી **હરિ** વૃત્તિતારક મંત્ર છે. કામ્ય પ્રાપ્તી **હરિ** તારકમંત્રથી અને નિષ્કામ્ય પ્રાપ્તી **શિવ** તારકમંત્રથી થાય છે. **શિવ હરિ હરિ શિવ** એ આને લીધે સર્વ મંત્ર છે.

× × × ×

દેહ તું નથી કેમકે તું ચેતન છે, દેહ તારો નથી કેમકે તું અસંગ છે. તું કર્તાભોક્તા નથી. કેમકે તું સાક્ષી છે, માટે નિરપેક્ષાથી સુખાનંદ (નિજાનંદ)માં વિચર—

**देहो नाहं, जन्म मृत्यु कुतोमे, नाहं प्राणः क्षुत्पिपासे कुतोमे ।**
**नाहं चित्तं, शोक मोहोकुतोमे, नाहं कर्ता, बंध मोक्षोकुतोमे ।**
**सोहं ब्रह्मः सच्चिदानंदरूपः, सोहं ब्रह्मः निर्विकारो स्म्यनंतः ।**
**सोहं ब्रह्मः एक मेवा द्वितीयं, सोहं ब्रह्मः निर्गुणोस्मि ह्य संगः ॥**

* * * *

**બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી વિજ્ઞાનાનંદજીએ વૈરાગ્ય (દોષદર્શન) માટે આપેલ** યુક્તિ **દ્રષ્ટાંતો:—**

**एक एव पदार्थस्तु, त्रिधा भवति वीक्षितः ।**
**कुणप कामनी मांसः. योगिभिः कामिभिः श्वभिः ॥**

એકજ પદાર્થના ત્રણ પ્રકારના જોનાર છે. સ્ત્રીને યોગી પુરૂષ મુડદું જાણે છે. કારણ કે તેમાં સ્વતઃ સત્તા ધડો ઉપાડવાની કે હાવભાવ કરી પુરૂષને વશ કરવા વીગેરેની નથી કિંતુ તે બધી શકિત ચેતન સત્તાનીજ છે એમ જાણે છે, તેજ સ્ત્રીને કામી પુરૂષ મદીરા પીધેલો અને કામાંધ થયેલો પોતાની માતા છતાં સ્ત્રીનું શરીર જાણીને કામાતુર થાય છે પછી મદીરાને કામનો મદ વિવેકદ્વારા ઓછો થવાથી તે માતા છે એમ યથાર્થ સ્વરૂપને સમજીને કામથી રહીત થાય છે. જો એ સ્ત્રી શરીરજ કામની ઉત્પત્તિ કર્તા હતતો તેજ સ્ત્રી વિશે માતા બુદ્ધિ થવાથી પોતાને કેમ ધિક્કારે છે? જો પદાર્થજમાં સુખ ને નિત્યતા હોય તો જ્વરવાળો પુરૂષ દુધપાક સુખરૂપને પુષ્ટી આપનાર છતાં તેને દુઃખરૂપ જાણી પીતો નથી તેનું શું કારણ છે? વળી જુઓ **શ્રીમદ્‌ભગવત્ ગીતાના અધ્યાય** ૩ શ્લોક ૩૭, ને અધ્યાય ૭ શ્લોક ૧૨ વળી **मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः । येनालिंग्यतेकांता येना लिंग्यते सुता ॥** માટે રજો ગુણથી ઉત્પન્ન થયેલ મનની કામાકાર વૃત્તિજ આ પુરૂષને કામ સંકટમાં નાંખે છે. ત્યારે ત્રીજું કુતરૂં છે તે તો સ્ત્રીના માંસને જુવે છે અને તેને પોતાનું ભોજન માને છે. કામની વિષયતા માનતું નથી.

પરમાર્થ દ્રષ્ટી તો એ છે કે જેમ સ્વપ્ન સૃષ્ટિ સ્વપ્ન દૃષ્ટાથી ભિન્ન નથી, તદ્વત્ પોતાનું સ્વરૂપ સર્વ દૃશ્યને માનવું. આત્માને સર્વમાં જોવો. જેમ પોતાના શરીર ઉપર કામ કે ક્રોધ ભાવના થતી નથી તેમ બીજાના શરીર ઉપર પણ કામ કે ક્રોધાદિકભાવ દૃષ્ટી ન થવાં જોઇએ. **सर्वस्यापि (स्वकारणं) स्वमात्रत्वं (શંકરાનંદી ગીતા** અ. ૭ શ્લોક ૭ તથા ૧૦) પોતે (અકારણ) સનાતન કારણ છે **मत्तः परतरं नान्यत् ॥ मयि सर्वमिदं प्रोतं ॥** ઇત્યાદિથી સર્વનું સ્વમાત્રત્વ છે. **एकेन तेनेदं ब्रह्माण्ड मण्डलम् ॥** આ પૂર્ણ બ્રહ્માંડ મંડળ એક પૂર્ણ સ્વરૂપે વ્યાપ્ત છે. **हरिरेव जगद् जगदेवहरिः ॥** ઇત્યાદિ વચનોથી સિદ્ધ છે.

**વૈરાગ્ય દ્દષ્ટી દ્રષ્ટાંતઃ**—જેમ એક મોટા નગરમાં કસાઇઓની દુકાન ઉપર હાડ માંસ ને લોહીવાળું ચામડા વિનાનું આખું કલેવર લોકોને ખાવા માટે કસાઈ લોક ટીંગાડી રાખે છે. એ માંસનું ખાલ વગરનું શરીર હર વખત ધ્યાનમાં રહે અને કોઈ કાળ ભૂલાય નહીં તો તેવીજ

ફીસમનું સ્ત્રીનું તેમજ પુરૂષનું સુંદર દેખાતું શરીર છે. એવા કસાઇના ટીંગાડેલા માંસના લોચામાં રમણીક કે કામ્ય બુદ્ધિ કરવી એ કેવી લજ્જાસ્પદ વાર્તા કહેવાય? આવી રીતનું મનન કે ધ્યાન તે કામ દ્રષ્ટી નાશક અને ગ્લાની ઉત્પાદક છે. **यद्यान्तर देहस्य बहिर्भवेत्तदाजनाः । दंडं गृहित्वा वारयेयुःशुनां काकांश्च मानवाः ॥** વળી **त्वग्मांस रक्त बाष्पांबु पृथक्कृत्वा विलोचने । समालोक्य रम्यं चेत्किं मुधा परिमुह्यसि ॥** ચામડી, માંસ, લોહી અશ્રુ (ચિપડા) જળ આંખથી જુદા પાડી જોવાથી તેમાં રમ્ય શું દીઠું? વૃથા મોહ આંખમાં કેમ થાય છે?

**વળી બીજું દ્રષ્ટાંત:**—એક શેઠરૂપી બ્રહ્માએ મેહેતરરૂપી જીવને પાત્ર (ટોપલા) રૂપી શરીરમાં મેલારૂપી હાડમાંસ (વિષ્ટા મૂત્ર)ને વિસર્જન કરીને આપ્યાં બાદ જોઇને ગ્લાનીને પ્રાપ્ત થયો તેથી મેહેતરને કહેવા લાગ્યો કે અરે! આ મેલાંને ઢાંકીને લઈ જાઓ. મહેતરે કહ્યું કે મારી પાસે વસ્ત્ર નથી ત્યારે શેઠે સારો રંગીબેરંગી રૂમાલ (રૂપાળી ચમક ચામડીરૂપી) મેડી ઉપરથી ફેંક્યો તેને ઢાંકીને મેહેતર લઈ જતો હતો ત્યાં અજ્ઞાની (કામી પુરૂષ) તો સુંદર રૂમાલ (રૂપી ચમક ચામડીને) જોઇને તેમાં શું છે તે જોવા લલચાયો અને મેહેતરને કહ્યું કે તે મને બતાવ. મહેતરે કહ્યું કે તેમાં મેલું ભરેલું છે તો પણ લાલચ ન થોભી શકવાથી તે કામાતુર મોહાંધ થવાથી તે રૂમાલરૂપી ચામડી ઉઘાડી જોઈ તો વિચાર શીલ વિવેકી તો તેને જોઇને અતિ ગ્લાનીને પ્રાપ્ત થઈને ત્યાગીને પશ્ચાતાપ કરવાથી આત્મચિંતનમાં તત્પર થયો અને જે નીચકામી હતો તે વારંવાર તે રૂમાલની અંદરના મેલાને જોઇને ગ્લાની પામ્યો છતાં પણ તેને જોવાનું છોડતો નથી તે કેવી લજ્જા કે મૂર્ખતા કે ગ્લાની વાત છે?

રેતના (વીર્યના) ત્યાગમાં અને મળમૂત્રના ત્યાગમાં વિશેષ ભેદ કે આનંદ નથી. રેત ત્યાગ એ પણ મળ ત્યાગજ છે.

કુતરામાં અને જ્ઞાનીમાં અશુચિ ભક્ષણ સરખું હોય તો ભેદ શું રહ્યો?

ગોકર્ણે પિતા આત્મદેવને તેવોજ વૈરાગ્યનો બોધ કર્યો હતો (**જુઓ શ્રીમદ્ ભાગવત્**) **वैरागराग रसिको भवभक्ति निष्ठः । धर्मं भजस्व सततं त्यजलोक धर्मान् ॥**

શુદ્ધ વૃત્તિ ચિરકાળ પરિપાક રહેવા અર્થે આ વૈરાગ્ય દ્રષ્ટી ફળરૂપ છે.

When your mind grasps visible worldly forms e. g. beauty &c, you should consider that the bliss of the knowledge of these forms is the bliss of the knowledge of your sight-(as already explained else where). Thus nothing affects you.

**શ્રીકૃષ્ણયજુર્વેદીય** કાઠકોપનિષત્માંથી અ. ૨જો વલ્લી ૨જી મંત્ર ૧૧ થી ૧૩.

**सूर्यो यथा सर्व लोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्य दोषैः ।**
**एक स्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोक दुःखेन बाह्यः ॥ ११ ॥**
**एको वशी सर्व भूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम ॥ १२ ॥**
**नित्योऽनित्यानां चेतन श्चेतना नामेको बहूनां योविदधाति कामान् ।**
**तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शांतिः शाश्वती नेतरेषाम् ॥१३॥**

જેમ સૂર્ય મળમૂત્રાદી અપવિત્ર પદાર્થોને પ્રકાશવાથી ચક્ષુઓ ઉપર ઉપકાર કરીને તે અપવિત્ર પદાર્થોને દેખનાર સર્વ લોકના નેત્રરૂપ છે તોપણ તે અશુચિ પદાર્થોના દર્શનના નિમિત્તથી

આધ્યાત્મિક પાપરૂપ ચક્ષુના દોષોથી ને બહારના અપવિત્ર પદાર્થોના સંબંધથી થતા બાહ્ય દોષોવડે લેપાતો નથી તેમ એક અને વસ્તુતાએ અધ્યાસના અનાશ્રય સર્વ ભૂતોના અંતરાત્મા (રૂપ બ્રહ્મ) લોકના દુ:ખોથી લેપાયમાન થતો નથી.

જે એક, સર્વ જગતના નિયંતાને સર્વ ભૂતોના અંતરાત્મા છે તથા જે એકરસ (ને વિશુદ્ધ જ્ઞાનરૂપ) પોતાને નામરૂપ ઉપાધિવડે બહુ પ્રકારે પ્રતીત કરાવે છે તે શરીરમાં (હૃદયાકાશમાં) રહેલાને જે વિવેકીયો સાક્ષાત્ અનુભવે છે ( બુદ્ધિમાં ચૈતન્ય રૂપથી પ્રકટ છે એમ જાણે છે ) તેઓને આત્માનંદરૂપ નિત્ય સુખ પ્રાપ્ત થાય છે. બીજાઓને નહિં.

જે અનિત્યોનું નિત્ય, બુદ્ધિવાળા ચેતન પ્રાણીઓના ચેતનરૂપ છે તથા જે એક છતાં અનેક કર્મફળરૂપ ભોગોને આપે છે તે બુદ્ધિમાં સ્વસ્વરૂપે સ્થિત પરમાત્માને જે વિવેકીઓ સાક્ષાત્ અનુભવે છે તેઓને નિત્ય શાંતિ થાય છે. બીજાઓને નહિં.

* * * *

**स्नातं तेन समस्त तीर्थ सलिले दत्तापि सर्वावनी ।**
**यज्ञानांच कृताम् सहस्र मखिला देवाश्च संपूजिता ।**
**संसाराश्च समुध्धृता स्वपितर स्त्रैलोक्य पूज्योपिसौ ।**
**यस्य ब्रह्म विचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ।**
**कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन् ।**
**अपार संवित् सुख सागरेऽस्मिन् लीनं परेब्रह्मणि यस्य चेतः ॥**

બ્રહ્મ વિચારમાં જેનું મન એક ક્ષણ પણ સ્થિતિ પામ્યું તેણે બધાં તીર્થો કર્યાં, સઘળી પૃથ્વીનું દાન કર્યું, સહસ્ર યજ્ઞો કર્યા, બધા દેવોને પૂજ્યા, પોતાના પિતૃઓનો સંસારથી ઉદ્ધાર કર્યો સમજવો. તે પોતે ત્રૈલોક્યમાં પૂજાય છે.

અપાર જ્ઞાન સુખ સાગર પરબ્રહ્મ વિષે જેનું ચિત્ત લીન થઈ ગયું તેનાથી આખું કુળ પવિત્ર થયું, તેની માતુશ્રી કૃતાર્થ થઈને પૃથ્વી પણ તેનાથી પુણ્યવાન થઇ સમજવી.

* * * *

**आदित्यस्य गतागतैरह रहः संक्षीयते जीवनम् ।**
**व्यापारै र्बहु कार्यभार गुरुभिः कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्म जरा विपत्ति मरणं त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमयीं प्रमाद मदिरा मुन्मत्त भूतं जगत् ॥**

સૂર્યનારાયણના ઉગવા આથમવાથી દીવસે દીવસે આયુષ્ય ક્ષીણ થતું ચાલ્યું જાય છે. વ્યવહાર કાર્યના ભારમાં એટલું બધું દબાયેલું રહે છે કે કાળ વહી જાય છે તેની ખબર રહેતી નથી. વળી જન્મમરણ, વૃદ્ધાવસ્થા તથા આપત્તીઓ નજરે જુએ છે છતાં ત્રાસ ઉપજતો નથી. આવી રીતે મોહમયી મદીરારૂપી પ્રમાદ પીને જગત ઉન્મત બની ગયું છે, તે આશ્ચર્ય છે.

* * * *

**विवेक वह्निना दग्धैः काम क्रोध समूलके ।**
**संसारे भगवानेव आनंदात्मा प्रसीदति ॥** આત્મપુરાણ અ. ૧

આત્મજ્ઞાનના વિવેકરૂપી અગ્નિથી જેણે મૂળ અજ્ઞાનસહિત કામ ક્રોધાદિક વિકાર બાળી નાંખ્યા છે. તેને આ સંસારમાં ભગવાન આનંદ આત્મા પ્રસન્ન રહે છે. મહાવાક્યના અર્થરૂપ આનંદ આત્મા પ્રાદુર્ભાવ થાય છે.

**विविच्य भ्रांति मुज्झित्वा स्वमप्य गणयन् सदा ।**
**चिंतयन् साक्षिणं कस्मा च्छरीर मनु संज्वरेत् ॥** **પંચદશીમાંથી**

વિવેકજ્ઞાનથી જ્યારે ચિદાભાસ, પોતાના કૂટસ્થસ્વરૂપને અને સ્થૂલ, સૂક્ષ્મને કારણ એ રૂપ ત્રણે શરીરને એકબીજાથી છુટા પાડી વિચારી જુએ છે ત્યારે ભ્રાંતિનો અભાવ થતાં પોતાના આભાસ રૂપનું જ્ઞાન થાય છે. આમ પોતાના સ્વરૂપનુ જ્ઞાન પામ્યા બાદ તે પોતામાં પણ આદર કરતો નથી અને જ્વરાદિક રહિત પોતાના સાક્ષી સ્વરૂપનો નિત્ય વિચાર કરતો થાય છે આથી તે શરીરના સુખ દુઃખાદીથી ભેદાતો નથી.

* * * *

**विघ्नैः पुनः पुनरपि प्रतिहन्य ाना, प्रारब्ध मुत्तम जना न परित्यजंति ॥**
**दग्धं दग्धं पुनरपिपुनः कांचनं कांतिवर्णे न प्राणान्ते प्रकृति विकृतिर्जायते सज्जनानाम् ॥**

વિઘ્નોના પ્રહાર ઉપરા ઉપરી આવી પડે તોપણ આરંભ કરેલું કાય ઉત્તમ જનો ત્યજતા નથીજ.

કાંચનનો સ્વભાવ છે કે જેમ તેને વારંવાર અગ્નિમાં તપાવીએ તેમ તેમ તેની કાંતી વધતી જાય છે. તેમ પ્રાણાન્તે પણ સજ્જન પુરૂષોની પ્રકૃતી વિકારને પામતી નથી,

* * * *

**आसुप्ते रामृतेर्कालं नयेत् वेदान्त चिंतया ।**
**दद्यात् नावसरम् किंचित् कामादीनां मनागपि ॥**

સવારથી ઉઠીને સુઇને નિદ્રા આવી જાય ત્યાંસુધી અને તેવી રીતે આયુષ ક્ષય થઈ મૃત્યુ આવેથી ત્યાંસુધી વેદાંત ચિન્તનમાં કાળ નિર્ગમન કરવો ને કામાદીક વિકારોને કિંચિત્ લેશમાત્ર પણ અવકાશ આપવો નહીં. (મનમાં પ્રવેશ કરવા દેવા નહીં).

* * * *

**આત્મબોધમાંથી લીધેલા શ્લોકો.**

**संसारः स्वप्न तुल्योहि राग द्वेषादि संकुलः ।**
**स्वकाले सत्य व द्भाति प्रबोधे सत्य सद्भवेत् ॥**
**तावत्सत्यं जगद्भाति शुक्तिका रजतंयथा ।**
**यावन्न ज्ञायते ब्रह्म सर्वाधिष्ठान मद्वयम् ॥**
**अज्ञान कलुषं जीवं ज्ञानाभ्यासाद्वि निर्मलं ।**
**कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतक रेणुवत् ॥**
**सुखदुःखादि बुद्धौ सत्यां प्रवर्त्तते ।**
**सुषुप्तौ नास्ति तन्नाशे तस्मा द्बुद्धेस्तुनात्मनः ॥**
**उपाधिस्थोपि तद्धर्मैर्नलिप्तो व्योमवन्मुनिः ।**
**सर्वं विन्मूढवत्तिष्ठे दसक्तो वायुवच्चरेत् ॥**
**यल्लाभान्नापरो लाभो यत्सुखान्ना परं सुखं ।**
**यज्ज्ञानान्ना परं ज्ञानं तद्ब्रह्मेत्य वधारयेत् ॥**
**दिग्देश कालाद्यनपेक्ष्य सर्वगं शीतादि हृन्नित्य सुखं निरंजनं ।**
**यःस्वात्म तीर्थं भजते विनिष्क्रियः स सर्ववित्सर्वगतोऽमृतो भवेत् ॥**

અર્થ:—ખરેખર સંસાર સ્વપ્ન તુલ્ય છે, રાગ દ્વેષાદીકથી ભરેલો છે ઘેરાયેલો છે. વ્યવહાર કાળમાં સત્યવત્ ભાન થઇ રહેલ છે ને જ્ઞાન (જાગૃત) થયે અસત્ મિથ્યા જણાય છે. જ્યાં સુધી સર્વના અધિષ્ઠાન અદ્વય બ્રહ્મનું વિજ્ઞાન નથી થયું ત્યાંસુધી છીપમાં રૂપાની પેઠે જગત સત્ય ભાન થઇ રહે છે. અજ્ઞાન કલુષીત (મળવાળો થયેલ) જીવ જ્ઞાનાભ્યાસથી નિર્મળજ છે. જ્ઞાનપ્રાપ્ત કરીને અજ્ઞાન-જળમાં કતકરેણું (નિર્મળી)ની પેઠે-પોતે નાશ થઈ જાય છે. બુદ્ધિ છે ત્યાં સુધી સુખદુઃખાદીક ભાન થાય છે. સુષુપ્તીમાં બુદ્ધિ ન હોવાથી તે જણાતા નથી તેથી તે બુદ્ધિના ધર્મ છે. આત્માના નથી. મુનિ ઉપાધિ વિશે રહ્યો છતો આકાશવત્ તે ઉપાધિધર્મથી લેપાતો નથી. પોતે સર્વવિત્ છતાં મૂઢની જેમ રહે છે અને વાયુની પેઠે અસક્ત (સંગરહિત) વિચરે છે. જેના લાભથી વિશેષ બીજો કોઇ લાભ નથી, જે સુખથી અન્ય કોઈ વિશેષ સુખ નથી ને જેના જ્ઞાનથી અન્ય વિશેષ જ્ઞાન કોઈ નથી તેજ બ્રહ્મ એમ અવધારણા કરો. દિશા દેશ કાળાદિની અપેક્ષા રહિત સર્વ ગતિ કરનાર, હૃદય વિશે શાંત નિત્ય સુખ નિરંજન (માયારહિત) ને ક્રિયા રહિત સ્વાત્મ તીર્થને ભજે છે તે સર્વવિત્, સર્વગત ને અમર થાય છે.

### આત્મષટક સ્તોત્ર—પ્રાતઃસ્મરણ માટે.

मनो बुध्ध्य हंकार चित्तान्निनाहं न च श्रोत्रजिव्हे न च घ्राणनेत्रे ।
न च व्योम भूमीर्न तेजो न वायु श्चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ १ ॥
अहं प्राण वर्गो न पंचानिलामे, न तोर्य न मे धातवो नैवकोशाः ।
नवाक् पाणिपादौ न चोपस्थपायू चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ २ ॥
न पुण्यं न पापं न सौख्यं न दुखं न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ ३ ॥
न मे द्वेष रागौ न मे लोभ मोहौ मदोनैवमे नैव मात्सर्य भावं ।
न धर्मो न चार्थो न कामो न मोक्ष श्चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ ४ ॥
न मे मृत्यु शंका न मे जातिभेदः पिता नैव मे नैव माता न जन्म ।
न बंधुर्न मित्रं गुरु र्नैव शिष्य श्चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ ५ ॥
अहं निर्विकल्पो निराकाररूपो विभू र्व्याप्य सर्वत्र सर्वेंद्रियाणाम् ।
न वै बंधनं नैव मुक्तिर्न भीति श्चिदानंदरूपः शिवोहं शिवोहं ॥ ६ ॥

* * * *

### प्रातःस्मरणम्

प्रातःस्मरणामि हृदि संस्फुरदात्म तत्त्वं, सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत् स्वप्न जागृत् सुषुप्त मवैति नित्यं, तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥१॥
प्रातर्भजामि मनसो वचसामगम्यं, वाचोविभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेति नेति वचनै र्निगमा अवोचु, स्तं देवदेव मज मच्युतमा हुरग्र्यम् ॥२॥
प्रातर्नमामि तमसः परमर्कवर्णं, पूर्णं सनातन पदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेष मशेष मूर्तौ रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥ ३ ॥

\+ \+ \+ \+

सर्वत्र सुखिनस्सन्तु सर्वेसन्तु निरामयाः । ममाङ्गसदृशा जीवाः मा कश्चिद् दुःख माप्नुयात् ॥ काले वर्षतु पर्जन्यो, पृथ्वीशस्य शालिनी । देशोयं क्षोभरहितो,

ब्राह्मणाः सन्तुनिर्भयाः ॥ स्वस्ति राजभ्यः स्वस्ति प्रजाभ्यः स्वस्ति पशुभ्यः सुखिनः सन्तु ॥ ॐ शांतिः शांति शांतिः ॥

*　　　*　　　*　　　*

सूत्रे चैव तु पुष्पाणि, पुष्पेषु सूत्रमुच्यते ।
एवं शिवं च सर्वेषु, शिवे सर्वं प्रतिष्ठितं ॥

જેમ પુષ્પો સૂત્રને વિશે ને પુષ્પ વિશે સૂત્ર રહેલ છે તેમ શિવસ્વરૂપ પરમાત્મા સર્વને વિશે અને સર્વ દૃશ્ય શિવરૂપ પરમાત્મા વિશે છે એમ સમજવું અર્થાત્ પરમાત્મા સર્વમાં અનુસ્યુત છે ને સર્વ દૃશ્ય તે અધિષ્ઠાન વિષે કલ્પીત છે.

*　　　*　　　*　　　*

સંતોષ રાખવા વિશેઃ–सर्पाः पिबन्ति पवनं, न च दुर्बलास्ते ।
शुष्कै स्तृणै वनगजाः, बलिनो भवन्ति ॥
कंदैर्फलै मुनिवराः गमयन्ति कालं ।
संतोष मेव पुरुषस्य परं निधानम् ॥

*　　　*　　　*　　　*

શ્રી કૃષ્ણના આહનીક શ્લોકઃ—શ્રીમદ્ ભાગવત્ સ્કંધ ૧૦ અધ્યાય ૭૦ મો (બ્રાહ્મણ મુહૂર્તમાં ઉઠી જળ સ્પર્શ કરી ઇંદ્રિયોને સ્વચ્છ સ્વસ્થ કરી શ્રી કૃષ્ણ બોલતા હતા.):–

एकं स्वयं ज्योतिरनन्य मव्ययं । स्वसंस्थयाप्यस्त निरस्त कल्मषं ॥
ब्रह्माख्य मस्योद्भव नाश हेतुभिः स्वशक्तिभि र्लक्षति भाव निर्वृत्तिम् ॥

માયાથી પર, એક, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, અવિનાશી, સ્વસ્થિતિથી અવિદ્યાને નિરંતર દૂર રાખનાર તથા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિને નાશના કારણરૂપ પોતાની શક્તિઓથી જેનો સ્વરૂપ આનંદ જણાય છે એવા પરબ્રહ્મરૂપ પોતાના આત્માનું ધ્યાન કરતા હવા.

*　　　*　　　*　　　*

प्रह्लाद् नारद् पराशर पुंडरीक व्यासाम्बरीष शुक शौनक भीष्म दाल्भ्यान् रुक्मांग दार्जुन विभीषणादीन् पुण्यानहं परम भागवतां स्मरामि ॥ શ્રીકૃષ્ણ આ નામોવાળા પરમ ભગવદ્‌ભક્તોનું પ્રાતઃકાળમાં સ્મરણ કરતા.

*　　　*　　　*　　　*

ॐ नमः प्रणवार्थाय शुद्ध ज्ञानैक्य मूर्तये, निर्मलाय प्रशांताय दक्षिणा मूर्तये नमः ॥
निधये सर्व विद्यानां, भिषजे भवरोगिणाम, गुरवे सर्वलोकानाम् दक्षिणामूर्तये नमः ॥
અર્થ સ્પષ્ટ છે.

*　　　*　　　*　　　*

સદાચાર સ્તોત્રના વિચારવા યોગ્ય શ્લોકો.

देहो देवालयः प्रोक्तो देहि देवो निरंजनः ।
अर्चितः सर्व भावेन स्वानुभूत्या विराजते ॥
देहो देवालयः प्रोक्तो जीवो देहस्थः शिवः ।
त्यजेद ज्ञान निर्माल्यं सोहं भावेन पूजयेत् ॥

( આ શ્લોક શરીરરૂપી દેવાલયમાં ધ્યાન માટે ઓઆન સચ્ચાપતિ સ્વામીનો છે)

अतीता नागतं किंचिन्न स्मरामि न चिंतये ।
राग द्वेषं विना प्राप्तं भुंजाम्यत्र शुभाशुभम् ॥
शब्द स्यार्धंतयोः सिद्धं मनसोपितथैव च ।
मध्ये साक्षितया नित्यं तदेव त्वं भ्रमं जहि ॥
संकल्प साक्षिणं ज्ञानं सर्व लोकैक जीवनम् ।
तदस्मीति च यो वेद समुक्तो नात्र संशयः ॥
लय विक्षेपयोः संधौ मनस्तत्र निरामिषम् ।
स संधि साधितो येन समुक्तो नात्र संशयः ॥
सर्वत्र प्राणिनां देहे जपो भवति सर्वदा ।
हंसः सोहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ।

**અર્થ**:—દેહને દેવાલય જાણી તેની અંદરના નિરંજન દેવને પ્રથમ ઓળખી સર્વાત્મભાવે સ્વાનુભવવડે અર્ચન કરતાં આત્મસ્વરૂપનો પ્રકાશ શોભી નીકળે છે.

આ દેહને દેવાલય કહેલ છે, દેહની અંતર રહેલ જીવ શિવ છે. તેનું–અજ્ઞાનરૂપી નિર્માલ્ય ત્યાગ્યાબાદ–સોહંભાવથી પૂજન કરો.

જે શબ્દના આદિ અંતમાં છે અને મનની સાથે પણ તેજ રીતે રહેલ છે. તેમ મધ્યમાં પણ સાક્ષિપણે નિશ્ચયપૂર્વક નિત્ય હોવાથી તેજ તું છે. માટે ભ્રમને છોડી દે.

સંકલ્પના સાક્ષીરૂપે જે જ્ઞાન એજ સર્વ લોકનું જીવન છે તેજ હું છું. એ પ્રમાણે જે ગુહ્ય ભેદને જાણે છે તે નિઃસંશય મુક્ત છે.

લય વિક્ષેપ વૃત્તિનો નાશ અને વૃત્તિની ઉત્પત્તિની જે સંધી છે તે સંધિની અંદર મન વિષય રહિત રાખી જેણે સંધિ સાધી છે તે મુક્ત છે એને માટે જરાપણ સંશય નથી.

સર્વ પ્રાણીમાત્રના દેહમાં સર્વદા જે જપ ચાલે છે તે જપસોહં 'હંસઃ' તે 'અહંસઃ'નું ટુંકું રૂપ છે. તેને તું જાણીને વિચાર કર એટલે એ જપ સર્વ બંધનથી તને છોડવશે.

આ શ્લોકોનો અર્થ ગંભીર છે ને ગુરૂગમ્ય છે.

× × × × ×

**दृशि स्वरूपं गगनोपमं परं। सकृद्विभातं त्वमजमेकमव्ययं। अलेपकं सर्व गतं यदद्वयं। तदेव चाहं सततं विमुक्तमोम् ॥**

દ્રષ્ટિની રૂપ એજ દ્રષ્ટાનું સ્વરૂપ દ્રષ્ટાપણું છે. તેજ પરમાત્માનું સ્વરૂપ સાક્ષીસ્વરૂપ છે. તે આકાશવત્ શ્રેષ્ટ, નિત્ય પ્રકાશરૂપ, અજન્મા, અવ્યય, અસંગ, સર્વગત ને અદ્વય છે તેજ મારૂં નિત્ય મુક્ત સ્વરૂપ છે.

ચક્ષુ બિંદુ બે સૂક્ષ્મ નેત્રના વચમાં છે તે સત્વગુણ પ્રધાન બ્રહ્મતેજ છે. (જુઓ **ગુરૂ-લીલામૃત પુસ્તક** અધ્યાય ૪૯ તથા વળી **છાંદોગ્યોપનિષદ** પ્ર૦ ૧ ખંડ ૫, પ્ર૦ ૨ ખંડ ૧૦, પ્ર૦ ૪ ખંડ ૧૫, પ્ર૦ ૮ ખંડ ૭ મો અને **વેદાંતસાર–સુબોધિની ટીકાવાળો** (નવો) તેની ટીકા પાનું ૪૫–૪૯)

× × × × ×

यस्य सौंदर्य लेशेन सकलं सुंदरि कृतम् ।
स सौंदर्य निधिर्ज्ञेयः भगवान सर्व सुंदरः ॥

જે ભગવાનના સૌંદર્યલેશથી આ સર્વ દ્રશ્ય સુંદર લાગે છે તે સૌંદર્યતાનો ભંડાર સર્વ સુંદરરૂપ છે; એમ જાણો. Sublime light beaming forth as purity itself એ સુંદરતાનો અર્થ જાણો.

× × × × ×

**कुर्वते सदा नित्यं सर्वत्र ब्रह्म मन्वयम् ।**
**भूत वस्त्व शोचित्वे पुनर्जन्म न विद्यते ॥**

સદા સર્વદા સર્વત્ર સર્વગત બ્રહ્મ છે એમ ધ્યાન કરવું. ગઈ વસ્તુનો શોક ન કરવો. તે નાશવાન હોવાથી અશોચ્ય છે. તેમ કરવાથી ને જાણવાથી પુનર્જન્મ પ્રાપ્ત થશે નહિં.

× × × × ×

**બીતત સો ચિંતવત્ નહિં, આગે ન કરે આશ, આઈ સો શિરપર ધરી, સોઈ હરિકા દાસ.**

* * * *

અનિચ્છા છતાં અનિષ્ટ સંકલ્પ આવી પડે તે કાળે **सर्वस्य चाहं हृदि संन्निविष्टो, मत्तः स्मृति र्ज्ञानम पोहनंच ॥** એટલે સર્વના હૃદયમાં જીવાત્મારૂપે હુંજ પેઠેલો છું ને મારાથી સ્મૃતિજ્ઞાન ને તેનો અભાવ થાય છે. **ગીતા** અ૦ ૧૫ શ્લોક ૧૫ અથવા **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्टति॥ तमेवशरणं गच्छ सर्व भावेन भारत ॥ ગીતા** અ૦ ૧૮ શ્લોક ૬૧–૬૨ યાદ કરવા. શુભ ઇચ્છવાનું ફળ શુભ છે તેનો સાક્ષી અંતર્યામી છે અને તે ફળદાતા છે.

× × × × ×

કૌપીન પંચકમાંથી

**वेदान्त वाक्येषु सदारमन्तो, भिक्षान्नमात्रेण चतुष्टिमंतः ।**
**अशोकवंतः करुणैकवंतः, कौपीनवन्तः खलु भाग्यवन्तः ॥**
**देहाभिमानं परिहृत्य दूरादात्मानमात्मन्यवलोकयन्तः ॥**
**अहर्निशं ब्रह्मणि ये रमन्तः, कौपीनवन्तः खलु भाग्यवन्तः ॥**
**स्वानंद भावे परितुष्टिमन्तः, स्वशांत सर्वेन्द्रिय वृत्तिमंत ।**
**नान्तं न मध्यं न बहिः स्मरंतः, कौपीनवन्तः खलु भाग्यवंतः ॥**

**અર્થ**:—વેદાંત વાકયોમાંજ જે સદા રમતો રહે છે, કેવળ ભિક્ષાના અન્નમાંજ જે સંતુષ્ટ રહે છે, જે કરૂણાશીલ અને શોકરહિત રહે છે એવા કૌપીન ધારણ કરનાર મહાત્મા ખરેખર ભાગ્યવાન છે.

જેણે દેહાભિમાનને દૂરથીજ છોડી દીધું છે (નમસ્કાર કર્યા છે) જે આત્માને આત્મામાં (સર્વ શરીરોમાં) દેખે છે અને જે રાત દીવસ બ્રહ્મમાંજ રમણ કરે છે એવા કૌપીન ધારણ કરનાર મહાત્મા ખરેખર ભાગ્યવાન છે.

જે સ્વરૂપાનંદમાં પ્રસન્ન રહે છે ને જે પોતાની સર્વ ઇંદ્રીયોની વૃત્તિયોને આત્મસ્વરૂપમાં શાંત કરીને રહે છે અને જેને અંતરની બહારની કે મધ્યની કાંઈપણ ખબર નથી (એકરૂપ એકરસ જાણે છે.) એવા કૌપીનધારી મહાત્મા ખરેખર ભાગ્યવાન છે.

× × × × ×

**काशी क्षेत्रं शरीरं, त्रिभुवन जननि, व्यापिनि ज्ञानगंगा ।**
**श्रद्धा भक्ति गयेयं, निजगुरुचरण ध्यान योगः प्रयागः ॥**

**विश्वेशोऽहं तुरीयं सकलजन्मनः साक्षी भूतान्तरात्मा ।**
**देहे सर्वं मदीये यदि वसति पुनः तीर्थं मन्यत् किमस्ति ॥**

દરેક જન્મના સાક્ષી સુખદુઃખના અભિમાન રહિત અંતરાત્મા શ્રી કાશી વિશ્વેશ્વર તીર્થસ્વરૂપ છે તે કાશીક્ષેત્ર શરીર જ્યાં છે, ત્રિલોક માતા છે, જ્ઞાનગંગા વાવ વ્યાપેલી છે. શ્રદ્ધા ભક્તિ ગયાજી છે, પોતાના ગુરૂના ચરણુનો ધ્યાનયોગ એ પ્રયાગ છે તે સર્વે મારા દેહમાં વસે છે તો અન્ય તીર્થ ક્યાં જવું ?

*  *  *  *  *

શ્રી **આત્માનંદજી સ્વામી** ઉપદેશે છે કે મનને શ્વાસના ॐ ઓંકારમાં પરોવવું ને તેજ દોરી ઉપર રાખવાનો અભ્યાસ રાખવો. અગર આંખોને બંધ કરી અંધકારમાં વિવેકથી જોઇને સત્ય વસ્તુને શોધી કાઢી જાણીને તેના પર મનને ઠેરવવું. સત્તામાત્ર સર્વના સાર ભૂત **सच्चिदानंद** Life, Light & Love મૂળ (શુદ્ધ) માયા, ત્રિપુટી ઇશ્વર, જીવ શિવ માયાનો વિસ્તાર છે તેથી અસંગ તું છે એ સમજ અનુભવ ગુરૂગમ્ય છે તે અપૂર્વ યોગી જ્ઞાનીના આ સમાધાનવડે પૂર્વબંધ તૂટે છે. આત્માને વિશે કાંઇ કર્તવ્ય છે નહીં તોપણુ જે કાંઈ કર્મનો વેગ પ્રતીત થાય છે તેને શાંત પાડવા સારૂ જે કર્મથી બંધનપ્રતીત થયું છે તેથી ઉલટે કર્મે કરીને કર્મરહીત થવાય છે ને મુક્તતાપ્રતીત થાય છે તેથી શુદ્ધ ભાવનાથી મન નિગ્રહાદી કર્મ કરવું.

*  *  *  *

**કવીત**—ઉપરથી વ્યવહાર કરે, પુનઃ ભીતર સ્વપ્ન સમાન જ્યું ભાસે, લે કરી તીર, પતાલકો સાધત, મારતહે પુનઃ ફેર આકાશે, સુંદર કોઇક પાવત જ્ઞાની કી આશે.

સ્વાંગી, સ્ત્રીનો વેશ લઇ વ્યવહાર કરે પણુ અંતરમાં પોતાને પુરૂષ જાણે છે, તે બખ્તર ને શસ્ત્ર છેદન કરી શકતું નથી. ગારૂડી, પોતાની માયાથી મોહ પામતો નથી.

વૃત્તિ સ્થિર થયા પછી વૃત્તિ બ્રહ્માકાર થાય છે બ્રહ્માકાર થયા પછી વૃત્તિ વિલય પામે છે તેથી વૃત્તિની સ્થિરતા (સ્થિતિ)ની જરૂર છે.

×  ×  ×  ×  +

**શ્રીમાને(લક્ષ્મીવાળાએ)**એવા કર્મ કરવા કે જનસમુહ નિંદા ન કરે; શુરવીર નિરભિમાન થઇ કાર્ય કરે અને **પ્રભુતાવાળાએ** સમદષ્ટી રાખી કાર્ય કરવાં જોઇએ તો તેનો જન્મ સફળ છે.

**स्वकर्म साधयेत् धीमान्**—બુદ્ધિમાન હોય તે તો પોતાનું આત્મ શ્રેયસ સાધી લે છે કેમકે **ઉપનિષદમાં કહ્યું** છે તે પ્રમાણે **आत्मनस्तु कामाय पति पत्नि पुत्र बांधव धनादि सर्वे प्रियाः भवन्ति ॥**

સ્વપ્નમાં જોયેલું દુઃખ તે જાગ્રત થયે મટે છે તેમ જ્ઞાનરૂપ પ્રબોધ જાગ્રત થયે અજ્ઞાનરૂપી સ્વપ્ન અંધકાર મટે છે.

**શ્રેષ્ઠ દાન** ॐકારથી શરૂ કરીને આપવું તે છે ને પાત્ર એટલે સ્વધર્મ અનુષ્ઠાન કરનાર વિદ્વાન બ્રહ્મનિષ્ઠને આપવું તે સત્પાત્ર છે.

**શુષ્કવેદાંતી ન થવું**:—જ્ઞાન અંતરમાં છે અને જગતનો વ્યવહાર બહીર છે. તેથી તારૂં તે મારૂં એવો વ્યવહાર થાય તે શુષ્કતા ગણાય. વ્યવહારમાં પણુ પગના જોડા પગમાંજ શોભે. માથા ઉપર પહેરાતા નથી. માતા તે માતા છે અને સ્ત્રી તે સ્ત્રીજ રહે. જ્ઞાનતો હૃદયાકાશમાં છે. ત્યાં પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન સંપાદન કરે. કોઇનો રાગદ્વેષ ન કરે, ને યથેચ્છાચરણુ ન

કરે તે જ્ઞાની, કાકાક્ષી (એક હીરો કાગડાની બંન્ને આંખો વચ્ચે છે)ની પેઠે જ્ઞાનીને વ્યવહાર અને પરમાર્થ દૃષ્ટી છે. **ભારત ગ્રંથમાં** જનક અને સુલભાના આખ્યાનો જુઓ.

**આત્મપુરાણ** અધ્યાય ૧માં શત્રુ કોને કહેવો તે જણાવે છે કે જે અપમાનાદી પોતાને પ્રતિકૂળ હોય તે અપમાન આદિકપોતે બીજાને જે કરે છે, તે પોતેજ પોતાનો શત્રુ થાય છે તેથી ભેદબુદ્ધિજ અનર્થનું કારણ છે. વળી **ભગવદ્ગીતા** અ. ૬ શ્લોક ૫ મો. પણ તે પ્રમાણેજ કહે છે.

**યોગવાસિષ્ઠ–મુમુક્ષુ પ્રકરણમાંથી.**

**संतोषः परमो लाभः सत्संगः परमं धनं ।**
**विचारः परमं ज्ञानं, शमं च परमं सुखं ॥**

હે રામજી! જે આ ચારે સંતોષ, સત્સંગ, વિચારને શમતા સંપન્ન છે તે પરમ કલ્યાણ કર્તા છે તેમની બ્રહ્માદિક સ્તુતી કરે છે. તેથી દાંતથી દાંત પીસીને એમનો આશ્રય કરીને મનને વશ કરી લ્યો.

**"ऋग्वेद तत्वम्" પુસ્તકમાંથી.** (પાનું ૭૬)

**सहस्र शीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।**
**सभूमिं विश्वतोवृत्वात्यतिष्ठ द्दशाङ्गुलम् ॥**
**पुरुषएवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ।**
**उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥**
**एतावानस्य महिमातो ज्यायांश्च पूरुषः ।**
**पादोस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि ॥**

અનુવાદઃ—સકલપ્રાણિ સમષ્ટિરૂપ 'વિરાટ' નામક બ્રહ્માંડ દેહાત્મક જે આ પુરૂષ છે તે અનંત મસ્તકોથી યુક્ત છે અર્થાત, સકળ પ્રાણિ વર્ગના જેટલા મસ્તકો છે તે સર્વ મસ્તક તે તે શરીરમાં અનુપ્રવિષ્ટ પ્રતીત હોવાથી આ પરમેશ્વરના મસ્તક છે એમ વ્યપદેશ કરવામાં આવે છે તેવી રીતે સકળ પ્રાણિ વર્ગના જેટલાં નેત્ર અને ચરણાદિ અવયવો છે તે સર્વે પરમાત્માની તરફ વ્યપદેશદ્વારા સમજવામાં આવે છે. આ પુરાણ પુરૂષ બ્રહ્માંડ ગોલકરૂપ ભૂમીને ચારે તરફથી પરિવેષ્ટન કરીને દશ અંગુલ પરિમિત દેશ અતિક્રમણ કરીને વ્યવસ્થિત છે યાને બ્રહ્માંડની બહાર ને ભીતર સર્વત્ર વ્યાપ્ત થઇને સ્થિત છે.

જે આ વર્તમાન, ભૂત અને ભવિષ્યાદાત્મક જગત છે તે સર્વે પુરાણ પુરૂષરૂપજ છે. જેવી રીતે આ કલ્પમાં વર્તમાન પ્રાણિમાત્રના શરીર વિરાટપુરૂષનાં અવયવભૂત છે તેવીજ રીતે ભૂત અને અનાગત–ભવિષ્યત્ પ્રાણિ માત્રના દેહ આ વિરાટ પુરૂષના અવયવ ભૂતજ છે. અને આ વિરાટપુરૂષ અમૃતત્ત્વના (દેવત્વના) સ્વામી છે. પ્રાણી માત્રના ભોગો પભોગને માટે પોતાની કારણ અવસ્થા ત્યાગીને દૃશ્યમાન કાર્યાવસ્થા યાને પ્રપંચસ્વરૂપતાને પ્રાપ્ત થયેલ છે યાને પ્રાણિ સમૂહના કર્મ ફલોપભોગ કરાવવા માટે એમણે જગત્ સ્વરૂપ સ્વીકાર કર્યું છે. આ વિરાટ પુરૂષનું પારમાર્થિક સ્વરૂપ તો કોઈ વિલક્ષણજ છે.

ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન જેટલો પ્રપંચ છે તે સર્વ આ વિરાટ પુરૂષનું સામર્થ્ય અતિશય છે. તેમનું વાસ્તવિક સ્વરૂપ આ પ્રપંચ નથી. વાસ્તવિક સ્વરૂપ તો પુરુષરૂપજ છે. તેને તેથી મહિમાથી પણ અત્યંત અધિક છે. એ બે વાતને સ્પષ્ટ કરીએ છીએ. ભૂત, ભવિષ્યત્ અને

વર્તમાન એ ત્રણે કાળના પ્રાણિ સમૂહ આ પુરૂષના ચતુર્થ અંશ છે. અને આ પુરૂષના અવશિષ્ટ જે અંશત્રય તે નાશરહિત છે અને દિવ્ય યાને સ્વપ્રકાશ છે યદ્યપિ "**सत्यं ज्ञान मनन्तं ब्रह्म**" ઇત્યાદિક શ્રુતિના અનુસાર બ્રહ્મસ્વરૂપ દેશકાળ અને વસ્તુ પરિચ્છેદથી રહિત હોવાથી એ બ્રહ્મના પાદ (અંશ) ચતુષ્ટય નિરૂપણ કરવું અશક્ય છે તો પણ "બ્રહ્મ સ્વરૂપની અપેક્ષાએ આ સકળ પ્રપંચ અલ્પ છે" આ અર્થ પ્રતિપાદન કરવાને માટે પાદ (અંશ)ના ઉપન્યાસ છે યાને પ્રપંચની ભીતર રૂપકદ્વારા ચતુર્થ અંશત્વરૂપ ન્યૂનત્વ પ્રદર્શિત કરીને પરબ્રહ્મનું ભૂમત્વ કહેવાને માટે આ અંશાંશિભાવ કલ્પના છે. **શ્રીકૃષ્ણે પણ ભગવદ્ગીતામાં** 'હું પરિપૂર્ણ સચ્ચિદાનંદ ઘન છું તે મારા એક અંશમાં આ સમગ્ર પ્રપંચને વ્યાપ્ત કરીને રહ્યો છું એમ દશમા અધ્યાયના ૪૨ માં શ્લોકમાં જગતને ઇશ્વિરાંશ બતાવેલ છે તે પણ એવા હિતુથી છે.

**શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૩ માંથી શ્રીકૃષ્ણ દર્શન ને સગુણધ્યાન.**

**तमद्भुतं बालक मम्बुजेक्षणं चतुर्भुजं शङ्खगदायुदा युधम्। श्री वत्स लक्ष्मं गल शोभि कौस्तुभं पीतांबरं सान्द्रपयोद सौभगम्॥ महार्ह वैडूर्य किरीट कुण्डल-त्विषा परिष्वक्त सहस्र कुन्तलम्। उद्दाम काञ्च्यङ्गदकङ्कणादिभि विरोचमानं वसुदेव ऐक्षत॥** એ અદ્ભૂત બાળકને **વસુદેવે** દીઠા. એ બાળકનાં નેત્ર કમળ સરખાં હતાં, ભુજા ચાર હતી, શંખ, ગદા, અને ચક્રરૂપી આયુધો ધર્યાં હતાં, શ્રીવત્સનું ચિન્હ દેખાતુ હતું, કંઠમાં કૌસ્તુભ મણિ શોભતો હતો, પીળાં વસ્ત્ર ધારણ કર્યાં હતા, મોટા મેઘના સરખી કાંતિ હતી, અમૂલ્ય વૈદૂર્ય મણિથી જડેલાં કિરીટ અને કુંડળોની કાંતિથી અનેક કેશ ઝળકી રહ્યા હતા. અને અતિ ઉત્તમ કટિમેખળા, બાજુ બંધ અને કંકણાદિક શોભી રહ્યાં હતા.

**ભગવાન બાળકૃષ્ણની મૂર્તિ** ચિત્ત સ્થિર થતા સુધી ધારણ કરવી (સ્કંધ ૨જો અ. ૨જો) પછી ભગવાનનાં ચરણથી તે હાસ્ય મુખારવિંદ સુધી પ્રત્યેક અંગનું દૃઢ ધ્યાન કરવું તે એટલે સુધી કે તે યત્ન વિના બુદ્ધિમાં સ્ફુરે. એવી રીતે જેજે અંગનું પાકું ધ્યાન થતું જાય તે તે અંગ છોડી બીજું અંગ ધ્યાનમાં લેવું બ્રહ્માઆદિ જેનાથી નીચી કોટીમાં છે એવા જગતના નિયંતા અને દૃષ્ટા ચૈતન્યઘન પરમાત્મામાં પ્રેમના લક્ષણવળી ભક્તિ ન થાય ત્યાંસુધી યોગીએ પોતાનું નિત્ય કર્મ પરવારી નિયમિત રીતે ભગવાનના સગુણ સ્વરૂપનું ધ્યાન કરવું. **હે રાજા પરિક્ષિત્!** આવી રીતે જેણે મનનો નિગ્રહ કર્યો છે એવો પુરૂષ જ્યારે આ લોક તજવાની ઇચ્છા કરે ત્યારે તેણે પવિત્ર દેશમાં મન ધાલ્યા શિવાય સ્થિર સુખકારી આસન ઉપર બેસી પ્રાણનીગતિ રોકવી. પ્રાણ વશ થયો એટલે પોતાની નિર્મળ બુદ્ધિવડે મન વશ કરીને બુદ્ધિને તેના દ્રષ્ટામાં લય (લીન) કરવી, દ્રષ્ટાને શુદ્ધ પ્રત્યક્ સ્વરૂપમાં લય કરવો. પ્રત્યેક્ આત્માને "હું બ્રહ્મ છું" એવા મહાવાકયના વિચાર થી થયેલા સાક્ષાત્કારવડે શુદ્ધ બ્રહ્મ ચૈતન્યમાં લય કરવો. એટલું થયા પછી એ યોગીને કાંઈ કર્તવ્ય બાકી રહેતું નથી. આત્માના સ્વરૂપમાં દેવતાઓનો પણ અંત આણનાર કાળ કાંઈ પણ ફેરફાર કરી શકતો નથી ત્યારે જગતને નિયમમાં રાખનારા દેવતાઓથી તો શુંજ થઈ શકવાનું છે! સર્વ અનાત્મ વસ્તુને "**नेति नेति**" એ શ્રુતિમાં કહેલા પ્રકારવડે વિચારવડે તજવાની ઇચ્છા રાખનાર પુરૂષો શરીરાદિકમાંથી આત્મ બુદ્ધિ મુકી દઈ, **પૂજ્ય વિષ્ણુના શુદ્ધ સ્વરૂપનું** હૃદયમાં ક્ષણે ક્ષણે ચિંતન કરી, તેમાંજ અનન્ય પ્રીતિવાળા હોવાથી તે વિષ્ણુના નિર્ગુણ સ્વરૂપનેજ પરમપામવા યોગ્ય સ્થાન માને છે એટલા વાસ્તે શાસ્ત્રોકત ને સતગુરૂદ્વારા જ્ઞાનવડે જેની વિષય વાસના નાશ પામી છે એવા બ્રહ્મનિષ્ઠ મુનિએ ઉપરામ પામવું (વળી. **જુઓ આત્મપુરાણ** અ. ૧૧)

असंस्पृश्यैव प्रकृतिं विकृतिं च गुणैः सह ।
यः सदा भाति मे तस्थस्तं सेवे कृष्णमीश्वरं ॥
આ શ્લોક શ્રી શંકરાનંદ કૃત ટીકાવાળી ગીતાના પ્રારંભ શ્લોકમાં છે જે સ્વરૂપ સ્થિતિ માટે છે.

* * * *

आहारा विविधाभुक्ताः, पीता नाना विधाः स्तनाः ॥
मातरो विविधा दृष्टाः, पितरः सुहृदस्तथा ॥
यद्यियोन्याः प्रमुच्येहं, ध्याये ब्रह्म सनातनम् ॥ આત્મપુરાણ અ. ૧.

વિવિધ પ્રકારના આહારોનો ઉપભોગ મેં લીધો છે, અનેક જન્મો લઇને નાના પ્રકારના માતાના સ્તનોનાં પાન કર્યાં છે. ઘણા પિતા પણ તેમ સુહૃદો પણ થઇ ગયાં છે હવે જો આ યોનિગર્ભમાંથી હું મુક્ત થાઉં તો સનાતન બ્રહ્મનું ધ્યાન હું કરીશ એવી પ્રતિજ્ઞા (જીવ ગર્ભમાં હોય છે ત્યારે નવમે માસે એને અનંત જન્મોના દુઃખોની સ્મૃતિ થવાથી) કરે છે ને પોતાના આત્મ સ્વરૂપ પ્રવાહના અવિચ્છેદ વાસ્તે માતાના ઉદરથી બહાર નીકળે છે.

* * * *

सर्वा शुचिनिधानस्य कृतघ्नस्य विनाशनः ।
शरीर कस्यापिकृते मूढाः पापानि कुर्वत इति ॥

શત વર્ષો પર્યંત સેવન કર્યાં છતાં આ શરીર પરિત્યાગ કરી જાય છે તેથી કૃતઘ્ન છે, વળી અપવિત્રતાથી ભરેલું છે અને નાશવંત છે. એવા શરીરના પાલણ પોષણ માટે મૂઢો પાપો કરે છે.

* * * *

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥ આત્મપુરાણ અ. ૧૦.

આ આત્મજ્ઞાનના પ્રભાવથી તે આસ્તિક અધિકારી પુરૂષ ગર્ભવાસાદિક સર્વ દુઃખોથી રહિત થઇ સર્વદા આનંદ સ્વરૂપ બ્રહ્મરૂપ કરીને સ્થિત થાય છે. ને તેને પુનર્જન્મનો ભય રહેતો નથી. તેજ બ્રહ્મવેત્તા સત્યરૂપ-સત્યનું મૂર્ત સ્વરૂપ કહેવાય છે. જ્યારે त्वं પદાર્થના અર્થરૂપ आत्मा ના વિચારથી अभयब्रह्म ભાવને યોગ્ય થવાય છે. ને तत्त्वमसि હું બ્રહ્મરૂપ છું એવા મહા વાક્યથી અભેદ જ્ઞાન થાય છે તે અદ્વિતીયતાના જ્ઞાનથી તત્ પદાર્થરૂપ બ્રહ્મ સાથે અભેદ ભાવને તે પામે છે ત્યારેજ अभयरૂપ બ્રહ્માનંદ પમાય છે.

* * * *

श्री सद्गुरवे नमः ॥ अहमस्मि सदाभामि कदाचिन्ना हम प्रियः । ब्रह्मैवाह मतः सिध्धं सच्चिदानंद लक्षणं ॥ सत्यं सत्यं पुनः सत्यं भुजमुत्थाय होच्यते । अहं ब्रह्मास्मि यो वेद पुनर्जन्म न विद्यते ॥ આ પ્રાતઃસ્મરણનો શ્લોક છે ને અર્થ સ્પષ્ટ છે.

* * * *

## સંન્યસ્ત ને આતુર સંન્યાસની સંક્ષિપ્ત વિધિ.

પરમહંસ જીવનમુક્ત સંન્યાસીને ઉત્તર નારાયણીય ઉપનિષદનો પાઠ કરવો. બ્રાહ્મણોથી નાંદીશ્રાદ્ધ, શ્રૌતસ્માર્ત કે લૈકિક અગ્નિથી કરી યોગ્ય હોમશેષ દાન ગૌ, સુવર્ણ, અન્નવસ્ત્રાદિ આપી તે બ્રાહ્મણો, બંધુજનો તથા આપ્તજનોથી પોતાના અપરાધની ક્ષમા કરાવે. પોતાના સ્ત્રી, પુત્રાદિકને આશીરવાદ આદિથી પ્રસન્ન કરે. બાદ પોતે નિઃસંગ થઇને ભાવનામય અગ્નિનું (ગાર્હપત્ય અગ્નિનું) પોતાના ઉદર વિશે સમારોપણ કરે તથા अहं वृक्षस्यरेरिव ઇત્યાદિ તથા यश्छंदसा मृषमो विश्वरूपः ઇત્યાદિ શાંતિ પાઠો ભણવા તથા (ગૃહસ્થાશ્રમ છોડવામાં)

**पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरंति** ઇત્યાદિ વચનોનો પાઠ કરે ને ભિક્ષુક થઇને મોક્ષ સાધનમાં તત્પર રહે, ને પ્રણુવપૂર્વક ॐ **भूर्भुवःस्वः सावित्रीं प्रविशामि** સાવિત્રી Ray of light. આ ત્રણ વ્યાહૃતિઓ વિશે એક એક વ્યાહૃતિના ઉચ્ચારણુ પૂર્વક ક્રમથી મંદ, મધ્ય અને ઉત્તમ સ્વરોથી **प्रैषमंत्र** ઉચ્ચારે ને સ્વરૂપ સ્થિતિ રહેવા કુંભક કરે. (જુઓ **प्रैषमंत्र** ઉચ્ચારણુ વિધિ વીગેરે વિસ્તાર માટે **આત્મપુરાણુ** અધ્યાય ૧૧ મો) ત્યારબાદ **सर्वं संन्यस्तमया** ત્રણવાર ઉચ્ચારે. **अभयंवै सर्वेभ्यो लोकेभ्यो स्वाहा (अभयंवै मत्तः सर्वेभ्यो भूयात्)** એ પદો સમગ્ર મંત્રને મંદ, મધ્યને ઉત્તમ એ ત્રણુ સ્વરોથી ઉચ્ચારણુ કરે (ત્યાં જુઓ વળી **પુરૂષ સુક્ત** અને **જાબાલાદિક ઉપનિષદ્.**)

**યજ્ઞોપવીત** એજ આત્મા ને આત્મા એજ **યજ્ઞોપવીત** છે. **'હું કાંઈ નથી' ને 'હું છું તો પૂર્ણ છું,** કાંઈ કરવા, થવા કે જવાપણું નથી' પવિત્ર ભૂમિમાં મમતા વિના સ્થિતિ કરી નાના વિધ ઉપકરણાદિક સંપાદન કરવામાં પ્રયત્ન વિનાનો, સર્વ પદાર્થોમાં મમતા વિનાનો, આત્મ ધ્યાનમાં રત, અંતર્મુખ અને અનેક જન્મોમાં એકત્ર કરેલાં પાપોનો નાશ કરવામાં તત્પર એ સંન્યાસ વડે દેહત્યાગ કરનાર **પરમહંસ છે. सभूमा कस्मिन्प्रतिष्ठितः स्वे महिम्नि ॥** આ વ્યાપક આત્મા **પોતાના સ્વપ્રકાશરૂપ મહિમા વિશેજ સ્થિત** છે. તે **અદ્રિતીય બ્રહ્મ સર્વ જગતનું આત્મસ્વરૂપ છે ને આત્મા સર્વ શરીરોમાં વ્યાપક સચ્ચિદાનંદ સ્વરૂપ છે.** (જુઓ વળી **બ્રહ્મ ઉપનિષદ્** ને **બ્રહ્મબિંદુ ઉપનિષદ્** ).

**यद्यातुरः स्यान्मनसा वाचासंन्यसेत्** આ અધિકારી પુરૂષ જ્યારે અત્યંત આતુર હોય ત્યારે મન કરીને અને વાણી કરીને સંન્યાસ કરે. **તે આતુર સંન્યાસ** છે. તેને શ્રાદ્ધ, જળપ્રવેશ આદિકની પણુ જરૂર નથી. મન કે વાણીથી **प्रैषमंत्र** ઉચ્ચારણુ કરે. અને તે આતુર સંન્યાસીના શબને સ્ત્રી, પુત્ર સંબંધી જનાદિક જય જય શબ્દ તથા **ओम्** આદિ વેદ શબ્દો ઉચ્ચારે, પંચામૃત કે ગંગાજળનું સ્નાન કરાવે, પુષ્પમાળા, ચંદન, કપુરના લેપ ધૂપ કરે ને વારંવાર આરતી ને પૂજન કરે. ત્યાં (**સંન્યાસ** શબ્દનો અર્થ—સર્વ કાળ વિશે, સર્વ દેશ વિશે સર્વ પદાર્થોનો શરીર મન અને વાણી વડે ત્યાગ કરવો તે છે.) **પૂરૂષ સૂક્તના મંત્રો हंस शुचिषत् । ब्रह्मजज्ञानं । भूमिर्भूमिमगात्** ઇત્યાદિ બોલે.

પિતાના મરણુ પાછળ પુત્ર નારાયણુ બળી કરાવે અને શ્રેષ્ઠ આચારવાન ધર્માત્મા વિદ્વાન બ્રાહ્મણુ ( ગૃહસ્થ હોય તો પણુ હરકત નથી ) તેને ભોજન કરાવી અન્ન વસ્ત્રાદિ દાન દક્ષિણા આપવાનું મહાન પુણ્ય છે.

× × × ×

**સાધુશ્રી નિશ્ચલદાશજીકૃત વિચાર સાગરમાંથી વસ્તુ નિર્દેષ રૂપ મંગળ.** વિગેરેના દુહા.

**દોહા**—જો સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામરૂપ આધાર,
મતિ ન લખૈ જીહિં મતિ લખૈ, સો મૈં શુદ્ધ અપાર. (૧)
અબ્ધિ અપાર સ્વરૂપમમ, લહરી વિષ્નુ મહેશ,
વિધિ રવિ ચંદા વરૂણયમ, શકિત ધનેશ ગણેશ (૨)
જા કૃપાણુ સર્વજ્ઞકો, હિય ધારત મુનિ ધ્યાન,
તાકો હોત ઉપાધિ તૈં, મોમૈં મિથ્યા ભાન. (૩)
વહૈ જીહિં જાનૈ બિન જગત, મનહુ જેવરી સાપ,
નસૈ ભુજગ જગ જીહિં લહૈ, સોહં આપે આપ. (૪)

બોધ ચાહે જાકોં સુકૃતિ, ભજત રામ નિષ્કામ,
સો મેરા હૈ આત્મા, કાકું કરૂં પ્રનામ, (૫)

જે આનંદ સ્વરૂપ, નિત્ય (સત્ય), ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ, તથા દેશકાળ, વસ્તુ પરિચ્છેદથી રહિત વ્યાપક છે, ને નામને રૂપનું વિવર્ત ઉપાદાન કારણ છે, જે બ્રહ્મને બુદ્ધિ પ્રકાશ કરે નહીં કિંતુ બ્રહ્મ જે બુદ્ધિને પ્રકાશે છે એટલે સ્વયંપ્રકાશ છે, વળી જે શુદ્ધ સ્વરૂપ (માયા ને તેના કાર્ય રૂપ મળથી રહિત છે) અને અપાર છે (અંતથી રહિત છે) એવા સ્વરૂપ લક્ષણ યુક્ત જે બ્રહ્મ તે હું છું (તે મારૂં સ્વરૂપ છે.) (૧)

મારૂં પ્રત્યક્ આત્માનું સ્વરૂપ સમુદ્રની જેમ અપાર છે તે મારા સ્વરૂપ ભૂત સમુદ્રની વિષ્ણુ, મહેશ (શિવ), બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, વરૂણ (જળના અભિમાની દેવતા), ધર્મરાજા, દેવી, કુબેર ને ગણપતી તેમના ઉપલક્ષિત સર્વ દેવો લહરી છે. (૨)

**શંકા:**—આ દેવો ઇશ્વરની લહરી તો સંભવે, તમારા પ્રત્યક્ આત્માની લહરી કેમ સંભવે?

**સમાધાન:**—જે કૃપાળુ સર્વજ્ઞ ઇશ્વરનું મુનિઓ હૃદયમાં ધ્યાન ધરે છે તે ઇશ્વરની માયા ઉપાધિથી જેવી રીતે રજ્જુમાં સર્પાદિક અને સ્વપ્નમાં નગરાદિક ભાન થાય છે તેવી રીતે મારા સ્વરૂપ (પ્રત્યક તત્ત્વ) વિષે ઇશ્વર મિથ્યાજ ભાન થાય છે તેથી મારા મંગળથી ઇશ્વરાદિ સર્વના મંગળની સિદ્ધિ બને છે. કેમકે જે વસ્તુ જેને વિશે કલ્પિત હોય તે તેનું રૂપજ હોય છે એવો નિયમ છે તેથી મારૂંજ મંગળ [(નિર્ગુણ વસ્તુનું વિધ્નધ્વંસને અનુકૂળ વ્યાપારરૂપ મંગળ) ગ્રંથ કર્તા કહે છે કે] ઉચિત છે. (૩)

**શંકા**—ઈશ્વર તો શુદ્ધ બ્રહ્મમાં અધ્યસ્ત ( કલ્પિત ) છે તમારા સ્વરૂપમાં નહીં તેથી નિર્ગુણ બ્રહ્મનું મંગળાચરણ કરવું જોઇએ.

**સમાધાન:**—જેમ જેવરી (સિંદરી, દોરી) જાણ્યા વિના સર્પ પ્રતીત થાય છે તેમ જે બ્રહ્મને જાણ્યા વિના આ જગત પ્રતીત થાય છે અને જેવરીના જ્ઞાનથી (જાણવાથી) જેમ સર્પ નાશ પામે છે (પ્રતીત થતો નથી) તેવી રીતે તે બ્રહ્મને જાણવાથી આ જગત નિવૃત્ત થાય છે. તે અધિષ્ઠાનરૂપ શુદ્ધ બ્રહ્મ હું આપો આપ છું (અર્થાત્ મારા સ્વરૂપમાં કાર્યતા, પ્રકાસ્યતા કે આધેયતા રૂપ, એકે પ્રકારની પરતંત્રતા નથી) તેથી મારૂં ( પ્રત્યક આત્માનું ) મંગળજ શુદ્ધ બ્રહ્મનું મંગળ છે. (૪)

જે રામ (**रमेतीतिरामः** આત્મારામ)ના બોધ (જ્ઞાન)ની ચાહનાથી સુકૃતિ નિષ્કામ બને છે તે રામ મારો આત્મા (સ્વરૂપ) છે. જેથી હું કોને પ્રણામ કરૂં. કેમકે મારાથી ભિન્ન અન્ય કોઈ પણ વસ્તુનો અભાવ છે. હું સર્વ કલ્પિતનું અધિષ્ઠાન સ્વરૂપ પરબ્રહ્મ છું. (૫)

**દોહા** વેદ ઉદધિ બિન ગુરૂ લખે, લાગે લૌન સમાન,
બાદર ગુરૂમુખ દ્વાર વ્હૈ, અમૃત સેં અધિકાન.

વેદરૂપી સમુદ્ર છે તે ગુરૂ વિના મીઠા જેવો ક્ષાર લાગે છે ને કલેશને પ્રાપ્ત થવાય છે, ગુરૂ વિના વેદના અર્થને વિચારવાથી ભેદરૂપી ક્ષાર અનુભવાય છે. જીવબ્રહ્મની એકતાનો જે ઉપદેશ કરે તે ગુરૂ છે. અને વાદળરૂપી બ્રહ્મવિદ્ ગુરૂના મુખદ્વારા જો શ્રવણ કરીને વિચારે તેને અમૃતથી અધિક આનંદનો હેતુ વેદ થાય છે. જેમ સમુદ્રનું ખારૂં જળસ્વરૂપથી છે પણ વાદળદ્વારા વૃષ્ટિ થવાથી તે મધુર લાગે છે.

**દોહા** બ્રહ્મરૂપ અહિ બ્રહ્મવિત, તાકી બાની વેદ,
ભાષા અથવા સંસ્કૃત, કરત ભેદ ભ્રમ છેદ.

બ્રહ્મવેત્તા જે પુરૂષ છે તે બ્રહ્મરૂપ છે આ વાત શ્રુતિ વિષે પ્રસિદ્ધ છે તેની વાણી ભાષા રૂપ હોય યા સંસ્કૃતરૂપ હોય પણ તે વેદરૂપ છે. સર્વથા ભેદ ભ્રમનું છેદન કરે છે.

**દોહા** મળ વિક્ષેપ જાકે નહિં, કિંતુ એક અજ્ઞાન,
વ્હૈચવસાધન સહિત નર, સો અધિકૃત મતિમાન.

અંતઃકરણમાં ત્રણ દોષ હોય છે. (૧) મળ, (૨) વિક્ષેપ, ને (૩) આવરણ. નિષ્કામ કર્મથી મળ દોષ અંતઃકરણમાંથી દૂર થાય છે. ઉપાસનાથી વિક્ષેપ દોષ દૂર થઈ જાય છે ને આત્મજ્ઞાનથી આવરણ દોષ દૂર થઈ જાય છે. જેણે મળને વિક્ષેપ નિષ્કામ કર્મને ઉપાસનાથી દૂર કર્યાં છે ને એક અજ્ઞાન અર્થાત્ સ્વરૂપનું આવરણ જે પુરૂષના ચિત્ત વિશે હોય ને ચાર સાધન સંપન્ન (વિવેક, વૈરાગ, ષટ્સંપત્તિ ને મુમુક્ષતા) યુક્ત જે હોય તે પુરૂષ અધિકારી કહેવાય છે. ષટ્સંપત્તિમાં શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષાનો સમાવેશ થાય છે.

**દોહા** જો વિભુ સત્ય પ્રકાશ તૈં, પરકાશત રવિચંદ,
સો સાછી મૈં બુદ્ધિકો, શુદ્ધરૂપ આનંદ.

જે વ્યાપક સત્યસ્વરૂપ છે. જેના પ્રકાશથી સૂર્ય ચંદ્ર પ્રકાશી રહ્યા છે તે હું બુદ્ધિનો સાક્ષી શુદ્ધ આનંદ સ્વરૂપ છું. એ નિર્ગુણ વસ્તુ નિર્દેશ છે.

**દોહા** સાછી બ્રહ્મસ્વરૂપ એક, નહિં ભેદકો ગંધ,
રાગદ્વેષ મતિકે ધરમ, તામૈં માનત અંધ.

રાગદ્વેષરહિત જે સાક્ષીસ્વરૂપ છે તેનું અને બ્રહ્મનું સ્વરૂપ એક છે તેમાં ભેદનો ગંધ પણ નથી. અંતઃકરણને વિષે વર્તવાવાળું જે ચેતનમાત્ર છે તેનું નામ સાક્ષી છે. રાગદ્વેષાદિ જે બુદ્ધિના ધર્મ છે તેને અજ્ઞાની પુરૂષ અંતઃકરણ ઉપહિત સાક્ષીના ધર્મ માને છે.

**દોહા** પરમાનંદ સ્વરૂપ તું, નહિં તો મૈં દુઃખ લેશ,
અજ, અવિનાશી બ્રહ્મચિત્, જી ન આને હિય કલેશ.

તું પોતે પરમાનંદ સ્વરૂપ છે. સદા પ્રાપ્ત છે. તારે વિશે જન્માદિક સંસારનો લેશ પણ નથી. તું વળી જન્મરહિત, અને નાશથી રહિત જે ચેતનરૂપ બ્રહ્મ છે તે તુંજ છે તેથી તારે વિશે જન્માદિક ખેદ (ભ્રાંતિ) ન માન.

**દોહા** જીવ ઇશ મૈં ચેતનરૂપ, ભેદ ગંધ તૈં રહિત અનૂપ,
યાતૈં **અહંબ્રહ્મ** યહ જાનો, **અહં** શબ્દ કૂટસ્થ પિછાનો;
**બ્રહ્મ** શબ્દકો **અર્થ** સુભાખ્યો, મહાકાશસમ લછ્ય જુ રાખ્યો,
"**અહંબ્રહ્મ**" નહિં જો લૌં જાનૈ, તો લૌં દીન દુખીત ભય માનૈ.

સંશય રહિત સ્વરૂપકો, હોઇજુ અદ્વયજ્ઞાન,
તબ ઉપજૈ હિયમોદ તવ, સોતું હર્ષ પિછાન.

જીવને ઇશ્વરમાં જે ચેતનઅંશ છે તે ઘટાકાશમહાકાશની પેઠે ભેદના ગંધના લેશથી રહિત છે. તેવી રીતે જીવબ્રહ્મની એકતા બને છે. જેથી '**અહંબ્રહ્મ**' હું બ્રહ્મ છું એમ તું જાણ. **અહં** શબ્દનો અર્થ કૂટસ્થ છે. અને **બ્રહ્મ** શબ્દનો જેમ મહાકાશ જેવો લક્ષ્ય અર્થ કહ્યો છે તેવો

વિચારો (જાણો). જ્યાંસુધી બ્રહ્મના લક્ષ્ય અર્થના અભેદને નહિં જાણે ત્યાંસુધી તું પોતાને દીન અને દુઃખીત માનશે ને પરમાત્માને ન્યારો માનવાથી તે તને ભયનો હેતુ પણ થશે.

હે શિષ્ય ! જ્યારે તને સંશયરહિત "હું અદ્વય બ્રહ્મરૂપ છું" એવું સ્વરૂપ જ્ઞાન થશે ત્યારે તને હૃદયમાં મોદ થશે જેને તું હર્ષ અર્થાત નિરંકુશાતૃપ્તિ પિછાન.

* * * *

## આત્મપુરાણ અધ્યાય ૧માંથી ભૂમા આત્માનો ઉપદેશ વીગેરે.

શબ્દરૂપ વિષયની ઇચ્છા કે પ્રાપ્તિથી પણ સુખ થતું નથી. ચિત્ત ચંચળ થાય છે ને દુઃખ આપે છે. કેમકે સુખરૂપ આત્માનું પ્રતિબિંબ સ્થીર ચિત્ત વિષેજ પડે છે. અસ્થિર વિષે ઠરે નહિં માટે હરેક પ્રકારના વિષયોની આસકતી ત્યાગો. તેથી બિંબભૂત આત્માજ નિત્ય ને મુખ્ય સુખરૂપ છે. વિષય પ્રાપ્તિકાળ વિશે પણ જ્ઞાનીને તે નિત્ય સુખનોજ અનુભવ થાય છે.

આ ભૂમા સુખરૂપ આત્માના પ્રતિપાદક શબ્દો (૧) વિધિમુખ (૨) નિષેધમુખ એમ બે પ્રકારના હોય છે. ત્યાં વિધિમુખ તો આત્માનું બોધન કરીને પશ્ચાત અસતુજડ દુઃખઆદિની વ્યાવૃત્તિ (ભેદ)ને બોધન કરે છે. અને નિષેધમુખ તો અદ્વિતીય અસ્થૂળ ઇત્યાદિક ભય, ભેદરહિત વિગેરે સાક્ષાત્ વ્યાવૃત્તિને બોધન કરીને અર્થથી (લક્ષણાવૃત્તિથી) આત્માને બોધન કરે છે. ને પરોક્ષપ્રિય દેવતા કહ્યા છે.

હું સત્ ચિદ્ આનંદ સ્વરૂપ, દેશકાળ વસ્તુના પરિચ્છેદરહિત અનંત પરમાત્મા છું અને જેમ રજ્જુ વિશે સર્પ કલ્પિત છે તેમ હું અનંતઆત્મા વિષે સર્વ પ્રપંચ કલ્પીત છે અને કારણ કાર્ય દેશકાળ આદિ વાચક સર્વ શબ્દોનો તથા સર્વ જ્ઞાનનો હું પરમાત્માજ વિષય છું. જે કારણથીજ વેદાંત વાક્યોથી તથા વેદાંત વાક્યો જન્ય જ્ઞાનથી परिपूर्ण आत्माने હું દેખતો થયો છું. જેથી હું કૃતકૃત્ય છું. તાત્પર્ય કે આત્મસ્વરૂપ નિશ્ચય માટે મેં દુઃખરૂપ શરીર વિષે પ્રવેશ કર્યો હતો તે આત્મસાક્ષાત્કાર હવે મને થયો છે. હવે મારે કિંચિત્માત્ર કર્તવ્ય રહ્યું નથી. ब्रह्मविद् ब्रह्मैवभवति ॥ બ્રહ્મવિદ્‌ને બ્રહ્મરૂપતા શ્રુતિ વિષે પ્રસિદ્ધ છે. આવી રીતે અધ્યારોપ અપવાદ કરીને આત્માનું સ્વરૂપ કહ્યું તે આત્મા મહાવાક્યોના તથા મહાવાક્યોજન્ય વૃત્તિજ્ઞાનનો વિષય છે તથાપિ ઘટાદિકની જેમ સ્વરૂપથી આત્મા વિષયરૂપ ન જાણવો. કિંતુ વેદાંતના તાત્પર્ય જ્ઞાનદ્વારા અવિષયરૂપ કરીને आत्मा જાણવા યોગ્ય છે. તાત્પર્ય એ છે કે જેમ શિંગડું પકડીને ગાયને બતાવી શકાય છે તેમ આત્માને બતાવવા કોઈ સમર્થ નથી. અધ્યારોપ અપવાદ કરીનેજ आत्माने ગુરૂશાસ્ત્ર કથન કરે છે ને અધિકારી શ્રવણ કરે છે એ કારણથી તૈતરીય શ્રુતિ વિષે आत्माने મનવાણીના અવિષય કહેલ છે. વળી કઠઉપનિષદ વિષે પણ કહેલ છે કે आत्मा વાણીનો અવિષય છે તેનું જે કથન કરે છે તે આત્માનો વકતા આશ્ચર્યરૂપ છે ને ઇંદ્રિયના અવિષય આત્માને જે શ્રવણ કરે છે તે શ્રોતા પણ આશ્ચર્યરૂપ છે અને મનના અવિષય આત્માને આચાર્યના ઉપદેશથી જે સાક્ષાત્કાર કરે છે તે લબ્ધા પણ આશ્ચર્યરૂપ છે. માટે તમને સાત્વીકી પ્રજાને સનકાદિક ઋષીએ દિશા માત્ર કરીને આત્માનો ઉપદેશ કર્યો છે. જેમ રામેશ્વર જનારને દક્ષિણ દીશાનો માર્ગ (પુછવાથી) બતાવે ને પોતાની બુદ્ધિથી રામેશ્વર પહોંચે છે. વશિષ્ઠ ભગવાને શ્રીરામચંદ્રજીને કહેલ છે કે उपदेशक्रमो राम व्यवस्थामात्र पालनं । ज्ञप्तेस्तु कारणं शुद्धा शिष्य प्रज्ञैव केवला ॥ ઉપદેશનો ક્રમ (ગુરૂ શિષ્યનો) શાસ્ત્રમાં કહેલ છે તે વ્યવસ્થા (મર્યાદા) જાળવવા માટે માત્ર છે. જ્ઞપ્તિ (આત્મજ્ઞાન) થવાનું કારણ તો શિષ્યની શુધ્ધ પ્રજ્ઞા કેવળ છે. વૈરાગ્યવાન પુરૂષની શુધ્ધ બુદ્ધિથીજ કેવળ आत्मा જાણવા યોગ્ય છે ને વૈરાગ્ય ઉત્પત્તિનું કારણ સુખના

માનેલાં સાધનો સ્ત્રી, પુત્રધનાદિ વિષે સર્વદા દોષ જોયા કરવા તે છે. આ **સનકાદિક ઋષિઓની** સર્વ પ્રાણી માત્ર વિષે સમાનદૃષ્ટિ હતી, કામક્રોધાદિકથી રહિત હતા, જેમ વાયુ બહાર અંતર વિષે વિચરે છે તેમ સર્વ પુરૂષના અંતર બાહિર વિચરનાર, પરના ઉપકાર વિષે જેમની સર્વદા પ્રીતિ, પોતે શીતઉષ્ણાદિક દ્વંદ્વને સહન કરનાર, પરદોષોના કથન વિશે મૌન ધારણ કરનાર પોતે સર્વ દોષોથી રહિત, આત્મજ્ઞાન કરીને સંપન્ન, શરદઋતુના સમુદ્રની જેમ ક્ષોભથી રહિત, નિશ્ચળ, નિર્મળ મનવાળા પૂર્ણિમાના ચંદ્રની કાંતિ સમાન કાંતિવાળા, લોકોના કલ્યાણ અર્થે જેમણે શરીર ધારણ કર્યું છે તેવા, વેદના અર્થ (જે વેદ પુરૂષોના તર્કનો વિષય નથી)—તેને જાણવાવાળા તથા ચક્ષુ આદિ બાહ્ય ઇંદ્રિયોને અને મનરૂપ અંતરઇંદ્રિય જેમણે વશ કર્યાં છે તથા યથા લાભ સંતોષી હતા.

* * * *

ૐ

# બ્રહ્મનિષ્ઠ નિર્વિકલ્પ યોગીરાજ તરફથી સંપાદન કરેલ નિબંધ.

## ૧ પુણ્યવાન જીવનું કર્તવ્ય.

આપણે ભિન્ન ભિન્ન દૃષ્ટી આવીએ છીએ; પરન્તુ એકથીજ ઉત્પન્ન થયેલ છીએ. એકમાંજ સ્થીત છૈએ, અને એકજ છૈએ. ભિન્ન ભિન્ન સૃષ્ટીઓમાં અનુભવ સત્તા એકજ છે. આપણે સૃષ્ટીની દ્રષ્ટી દૂર કરીને તે અનુભવ સત્તા કે જે સર્વમાં એકજ છે તેમાં સ્થીત થવું ઉચીત છે; તે ઉપર એક દૃષ્ટાંત છે તે એ કે:—એક આંબાનું ઝાડ છે, તેમાં ડાળીઓ, પાંદડાં, ફૂલ, ફળ સ્થીત છે. આંબાના ફળમાંના કીડાનો ભોગ (આંબો) કેરીનો રસ છે, ફુલમાંના કીડાનો ભોગ ફુલનો રસ છે, પાંદડાના કીડાનો ભોગ પાંદડાનો રસ છે અને ડાળીઓના કીડાનો ભોગ ડાળીઓનો રસ છે. જુઓ આ આંબાના રસમાં કીડાઓની વિરૂદ્ધ વિરૂદ્ધ સૃષ્ટી છે અને તેમના વિરૂદ્ધ વિરૂદ્ધ રસ ભોગ છે; પરંતુ આખા વૃક્ષનું બીજ એકજ છે. હવે જો તે કીડાઓ પોતાની અનુભવ સત્તાને વૃક્ષાકાર કરીને વૃક્ષની સર્વ દ્રસ્યમાન ચીજોને વૃક્ષરૂપ માને અને વળી વૃક્ષને બીજ રૂપ માને ત્યારે તેનો અનુભવ યથાર્થ થશે. તેવીજ રીતે દેવતા, મનુષ્ય રાક્ષસ આદીની અનેક સૃષ્ટીઓ છે, અને તેમના ભિન્ન ભિન્ન પ્રકારના ભિન્ન ભિન્ન ભોગ છે, અને તે સર્વ આકાર અને ભોગ માયારૂપ છે, તેમ અનુભવ સત્તા સર્વની એકજ છે. હવે જો આપણે પોતાના સંકલ્પને નાનાત્વ ભાવથી ખેંચીને તે સંકલ્પને અનુભવ સત્તામાં સ્થીત કરીએ અને તે સ્થિતિ વીશે સંકલ્પના સ્થાનમાં કેવળ આનંદનો અનુભવ કરીએ તોજ આપણને વાસ્તવ સુખ થશે, અને તે સુખ વીશે કોઇપણ સંશયનું ઉત્થાન થશે નહીં; આવા સુખ શીવાયના આ જગતના જે સઘળાં સુખો છે તેતો એક જાદુગરે સુખની નકલ કરી છે; પણ એ કાંઇ સુખ નથી કેમકે તે સ્થીર નથી; વળી તે આપણી પ્રીતીને પોતાની તરફ ખેંચીને ક્ષણવારમાં બદલાઇ જાય છે; એ સર્વ સુખ વાયુ રૂપ છે, આપણે એ વાયુને પકડવાની કોશીશ કરવાનું કાંઇ પ્રયોજન નથી. આપણું પ્રયોજન પોતાની સ્વયં સ્થિતિ સાથે છે. જુઓ આ સંસારમાં જેનાથી તમે પ્રીતિ કરી છે તે કોઇ તમારૂં થયું નથી. તે સંબંધમાં એમ પુછું છું કે જેનાથી તમે પેદા થયા છો એને તો તમો જાણતા હશો; ભલા એમ છે તો એકસો પેઢી છોડીને પોતાના પૂર્વજોના નામ વીગેરેની વ્યાખ્યા કરો; મને તો એ નિશ્ચય છે કે આપણે આપણી દશમી પેઢીથી વધારેના નામ વીગેરેની વ્યાખ્યા નહીં કરી શકીશું. વળી એમ પણ જાણવું જોઇએ કે આપણા પુત્રોના સંતાન આદી આપણું વર્ણન નહીં કરી શકે. માટે આ મારો પુત્ર છે, સ્ત્રી છે, મારો બંધુ છે એમ જાણીને પાંપ અને અનર્થમાં કાળને વ્યતીત કરવો અને પોતાની સ્વયં સ્થિતિ કે જ્યાં કદાપી દુઃખના

સંસ્કાર કે દુઃખનો લેશ પણ નથી તે **સ્વયં સ્થિતિથી દૂર રહેવું એ કાંઈ બુદ્ધિનો પ્રકાશ નથી.** આપણે જે બધા આ ભૂમી પર આવ્યા છીએ અને સ્થીત ભાસીએ છીએ તે સર્વનો નાશ થવાનોજ. સર્વ ભોગ ત્યાગવા પડશેજ અને સર્વ ભોગ આપણને ત્યાગશેજ. **આ માયારૂપી જાદૂગરે ખેલ રચેલો છે.** એ ખેલમાં લીન થઇને પોતાના સ્વરૂપને ભુલી જવુ એજ અજ્ઞાન છે અને તે આપણને મહા દુઃખોનું કારણ છે. માટે હવે આ સંસારમાં જે પુણ્યવાન જીવો છે અને જેના શુદ્ધ સંસ્કાર છે તેમનું શું કર્તવ્ય છે તે જોઈએ. **તે કર્તવ્ય એ છે કે આ જાદુની રચનાની સર્વ પ્રીતિ ત્યાગી કરીને પોતાની સ્વયં સ્થિતિથી બેહોશ ન રહેવું જોઇએ.** તે એટલે સુધી કે જેટલી જેટલી આપણી પ્રીતિ જગત વ્યવહારમાં છે તેથી અડધી પણ જો સત્સંગ વીશે હોય તો નિઃસંદેહ આપણું કલ્યાણ થઈ જાય. આવી સ્વયં સ્થિતિને જાણવાની પરમ વિદ્યાનું સ્થાન આ આપણો ભારત દેશ છે. અને આપણી સંસ્કૃત ભાષા પણ આત્મ ભાષા છે. વળી આપણે પોતે શીખી કલ્યાણ કરીને સર્વ ભૂમીનું કલ્યાણ કરવા વાસ્તે પુરૂષાર્થ કરવો જોઇએ. અને જો **આપણે આવા આત્મધનના માલીક થઇને** તે ધનને ન જાણીને બીજા કંગાળોથી ધન માગતા ફરીએ છીએ એ આપણી પશુ બુદ્ધી છે મનુષ્ય બુદ્ધી નથી આથી તો આપણી મનની ચંચળતા વધી જાય છે અને તેથી અજ્ઞાનના મોટા ખાડામાં પડીએ છીએ. માટે **ભય, ભ્રાંતિ, તૃષ્ણા અને બુદ્ધિની ચપળતાને દૂર ત્યાગી દઇને નિર્ભય થઇને પોતે સત્યની પ્રાપ્તિ કરો** અને **બીજાને પ્રાપ્ત કરાવો** એજ સદ્ગુણ અને બીજાપરનો પરોપકાર અંત સમયે સહાયક થશે અને પરમ શાંતીના મેહેલમાં સ્થિતિ કરાવશે. **ॐ तत्सत्—ॐ शांतिः शांतिः शांतिः**

## ૨ મનને બોધ.

**મન** એટલે એક વૃત્તિનો નાનાત્વભાવ કરી દેવો. તે **મનનું મનન**=એ નાનાત્વરૂપી ચલન એ મનનું મનન અને **જ્ઞાન તે અનુભવ સત્તા. (સંકલ્પે ઉભો સંસાર, નિઃસંકલ્પે બ્રહ્માકાર)**

જેમ ગુલાબના બગીચારૂપી આનંદની **અનુભવ સત્તા અથવા ચેતન સર્વત્ર સ્થિત છે** પણ સુગંધની સાથે વાયુ મળવાથી તે વાયુસુગંધને શરીર તરફ ખેંચી લાવે છે ત્યારે સુગંધ માલમ પડે છે. જો કે નાક બંધ કર્યું હોય કે સળખમ થયો હોય તો સુગંધી આવશે નહીં પણ તે સુગંધી આકાશમાં સ્થીત છે ખરી. તેમ આનંદરૂપી સુગંધથી પૂર્ણ બ્રહ્મરૂપી આકાશમાં સુગંધરૂપી સંસાર તેમાં સુગંધરૂપી પૃથ્વી, તેમાં સુગંધરૂપી વ્યવહારને તેમાં વળી સુગંધરૂપી શરીર એવા સુગંધરૂપી બ્રહ્મ સુગંધરૂપી આકાશમાં સર્વત્ર સુગંધનીજ એકતા છે પણ એ સર્વ પ્રકારની સુગંધીને ભિન્ન ભિન્નરૂપે દેખાડનાર મનરૂપીવાયુ છે **મનરૂપી વાયુ ન હોય તો સુગંધજ સ્થીત છે. પણ તેનો ભિન્નભાવ નથી.** પણ જ્યારે મનરૂપી વાયુ ચાલે છે ત્યારે સુગંધને સુગંધ અનુભવ થાય છે. એટલે **સુગંધના આકાશમાં મનરૂપી વાયુ પણ સુગંધરૂપજ છે. અર્થાત્ પૂર્ણ આનંદના આકાશમાં મન પણ આનંદરૂપ છે.** અને મનનો અભાવ થવાથી ભિન્નભાવનો પણ અભાવ થશે અને **આનંદની અચળતા જેમની તેમ રહેશે** અર્થાત મનનો અભાવ થવાથી ચંચળ યા નાશવાન આનંદનો અભાવ થશે અને **અવિનાશી આનંદ પ્રકાશવાન થશે.** જો એમ કહેવામાં આવે કે મનનો અભાવ થવાથી કાંઈ બાકી રહેતું નથી, તો તેના પર ઉલ્લુનું દૃષ્ટાંત છે. જો ઉલ્લુ એમ કહે કે રાત્રીનો અભાવ થવાથી જગતમાં વ્યવહાર નહીં થશે કેમકે ઉલ્લુને રાત્રીની આંખો છે અને દીવસ તેને અંધારારૂપ નજરે આવે છે તે આતુરછ જીવનું કથન, દીવસની સૃષ્ટીવાળા માન્ય નહીં કરે એવી રીતે અજ્ઞાની મનુષ્ય જેનું મન ભોગોમાં ફસી રહ્યું છે તેનું સર્વ કથન ઉલ્લુની માફક છે અને મુમુક્ષુ લોકો જે દીવસની સૃષ્ટીના મનુષ્ય છે તેને એવા ઉલ્લુના વચન પ્રમાણીક નહીં લાગે

માટે મનના અભાવ થયે અનુભવ સત્તાનો અભાવ થતો નથી કેમકે મન એ એક એવી શકતી છે કે જે દ્વારે ભીન્નતાનું માનવું થાય છે પણ **જ્ઞાનના અંશ શીવાય** તે ભિન્નતા પણ માની શકાય નહીં-અર્થાત મનથી પરે જે **અનુભવસત્તા છે તે મુખ્ય છે** કે જે અનુભવસત્તા મનની ઉત્પત્તી સ્થિતિ ને લયને પણ જાણે છે અને શેષ રહે છે. ભિન્નભાવ માનવાવાળી શકતી દૂર થવાથી આનંદને જાણવાવાળી અનુભવસત્તા દૂર થશે નહીં. સુરજ વીશે અંધકાર છે નહીં પણ અંધકાર માનીએ તો દીવા, ફાનસ, આદીનો આશ્રય લેવો પડે છે ને ત્યાં અભ્યાસની જરૂર છે.

ભોગોમાં ફસી રહેલા અજ્ઞાની મનુષ્યોનું દૃષ્ટાંત એવું છે કે જેમ સમુદ્ર મધ્યેના કુવામાં રહેલી માછલી કે જેણે જન્મથીજ કુવાનું જળ દીઠું છે તેને સમુદ્રના જળનું જ્ઞાન થવું કઠણ છે. પણ સમુદ્રના મગર મચ્છને કુવાના જળનું જ્ઞાન થવું સહેલ છે. વળી મુમુક્ષુ પણ મગર મચ્છ છે. સમુદ્ર નથી પણ સમુદ્રના વાસી છે તેથી તે પણ જો મગર મચ્છનું શરીર છોડી દેશે એટલે શરીર ભાવ છોડી દેશે તોજ તેને સમુદ્રરૂપ થવાનો વારો આવશે. વળી મગર મચ્છઆદી જીવોનું જે શરીર બન્યું છે તે સમુદ્રના જળના કણકા અર્થાત જળના પરમાણુઓનું બન્યું છે અને જળના પરમાણુઓ જળરૂપજ છે.

**મહાત્મા જે સદ્‌ગુરૂ** છે તે સમુદ્રની ભરતીરૂપ છે અને કુવામાંથી ભરતીમાં જવું એટલે તે સદ્‌ગુરૂના ઉપદેશ પ્રમાણે વૈરાગને અભ્યાસને પરીપકવ કરવાં. માટે સદ્‌ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તીને વૈરાગ્યને અભ્યાસના બળથી બ્રહ્મરૂપી આનંદના સમુદ્રમાં વિશ્રામ કરવો ઉચીત છે. **तथास्तु.**

## Poems of Shri Ramdas Swami on Love of God, Mind &c.

Love shines in the rays of Light
Love sings on the passing breeze;
Love hovers over the scented rose
Love tunes the throats of birds.

Oh mind ! swim in the ocean of Love
Spreading below, around and above
Oh mind ! bask in the flood of light
That dispels the darkness of the night.
Oh mind ! bathe in the fountain of bliss
True delight then, thou wilt never miss.

Let Truth be thy shield
Let Light be thy guide
Let Love be thy weapon
Let Bliss be thy aim
Perfect Freedom then attain.

Oh tongue ! you have no other speech than to chant the sweet & charming name of Rama.

Oh ears ! you have no other music than to listen to the glories of Rama or glorious voice of Rama.

Oh eyes ! you have no other vision than to see the divine image of Rama.

Oh body ! you have no other occupation than to wear yourself in the service of Rama.

Oh mind ! you have no other thought than to meditate upon the Beloved Rama.

Love soothes the striving soul
Love wakes the herd's valour
Love drips through the martyr's wounds
Love softens the tyrant's heart
Love gains over very hate
Oh ! what cannot Love do ?
Love makes a heaven of hell.

**Rules for contentment, patience & indifference to pain.**

1. Try to be as happy as you can, because in joy is the real spiritual life and sorrow is the result of our ignorance and absence of clear vision. To resist, as much as you can, the feeling of sadness which clouds spiritual atmosphere; though you cannot stop its coming, you should not altogether yield to it.

2. Do not grumble at your lot.

3. Remain serene amid all external storms & tempests & take everything with joy.

4. Take no thought for tomorrow or think well before you do a thing; rest content with the justice of the perfect Law & have patience.

5. Look upon every painful incident as a step towards spiritual progress, as so much bad 'कर्म Karma' worked out and therefore as so much power of service gained; knowing that pain cannot last for ever, do not distress yourself over a temporary experience.

6. Never give way to despair which will only bring you under the influence of dark powers. Shake it off.

**A cup of Eternal Bliss—नाम महिमा.**

1. To have Shri Krishna is to have the entire world.

2. Sin dreads to approach those who have taken Shri Krishna's name; when Krishna's name is once taken, the Discus સુદર્શન ચક્ર of Vishnu guards him on all sides and Krishna himself keeps him from harm.

3. Shri Hari's name is the only means of attaining liberation.

4. The Kaliyuga, being an ocean of faults, has one great quality viz. the recitation of Lord Shri Krishna's name by which final liberation is attained.

5. Every unholy thing becomes the holiest of holy, in contact with Lord's Holy name.

6. Krishna's name produces सत्व गुण Satwa Guna, the fruit of which is भक्ति Devotedness. भक्ति produces प्रेम by which the Lord Hari is reached.

7. There is no other way of salvation in कलियुग save the taking of Hari's name.

8. No name stweeter than (कृष्ण's) Krishna's can be had in the universe. Name नाम is the chief reservoir of all energies. Do not therefore forget the name.

9. The chief principle of विष्णुतत्त्व is to be lowlier than the lowliest of grass.

10. Forbearance is the entire import of Vaishnavism.

11. Shri Krishna's name is weightier than Shri Krishna himself & is delicious Then why should we not take it for our own self.

**मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥ શ્રીમદ્ ભાગવદ્** સ્કંધ ૧૧ અ. ૧૧ મણીમાં મણી બુદ્ધિ કરવાથી મણીની ઉપલબ્ધિ થાય છે પણ દીવાના પ્રકાશમાં મણીબુદ્ધિ કરવાથી મણી પ્રાપ્ત થતો નથી.(**શ્રીમદ્ ભાગવદ્** સ્કંધ ૧ અ.૫ તથા **શંકરાનંદીગીતા** અ.૪ શ્લોક ૯થી૧૧) તદ્‌વત્ પરમાત્માના નામસ્મરણનો પ્રભાવ છે. ભ્રમર કીટવત્ ન્યાય અનુસાર પરમાત્મારૂપ થવાય છે.

### Twelve golden rules.

1. Hold integrity sacred.
2. Observe good manners.
3. Endure trials patiently.
4. Be prompt in all things.
5. Make good acquaintances.
6. Shun the company of the idle & the wicked.
7. Dare to do right, fear to do wrong.
8. Watch carefully over your temper.
9. Never be afraid of being laughed at.
10. Fight life's battle manfully & bravely.
11. Use your leisures for study. ( Knowing Self )
12. Sacrifice money rather than principle.

* * * *

## કાયમ પાળવાના નિયમો.

૧. જેનામાં મોટાઈ આવે છે તે સ્વભાવે શાંત રહે છે.
૨. મોટાઈ છતાં લઘુતા રાખી રહે છે.
૩. પરસ્ત્રી, પરધનાદિક પર તેની દ્રષ્ટીજ જતી નથી.
૪. રાગદ્વેષ તેને દુઃખ દેતા નથી.
૫. કોઈ અપરાધ કરે તો તે સહન કરી ઉલટો ઉપકાર કરે છે.
૬. સર્વ ઉપર તેની સમાનતા રહે છે.
૭. ઘરમાં ન હોય તો પણ પાત્રને (સદાચારી વિદ્વાનને) દાન કરવામાં પાછા હઠતા નથી.
૮. તેનું અંતઃકરણ દયાથી ભિંજાયેલું રહે છે.
૯. પોતાથી થાય તેટલું બીજા પાસે કરાવતા નથી.
૧૦. તેનું અંગુષ્ટ માત્ર હૃદય આખું બ્રહ્માંડ જાણે સમાઈ જાય તેવું વિશાળ હોય છે.
૧૧. તેને ક્લેશ કંકાશ કદી દુઃખ દેતા નથી ને કુસંપ અને દંભથી હમેશાં દૂર રહે છે.
૧૨. તે ધર્મ કર્મ પ્રમાણે ચાલી ઇશ્વરના પદને ઓળખે છે.

*  *  *  *

**બુદ્ધિપ્રકાશ નવેંબર–ડીસેંબર ૧૯૨૮ પા. ૩૮૨માંથી:** (કવિવર ટાગોર કહે છે કે **"શરીર જીવંત મંદીર છે તેમાં ચૈતન્ય આત્મા બીરાજે છે.)—**

આપણું શરીર એક હેરત પમાડે એવું નાજુક કળા અને કારીગરિવાળું કિંમતી યંત્ર છે. એટલાથી આપણી કલ્પના બહુ નહિં ઉત્તેજાય. પણ તે સાથે તેમાં ચૈતન્ય આત્મા–પ્રભુનો અંશ બીરાજે છે એ ભાવના આપણા મનમાં રહ્યા કરે તો એક જીવંત મંદિરની પેઠે આપણે તેને ખચીત સંભાળીએ અને તેનું સતત્ ધ્યાન ધરીએ. એ વિચાર ને લાગણી કવિવર ટાગોરની પ્રતિભા ભરેલી વાણીમાં નિચે રજુ કરવામાં આવે છેઃ– **"હે પ્રાણજીવન!"** તારો જીવતો જાગતો સ્પર્શ મારા અવયવે અવયવે (નાડીએ નાડીએ) છે એ હું જાણું છું તેથી હું હંમેશાં મારૂં શરીર તથા મન સ્વચ્છ અને શુદ્ધ રાખવાનો દ્રઢ પુરૂષાર્થ કરીશ.

મારા મનમાં સારાસાર વિવેકી બુદ્ધિનો દીપક જે **સત્ય નારાયણે (સત્યબ્રહ્મે)** પ્રકટાવ્યો છે તે તુંજ છે એ હું જાણું છું તેથી હૃદયથી મારા વિચારોમાંથી સઘળી જાતના અસત્યને દૂર રાખવાનો હું સતત્ પુરૂષાર્થ કરીશ.

મારા ઉંડામાં ઉંડા હૃદય મંદિરમાં ત્હારૂં સ્થાનક છે એ હું જાણું છું તેથી **હે સત્ સ્વરૂપ!** પાપ માત્રને મ્હારા હૃદયમાંથી હમેશાં દૂર રાખવા હું કદી ચુકીશ નહિં. અને સુગંધી પુષ્ટિ વર્ધન રૂપ હૃદય પદ્મ પર પ્રેમ રાખીશ.

**હે બ્રહ્માત્મ સ્વરૂપ!** કર્મ પણ એવાં કરવાનો નિરંતર પ્રયત્ન કરીશ કે જેમાં તું પ્રકટ થઈ રહ્યો હોય; કારણ કર્મ કરવાની શકિત (જે તારાથી ભિન્ન નથી) તે જે મ્હારામાં છે તે તારીજ છે."

**असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्यो र्माऽमृतम् ॥** મને અસત્યથી સત્ય ભણી લઈ જાઓ, અંધકારથી પ્રકાશ ભણી લઇ જાઓ, મૃત્યુથી અમૃત ભણી લઇ જાઓ. તે જે પરમાત્માએ સદ્બુદ્ધિ આપી છે તેનેજ માન ઘટે છે. મને નહિં. **॥हरि ओम तत्सत॥**

*  *  *  *

**We live in deeds, not in thoughts, not breaths, in feelings, not in figures on a dial; we should count time by heart-throbs.**
**He lives most who thinks most, feels noblest, & acts the best.**

*  *  *  *

# પ્રકરણ ચોથું.

## અમૃતાનુભવ પુસ્તકમાંથી લીધેલ સાર (જ્ઞાનીભક્ત સંબંધે)

**व्यापाराचे गाडे । मोडताही आपाडे ॥**
**अक्रियेचें न मोडे । पाऊल केंही ॥**

**વિવરણ**—જ્ઞાનીના દેહદ્વારા જો કે અસંખ્ય કર્મો થાય, તોપણ તેથી તેના અક્રિય અને અસંગ સ્વાત્મભાવમાં કશો પણ બગાડ થતો નથી; કારણકે, આત્મા સર્વ કર્માતીત અને નિષ્કર્મ છે; અને સર્વે કર્મો તો બહારનાં બહાર પ્રકૃતિ–આશ્રિત ગુણોદ્વારાજ થયાં કરે છે. જેવો જે ગુણનો ઉત્કર્ષ હોય તે પ્રમાણેનાંજ કર્મો થાય છે; એટલે કે સત્વગુણના ઉત્કર્ષમાં જીવદ્વારા સત્કર્મોજ થાય છે, રજોગુણના ઉત્કર્ષમાં અનેક કામ્યકર્મો થાય છે અને તમોગુણના ઉત્કર્ષમાં નિષિદ્ધ કર્મો થાય છે. આત્મતત્વમાં એવી એ ગુણ ચેષ્ટાઓનો લેશ માત્ર પણ સંબંધ નથી. એવી એ ગુણ-ક્રિયારહિત આત્મસ્થિતિપર આરૂઢ થઇને જ્ઞાતા સર્વ ગુણ ચેષ્ટાઓને જોતો હોય છે (દૃષ્ટા, સાક્ષી છે). તત્ત્વજ્ઞ પુરૂષોનો અક્રિયઆત્મા વિશેના બોધનો દ્રઢ નિશ્ચય હોવાથી સ્થૂલ સૂક્ષ્મ સંઘાતદ્વારા જો કે અનેક વ્યાપારો થાય, તોપણ તેથી અક્રિય આત્મ સ્થિતિને કશો પણ આઘાત થતો નથી.

**पसरूनि वृत्तीची बाचे । दिठी रुपातें देखेवे ।**
**परी साचाचे नि नांवे । काहीं च न लगे ॥**

**વિવરણ**—જ્ઞાનીના નેત્રો વૃત્તિરૂપ હસ્તોને પ્રસારીને રૂપ વિષયને આલિંગન આપે છે; પણ તાત્વિક દૃષ્ટિથી જોતાં નેત્રવૃત્તિ અને રૂપવિષય તે એક અસ્તિભાતિ પ્રિયરૂપ સ્વાત્મતત્વજ છે, એવો જ્ઞાનીનો પ્રત્યય હોવાથી જ્ઞાનીની દૃષ્ટિથી નેત્રવૃત્તિ અને રૂપવિષયનો સંબંધ બાધિત એટલે કે મિથ્યા છે.

જેમ પોતાના કિરણરુપ સહસ્ર બાહુવડે જો સૂર્ય અંધકારને પકડવા જાય તોપણ અંતે તો સૂર્ય એકલોજ રહી જાય છે. વળી જેમ સ્વપ્નમાંના વિલાસોને ભોગવવાની ઇચ્છાથી કોઈ જાગીને ઉઠી બેઠો થાય છે, પણ તેની જાગૃતિની સાથેજ સર્વ વિલાસોનો લોપ થતાં તે જાગનાર એકલોજ રહી જાય છે.

જ્ઞાની વિષયોનું સેવન કરતો દેખાય છે પરંતુ વિષયો અને ઇન્દ્રિયો બંન્ને કલ્પિત છે, અને એ બંન્નેનો આધાર જે ચૈતન્ય તે એક ચૈતન્યનો જ્ઞાતાને પ્રત્યય હોવાથી વિષય વિષયીનો ભાવ ચાલ્યો જાય છે અને ત્યારપછી જે અજ્ઞેય છે તે અજ્ઞેય સ્વાત્મસ્વરૂપ સ્થિતિમાંજ જ્ઞાની રહે છે.

જો ચંદ્રમા પોતાની ચાંદનીને પોતેજ પકડવા જાય તો ત્યાં કોણે શું પકડયું વારૂ? તેજ પ્રમાણે જ્ઞાતામાં વિષય અને વિષયી (જ્ઞાનીની ઇંદ્રિયવૃત્તિઓ વિષયોનો પ્રકાશ કરે છે અને તેના યોગે જ્ઞાનીવિષયી એટલે વિષયોનું સેવન કરતો દેખાય છે) બંન્ને એક આત્મરૂપ હોવાથી "છે" એવા સ્મરણનો વ્યવહાર થતો નથી. એટલા માટે જ્ઞાતાએ કરેલું વિષયોનું સ્મરણ વ્યર્થ છે. જો વિષયો પોતાના સ્વરુપથી ભિન્ન હોય તોજ તેમનું સ્મરણ હોઈ શકે. ઇંદ્રિયજ્ઞાનજન્ય સંસ્કારને સ્મૃતિ કહેવામાં આવે છે ને તત્ત્વવેત્તાઓને ઇંદ્રિયો ને વિષયો એ કલ્પના હોતી નથી એટલે કે

સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાનવડે સર્વ ઇંદ્રિયો ને વિષયો બાધિત થયેલાં હોવાથી જ્ઞાનીને ઇંદ્રિયોમાં અને વિષયોમાં તાત્વિક દ્રષ્ટિથી એક આત્માનોજ પ્રત્યય થયા કરે છે. હવે, બાધિત ઇંદ્રિયો ને વિષયોનો સંબંધ પણ બાધિત અને તેથી ઉત્પન્ન થયેલો વિષયજ્ઞાનજન્યસંસ્કાર પણ બાધિતજ છે ને જે જ્ઞાનીના અંતઃકરણમાં બાધિત સંસ્કારરૂપ સ્મૃતિનો ઉદય થયો તે અંતઃકરણ પણ બાધિતજ છે. એ દૃષ્ટિથીજ જ્ઞાનીના અંતઃકરણમાં સ્મૃતિઓનો ઉદય થાય તોપણ તે વ્યર્થજ છે.

**येथें प्रवृत्ति बहुडे जिणे। अप्रवृत्तिसी बाधा घणे॥**
**आतां प्रत्यक्मुख पणे। प्रचारु दिसे॥**

**વિવરણ**—એક આત્મસ્વરૂપના વિચારવડેજ આત્મજ્ઞાનીની દેહાત્મબુદ્ધિનો નાશ થતાંની સાથેજ અનાત્મના સંબંધને ત્યાગીને આત્મવિષયક વૃત્તિ પ્રકટ થાય છે; એટલા માટે જ્ઞાનીઓનો સર્વ વ્યવહાર આત્મ વિષયક અંતર્મુખ વૃત્તિ વડેજ થતો જાય છે. ભાવાર્થ કે—ભેદ શૂન્ય અને નિત્ય પરિપૂર્ણ ચૈતન્યજ મારૂં પોતાનું સ્વરૂપ સર્વત્ર છે એવો જ્ઞાનીનો નિશ્ચય હોવાથી તેના સ્વરૂપથી બાહ્ય હોય એવું કાંઇજ નથી. તેના કાયિક, વાચિક તથા માનસિક જે કાંઇ પણ કર્મો થાય તે સર્વ કર્મો અંતર્મુખજ છે અથવા હોવાનાં. તે જ્ઞાની પુરૂષનો સર્વ ભેદ વ્યવહાર અભેદ બ્રહ્માત્મ બુદ્ધિથી થતો હોય છે અને તેથી જેમ જેમ ભેદ વ્યવહાર ચાલે તેમ તેમ અભેદ બ્રહ્મ ભાવનોજ વધારે ને વધારે વિકાસ થાય છે, અનેક પટોમાં જેમ તંતુ અભેદ અને અનેક તરંગોમાં જેમ જળ અભેદ હોય છે. તેવીજ રીતે અનેક નામ રૂપમાં, અનેક વ્યવહારમાં અને અનેક ગુણ ધર્મમાં તત્ત્વવેત્તા જ્ઞાનીને અભેદ બ્રહ્મ ભાવનોજ પ્રત્યય થતો હોય છે.

**कैवल्याही चढावा। करित विषय सेवा॥**
**जाला भृत्युभज्य कालोवा। भक्तिच्या घरीं॥**

**વિવરણ**—જ્ઞાનીનું વિષય સેવન અભેદ ભાવથી હોય છે અને તેથી તે મોક્ષપર પણ વર્ચસ્વ ભોગવે છે. ભક્તિના ગૃહમાં ભજ્ય અને ભજક એટલે કે સ્વામી અને સેવક બંન્ને એક બની જાય છે. ભાવાર્થ એ છે કે આ વિષય અને હું વિષયી એવો ભેદ જે બુદ્ધિમાં નથી તે આત્મવિષયક બુદ્ધિથી કરેલું વિષયસેવન ન કરવા સમાનજ છે. તેમની દ્રષ્ટિમાં વિષયો સ્વાત્મ સ્વરૂપથી ભિન્ન નથી એવી આત્મૈક્યાનુભવ સ્થિતિ તે કૈવલ્ય પર વર્ચસ્વ છે; એટલે કે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ શૂન્ય, દેશકાળ વસ્તુ પરિચ્છેદ શૂન્ય અને કેવળ જ્ઞાનરૂપ અક્રિય બ્રહ્મભાવની "કૈવલ્ય" સંજ્ઞા છે, જ્ઞાનીનો વિષય સેવન-અર્જન આદિ વ્યવહાર થવા છતાં પણ તેનું અસંગત્વ અક્રિયત્વ અને અભોક્તૃત્વ અવિચળ રહે છે એજકૈવલ્યવર્ચસ્વ છે. ત્યારે અજ્ઞાનીમાં કેવળ સ્વાત્મભાવનો અવિવેક હોવાથી દેહ, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ આદિ સ્થૂલ તથા સૂક્ષ્મ સંઘાતદ્વારા થનારા વિષયાર્જન અને સેવનનો તે અસંગ, અક્રિય અને એકરૂપ જ્ઞાનમાત્ર કેવળ સ્વાત્મરૂપમાં આરોપ કરે છે; એ વ્યવહાર મેં કર્યો એવી ધારણાથી અહંવૃત્તિના વિષય શુદ્ધ કૂટસ્થમાં કર્તૃત્વ ભોક્તૃત્વનો આરોપ કરે છે. વળી જ્ઞાનીને અનેક સાધનોદ્વારા એટલે કે, સ્નાન, સંધ્યા, ભજન, પૂજન, જપ, હોમ અને શ્રવણ મનનાદિક સાધનોદ્વારા આત્મસ્વરૂપમાં પ્રાપ્ત થવાની કશી આવશ્યકતા નથી કારણકે, ભેદશૂન્ય, સચ્ચિદાનંદરૂપ અને નિત્ય પરિપૂર્ણ સ્વાત્મભાવ તેને નિત્ય પ્રાપ્તજ છે. સારાંશ કે જ્ઞાનીને નિવૃત્તિ માર્ગે જવામાં કશો લાભ નથી તેમજ ન જવાથી કશી હાની પણ નથી. જ્ઞાની નિત્ય મુક્ત અને સ્વાત્મબોધ સંપન્ન હોવાથી સદા સર્વદા કૃતાર્થજ છે તેને માટે કાંઇપણ કર્તવ્ય અવશિષ્ટ છેજ નહિં; તે કૃતકૃત્યજ છે (શ્રીમદ્ ભગવદ્ગીતા અં. ૩ શ્લોક ૧૭) **यस्त्वात्मरतिरेवस्या दात्मतृप्तश्चमानवः। आत्मन्येव च**

**संतुष्ट स्तस्य कार्यं न विद्यते ॥** જે જ્ઞાની આત્મામાંજ પ્રીતિવાળો હોય, આત્માનંદના અનુભવથી તૃપ્ત હોય તથા આત્મસુખથીજ સંતુષ્ટ અર્થાત ભોગ ઇચ્છાથી બીલકુલ રહિત હોય તેને કાંઇપણ કર્તવ્ય રહેતું નથી. વળી તે ગ્રંથનો અ ૧૪ શ્લોક ૧૨નું તાત્પર્ય પણ એજ સુચવે છે.

**प्रकाशं च प्रवृत्तिं च, मोहमेव च पांडव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि, न निवृत्तानि कांक्षति ॥**

**શ્રીકૃષ્ણ ભગવાન કહે છે:—હે પાંડવ !** સારી રીતે પ્રવૃત્ત થયેલા પ્રકાશનો (સત્વનો) પ્રવૃત્તિનો (રાજસનો) તથા મોહનો (તામસનો) તે કોઈ સમયે પણ દ્વેષ કરતો નથી તેમજ તે નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી. એવો પુરૂષ ગુણાતીત કહેવાય છે.

**ગીતા** અ. ૪ શ્લોક ૨૦ અને ૩૩નો ભાવાર્થ પણ એવોજ છે:—

**त्यक्त्वा कर्मफलासंगं, नित्य तृप्तो निराश्रयः ।**
**कर्मण्यभि प्रवृत्तोऽपि, नैव किंचित्करोतिसः ॥ २० ॥**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

કર્તાપણાના અભિમાનનો તથા સ્વર્ગાદિ ફળની અભિલાષાનો ત્યાગ કરીને જે સર્વ પદાર્થોમાં નિરંતર નિસ્પૃહ થયો છે અને આત્મતૃપ્તજ સતત છે ને દેહેન્દ્રિયાદિરૂપ આશ્રયના અભિમાનથી રહિત છે તે જીવનમુક્ત (વ્યુત્થાન દશામાં) પ્રારબ્ધકર્મને લીધે લૌકિકદૃષ્ટિએ લૌકિક વૈદિક કર્મોનું સાંગોપાંગ અનુષ્ઠાન કરતો છતાં કે કરવા માટે પ્રવૃત્ત થયો છતાં પણ પોતાની પરમાર્થ દૃષ્ટિથી તે કાંઇજ કરતો નથી. ॥ ૨૦ ॥

**હે પરંતપ અર્જુન !** અગ્નિહોત્રાદિક વૈદિક તથા ઉપાસનાદિ સ્માર્ત સર્વ કર્મો સમગ્રપણે પાપરૂપ પ્રતિબંધકની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાનમાંજ સમાપ્ત થાય છે ॥ ૩૩ ॥

જ્ઞાની એ દૃઢ અપરોક્ષ જ્ઞાનવડે ( આત્મજ્ઞાનવડે ) માયા આદિ સર્વ પ્રપંચોનો નિરાસ (બાધ) કરેલો છે. અને એટલા માટે તે જ્ઞાનીને વેદ પ્રણીત વિધિવિધાનોનું બંધન નથી. જેમકે કોઇ એક ગૃહસ્થ સ્વપ્નમાં એક રાજાના નગરમાં વસતો હતો ત્યાં તે રાજાએ કરેલા કાયદા પ્રમાણે તે ગૃહસ્થને વર્તવું પડતું હતું. જો આપણે કાયદાનું ઉલ્લંઘન કરીશું તો રાજદંડને પાત્ર થઈશું, એવા ભયથી તેને તે પ્રમાણે વર્તવું પડતું હતું ત્યારબાદ તે કેટલોક વખત ગયા પછી જાગ્રત થયો અને સ્વપ્નમાંના કાયદાનું ઉલ્લંઘન કરીને વર્તવા લાગ્યો ત્યારે હવે તે દંડને પાત્ર થાય ખરો કે ! ન થાય એ સ્પષ્ટજ છે. કારણકે જાગૃતિકાળમાં સ્વપ્નગત કાયદા કરનાર રાજા, તેના કાયદા અને રાજધાનીનું નગર એ સર્વજ જ્યારે જાગૃત પુરૂષ માટે મિથ્યા વસ્તુઓ છે, તો પછી તેને સ્વપ્નમાંનાં કાયદાઓનું બંધન હોઇજ કયાંથી શકે વારૂ ? તેવીજ રીતે જ્ઞાનસ્વરૂપની વિસ્મૃતિરૂપ નિદ્રાનો લોપ થઇને જેને જ્ઞાન જાગ્રતિ પ્રાપ્ત થયેલી છે તેને, સ્વાત્માની અજ્ઞાન નિદ્રાના યોગે લાધેલા દેહાદિ પ્રપંચરૂપ સ્વપ્ન, અને તે સ્વપ્નમાંના રાજા, વેદ તથા વેદરૂપ રાજાએ વર્ણાશ્રમને ઉચિત જે વિધિવિધાનરૂપ કરેલા કાયદા તે સર્વનું બંધન હોઇ શકે ખરૂં કે ? અર્થાત્ નજ હોઈ શકે; કારણ કે વેદ અને વેદપ્રણીત વિધિવિધાન એ સર્વ (સ્વરૂપના અજ્ઞાન) અવિદ્યા મૂલક છે અને જ્ઞાની પુરૂષમાં તે અવિદ્યાની સ્વાત્મજ્ઞાનવડે નિવૃત્તિ થયેલી છે.

**શંકા:**—જ્ઞાનીનું વર્તન અનિયમિત હોઇ શકેજ નહિં; કારણ કે અનિયમિત વર્તન અજ્ઞાન મૂલક છે. જ્ઞાનીની કર્મમાં પ્રવૃત્તિ થાય તે શૌચ, સ્નાન, ભોજન, મલવિસર્જન આદિ શરીર નિર્વાહક જે અવશ્ય કરવાના કર્મો તે કર્મો પુરતીજ તેની પ્રવૃત્તિ હોય છે ને તે પણ રાગ મૂલક નહિં કિન્તુ અવશેષ દેહ પ્રારબ્ધના યોગેજ થાય.

**સમાધાનઃ—जाली स्वेच्छाची विधि। स्वेरजाली समाधि ॥ दृशो हृये मोक्ष रिद्धि। बैसो घापे ॥**

**વિવરણઃ**—જ્ઞાતાનું સ્વેચ્છાનુરૂપ વર્તન તેજ વિધિ છે. અને તેનો જે નિયમબંધરહિત વ્યવહાર તેજ સમાધિ છે. જ્ઞાની જે સ્થિતિમાં છે, તે સ્થિતિને બેસવા માટે મોક્ષૈશ્વર્યનું આસન આપવામાં આવ્યું છે. એટલે કે તેવા અપરોક્ષ બોધવાન જ્ઞાનીને વેદ પ્રણીત વિધિ વિધાનોનું બંધન નથી.

કર્મો ત્રણ પ્રકારનાં છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. તેમાંના સંચિત અને ક્રિયમાણ કર્મની આત્માના પરોક્ષ જ્ઞાન વડે નિવૃત્તિ થઈ જાય છે; અને આત્માંના અપરોક્ષ જ્ઞાનવડે પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થઈ જાય છે. એવી રીતે એ ત્રણે પ્રકારના કર્મોની આત્માના અપરોક્ષ જ્ઞાનમાં નિવૃત્તિ થાય છે. **'सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते'** એ ઉપર જણાવ્યા પ્રમાણે **શ્રી ભગવદ્ગીતાનું વાક્ય છે.** એવી રીતે અપરોક્ષ જ્ઞાનીમાં એ પ્રારબ્ધ કર્મનો પણ નિષેધ કરવામાં આવ્યો છે પણ તે જ્ઞાતાની દેહ દ્રષ્ટિથી નહિં, કિન્તુ આત્મદ્રષ્ટિથીજ કરેલો છે અને તે યથાર્થ છે. કારણકે દેહજ મારૂં સ્વરૂપ છે એમ જ્ઞાની માનતો નથી, કિન્તુ જ્ઞાનીનો તો હું દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ આદિનો સાક્ષી સચ્ચિદાનંદરૂપ જ્ઞાનમાત્ર આત્મભાવ છું એવોજ દ્રઢ નિશ્ચય હોય છે. 'જ્ઞાની' શબ્દનો જ્ઞાનીના દેહના અર્થમાં અંગીકાર કરવામાં આવે તો તેથી એક વિરોધ આવી પડે છે અને તે એ કે, જ્ઞાનવડે સંચીત ક્રિયમાણ કર્મોનો નાશ થાય છે, પણ ભોગ વિના પ્રારબ્ધ કર્મનો ક્ષય થતો નથી (**प्रारब्ध कर्माणां भोगादेव क्षयः**) એમ શાસ્ત્રમાં કહ્યું છે તેનો ઉપર કહી ગયા તે વાકય સાથે વિરોધ થવાનો; એટલા માટે અજ્ઞાનીમાં જે સર્વ કર્મોનો નિષેધ કરેલો છે તે કેવળ આત્મદૃષ્ટિથીજ કરેલો છે; અને સંચિત ક્રિયામણનો નાશ થવા છતાં ભોગ વિના પ્રારબ્ધકર્મનો લોપ થતો નથી એમ જે શાસ્ત્રમાં જણાવેલું છે તે કેવળ જ્ઞાનીની દેહદૃષ્ટિથીજ કહેલું છે અને તે સર્વથા યથાર્થ છે; કારણકે શરીર આરંભક જે પ્રારબ્ધકર્મ છે તેનો આત્માના અપરોક્ષ જ્ઞાનવડે ક્ષય થાય છે એમ જો સ્વીકારીએ તો પછી જ્ઞાન થતાંની સાથેજ જ્ઞાનીના દેહનો પાત થવો જોઇએ; કારણકે પ્રત્યેક શરીરની ચેષ્ટાઓ—પછી તે જ્ઞાની હોય કે અજ્ઞાની હોય—તેના પ્રારબ્ધકર્મના યોગેજ થતી જાય છે; માત્ર અજ્ઞાની, દેહના અહંકારને લઇને કર્મમાં કર્તૃત્વબુદ્ધિને ધારણ કરે છે અને તેથી તે બદ્ધ થાય છે ત્યારે જ્ઞાની અનહંકૃત અકર્તા હોય છે અને તેથી તે મુક્ત હોય છે, આમ હોવા છતાં પણ જ્યાંસુધી પ્રારબ્ધકર્મ અવશિષ્ટ છે ત્યાંસુધી તો જ્ઞાનીની દેહચેષ્ટાઓ પણ ચાલતીજ રહેવાની; પણ તે પ્રારબ્ધકર્મ સર્વ જ્ઞાનીઓનું એકસરખુંજ હોય છે એમ હોતું નથી; અને તેથી જો કે સર્વ જ્ઞાનીઓનો આત્મબોધ તો એકજ કસોટીનો (એકજ સરખો) હોય છે, તોપણ સર્વ દેહના પ્રારબ્ધ ભિન્ન ભિન્ન હોવાથી તે સર્વની ભિન્ન ભિન્ન અને અનિયમિત ચેષ્ટાઓ ચાલ્યા કરે છે. **જનક રાજા, શુકદેવજી ત્યાગી** આદિ જીવનમુક્તો પણ પ્રારબ્ધવશાત્ ભિન્ન ભિન્ન અને અનિયમિત ચેષ્ટાઓ કરતા. એથી નિર્‌વિવાદ સિદ્ધ થાય છે કે જ્ઞાનીઓની ચેષ્ટાઓ સ્વૈર એટલે અનિયમિત હોય છે. જો કે ખરી સ્થિતિ આવી છે, છતાં તેમનું એ અનિયમિત વર્તન એજ સમાધિ છે. કારણકે સમાધિ એટલે આવરણ વિક્ષેપરહિત મનની પ્રસન્ન અને શાંત અવસ્થા. અને તે અવસ્થા તો જ્ઞાનીને આત્માનું અપરોક્ષ જ્ઞાન થવા પછી પણ દેહ પ્રારબ્ધવડે થનારી અનિયમિત ચેષ્ટાઓના કાળમાં પણ નિત્ય પ્રાપ્તજ છે. તે એવી રીતે કે આત્માના અપરોક્ષ જ્ઞાનવડે આવરણ એટલે કે આત્મસ્વરૂપનું અજ્ઞાન બાધીત થાય છે અને તેની સાથેજ અજ્ઞાનકાર્ય અંતઃકરણાદિ મનોવૃત્તિઓ સહિત સ્થૂલદેહ બાધીત થવાથી જ્ઞાનીની દૃષ્ટિએ

આવરણ વિક્ષેપરૂપ પ્રપંચ ન હોઇને, એક સભરાભરિત (એકરસ) નિત્ય અક્રિય ચૈતન્યમાત્રજ હોય છે. એટલા માટે ઇતરજીવોની દૃષ્ટિથી જો કે જ્ઞાનીના દેહદ્વારા અનિયમિત ક્રિયાઓ થતી ભાસે છે, તોપણ કેવળ બોધરૂપ થયેલા જ્ઞાની નિત્ય પરિપૂર્ણ અખંડ બ્રહ્મસ્થિતિ યુક્ત, અચળ અને શાંતજ છે. ત્રૈલોક્ય જેના બોધમાં અદ્રશ્ય થયેલું છે તે જ્ઞાનીની દૃષ્ટિ સમક્ષ દેહ તે શું હોઈ શકે વારૂ ! અને જ્યારે દેહજ નથી તો પછી દેહચેષ્ટાઓ હોય ખરી કે ! અને જ્યારે દેહચેષ્ટાઓ નથી ત્યારે નિત્ય અક્રિય જ્ઞાનમાત્ર અને પરિપૂર્ણ સ્વાત્મસ્વરૂપની સમાધિ સ્થિતિને એટલે કે શાંત સ્થિતિને કશો પણ આઘાત થાય ખરોકે ! અર્થાત કદાપિ ન થાય. **ભક્તની** એ સહજ સ્થિતિરૂપ સમાધિને **અખંડ સમાધિ** કહેવામાં આવે છે. એ અખંડ સમાધિ ભક્તોની સર્વ ચેષ્ટાઓમાં અવિચળ છે એટલે કે ભક્ત બેઠો હોય, ચાલતો હોય, બોલતો હોય, ખાતો હોય કે પીતો હોય, સારાંશ કે તેના સર્વ શારીરિક વ્યવહારો ચાલતા હોય, તોપણ તેની સમાધિનો કદાપિ ભંગ થતો નથી (**यत्र यत्र मनोयाति, तत्र तत्र समाधयः ॥**) એવી સહજ સ્વરૂપ સમાધિ સ્થિતિને બેસવા માટે મોક્ષૈશ્વર્યનું આસન નાંખી આપવામાં આવ્યું છે; એટલે કે મોક્ષ સોપાધિક છે અને તેમાં '**अहंब्रह्मास्मि**' એવું શુદ્ધ સત્ત્વાત્મક માયાવૃત્તિનું સ્ફુરણ હોય છે; અને નિરૂપાધિક, નિર્ધર્મ જ્ઞાનરૂપ અને સહજ બ્રહ્મસ્થિતિ તે સોપાધિક મોક્ષસ્થિતિથી (પર) ઉપર છે. પોતાના મુખસૌન્દર્યના સુખનો પોતે ઉપભોગ લેવા માટે દર્પણના નિમિત્તથી દ્વૈત કરવું પડે છે, તે પ્રમાણે પોતેજ પોતાની ભક્તિ (સમાધિ, સ્વરૂપજ્ઞાન)દ્વારા પોતેજ પોતાના સુખનો ઉપભોગ કરવો એવી શ્રદ્ધા (ભાવના) થતાની સાથેજ ચિદૈક્યભાવ દેવભક્તરૂપે સર્જી થઈને પોતેજ પોતાના ભક્તિસુખને ભોગવે છે. તે જ્ઞાનીભક્તની દૃષ્ટિમાં જપ, ધ્યાન પૂજા, પુષ્પગંધાદિ ઉપચારો એક ચૈતન્યતત્ત્વથી રહિત કે જુદા તો નથીજ. ખરૂં ભક્તિસુખ એકત્વમાંજ રહેલું છે એટલા માટેજ શ્રુતિમાં **शिवं भूत्वाशिवं यजेत** (શિવ થઈને શિવનું યજન કરવું) એ પ્રમાણે કહેલું છે. **શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં** અ. ૧૮ શ્લો. ૫૪માં પણ **શ્રીકૃષ્ણ ભગવાને** એજ અભિપ્રાય વ્યક્ત કરેલો છે. **ब्रह्मभूत प्रसन्नात्मा नशोचति न कांक्षति । समःसर्वेषु भूतेषु, मद्भक्तिं लभते परां ॥** બ્રહ્મરૂપ થયેલો, પ્રસન્ન ચિત્તવાળો, તથા નથી શોક કરતો કે નથી ઇચ્છા કરતો અને સર્વ ભૂતોમાં રાગદ્વેષ વિનાનો સમ છે તે પુરૂષ **પરા એવી મારી ભક્તિ**ને પામે છે. અહિં **બ્રહ્મરૂપ** થયેલો એટલે શ્રવણ મનનના સુદૃઢ અભ્યાસથી અન્નમયાદિ પાંચ કોશોથી પોતાના આત્માને સારી રીતે પૃથક સમજેલો જ્ઞાની સમજવો. અને **પરાભક્તિ** એટલે અંતરાયરહિત આત્મસાક્ષાત્કાર કરનાર પરિપકવ નિદિધ્યાસન સમજવું. જેવી રીતે હજૂરીઆના હજૂરીઆ થઇને રાજપદનું સુખ કદાપિ ભોગવી શકાતું નથી પરંતુ રાજા થઈનેજ રાજવૈભવોનો ખરો ઉપભોગ લઈ શકાય છે તેવી રીતે ખરી ભક્તિ ચિદૈક્ય-ભાવના અનુભવમાંજ છે અને તે **પરમભક્તજ** હરિના સર્વ સુખનો સ્વામી થાય છે. પાણીની લહરી પાણીપર દોડે, અગર શાંત થઈ બેસે અથવા તો અદ્રશ્ય થઈ જાય તોપણ તે પાણીજ છે પાણીથી ભિન્ન નથી. **જ્ઞાની ભક્ત** સર્વત્ર અભેદ સ્વાત્મ સ્થિતિથી એક પોતાનીજ વ્યાપ્તિને અનુભવતો હોવાથી ચાલવું અને બેસવું એ બંન્ને વ્યવહાર એકજ છે એવો તે જ્ઞાનીમાં ચમત્કાર નથી હોતો કે શું ? ત્યાં કહ્યું છે કેઃ—

**चालणें आणि बैसक । दोन्ही मिळूनि एक ।**
**मोहे ऐसें कौतुक । हये ठाई ॥**

**વળી**—આત્માનાત્મ વિચારવડે દેહ ત્રયનો નિરાસ થઇને, સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું એવી ઉત્પન્ન થયેલી '**सोऽहं**' જ્ઞાન વૃત્તિનો પ્રકાશક પણ ઉપાસના (નિર્ધર્મસહજ બ્રહ્મભાવ)રૂપ ચિદ્‌પ્રકાશ

હોવાથી તેનું પ્રકાશરૂપ '**सोहं**' જ્ઞાન વૃત્તિદ્વારા પ્રકાશન કદાપિ થવાનું નથી એવી રીતે '**अहं**' અને '**इदं**' જ્ઞાન વૃત્તિના સંબંધ વિના, **જ્ઞાની ભક્તની** નિત્ય નિર્ધર્મ સહજ અખંડ ઉપાસના ચાલતીને ચાલતીજ હોય છે.

**निफजेना निमे । आंगीं आंग घुमे ।**
**सुखासुख उपमे । देव वेल इया ॥**

**વિવરણ**—પૂર્વે કહેલો ઉપાસનારૂપ સહજ ચિદ્‌પ્રકાશ ઉત્પન્ન થતો નથી અથવા મરતો નથી કિંતુ પોતે પોતામાંજ ઘુમ્યા કરે છે એવા એ સહજ સુખને બીજા સુખની ઉપમા આપી શકાય કે? નહિંજ. કારણ કે કીડીથી લઇને બ્રહ્મા પર્યન્ત સર્વ પ્રાણીઓ જે કાંઈ પણ વિષય સુખ ભોગવે છે તે સુખ વિષયોમાંનું ન હોઇને વિષયોપભોગના નિમિત્તથી તેઓ અંશતઃ આત્માનંદનેજ ભોગવે છે તેથી નિરંશ આત્મ સુખને એ અંશરૂપ સુખની ઉપમા શી રીતે આપી શકાય?

**कोण्ही एक अकृत्रिम । भक्तिचें हें वर्म ।**
**योग ज्ञानादि विश्राम । भूमिका हे ॥**

**વિવરણ**—એ (ઉપર કહેલી ઉપાસના) અકૃત્રિમ અર્થાત સહજ અક્રિય ભક્તિ તે **ભક્તિનું રહસ્ય** છે. અને તે રહસ્ય યોગ તથા જ્ઞાનાદિકનું વિશ્રાંતિ સ્થાન છે; એટલે કે યોગ અને જ્ઞાનના યોગે મળનારૂં પરમફળ એજ છે. એટલા માટે આ સ્થળે યોગ અને જ્ઞાનઆદિ ઉપરામને પામે છે.

**आतां भक्ति अभक्ति । जाले ताट एकी पांती ।**
**कर्मा कर्माचि या वाती । मालवू निया ॥**

**વિવરણ**—હવે ભક્તિ અને અભક્તિનો પ્રકાશકને સત્કર્મ અને અસત્કર્મરૂપ જ્યોતિ, તે બુઝાઈ જતાં ભક્તિ અને અભક્તિરૂપ થાળીઓ એકજ પંક્તિમાં રખાઈ ગઈ છે. ભાવાર્થ એ છે કે **જ્ઞાનીભક્ત** ભેદ શૂન્ય સચ્ચિદાનંદરૂપ બ્રહ્માત્મ સ્વરૂપ છે એટલા માટે જ્ઞાનીને સત્કર્મ અને અસત્ કર્મ બંન્ને આત્મતત્ત્વથી ભિન્ન સ્ફૂરતા નથી. એવા પ્રકારે જ્ઞાનીદ્વારા (તે અભેદ ભક્તિદ્વારા) જે જે યાવત્ સારાં અને નઠારાં સહજ રીતે કર્મો થાય છે, તે સર્વ કર્મો જો તે જ્ઞાનીભક્તને સ્વાત્મરૂપેજ સ્ફુરે છે તો પછી જ્ઞાનીભક્તને હાથે જે જે સહજ ચેષ્ટાઓ થાય તે સર્વ ભક્તિજ છે મતલબ જ્ઞાનીભક્ત દેહવડે જે કાંઈ પણ કરે, તે સર્વ ભગવાનનુંજ પૂજનજ છે. તે વાણીથી જે કાંઈ પણ બોલે તે સર્વ હરિની સ્તુતિજ છે; અથવા તો મનવડે જે કાંઈ પણ કલ્પના કરે, તે સર્વ હરિનો જપજ છે એવી રીતે જ્ઞાનીભક્તદ્વારા જે કાંઈ પણ કાયિક, વાચિક, અને માનસિક કર્મો થયાં કરે છે તે સર્વ ભગવત્ સેવાજ છે.

**आंगें कीर एक जाहले । परी नाम रूपाचे मासले ।**
**होते तेही आटले । हरिहर येथें ॥**

**વિવરણ**—હરિ અને હર એ ઉભય મૂળ એકજ અંગના છે એટલે કે એકજ ચૈતન્યરૂપ છે; પરંતુ નામરૂપમાં જે ભિન્નતાનો ભાવ હતો તે પણ અહિં સહજ ઉપાસનારૂપ પરબ્રહ્મના અભેદ ભાવમાં અદૃશ્ય થઈ ગયો.

**अनयो प्रकृतिरेका, प्रत्यय भेदेन भेदता माप्तौ ।**
**कल्पयति मूढो भेदं, हरिहरं भेदो विना शास्त्रम ॥**

હરિ અને હર વ્યાકરણની રીતિથી પ્રકૃતિ (મૂળ ધાતુ) અને પ્રકૃતિ (સ્વભાવ જુઓ તો) એક દેવરૂપે ને અવિદ્યા હરનારરૂપે એક છે. પણ માત્ર (વ્યાકરણની રીતિથી) એક પ્રત્યયનો ભેદ

છે. માત્ર ભાવનાનો (વિશ્વાસનો) ભેદ છે. તેમાં મૂઢ (વ્યાકરણાનધીત) જ્ઞાનાપ્રવિષ્ટ ચિત્ત વાળોજ ભેદની કલ્પના કરે છે વાસ્તવીક બંન્નેનો અભેદજ છે.

**अहो अर्धनारी नटेश्वरे । गिळित गिळित परस्परें ।**
**ग्रहण जाले एक सरें । सर्व ग्रासे ॥**

**વિવરણ**—અહો! અર્ધનારી અને નટેશ્વર એક બીજાને ગળવા માંડતાં, એકદમ બન્ને અદૃશ્ય થઈ ગયાં; અને બંન્નેમાં અભેદતાથી રહેલું ચૈતન્ય માત્ર અવશિષ્ટ રહ્યું, એટલે કે અભેદ બ્રહ્મભાવના વિકાસમાં 'અહં' વૃત્તિરૂપ શિવ અને 'ઇદં' વૃત્તિરૂપ શકિત એ ઉભયનો લય થતાં 'અહં' 'ઇદં' વૃત્તિ શૂન્ય એક બ્રહ્મજ અવશિષ્ટ રહે છે.

**वाच्य जात खाउनी । वाचकत्वही गिळूनि ।**
**ठाकिली निंद्रेजौनी । परा येथें ॥**

**વિવરણ:**—અહિં (પરબ્રહ્મ સ્વરૂપમાં) વાચ્ય અને વાચકત્વનો ભાવ જતો રહીને પરા વાણી લીન થાય છે એટલે કે બોલવાનો વિષય અને વાચકત્વ (વૈખરી આદિ વાણીઓ) સહિત જ્ઞાનરૂપ જે સૂક્ષ્મ પરાવાણી, તે પરાવાણીનો લોપ થયો છે.

**હે સમર્થ સદ્ગુરૂ! હે નિત્ય કલ્યાણ સ્વરૂપ!** તમે મને અપરિમિત આનંદરૂપ અભેદ બ્રહ્મનો સ્વાત્મત્વવડે અનુભવ આપ્યો છે. નિત્ય સ્ફુરદ્રૂપ જાગૃત જે આત્મભાવ તે આત્મભાવનેજ જાગૃત કર્યો છે એટલે કે પોતાના સ્વરૂપને વિસરી ગયેલો જે જીવ, તે જીવને નિત્ય જાગૃતરૂપ આત્માનો અનુભવ આપ્યો છે. આત્મ તત્વમાં નિત્ય નિવૃત જે અવિદ્યા, તે અવિદ્યાની નિવૃત્તિ કરી છે. અમારોજ નિત્ય પ્રાપ્ત સ્વરૂપભાવ અમને પ્રાપ્ત કરાવી આપ્યો છે એ આપની કૃતિ અત્યંત આશ્ચર્યકારક છે. હમે સર્વથા તારાજ છીએ એટલે જીવ સ્વભાવતઃ પરબ્રહ્મરૂપજ છે. ગુરૂત્વથી તમે જેટલા શ્રેષ્ટ છો, તેટલાજ પોતાના શિષ્યને ભવસાગરમાંથી તારવા માટે તુંબડી સમાન હલકા છો. **હે દાતા!** વધારે શું કહું! શિષ્યમાંના 'અહં' 'ઇદં' વૃત્તિરૂપ સંસારનો નિજ બોધ દાન વડે લોપ કરીને, તે સંતોષ વડે તમે તેના આપ્ત થાઓ છો. કારણકે **'आप्तस्तु यथार्थ वक्ता'** જે યથાર્થ વકતા હોય તેજ આપ્ત એવું શાસ્ત્ર વચન છે.

**किं बहु ये दातारा । मी तूं याचा संसारा ।**
**वेंचूनि होसी सोयरा । तेणें चि तोषे ॥**

× × × × ×

**ચાંગદેવ પાસષ્ટિમાંથી સાર (तत्त्वमसि સંબંધે)**

**स्वस्ति श्री वटेशु । जो लपोनि जगदाभासु ।**
**दावी मग ग्रासु । प्रगटला करी ॥**

**અર્થ:**—નિત્ય કલ્યાણરૂપ અને જ્ઞાનરૂપ જે **વટેશ (શિવ)** તેજ પોતે છુપાઇને સવ જગતનો ભાસ કરાવે છે; અને જે વેળાએ તે પોતે નિજરૂપથી પ્રકટ થાય છે તે વેળાએ સમસ્ત જગતનો લોપ કરી નાંખે છે. એટલે કે જેવી રીતે દોરડી પોતે છુપાય છે અને જોનારને પોતામાં સર્પનો ભાસ કરાવે છે અર્થાંત જોનારને 'આ દોરી છે' એવું તેનું યથાર્થ જ્ઞાન ન થતાં 'આ કાંઈ એક વસ્તુ પડેલી છે' એવી રીતે 'ઇદંત્વ' (આ કાંઇકના અસ્તિત્વ'નું જ્ઞાન થાય છે તેનેજ **સામાન્ય જ્ઞાન** કહેવામાં આવે છે. એ સામાન્ય જ્ઞાનના યોગેજ 'આ સર્પ છે' એવી જોનારના મનમાં વિપરીત કલ્પના થાય છે. તેજ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ આત્માનું યથાર્થ જ્ઞાન ન થતાં 'હું

છું' એ પ્રમાણે આત્માના અસ્તિત્વનું જ્ઞાન થાય છે. સામાન્ય 'સત્ અંશ'નું જ્ઞાન થાય છે; તેના યોગે 'નામ રૂપાત્મક દેહજ હું છું' એવી દેહ અહંકારાદિ પ્રપંચની વિપરીત કલ્પના ઉદ્‌ભવે છે. એવી રીતે આત્મા પોતેજ વિશેષ 'ચિદાનંદરૂપ'થી જીવમાં છુપાઈને પોતાના સામાન્ય સત્તા સ્વરૂપમાં દેહાદિક પ્રપંચનો ભાસ કરાવે છે. જે વેળા એ જીવ વિવેક વૈરાગ્યાદિ સાધન ચતુષ્ટયવડે સંપન્ન થાય છે, તે વેળાએ સદ્‌ગુરૂ તેના ઉપર અનુગ્રહ કરે છે એટલે કે 'સદ્રૂપ, ચિદ્રૂપ, અને આનંદરૂપ આત્મા તું છે' એવો તેને '**तत्त्वमसि**' મહાવાકયવડે બોધ આપે છે તેના યોગે દેહત્રયાતીત અને પંચકોશાતીત સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું, એવું આત્માના વિશેષ ચિદાનંદરૂપનું દ્દઢ જ્ઞાન થાય છે ત્યાર પછી દેહાહંકારાદિ પ્રપંચની નિવૃત્તિ થાય છે (બાધા થાય છે). જે પ્રમાણે વિશેષ (દોરી નું જ્ઞાન થવાથી સર્પ (ભ્રાન્તિ)ની નિવૃત્તિ થાય છે ને આ ભાસનો સર્પ અસત્ય છે એમ નિશ્ચય પૂર્વક જાણવામાં આવી જાય છે; તેજ રીતે ઉપર કહ્યા પ્રમાણે વિશેષ ચિદાનંદરૂપ આત્માનું જ્ઞાન થવાથી સર્વ પ્રપંચો મિથ્યા છે એમ નિશ્ચય પૂર્વક જાણવામાં આવી જાય છે.

**प्रगटे तंव तंव नदिसे । लपे तंव तंव आभासे ।**
**पगटना लपाला असे । न खोम ताजो ॥**

**અર્થ:**—જે સમયમાં આત્મા પ્રકટ હોય છે તે વેળાએ જગત દેખાતું નથી અને જે વેળાએ આત્મા ગુપ્ત હોય છે, તે વેળાએ જગત ભાસતું હોય છે, ખરી રીતે તો આત્મા પ્રકટ પણ નથી અને ગુપ્ત (અજ્ઞાન) પણ નથી. પ્રકટવું અને ગુપ્ત થવું એ ઉભય ધર્મોથી તે જરા પણ વિકૃત થતો નથી. આત્મસ્વરૂપને તેમનો કિંચિન્માત્ર પણ સ્પર્શ નથી. આત્મા તો સદૈવ પરિપૂર્ણ અને પ્રકટજ છે પણ તદ્વિષયક જીવોના સામાન્ય અને વિશેષ જ્ઞાનની દૃષ્ટિથી પ્રકટવું અને છુપાઈ જવું આદિ વ્યવહાર થાય છે.

**बहु जंव जंव होय । तंव तंव कांहींच न होये ।**
**कांहीं न होनि आहे । अवघाचि जो ॥**

**અર્થ:**—આત્મા, જેમ જેમ અનેક નામ રૂપાત્મક સૃષ્ટિરૂપથી પ્રકટ થાય છે. તેમ તેમ ખરેખર કાંઈ પણ થતો નથી. જે કાંઈ પણ ન હોઈને જગદ્રૂપે સર્વ તેજ છે. અર્થાત–આત્મા જેમ જેમ અનેક નામ રૂપાત્મક સૃષ્ટિરૂપથી ભ્રાંત પુરૂષોને ભાસવા માંડે છે, તેમ તેમ પોતાના પરમાર્થરૂપથી એટલે કે સચ્ચિદાનંદ નિર્ગુણ નિરાકારરૂપ અભેદ સ્થિતિથી, જેવોને તેવોજ હોય છે, જરાપણ બદલાતો નથી; પરંતુ વિપરીત જ્ઞાનવડે અનેક નામ રૂપાત્મક જગત જોનારાને સર્વ જગદ્રૂપે તેજ વિહરે છે એમ દેખાય છે; કારણ કે કલ્પીત વસ્તુ અધિષ્ઠાનરૂપજ હોય છે. જેવી રીતે રજ્જુમાં કલ્પનાથી ભાસેલો સર્પ રજ્જુથી ભિન્ન નહિં, કિંતુ રજ્જુરૂપજ હોય છે; તેજ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મમાં કલ્પનાથી ભાસેલું અનેક નામ રૂપાત્મક જગત્ અધિષ્ઠાન પરબ્રહ્મથી ભિન્ન નહિં, કિન્તુ પરબ્રહ્મરૂપજ છે. સોનું પોતાના સોનાપણા (કસ અને વજન) માં ન્યૂન ન થતાં અનેક અલંકારરૂપ થાય છે; તેજ પ્રમાણે પરબ્રહ્મ પોતે પોતાના નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદરૂપ પરિપૂર્ણત્વમાં લેશ માત્ર પણ ન્યૂન ન થતાં આ સર્વ જગદ્રૂપ થાય છે. જેવી રીતે મધ્યાન્હ સમયે મરૂભૂમિમાં સૂર્યના પ્રખર કિરણોના યોગે ભાસતી મૃગજળની નદી પોતાના સમાગમથી પૃથ્વીને જરાપણ ભીંજાવી શકતી નથી; તેવીજ રીતે આ સર્વ કલ્પીત જગદાભાસ પોતાના સંબંધથી નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદરૂપ અધિષ્ઠાન પરબ્રહ્મની હાનિ કરવાને લેશ માત્ર પણ સમર્થ નથી. લહરીના અંગરખાને ન ઉતારવાં છતાં ઉઘાડું (સ્પષ્ટ) પાણીજ છે તેજ પ્રમાણે,

પરમાત્મા સર્વ જગદ્રૂપે પોતેજ પોતાના યથાર્થ સ્વરૂપથી પ્રકટ છે. જગત સ્ફૂર્તિથી તે ઢંકાઈ જતો નથી જેમઃ—

**परमाणु चिया मांदिया। पृथ्वी पणें नवचेचि वायां।**
**तैं चि विश्व स्फूर्ति इयां। झांकवेना जो॥**

**અર્થઃ**—પરમાણુઓના કદાચિત્ સમુદાય હોય તો પણ તેઓ પૃથ્વી ધર્મ યુક્તજ હોય છે; તેમનો મૃત્તિકા ધર્મ વ્યર્થ થતો–બગડતો નથી; તેજ પ્રમાણે જગત્પ્રતીતિથી પરબ્રહ્મ સ્વરૂપ આચ્છાદિત થતું નથી. સચ્ચિદાનંદરૂપે પ્રગટજ છે. જેવી રીતે મધ્યાન્હ સમયે નદી તીરે વાલુકા પ્રદેશમાંની છીપો (શુક્તિકાઓ)માં રૂપાની કલ્પના થાય છે પણ તે કાલ્પનિકરૂપાના યોગે શુક્તિ આચ્છાદિત ન થતાં પોતાનામાં શ્વેતતા તથા ચળકાટવડે પ્રકટજ હોય છે તેજ પ્રમાણે પરબ્રહ્મમાં કલ્પનાથી ભાસેલાં અનેક નામ રૂપાત્મક જગત મધ્યે બ્રહ્મસંજ્ઞિત વસ્તુજ અસ્તિભાતિ પ્રિયત્વથી પ્રકટ છે. જેમ ચંદ્રમાં રહેલી કળાઓના યોગે ચંદ્ર લુપ્ત (આચ્છાદિત) થતો નથી. અને અગ્નિ દીપરૂપ થવાથી (જ્યોતિરૂપને પામવાથી) પોતાના સ્વરૂપથી ભિન્ન થતો નથી; પોતાની દહન અને પાચન શક્તિ હોય છે તેજ તે દીપ સ્વરૂપમાં આવે તો પણ કાયમ રહે છે.

**ज्ञाणोनि अविद्या निमित्तें। दृश्य द्रष्टृत्व वर्ते।**
**तें मी नेणें आहातें। ऐसें चि असे॥**

**અર્થઃ**—એક જ્ઞાનરૂપ આત્માજ અજ્ઞાનના યોગે દૃશ્ય અને દ્રષ્ટૃત્વરૂપે વિહરવા લાગ્યો, પરંતુ અજ્ઞાને કલ્પેલાં દ્રશ્ય દ્રષ્ટૃત્વ પ્રકારને આત્મતત્ત્વમાં હું કાંઇ જાણતો નથી; કિન્તુસ્વતઃ સિદ્ધ આત્મભાવ જેવોને તેવોજ છે. ત્યાં દૃષ્ટાંત–જેવી રીતે રાત્રિના સમયમાં એકલો શૈયામાં સુતેલો મનુષ્ય નિદ્રામાં પોતાના વ્યવહારિક સ્થૂલ દેહને ભૂલી જાય છે એટલે કે તેને સ્થૂલ દેહનું અજ્ઞાન થઈ જાય છે અને ત્યાર પછી તેને સ્વપ્ન લાધે છે–તે સ્વપ્નમાં જાગ્રતિ પ્રમાણે ગૃહ, સ્ત્રી, પુત્ર અને મિત્ર તથા ગૃહના પદાર્થો ઇત્યાદિ ભાસવા માંડે છે; તે સ્વપ્નમાં ભાસતા ગૃહઆદિ દૃશ્ય વિષયો અને તેમને જોનારો સ્વપ્નગત દ્રષ્ટા પોતે અને તે તે વિષયોનું દર્શન એ ત્રિપુટીરૂપે શય્યામાં પડેલા મનુષ્યની વૃત્તિ, એકાકિ સ્થૂળ દેહના અજ્ઞાનને યોગે શૃંગારિત થઈ નથી કે શું? તેજ પ્રમાણે પારમાર્થિક ભેદ શૂન્ય આત્મસ્વરૂપ વિશે, અજ્ઞાનના યોગે દ્રશ્ય (જોવાની વસ્તુ) દ્રષ્ટા (જોનાર) અને વિષયો વિરહિત કેવળ દ્રષ્ટૃ માત્ર (જ્ઞાન માત્ર) કે દર્શન (જોવાની ક્રિયા) એ ત્રિપુટીરૂપે એક આત્મતત્ત્વજ બનેલું છે (વિહરે છે) એમ સમજી લેવું. પરંતુ જાગ્રત દૃષ્ટિથી જોનારને સ્વપ્નમાંની ત્રિપુટી ભાસતી નથી; કિન્તુ વ્યાવહારિક એકાકિ સ્થૂલ દેહનીજ પ્રતીતિ થાય છે; તેજ પ્રમાણે આત્મ દ્રષ્ટિથી જોનારને અજ્ઞાન કલ્પિત વ્યાવહારિક ત્રિપુટી ભાસતી નથી; કિન્તુ એકાકી આત્મ પ્રતીતિજ હોય છે.

જેવી રીતે વસ્ત્ર કેવળ નામ છે, ખરી રીતે તેના અર્થ પ્રતિ દૃષ્ટિપાત કરીએ તો વસ્ત્ર પોતે કાંઇપણ પદાર્થ નથી; કિન્તુ આડાં અને ઉભાં સૂતરનાં તાંતણાં માત્ર છે. ને માટીનો કરેલો ઘડો પણ માટીરૂપજ છે.

જેમ ભીંતપરનાં ચિત્રોમાં જો કે ભિન્ન ભિન્ન આકૃતિઓ દેખાય છે તોપણ વાસ્તવિકતાથી જોતાં તે સર્વનો ભાસ કરાવનાર જેમ એક ભિંતનોજ આધાર હોય છે, તેમ નિજસ્વરૂપમાં અનેક નામરૂપાત્મક અને મિથ્યારૂપ જગત્ જે કાંઇપણ ભાસે છે તે કેવળ આત્મચૈતન્યજ છે.

જો કે ગોળનું ઢેફું બને છે તોપણ ગોળમાંની મીઠાશ ઢેફારૂપ બની છે એમ કહી શકાતું નથી. તેજ પ્રમાણે સાકાર જગતમાં આત્મતત્ત્વ વ્યાપેલું હોવા છતાં પણ જ્ઞાનરૂપ આત્મા

જગદ્રૂપ થયો નથી; એટલે કે ગોળના ઢેફામાં મીઠાશનો અન્વય (વ્યાપ્તી) છે, પરંતુ મીઠાશમાં ઢેફાનો વ્યતિરેક (અભાવ) છે, તેજ પ્રમાણે જ્ઞાનરૂપ આત્માનો જગતમાં અન્વય છે પરંતુ નામરૂપાત્મક જગતનો જ્ઞાનરૂપ આત્મામાં વ્યતિરેક છે.

વસ્ત્રની ઘડીની આકૃતિનું પ્રકાશન જેમ વસ્ત્રજ કરે છે, એટલે કે ઘડીના આકારે જેમ વસ્ત્રજ દેખાય છે તેવી રીતે નિત્ય સ્ફુરદ્રૂપ આત્માજ વિશ્વરૂપ પ્રતીતિથી અનુભવમાં આવે છે.

**न लिंपतां सुख दुःख । येणें आकारें क्षोभोनि नावेक ।**
**होय आपणिया सन्मुख । आपण चि जो ॥**

**અર્થ:**—આત્મા ક્ષણભર "**एकोऽहंबहुस्यां**" એવી સ્ફુર્તિના ક્ષોભથી (ઇક્ષિણથી) એટલે કે "હું એક છું તે અનેક થઈને મારૂં સુખ હુંજ ભોગવું" એવી ઇચ્છા (વિચાર) ધારતો થયો અને તે ઇચ્છા થતાંની સાથેજ જેમ કોઈ એક મનુષ્યના અંતઃકરણમાં પોતેજ પોતાના મુખસૌંદર્યને ભોગવવાની ઇચ્છા થતાંજ તે દર્પણનો આશ્રય કરે છે ને તેના યોગે તેનું મુખ તેના સન્મુખ આવે છે; તેજ પ્રમાણે અનેક નામરૂપાત્મક જગત સ્થિતિથી આત્મા પોતેજ પોતા સમક્ષ વિષયરૂપે રજુ થાય છે. એ વિષયના પ્રિય અને અપ્રિય એવા બે વર્ગ છે એમાંના પ્રિય વિષયોને યોગે સુખ થાય છે અને અપ્રિયને યોગે દુઃખ થાય છે. એવા એ સુખદુઃખાકાર પરિણામથી આત્મા લિપ્ત થતો નથી, માત્ર દ્રશ્ય જે કાંઈપણ ઉત્પન્ન થાય છે તેના યોગે–મુખમાં દર્પણના પ્રતિબિંબના યોગે જેમ બિંબત્વ તેમ–જ્ઞાનરૂપ આત્મવસ્તુને દ્રષ્ટાપણું પ્રાપ્ત થાય છે. ઉપરોક્ત **બિંબપ્રતિબિંબ ન્યાયથી** આત્મા નામરૂપાત્મક દ્રશ્ય જગત થઈને પોતાના ચિત્સ્વરૂપમાં પોતેજ પોતાનો ભાસ કરાવે છે; એવી રીતે દ્રષ્ટા, દ્રશ્ય અને દર્શન એ ત્રિપુટીની રચના થાય છે. સૂતરની ગુંડીમાં અંદર બહાર જેમ સુતર વિના બીજું કાંઈપણ હોતું નથી તેજ પ્રમાણે તત્ત્વવિચારની દ્રષ્ટિથી એ ત્રિપુટી ત્રણપણા યુકત નથી કિન્તુ એક આત્મારૂપજ છે, જેમ જોનારનો વિષય દર્પણમાંનું પ્રતિબિંબ સત્ય નથી તેમ એ ત્રિપુટી સત્ય નથી કિન્તુ કેવળ મુખને જોનારરૂપી જ્ઞાનરૂપ એક દૃષ્ટા આત્માજ ત્રિવિધરૂપે વિહરે છે તે સત્ય છે.

**दृश्याचा जो उभारा तेंचि दृष्टृत्व होय संसारा ।**
**या दोहीं माजिला अंतरा । दृष्टि पंगु होय ॥**

**અર્થ:**—દ્રશ્યરૂપે જે જ્ઞાનરૂપ આત્મા પ્રકટ થાય છે તેજ ક્ષણે તે દ્રષ્ટત્વરૂપથી પણ પ્રકટ થાય છે (બંને સાપેક્ષિત છે) એટલે કે જે દ્રશ્યનો વિકાશ થવો તેજ દ્રષ્ટત્વનું સમર્થન છે. એ દ્રશ્ય અને દ્રષ્ટામાંનો અંતર કિંવા મધ્ય સંધિ જો જોવા જઈએ તો ન દેખાતાં દ્રષ્ટિકુંઠીત થઇ જાય છે, કારણકે એ સંધિ દ્રશ્યભાવરહિત છે. એ સંધિના પ્રકટકાળમાં દ્રશ્ય નથી. એટલે દૃષ્ટિ શાનું ગ્રહણ કરીને રહે વારૂ ? કારણકે દ્રષ્ટિ નિત્ય દ્રશ્યનો આશ્રય કરીનેજ રહે છે એટલા માટે દ્રશ્ય સંબંધ વિના દ્રષ્ટૃત્વ આવતું નથી. નામરૂપાત્મક દૃશ્યની ઉત્પત્તિનીજ સાથેજ જ્ઞાનરૂપ આત્મામાં દ્રષ્ટૃત્વ આવે છે અને તે દ્રશ્યત્વના જવા સાથે દ્રષ્ટાપણું અને દર્શનવૃત્તિ બંન્ને ચાલ્યાં જાય છે કારણકે એ બંન્ને સાપેક્ષ છે. એક જ્ઞાનરૂપ આત્માની જે એ ત્રિપુટી થયેલી છે તે ત્રિપુટીના જવા સાથેજ એક જ્ઞાનરૂપ આત્માજ કેવળ અવશિષ્ટ રહે છે, એટલા માટે જ્યારે આદિ અને અંતમાં એક આત્માજ સત્યતાથી (સત્તારૂપે) રહે છે, તો પછી મધ્યંતરે ભાસતી ત્રિપુટી તે ભ્રાંતિ છે; કારણકે આદિઅંતમાં સર્વથા ન હઈને મધ્યમાંજ જે ભાસે છે, તેનેજ ભ્રાંતિ કહેવામાં આવે છે. **आद्यावन्ते च यन्नास्ति वर्तमाने तुतत्तथा ॥** જેવી રીતે દર્પણમાં

જોવા પૂર્વે અને દર્પણ જોઈ લીધા પછી જોનારનું મુખ, મુખના સ્થાનમાંજ હોય છે; તો પછી મધ્યંતરે દર્પણ જોતી વેળાએ જે દર્પણમાં મુખનો પ્રતિબિંબ ભિન્ન દેખાયો હોય તેથી શું ? શું તેથી સત્ય મુખ પોતાના મુખત્વને ત્યાગીને ભિન્ન થયું છે કે ? નહિંજ, આગળ જોવા જતાં જોનારને 'આપણે કાંઈક દૃશ્ય જોયું" એમ ભાસવા માંડે છે; પણ તે દેખાતી વસ્તુ ખરી રીતે કાંઈપણ હોતી નથી અને વિપરીત ભાસથી માત્ર દ્રષ્ટિ ફસાઈ જાય છે.

એટલા માટે **म्हणोनि दृश्याचिये वेळे । दृश्यद्रष्टृत्वा वेगळें ।**
**वस्तुमात्र निहाळे । आपणा पाशीं ॥**

**અર્થ:**—નામરૂપાત્મક દૃશ્ય જગતના ભાસકાળે પણ દૃશ્યદૃષ્ટા ભાવાતીત એક બ્રહ્મવસ્તુજ પોતે પોતાને જુએ છે એમ સમજો. તેનું અસ્તિત્વ કેવું છે કે જેવી રીતે વીણા અને મૃદંગ ઈત્યાદિ વાદ્યો વિના ધ્વનિ સામાન્યરૂપે રહેલો હોય છે તેવીજ રીતે દૃશ્ય, દૃષ્ટા અને દર્શન એ વિશેષ ત્રિપુટી ભાવનો લોપ કરીને કેવળ બ્રહ્મવસ્તુ સ્વયંભાવથી (રહેલી) છે. જેવી રીતે વિશેષતાથી કાષ્ઠાદિ પદાર્થોમાં અગ્નિ પ્રગટ થવા પૂર્વે સામાન્ય ભાવથી રહેલો હોય છે તેમ રહેલ છે. એવી તે બ્રહ્મવસ્તુ વિશે તેને અમુક એક સંજ્ઞા આપીને કાંઈ બોલી શકાય તેમ નથી, અને ગમે તેમ કરવા છતાં તે કોઈના પણ જાણવામાં આવતી નથી એવા પ્રકારનુંજ તે બ્રહ્મવસ્તુનું અખંડ દંડાયમાન અસ્તિત્વ છે. **શ્રુતિમાં જે 'સચ્ચિદાનંદ'** સંજ્ઞા તે બ્રહ્મવસ્તુની આપી વર્ણન કરેલી છે તેનો અભિપ્રાય છે કે અસત્, જડ, અને દુ:ખરૂપ અજ્ઞાન આદિ પ્રપંચના નિરાસ પછી 'સચ્ચિદાનંદ' રૂપ બ્રહ્મજ એક અવશિષ્ટ રહે છે. એકરસ વસ્તુમાં અલ્પ કે બૃહદ કાંઈ પણ નજ હોય. નિયમ્ય જેવું કાંઈજ નથી તો પછી નિયમન કરનાર ઈશ પણ ક્યાંથીજ હોય ને કેમજ કહી શકાય ? એવી રીતે બ્રહ્મ, પરમાત્મા, ઈશ સર્વ સંજ્ઞાનો નિષેધ છે.

**आपुलिया बुबुळा । दृष्टि असोनि अखम डोळा ।**
**तैसा आत्मज्ञानी दुबळा । ज्ञानरूप जो ॥**

**અર્થ:**—જેવી રીતે નેત્રોમાંની કીકીઓમાં દૃષ્ટિ હોવા છતાં ચક્ષુ પોતે પોતાને જોવામાં અંધ છે એટલે કે પોતેજ જોવારૂપ છે; તેજ પ્રમાણે આત્મા પોતે પોતાને જાણવામાં અસમર્થ છે એટલે કે તે નિત્ય નિર્ધર્મજ્ઞાનરૂપ છે. એથી તે પોતેજ પોતાનો વિષય થતો નથી એટલે કે જ્ઞાનરૂપ આત્મામાં તો જ્યારે અજ્ઞાન સર્વથા નથીજ તો પછી એવા એ જ્ઞાનરૂપ આત્મામાં આત્મજ્ઞાન પણ ક્યાંથી હોઈ શકે વારૂ ? અર્થાત તે પોતેજ પોતાનો વિષય કેવી રીતે થઈ શકે ?

**या लागीं मौनेंचि बोलि जे । कांहीं न होनि सर्व होईजे ।**
**नव्हतां लाहिजे । कांहीं च नांहीं ॥**

**અર્થ:**—એટલા માટે હે **ચાંગદેવ !** ચારે વાણીઓને મળીને મૌનથીજ તેનું વર્ણન કરવું એજ તેનું ખરૂં વર્ણન થાય છે. કોઈપણ ધર્મને ન સ્વીકારતાં અર્થાત 'હું દેહ છું, હું જીવ છું અથવા તો હું બ્રહ્મ છું' એવા કોઈપણ અહંકારને પોતામાં ન આરોપતાં સહજ સ્થિતિમાં રહેવાથીજ પૂર્ણતા સાથે તદ્રૂપતા–એવું કાંઈપણ ન હોઈને હોવું તેજ તે સર્વ ધર્મશૂન્ય આત્માનું પ્રાપ્ત થવું છે; જેવી રીતે અનેક લહરીઓના સમુદાયનો આશ્રય પાણી છે, તેજ રીતે નાના પ્રકારના જ્ઞાનનો સંબંધ એનાજ નિત્ય અસ્તિત્વ પર રહેલો છે; જે આત્મતત્ત્વ દૃશ્ય સંબંધ વિના પોતે પોતાને જોવારૂપ સર્વથા એકાકી છે.

**जें कोणाचें नव्हतेनि असणें। जे कोणाचें नव्हतां दिसणें।**
**कोणाचें नव्हतां भोगणें। केवळ जो॥**

**અર્થ**:—જે બ્રહ્મનું અસ્તિત્વ કાર્ય કારણ ઉપાધિ સંબંધ રહિત છે. જેનું જોવું દૃશ્ય સંબંધ રહિત છે અને જે બ્રહ્મનું ભોગવવું ભોગ્ય ભોગ ભોક્તાની ત્રિપુટી રહિત છે એવો જે તે કેવળ એકરસજ છે. સત્વ, રજ, તમ ઈત્યાદિ ગુણો અને તેના કાર્યો અપંચીકૃત પંચમહાભૂતો તત્કાર્ય સૂક્ષ્મસૃષ્ટિ અને પંચીકૃત પંચમહાભૂતો તે તથા તેમાંથી બનેલી સ્થાવર જંગમાત્મક ભૌતિકસૃષ્ટિ એ સર્વને કાર્ય ઉપાધિના નામથી ઓળખવામાં આવે છે. એ સર્વનું મૂળ કારણ બ્રહ્મસ્વરૂપનું અનિર્વચનીય અજ્ઞાન છે તે અજ્ઞાનને કારણ ઉપાધિ કહેવામાં આવે છે. એવા કાર્ય કારણ ઉપાધિ રહિત પરબ્રહ્મમાં સાહજીક તે બ્રહ્મવ્યતિરિક્ત દૃશ્ય હોઈ શકે એવું ભિન્ન બીજું કાંઈપણ નથી અને દૃશ્ય કાંઈપણ વસ્તુ ન હોવાથી ભોગ્ય પણ નથી. જે દૃશ્ય તેજ ભોગ્ય એટલે દૃશ્યના ન હોવામાં ભોગ્યનો પણ સહજ નિષેધ થઈ જાય છે. ભોક્તા ભોગ ને ભોગ્ય એ ત્રિપુટી સાપેક્ષ હોવાથી તેનો નિષેધ થતાં કેવળ એકસ્વરૂપવડે હોવું એજ તેમનું ભોગવવું છે.

**હે ચાંગદેવ!** એવંરૂપ તારો ઉપાસ્ય **વટેશ (શિવ)** તેનો તું પુત્ર છે એટલે કે કર્પૂરનો કણ જેવી રીતે કર્પૂરનોજ અંશ હોય છે તેવી રીતે તું તેનો અંશની જેમ અંશ છે.

**હે ચાંગદેવ!** હવે તારા અને મારા વચ્ચેના (**જ્ઞાનેશ્વર મહારાજ વચ્ચેના**) આત્મૈક્ય વિષયક સંવાદનું શ્રવણ કર.

અહિં સુધી 'તત્પદ' (ઇશ) ના લક્ષ્ય સ્વરૂપ (બ્રહ્મ)નો વિચાર કરવામાં આવ્યો. હવે 'ત્વંપદ' (જીવ)ના લક્ષ્ય સ્વરૂપનો એટલે કે કૂટસ્થ સ્વરૂપનો વિચાર કરવામાં આવે છે.

**ज्ञानदेव ह्मणे। तुज माझा बोल ऐकणें।**
**तें तळ हाता तळीं मिठी देणें। जया परि॥**

**અર્થઃ—જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે**–તું મારા ઉપદેશમય ભાષણનું શ્રવણ કરે તે પોતાના જમણા હાથે ડાબા હાથને આલિંગન આપ્યા સમાન છે અથવા તો હસ્ત તલે હસ્ત તલને પરિરંભણ આપ્યા સમાન છે કારણકે તું અને હું બંન્ને આત્મરૂપજ છીએ. જેવી રીતે શબ્દજ શબ્દનું શ્રવણ કરે, સ્વાદને સ્વાદજ ચાખે અથવા પ્રકાશને પ્રકાશ પોતેજ નિહાળે તેના જેવું છે. અથવા તો સોનું અને સોનાને તપાસવાની કસોટી બંને સોનુંજ થયાં, મુખ અને મુખને જોવાની આરસી મુખજ થયાં; અર્થાત તારો અને હે ચાંગદેવ! મારો સંવાદ એ પ્રમાણેનો છે. એકજ જ્ઞાનરૂપ આત્મા જ્ઞાનદેવરૂપે ઉપદેશ કરે છે તેજ ચાંગદેવરૂપે ઉપદેશ કરે છે. મિઠાશ અને ગળપણ એ શબ્દો બે છે પણ પર્યાય છે (તેમનો અર્થ એકજ છે). તેવી રીતે તારી અને મારી પરસ્પર પ્રિયતાનો પ્રકાર છે એટલે કે તું મારાપર પ્રીતિ કરે કે હું તારાપર પ્રીતિ કરૂં તે એકજ છે. બંન્નેનું આત્મતત્ત્વ જુદું નથી.

**सखया तुझेनि उद्देशें। भेटावया जीव उल्हासे।**
**कीं सिद्ध भेटी विसकुसे। ऐशिया बिहे॥**

**અર્થઃ—હે સખા ચાંગદેવ!** તને મળવાના ઉદ્દેશથી જીવ બહુજ આનંદિત થયો હતો; પણ અસ્તિ ભાતિ પ્રિયત્વયુક્ત એક આત્મતત્ત્વજ ચાંગદેવના નામરૂપથી મંડિત થયેલું છે અને તેજ આત્મતત્ત્વ જ્ઞાનદેવના નામરૂપે મંડિત થયેલું છે. મતલબ બંન્ને રૂપોમાં અસ્તિ ભાતિ પ્રિયરૂપ એક આત્માજ હોવાથી સ્વતઃ સિદ્ધ મેળાપ તો છે ને છેજ. એ વિચારે દ્રષ્ટિ જતાં ક્રિયા વડે

તારો મેળાપ કરવામાં સ્વતઃ સિદ્ધ અક્રિય મેળાપનો બગાડો થયા જેવું થાય છે એમ ભાસવાથી મળવા માટે જીવ જાણે ડયાં કરે છે, ખરેખર તારૂં દર્શન લેવા જતાં મન આત્મરૂપ ભણી આવવા માંડે છે કારણ કે તું અને હું એક અર્થ રૂપ છીએ તેથી દર્શન વ્યવહાર થતો નથી એમજ ભાસે છે. **હે ચાંગદેવ !** તારા યથાર્થ આત્મસ્વરૂપ વિશે દેહ વડે કાંઇ કરવું, અથવા વાણીથી બોલવું કિંવા મન વડે કલ્પના કરવી કિંવા ન કરવું, ન બોલવું અને ન કલ્પવું, એ ઉભય ભાવો તારા સ્વરૂપમાં સ્ફુરદ્રૂપતાને લેતા નથી. તેમ મારા હુંપણાને પણ હું ધારી શકતો નથી. જેવી રીતે લવણ (મીઠા)નો પાણીમાં પ્રવેશ થયા પછી તેનો શોધ કરવા જઇએ તો ત્યાં લવણનો લોપ થયેલો હોવાથી 'અમુક ઉંડાણમાં પાણી છે' એવી રીતે પાણીનું માપ કોણ કરી પાછા આવી કહે વારૂ ?

**દુહો—** ચલી લવણકી પૂતળી થાહ સિંધુકો લેન !
અનાથ આપ આપે ભયા, પલટી કહે કો બેન !

**અનાથદાસજી કહે છે કે** લવણની પૂતળી સિંધુનો તાગ લેવા જતાં પોતે તે જળરૂપ થઇ ગઇ તો પાછી ફરે કેવી રીતે ને માપ કોણ કહી શકે ?

તે પ્રમાણે **तैसें तुज आत्मया मैं पाही। देखो गेलिया मीचि नाहीं ॥ तेथें तूं कैचा काई। कल्पावया जोगा ॥**

**અર્થ:**—તે પ્રમાણે **હે ચાંગદેવ !** તારા આત્મસ્વરૂપને જોવા ગયેલો જે હું, તે હું પોતેજ ત્યાં લુપ્ત થઇ ગયો તો પછી તું ત્યાં છે અને તું આવો છે કે તેવો છે એવી કલ્પના કરવા કોણ યોગ્ય રહ્યું ? કારણકે પ્રથમ અહંવૃત્તિની સિદ્ધિ થયા પછી એટલે કે અમુક એક 'હું છું' એમ વૃત્તિવડે નિશ્ચિત થયા પછી પોતાના સ્વરૂપથી ભિન્ન જે 'તું' તે 'તું' ભાસવા માંડે છે. એ વિશે એક સ્વાનુભવિક ઉદાહરણ છે કે કોઇ એક મનુષ્યને ગાઢ નિદ્રા આવી ગયા પછી પોતાના સ્વરૂપથી ઇતર જે 'તું' તે 'તું' પણાનો અનુભવ થતો નથી. સૂક્ષ્મ વિચારથી જોતાં જેનાથી 'તું'નો પ્રત્યય થાય છે એવું જે '**अहं** (હું)' તે '**अहं**'નો ઘન અજ્ઞાનરૂપ ગાઢ નિદ્રામાં લય થાય છે ત્યારબાદ જાગૃતકાળમાં અહં વૃત્તિનો ઉદય થતાંની સાથે પોતાથી ઇતર જે 'તું' તે 'તું' સર્વત્ર ભાસવા માંડે છે. એવી રીતે '**इदम्**' વૃત્તિની કારણીભૂત જે '**अहं**' વૃત્તિ 'હું' તે 'હુ' અજ્ઞાન મૂલક હોવાથી જ્ઞાનરૂપ આત્માના અનુભવથી તેની આત્યંતિક નિવૃત્તિ થાય છે એટલે કે તે અજ્ઞાન સહિત તેની નિવૃત્તિ થાય છે. વળી તેની સાથે 'તું' પણાનો પણ લય થઇ જાય છે. જે મનુષ્ય જાગૃત થઇને નિદ્રાને જોવા જાય છે તો તે ત્યાં જોવાનો વિષય જે નિદ્રા તે તેને ન દેખાયાથી પોતાના જોવાપણાથી માત્ર વંચિત થાય છે. તેજ પ્રમાણે **હે ચાંગદેવ !** તારા આત્મ ભાવને જોવા જતાં તે તો જાણે દેખાતોજ નથી; પણ મારા અહંભાવનો લોપ થતાં હું સહજ સ્થિતિથી રહું છું (સહજ સ્થિતિ અનુભવાય છે). અંધકારમાં સૂર્યનો પ્રકાશ લવલેશ પણ નથી કિંતુ કેવળ નિબિડ અંધકારજ છે ત્યાં જોનારને પોતાનો દેહ પણ દેખાતો નથી પણ તે સ્થળે 'હું છું' એવી રીતે તે પોતાના અસ્તિત્વને પૂર્ણતાથી જાણે છે. એમાં કશો અંતરાય આવતો નથી.

**आंधारावें ठाईं। सूर्यप्रकाश तंव नाहीं।**
**परी मी आहें हें कांहीं। नवचेचि जेंवि ॥**

**હે ચાંગદેવ !** તે પ્રમાણે **तेंवि तूंतें मी गिवसी। तेथें तूंपण मीपणेंसी ॥**
**उखते पडे ग्रासीं। मेटीचि उरे ॥**

**અર્થ:**—શોધને અંતે તારા આત્મભાવનો મને યોગ થયો, એટલે ઉભયમાં એક આત્મભાવ છે એમ અનુભવ થયો. એથી મારૂં 'હું' પણું 'તારા'પણા સહિત લુપ્ત થઇને મૂળસિદ્ધ મિલનના રૂપે એટલે કે સહજ યોગરૂપે આત્મભાવજ અવશિષ્ટ રહ્યો. આંગળીવડે આંખને દબાવીએ એટલે તે પોતેજ પોતામાં વિચિત્ર પ્રકાશમય ચક્રરૂપ ( સળગતા ઉંબાડીયાની જેમ ) બની જાય છે છતાં આંખના આંખપણામાં કાંઇપણ ન્યૂનતા ન થતાં તે ચક્રને જોનાર તે આંખ પોતેજ હોય છે. જો કે તારો અને મારો સંવાદ થાય તોપણ દ્રષ્ટિમાં ભિન્નતા થતી નથી; એટલે કે જ્ઞાનરૂપ આત્માનું એકત્વ ન બગડતાં તે આત્મા તો જેવો ને તેવોજ છે. અહમિંદવૃત્તિ શૂન્ય ઉભયમાંની (તારા અને મારામાંની) અભેદ આત્મદ્રષ્ટિથી તારો અને મારો મેળાપ (યોગ) સ્વતઃ સિદ્ધજ છે. અને દેહદ્રષ્ટિથી આરોપિત "હું" પણું અને 'તું' પણું આત્મસ્વરૂપમાં ખરેખર ન હોઇને ઉભયમાંનો અભેદ આત્મભાવનો સહજ યોગ છે તેનોજ ઉપયોગ તેનાજ અનુવાદથી તમે અને અમે પુનઃ પુનઃ કરેલો છે.

**रुचति याचेनि मिसें। रुचितें जेविजे जैसें।**

**कां दर्पण व्याजें दिसे। देखतें जेंवि॥**

**અર્થ:**—રસ મહા રૂચીકર હોય અને તે સેવન કરનારને જો રૂચે તો તે રસજ રૂચિને ભોજન કરાવે છે એટલે કે જીવ્હામાંની રૂચિદ્વારાજ સેવન કરનાર રસની રૂચિનો ઉપભોગ લે છે. (રૂચિજ રૂચિને ભોગવે છે). કિંવા દર્પણના નિમિત્તથી જોનાર પોતેજ પોતાને જુએ છે. તે પ્રમાણે

**तैसी अप्रमेयें प्रमेयें भरलीं। मौनाचीं अक्षरें भलीं।**

**रचोनि गोष्टी केली। मेळिये चि॥**

**અથ:**—પ્રમેય રહિત નિર્વિષય આત્મતત્ત્વથી ભરેલા શબ્દો ( જે શબ્દોના ઉચ્ચારથી મૌન બગડતું નથી) એવા ઉત્તમ અક્ષરોની યોજનાથી તારી સાથે સંવાદ કર્યો છે એટલે કે એ જીવ શિવના સામરસ્યનો ઉત્તમ સંવાદ થયો છે. જેવી રીતે દીપક પોતાના પ્રકાશથી પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે તેવીજ રીતે ઉપર્યુક્ત સ્વરૂપજ્ઞાન પ્રકાશથી તું તારા પોતાની મેળેજ યથાર્થ આત્મ સ્વરૂપને સ્વયં પ્રકાશત્વથી સમજી રહે; તેની નિચેની ઓવી છેઃ—

**इयेनें करूनि व्याज। तूं आपण यातें बुझ।**
**दीप दीपपणें पाहे निज। आपुलें जैसें॥**
**तैसी केलीया गोठी। तया उघडिजे द्रष्टी।**
**आपणियां आपण भेटी। आपणा माजी॥**

**અર્થ:**—અત્યાર સુધી અમે જે કાંઈ વિચારની વાતો તને કહી, તેના યોગે તું પોતાની જ્ઞાન દ્રષ્ટિને વિકસિતકર; અને તે દ્રષ્ટિથી પોતાના તાત્ત્વિક સ્વરૂપને નિહાળ. એટલે કે, દેહ વિષયક આત્મ બુદ્ધિનો ત્યાગ કરીને અસંગ સાક્ષી આત્મભાવમાં પોતાના એકપને જો. અર્થાત તે હું છું એમ નિશ્ચય પૂર્વક સમજી લે. એમ જે સમજવું તેજ પોતાને પોતે મળવું છે. પ્રલયકાળમાં સર્વ જળમય થઈ જાય છે તે વેળાએ જ્યાંથી પાણીનો પ્રથમ ઉદ્‌ગમ થયેલો હોય તે પોતાના જન્મ સ્થાનને તે પાણી જેમ ડુબાવી નાંખે છે તેજ પ્રમાણે, હે ચાંગદેવ ! તું કર એટલે કે અસ્તિ ભાતિ પ્રિયરૂપીથી સર્વત્ર પરિપૂર્ણ પરબ્રહ્મજ હું છું એવા તાત્ત્વિક આત્મ વિષયક દ્દઢ નિશ્ચયથી દેહ સાથે તાદાત્મ્ય પામનારી જીવદશા (મૂળ અ ન)ને લુપ્ત કરીને રહે.

**ज्ञानदेव म्हणे नामरूपें। विण तुझें साच आहे आपणपें।**
**तैं स्वानंद जीवनपें। सुखिया होईं ॥**

**અર્થ:—જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હે ચાંગદેવ!** તારો યથાર્થ આત્મભાવ નામ રૂપાતીત છે; તે સ્વાનંદના અનુભવથી સુખરૂપ થા. દેહેન્દ્રિય મન બુદ્ધિથી અતીત સાક્ષીરૂપ અંતર્યામી જે તત્ત્વ છે તેમાં ખરેખર નામ રૂપનો સર્વથા અભાવજ છે. નામરૂપ તો સાકાર પદાર્થના આશ્રય-થીજ રહે છે, આત્મ વસ્તુ નિર્ગુણ નિરાકાર હોવાથી તેમાં ગુણ નામ, રૂપ, જાતિ, ક્રિયા, અને ભેદઆદિનો સંભવજ નથી. આત્મવસ્તુ ભેદ શૂન્ય આકારશૂન્ય ને પરિપૂર્ણ હોવાથી નિત્ય આનંદરૂપ છે માટે સર્વ દૃશ્યના તાદાત્મ્યને ત્યાગીને **નિત્ય જ્ઞાનરૂપ આત્મસ્થિતિથી** સુખરૂપ થા.

અહિં સુધી જીવના ત્વંપદના લક્ષ્ય કૂટસ્થનો વિચાર કરવામાં આવ્યો. હવે 'त्व' પદ અને 'તત્પદ' એ ઉભયના લક્ષ્ય કૂટસ્થ અને બ્રહ્મ એ ઉભયનું પરસ્પર ઐક્ય છે એમ કહેવામાં આવશે.

**चांग या पुढत पुढती। घरा आलिया ज्ञान संपत्ति।**
**वेद्य वेदकत्व ही अतीती। पदीं बैसें ॥**

**અર્થ:—હે ચાંગદેવ!** તને પુનઃ પુનઃ મારૂં એજ કહેવું છે કે તારા ગૃહને આત્મજ્ઞાન રૂપ ઐશ્વર્ય પ્રાપ્ત થયેલું છે એટલે કે બ્રહ્મ (**तत्**) અને કૂટસ્થ (**त्वं**) એ બંન્ને લક્ષ્યનું સ્વરૂપ એક છે; તે બ્રહ્મ અને કૂટસ્થનું મુખ્ય સમાનાધિકરણ છે; એટલે કે ઘટનો નાશ કરીને ઘટાકાશ ને મહાકાશ સાથે મળવાની આવશ્યકતા નથી (ઘટાકાશ ને મહાકાશની એક સત્તા છે). કારણ કે ઘટ હોય, તોપણ ઘટાકાશ અને મહાકાશનો તો અભેદજ છે; તે પ્રમાણે વિચારવડે બુદ્ધિની બાધા કરીને કૂટસ્થ તત્ત્વને બ્રહ્મ ચૈતન્ય સાથે મળવાનું કાંઇપણ પ્રયોજન નથી; બુદ્ધિ ઉપાધિ હોવા છતાં પણ તે બંન્નેનો તો અભેદજ છે એવા વિચારના લાભથી વેદ્ય ( જાણવાનો વિષય ) અને વેદક (જાણનાર) એ ઉભય ભાવથી અતીત જે નિજાત્મ પદ છે તે પર તું વિરાજમાન થા. એટલે '**असि**' પદનોજ આ ઓવીમાં વિચાર કરવામાં આવ્યો છે.

હે **ચાંગદેવ!** તને આત્મવિચાર જણાવવાના નિમિત્તથી આ આત્મસાક્ષાત્કારનું ભોજન મહારસ ભરેલું **શ્રીગુરૂ નિવૃત્તિ માતાએ** બહુજ મમતાથી આપેલું છે. **જ્ઞાનદેવ અને ચક્રપાણિ (ચાંગદેવ)** એ બંન્ને સ્વાત્મ–તત્ત્વજ્ઞાનસંપન્ન તીવ્ર દર્પણજ છે એટલે કે એકબીજાએ એકબીજામાં આત્મતત્ત્વ જોવાથી એકબીજાની દેહદષ્ટિથી રહેલા ભેદભાવથી એ બંન્ને મુક્ત થયા છે. તે પ્રમાણે જે કોઈ અધિકાર સંપન્ન થઇને ઉપરોક્ત ઓવીઓને દર્પણ બનાવશે (તેનો વિચાર કરશે) તેમને આ ઓવીઓ દર્પણરૂપે ફળ આપશે અર્થાત દર્પણ જેમ જોનારના મુખનું જ્ઞાન કરાવી આપે છે તે પ્રમાણે દેહત્રયાતીત અને ગુણત્રયાતીત તથા પંચકોશાતીત આત્મસુખનો સાક્ષાત્કાર આ ઓવીઓરૂપ દર્પણના યોગે થવાનો.

**नाहीं तैंचि काय नेणों असे। दिसे तैंचि कैसें नेणों दिसे।**
**असे तें चि नेणो आपैसे। तैं कीं होइजे ॥**

**અર્થ:**—આત્મા સર્વ ધર્મશૂન્ય છે એટલે તે શું છે અને કેવો છે તે જાણવામાં આવી શકતું નથી. જો દ્રશ્યરૂપે તેના દર્શનને માનીએ તો તે પણ માની શકાતું નથી; ભાવાર્થ એ છે કે, વિચારના યોગે અન્નમયાદિ પંચકોશોનો નિરાસ કરીને, સાધકના આત્માને અવલોકવા માટે અંતર્મુખ થતાંની સાથેજ, જોનાર તત્સ્વરૂપ હોવાથી તેની સાથે ઐકયને પામે છે, તદ્રૂપ થઈ જાય છે,

પોતાપણાથી ભિન્ન રહેતો નથી એટલે તેનું દર્શન જોનારના (પોતાના) જોવા કે જાણવામાં આવી શકતું નથી; સ્વતઃ સિદ્ધ આત્માનું અસ્તિત્વ પણ કળાતું નથી કારણકે તેને જાણવા માટે ગયેલ પોતેજ તદ્રૂપ થઈ જાય છે. એ ઉપર કહી ગયા છીએ. જાગૃતિ સ્વપ્ન અને સુષુપ્તિથી (એ ત્રણે અવસ્થાથી) પર જ્ઞાનરૂપ આત્મનિદ્રા છે. આપણી આ વ્યવહાર દશામાંની જાગૃતાવસ્થાને ગ્રાસી રહેલી તે આત્મજાગૃતિ છે; એવું જે આત્મતત્ત્વ છે તે જેવું ને તેવું છે ને તેવુંજ ઉપરની ઓવીઓની માળામાં ગુંથેલું છે એમ **શ્રી જ્ઞાનેશ્વર મહારાજ** કહે છે. **ॐ श्री विठ्ठलार्पणमस्तु** ॥



# પ્રકરણ પાંચમું.

## શ્રી ગૌડપાદીય કારિકાસહિત અથર્વવેદીય માંડૂક્યોપનિષત્‌નો સાર.

જેમ મંડૂક (દેડકો) ત્રણ ઠેકડા મારીને જળમાં પ્રવેશ કરે છે તેમ આત્મા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છાંડીને બ્રહ્મભાવને પામે છે તેથી આત્મા મંડૂક કહેવાય છે તે આત્મારૂપ મંડૂકના સ્વરૂપનું પ્રતિપાદક **આ ઉપનિષત્ માંડૂક્ય** કહેવાય છે. મુમુક્ષુઓને મોક્ષને માટે માંડૂક્યોપનિષત્‌જ પુરતું છે તેનું અધ્યયન કર્યા છતાં પણ જ્ઞાન સિદ્ધ ન થાય તો દશ ઉપનિષદો ભણો એમ **મુક્તિકોપનિષદ્**માં લખેલ છે ત્યાં **माण्डूक्य मेकमेवालं मुमुक्षूणां विमुक्तये। तथाप्य सिद्धं चे ज्ज्ञानं दशोपनिषद्पठ ॥** શ્લોક છે.

**પ્રકરણ ૧લું** ૐકારના નિર્ણય માટે આગમ પ્રધાન આત્મતત્ત્વના નિશ્ચયના ઉપાયરૂપ **આગમ નામનું** છે. રજ્જુમાં સર્પાદિકના વિકલ્પની નિવૃત્તિ થયે રજ્જુના સ્વરૂપની પ્રાપ્તિની પેઠે જે દ્વૈત પ્રપંચની નિવૃત્તિ થયે અદ્વૈત સ્વરૂપની પ્રાપ્તિ થાય છે તે દ્વૈતના મિથ્યાપણાના પ્રતિપાદન માટે **બીજું વૈતથ્ય નામનું પ્રકરણ** છે. અદ્વૈતને મિથ્યાપણાના પ્રસંગની પ્રાપ્તિ થયે યુક્તિથી તેનું પરમાર્થપણું દેખાડવા માટે **ત્રીજું અદ્વૈત નામનું પ્રકરણ** છે. તે અદ્વૈતના પરમાર્થ ભાવના નિશ્ચયના વિરોધરૂપ અન્ય વેદ વિરૂદ્ધવાદ છે તેઓ પરસ્પરમાં વિરોધી હોવાથી અયથાર્થ છે તેથી યુક્તિવડે તેમનું નિરાકરણ કરવા માટે **ચોથું અલાત શાંતિ નામનું પ્રકરણ** છે. (અર્ધ બળેલા લાકડા ઉંબાડીઆને ઓલવવા નામનું છે.)

જેમ ૐકાર એ સર્વના આશ્રયરૂપ છે એમ બીજી શ્રુતિઓએ કહ્યું છે તેમ આ માંડૂક્યનો પ્રથમ મંત્ર પણ ૐકાર સર્વરૂપ છે એમ કહે છેઃ-**ॐमित्ये तदक्षर मिदꣳसर्वं तस्योप व्याख्यानं भूतंभवद्भ विष्यदिति सर्वमोङ्कार एव। यच्चान्य त्रिकालातीतं तदप्योङ्कार एव॥** ૐ આવી રીતનો આ અક્ષર આ સર્વ (પદાર્થરૂપ) છે. તેનું ઉપવ્યાખ્યાન (જાણવા યોગ્ય) છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન આ સર્વ ૐકારજ છે અને જે અન્ય ત્રણ કાળથી ભિન્ન છે તે પણ ૐકારજ છે.

**વિવેચનઃ**—નામ વિના પદાર્થનો બોધ થઈ શકતો નથી તેથી આ પદાર્થનો સમૂહ નામથી અભિન્ન છે અને નામ અક્ષરરૂપ હોય છે તથા અક્ષરોની ૐકારમાંથી ઉત્પત્તિ થઇ છે તેથી ૐકાર આવી રીતનો આ અક્ષર આ સર્વ પદાર્થરૂપ છે; અથવા ૐકાર વાચક અને બ્રહ્મ વાચ્ય છે અને બ્રહ્મમાં સર્વ પદાર્થો કલ્પિત છે તેથી સર્વ પદાર્થો બ્રહ્મથી અભિન્ન, બ્રહ્મરુપ છે ને એમ હોવાથી બ્રહ્મના વાચક ૐકારમાં પણ તે કલ્પિતજ છે તેથી ૐકારજ આ સર્વ છે. પરબ્રહ્મ જે નામના કથનરૂપ ઉપાયપૂર્વક જાણીએ છીએ તે નામ ૐકારજ છે તે પર અને અપર બ્રહ્મરૂપ ૐ આ અક્ષર બ્રહ્મની પ્રાપ્તિના ઉપાયરૂપ છે તેથી તેનું વિસ્પષ્ટ કથનરૂપ ઉપવ્યાખ્યાન જીજ્ઞાસુને જાણવા યોગ્ય છે; કહેલા ન્યાયથી ભૂત ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળો વડે પરિચ્છેદ પામવા યોગ્ય જે વસ્તુ છે તે પણ ૐકારજ છે તથા જે અન્ય ત્રણ કાળોથી ભિન્ન કાર્યરૂપ લિંગથી જાણવા યોગ્ય ને કાળ વડે પરિચ્છેદ થવાને અયોગ્ય અવ્યાકૃતાદિક છે તે પણ ૐકારજ છે. વાચક અને વાચ્યની એકતા છતાં પણ વાચકની પ્રધાનતાથી અહિં આ કથન કર્યું છે.

"ૐ આવી રીતનો આ અક્ષર આ સર્વ છે" ઇત્યાદિ વાચકની પ્રધાનતાથી નિર્દેશ કરેલી વસ્તુનો પુનઃ વાચ્યની પ્રધાનતાથી જે નિચેનો શ્રુતિનો નિર્દેશ છે તે વાચક અને વાચ્યની એકતાના

નિશ્ચય માટે (ૐકારનો નિર્ણય બ્રહ્મબુદ્ધિનો હેતુ છે). છે. અન્યથા વાચકમાં વાચ્યનો નિશ્ચય થશે ને વાચ્યની વાચકરૂપતા ગૌણ છે એવી શંકા થશે. ઓતપ્રોત ભાવરૂપ વ્યવહારથી આ શંકા દૂર થઇ જાય છે.

**सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात्॥** સર્વેજ આ બ્રહ્મ છે આ આત્મા બ્રહ્મ છે તે આ આત્મા ચાર પાદવાળો છે.

**વિવેચનઃ**—કાર્ય અને કારણરુપ સર્વે જે ૐકાર માત્ર છે એમ જે શ્રુતિએ કહ્યું છે તે આ બ્રહ્મ છે તે પરોક્ષપણે કથન કરેલા બ્રહ્મનું હવે અપરોક્ષ (પ્રત્યક્ષપણે) કથન કરે છેઃ–આ આત્મા બ્રહ્મ છે, અહિં 'આ' શબ્દ વિશ્વ તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીયપણાવડે વિભાગ પામેલાને પ્રત્યગાત્મપણાવડે અભિનય (કહેવાને ઇચ્છિત અર્થના નિશ્ચય માટે હાથના અગ્રને હૃદયદેશ પ્રતિ લાવવારુપ અસાધારણ શારીર વ્યાપાર) થી કથન કરે છે. તે આ ૐકારનો વાચ્ય ને કાર્યકારણ સ્વરુપથી સર્વરૂપે સ્થિત થયેલો આત્મા જ્ઞાનની સુલભતા માટે ચાર પાદવાળો કલ્પાય છે. આ પાદ ગાયના પાદની પેઠે, નિરવયવ આત્મામાં નથી પણ જેમ વ્યવહારની અનુકૂળતા માટે રૂપીયામાં ચાર પાદ (વિભાગ) કલ્પાય છે તેમ અહિં પણ તુરીયની પ્રાપ્તિ માટે આત્મામાં ચાર પાદની કલ્પના કરી છે. વિશ્વનો તૈજસમાં, તૈજસનો પ્રાજ્ઞમાં ને પ્રાજ્ઞનો તુરીયમાં વિલય કરવાથી તુરીયનું જ્ઞાન થાય છે તેથી પાદેની કલ્પના તુરીયના જ્ઞાન માટે છે.

સુષુપ્તિ એટલે જે સ્થાનમાં વા જે કાળમાં ગાઢ નિદ્રાને પામ્યો છતો પુરૂષ પુત્રક્ષેત્રાદિ કાંઇપણ ભોગને ઇચ્છતો નથી અને કાંઇપણ શુભાશુભ વાસના વિલાસ જોતો નથી તે સ્થાન વા કાલ સુષુપ્તિ છે. પ્રાજ્ઞને સુષુપ્તિમાં મારાપણાનું અભિમાન હોય છે તેથી તેને સુષુપ્તિ સ્થાનવાળો એટલે સુષુપ્તિ અવસ્થાના અભિમાનવાળો કહ્યો છે. મનના સ્ફુરણરૂપ જાગ્રત અને સ્વપ્નનો સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપંચ સુષુપ્તિ અવસ્થામાં એક કારણરૂપ થઇ જાય છે તેથી એક કારણ ઉપાધિવાળા પ્રાજ્ઞને એકી ભૂત કહેલો છે. સ્વપ્ન અને જાગ્રતમાં મનના સ્ફુરણરૂપ જે પ્રજ્ઞાનો છે તે સુષુપ્તિમાં ઘનીભૂત થયાં જેવાં થાય છે ને આ અવસ્થા અવિવેકરૂપ છે તેથી પ્રાજ્ઞને પ્રજ્ઞાનઘન કહેલો છે. સુષુપ્તિમાં મન વિષય ને વિષયીને આકારે થવારૂપ શ્રમથી ઉપજેલા દુઃખથી રહિત થાય છે તેથી પ્રાજ્ઞને આનંદમય (આનંદની બાહુલતાવાળો) કહ્યો છે. જેમ લોકમાં શ્રમથી રહિત થઇને સ્થિત થયેલો સુખી પુરૂષ આનંદનો ભોક્તા કહ્યો છે તેમ પ્રાજ્ઞને આનંદનો ભોક્તા કહ્યો છે. સ્વપ્ન અને જાગ્રતની સુષુપ્તિમાંથી ઉત્પત્તિ થાય છે, માટે સ્વપ્ન અને જાગ્રતરૂપ ચિત્તપ્રતિ સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ કારણરૂપ છે તેથી પ્રાજ્ઞને ચેતોમુખ (ચિત્તના કારણરૂપ) એવું વિશેષણ આપ્યું છે. જાગ્રત અને સ્વપ્નમાં વિશિષ્ટ જ્ઞાન છે અને સુષુપ્તિમાં અન્ય જ્ઞાનરૂપ ઉપાધિથી રહિત જ્ઞાન છે તેથી સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ ( પ્રજ્ઞપ્તિ–જ્ઞાનમાત્ર રૂપવાળો ) કહેવાય છે. આ પ્રાજ્ઞ આત્માનો ત્રીજો પાદ છે. **एष ( प्राज्ञ ) सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम्॥** આ પ્રાજ્ઞજ સર્વનો નિયંતા, સર્વજ્ઞ, અંતર્યામી, સર્વનું કારણ ને આજ ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય છે.

હવે શ્રુતિ ચતુર્થપાદનું સ્વરૂપ જણાવે છેઃ—

**नान्तः प्रज्ञं न बहिः प्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम्। अदृष्ट मव्यवहार्य मग्राह्य मलक्षण मचिन्त्य मव्यपदेश्य मेकात्म्य प्रत्यय सारं प्रपंचोपशमं शान्तं शिवम द्वैतं चतुर्थं मन्यन्ते स आत्मास विज्ञेयः॥** જે અંતઃપ્રજ્ઞ (માનસ વિલાસના

દર્શનની અભિલાષાવાળો) નથી. આ પદોવડે તૈજસનો નિષેધ કર્યો છે. બહિ:પ્રજ્ઞ (ઇંદ્રિયોવડે બહારના વિષયોને જોનારો) નથી. આ પદોવડે વિશ્વનો નિષેધ કર્યો છે. ઉભયતઃ પ્રજ્ઞ (જાગ્રત સ્વપ્નની મધ્ય સંધીરૂપ અવસ્થાના જ્ઞાનવાળો) નથી. પ્રજ્ઞાનઘન (જાગ્રત સ્વપ્નનાં જ્ઞાન જેમાં ઘનીભૂત થઈ ગયાં છે એવી અવસ્થાવાળો) નથી. આ પદોવડે સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞનો પ્રતિષેધ કર્યો છે. પ્રજ્ઞ નથી આ શબ્દોવડે એક કાલમાં સર્વ વિષયના જ્ઞાતાપણાનો નિષેધ કર્યો છે. ને અપ્રજ્ઞ પણ નથી અર્થાત્ અચેતનપણાનો નિષેધ કર્યો છે; વળી જે અદૃષ્ટ છે એટલે પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિષય નથી, જે વચનાદિ વ્યવહારના ગંધથી રહિત છે, કર્મેન્દ્રિયોથી અગ્રાહ્ય છે, અલક્ષણ છે એટલે અનુમાનનો અવિષય છે. અચિંત્ય એટલે અંતઃકરણની વૃત્તિનો અવિષય છે. અવ્યપદેશ્ય છે અર્થાત શબ્દોથી ન કહી શકાય એવો છે. એકાત્મ્ય એટલે જેની પ્રાપ્તિમાં એક આત્મજ્ઞાનરૂપ ઉપાય (પ્રમાણ) છે એવો અર્થાત્ મન વાણીથી પર છતાં પણ આત્મજ્ઞાનવડે જાણવાને શક્ય એવો, પ્રત્યયસાર એટલે એકતાના જ્ઞાનનો સાર છે, કાર્ય કારણરૂપ પ્રપંચના ઉપશમવાળો (અભાવવાળો) શાંત એટલે રાગદ્વેષાદિ વિકારથી રહિત છે શિવ અર્થાત્ શુદ્ધ પરમાનંદ બોધસ્વરૂપ હોવાથી મંગળરૂપ છે અને અદ્વૈત છે એટલે ભેદરૂપ વિકલ્પથી રહિત છે. તેને વિદ્વાનો ચતુર્થપાદ (તુરીય) ૐકારનો માને છે. કારણકે તે પ્રતીત થતા વિશ્વાદિક ત્રણ પાદોના રૂપથી વિલક્ષણ છે. તે આત્મા છે ને તેજ જાણવા યોગ્ય છે. અહિં પૂર્વે અજ્ઞાન અવસ્થામાં થયેલ આત્માના જ્ઞેયપણાના જ્ઞાનથી આત્માને જાણવા યોગ્ય કહેલ છે; જ્ઞાન થયા પછી જ્ઞેય કહેલ નથી. કેમકે આત્માનું જ્ઞાન થયા પછી તો જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયતાની ત્રિપુટીરૂપ (વિભાગરૂપ) દ્વૈતનો અભાવ થાય છે.

પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વરૂપ જીવોના સર્વ દુ:ખોની નિવૃત્તિના નિયામકરૂપ પ્રભુ અવ્યય (એક સ્વરૂપવાળા) છે. રજ્જુઆદિકની પેઠે વિશ્વઆદિક સર્વ પદાર્થો મિથ્યા હોવાથી તે અદ્વૈત છે. તે આ પ્રકાશમાન દેવ તુરીય (ચતુર્થ)ને વ્યાપક કહ્યા છે. જેમ સર્વદા પ્રકાશરૂપ સૂર્યમાં ન પ્રકાશવું વા અન્યથા પ્રકાશવું સંભવે નહિં તેમ સર્વદા દ્રષ્ટારૂપ તુરીયમાં પણ અજ્ઞાન (બીજભાવ) તથા અજ્ઞાનનું કાર્ય (ફળભાવ) સંભવે નહિં. જો કે પ્રાજ્ઞ અને તુરીયને બંનેને દ્વૈતનું અગ્રહણ તુલ્ય છે તથાપિ પ્રાજ્ઞ વિશેષ જ્ઞાનનું ઉપાદાન કારણ જે તત્ત્વના અજ્ઞાનરૂપ બીજ નિદ્રા છે તે બીજ નિદ્રાવડે યુક્ત છે ને તુરીયમાં તે વિદ્યમાન નથી. વિશ્વ અને તૈજસ, રજ્જુમાં સર્પની પેઠે અન્યથા ગ્રહણરૂપ જે સ્વપ્ન અને તત્ત્વના અજ્ઞાનરૂપ જે નિદ્રા તે બંનેથી યુક્ત છે આથી તે કાર્ય કારણથી બદ્ધ છે. (બંધન પામેલા છે). અને પ્રાજ્ઞતો સ્વપ્નથી રહિત ને કેવળ તત્ત્વના અજ્ઞાનરૂપ નિદ્રાથીજ યુક્ત છે આથી તે કારણથી બદ્ધ છે. નિશ્ચયને પામેલા જે બ્રહ્મવેત્તા છે તે સૂર્યમાં અંધકારની પેઠે વિરૂદ્ધ હોવાથી તુરીયમાં નિદ્રા જોતા નથી અને સ્વપ્નને પણ જોતા નથી તેથી તુરીય કાર્ય કારણથી બદ્ધ નથી. તે બંન્નેનું (અન્યથા ગ્રહણને અગ્રહણનું) ભ્રાંતિજ્ઞાન, પરમાર્થ તત્ત્વના જ્ઞાનથી ક્ષીણથયે સતે પુરૂષ તુરીયપદને પામે છે અર્થાત્ તુરીયમાં બને પ્રકારના બંધ નહિં જોનારો પુરૂષ તુરીયમાં નિશ્ચય પામેલો થાય છે, આ સંસારી જીવ અનાદિકાળથી પ્રવૃત્ત થયેલી તત્ત્વના અજ્ઞાનરૂપ ને અન્યથા ગ્રહણરૂપ માયાથી "આ મારો પિતા છે; આ મારી સ્ત્રી છે, આ મારો પુત્ર છે, આ મારૂં ક્ષેત્ર છે, આ મારાં પશુ છે, આ મારૂં ધન છે હું એમનો સ્વામી છું, હું છું; હું દુ:ખી છું, આથી હું ક્ષય પામ્યો છું, અને આથી હું વૃદ્ધિને પામ્યો છુ" એવા એવા અનેક સ્વપ્નો જોતો છતો સૂતેલો છે તે જ્યારે વેદાંતના અર્થરૂપ તત્ત્વને જાણનારા પરમ કારૂણિક શ્રીસદ્‌ગુરૂવડે "તું સ્થૂળ સૂક્ષ્મ સંઘાત નથી પણ અસંગ સચ્ચિદાનંદ બ્રહ્મ છે" એવો પ્રબોધ

પામે છે ત્યારે જન્માદિક ભાવ વિકારથી રહિત, અજ્ઞાનરૂપ નિદ્રાથી રહિત, અન્યથા ગ્રહણરૂપ સ્વપ્નથી રહિત ને અદ્વૈત તુરીયરૂપ આત્માને જાણે છે.

**શંકા:**—પ્રપંચની નિવૃત્તિવડે અદ્વૈતને જાણે છે તો પ્રપંચની નિવૃત્તિ નહિં થયે સતે કેવી રીતે અદ્વૈત સિદ્ધ થાય છે ?

**સમાધાન:**—પ્રપંચ જો પરમાર્થથી વિદ્યમાન હોય તો અદ્વૈત નિવૃત્ત થાય તેમાં કાંઈ સંશય નથી પણ રજ્જુમાં સર્પની પેઠે પ્રપંચ કલ્પિત હોવાથી તે વિદ્યમાન નથી તેથી અદ્વૈત સિદ્ધ થાય છે. **माया मात्रमिदं द्वैत मद्वैतं परमार्थतः॥** જેમ રજ્જુમાં ભ્રાંતિથી કલ્પાયેલો સર્પ વિદ્યમાન છતાં પણ વિવેકથી તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી; તથા જેમ માયાવિ પુરૂષે દેખાડેલી માયા વિદ્યમાન છતી પણ દેખનાર પુરૂષનો નેત્રબંધ દૂર થયે તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી તેમ આ દ્વૈત પણ માયા માત્ર છે અને રજજુ અને માયાવીની પેઠે પરમાર્થથી અદ્વૈતજ છે, ગુરુ, શિષ્ય, શાસ્ત્ર આદિવિભાગ જો કે જ્ઞાન માટે કલ્પેલ છે તો પણ પછી તે બાધિત થઈને નિવૃત્ત થાય છે. જેમ આ પ્રપંચ માયા અને રજ્જુમાંના સર્પની પેઠે પ્રબોધની પૂર્વે છે તેમ ગુરૂઆદિક ભેદરૂપ વિભાગ પ્રબોધથી પૂર્વેજ ઉપદેશ માટે છે, અને ઉપદેશના કાર્યરૂપ જ્ઞાન (પરમાર્થ તત્ત્વ જાણે સતે) પ્રાપ્ત થયે દ્વૈત નથી તેથી વ્યવહારકાળે તેમના અંગીકારથી અદ્વૈતની હાનિ થતી નથી.

**सोऽयमात्माऽध्यक्षर मोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥** તે આ વાચ્યની પ્રધાનતાવાળો **ૐ**કાર જે ચાર પાદવાળો આત્મા છે તે આ આત્મા અધ્યક્ષર એટલે અક્ષરનો આશ્રય કરીને વાચકની પ્રધાનતાવડે વર્ણન કરાયેલો છે. તે આ **ૐ**કાર પાદોથી વિભાગ પામ્યો છતો અધિમાત્ર એટલે માત્રાનો આશ્રય કરીને વર્તનાર છે. આત્માના જે પાદો છે તે **ૐ**કારની માત્રાઓ છે અને **ૐ**કારની જે માત્રાઓ છે તે આત્માના પાદો છે. એવી રીતે પાદ અને માત્રાની એકતાથી પાદવડે વિભાગ પામેલા આત્માનું અધિમાત્રપણું વિરોધ પામતું નથી અકાર, ઉકાર ને મકાર આ ત્રણ **ૐ**કારની માત્રાઓ છે.

| | | | |
|---|---|---|---|
| ૩ જાગ્રત (વિશ્વ) | ૭ સુષુપ્તિ | ~ તુરીય | ° બીંદુ (અમાત્ર) |
| સ્વાપ્ન (તૈજસ) | (પ્રાજ્ઞ) | (અર્ધમાત્ર) | [તુરીયાતીત] |

અકારની વ્યાપ્તિ સર્વ અક્ષરોમાં છે, સર્વ અક્ષરોમાં તે પ્રથમ છે. ત્રણે પાદોમાં જાગ્રત સ્થાનવાળો વૈશ્વાનર પ્રથમ છે ને ત્રણે માત્રામાં અકાર પ્રથમ માત્રા છે. ને વૈશ્વાનરથી જગત વ્યાપ્ત છે અને અકાર સર્વ વાણીમાં વ્યાપ્ત છે. આવી રીતે વ્યાપ્તિ અને પ્રથમપણાથી વૈશ્વાનર અને અકારની એકતા જે પુરૂષ જાણે છે તે નિશ્ચય સર્વ ભોગોને ભોગવે છે અને મહાન પુરૂષોમાં પ્રથમ થાય છે.

ઉકાર અકારથી પાઠના ક્રમથી ઉત્કૃષ્ટ છે તેમ સ્થૂળ ઉપાધિવાળા વિશ્વથી સૂક્ષ્મ ઉપાધિવાળો તૈજસ ઉત્કૃષ્ટ છે. ત્રણે પાદમાં જે સ્વપ્નસ્થાનવાળો તૈજસ બીજો છે ને ત્રણે માત્રામાં ઉ–કાર બીજી માત્રા છે. અથવા જેમ અકાર અને મકારની મધ્યમાં ઉકાર છે તેમ વિશ્વ ને પ્રાજ્ઞની મધ્યે તૈજસ છે. આવી રીતે ઉત્કર્ષથી અને ઉભયરૂપતાથી તૈજસ અને ઉકારની એકતાને જે પુરૂષ જાણે છે તે નિશ્ચય જ્ઞાનની સંતતિને (અવિચ્છિન્નતાને) વધારે છે. તથા મિત્રપક્ષની પેઠે શત્રુના પક્ષોમાં પણ દ્વેષ કરવાને અયોગ્ય થાય છે અને આ પુરૂષની શિષ્ય પરંપરામાં કોઇ અબ્રહ્મવેત્તા થતો નથી.

હવે મકાર ત્રણે માત્રામાં ત્રીજી માત્રા છે ને ત્રણે પાદોમાં પ્રાજ્ઞ સુષુપ્તિ સ્થાનવાળો ત્રીજો છે. જેમ લય અને ઉત્પત્તિમાં પ્રવેશ અને નિકળવાથી (સુષુપ્તિના અભિમાની) પ્રાજ્ઞવડે વિશ્વને તૈજસ (જાગ્રત ને સ્વપ્નના અભિમાની) માપ કર્યાના જેવા થાય છે. તેમ અકાર અને ઉકાર એ બંન્ને અક્ષર ઓમ્કારની સમાપ્તિમાં અને પુનઃ ઉચ્ચારણમાં મકારમાં પ્રવેશ કરીને નીકળતા હોય તેમ જણાય છે તેથી તે મકારવડે માપ કર્યાના જેવા થાય છે તેથી તે પ્રાજ્ઞ અને મકાર બંન્નેની પરિમાણથી એકતા છે. અથવા જેમ વિશ્વ અને તૈજસ સુષુપ્તિકાળમાં પ્રાજ્ઞમાં એકરૂપ થયાના જેવા થાય છે તેમ ઓમ્કારનું ઉચ્ચારણ કરવાથી મકારરૂપ અંત્યાક્ષરમાં અકાર અને ઉકાર એ બંન્ને એકરૂપ થયાના જેવા થાય છે તેથી તે બંન્નેનું એકરૂપતાથી એકપણું છે જે પુરૂષ એવી રીતે પ્રાજ્ઞ અને મકાર એ બંન્નેની એકતાને જાણે છે તે નિશ્ચય આ સર્વ જગતને યથાર્થ જાણે છે અને જગતના કારણરૂપ થાય છે. અહિં અવાંતર ફળનું જે કથન છે તે મુખ્ય સાધનની સ્તુતિ માટે છે. ઉપર કહેલી તુલ્યતાથી આત્માના પાદોની માત્રાની સાથે એકતા કરીને કહેલી રીતના ૐકારને જાણીને જે તેનું ધ્યાન કરે છે તેને અકાર પ્રધાન ૐકારનું ધ્યાન કરનારને વિરાટની પ્રાપ્તિ થાય છે ઉકાર પ્રધાન ૐકારનું ધ્યાન કરવાથી હિરણ્યગર્ભની અને મકાર પ્રધાન ૐકારનું ધ્યાન કરવાથી અવ્યાકૃતની પ્રાપ્તિ થાય છે. અને મકાર ક્ષીણ થયે અજ્ઞાનરૂપ બીજ ભાવનો ક્ષય થવાથી અમાત્રરૂપ ૐકારમાં (શુદ્ધ બ્રહ્મમાં) પરિચ્છેદના અભાવથી (અનંતમાત્ર છે તેની) કદાચિત્ પણ ગતિ (આવાગમન) નથી. **नामात्रे विद्यते गतिः ॥** અર્થાત અમાત્ર પ્રધાન ૐકારનું ધ્યાન કરનાર પુરૂષને જ્ઞાનદ્વારા શુદ્ધ બ્રહ્મની અભેદરૂપે પ્રાપ્તિ થાય છે.

હવે **अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद य एवं वेद ॥** ત્રણ માત્રાથી રહિત ઓમ્કાર જે અમાત્ર તે તુરીયરૂપ આત્મા છે તે આત્મા મૂલાજ્ઞાનના ક્ષયવડે વાચક વાચ્યરૂપ વાણી મનના ક્ષીણ થવાથી વ્યવહાર કરવાને અયોગ્ય છે. વળી તે નામ રૂપાત્મક પ્રપંચના અભાવવાળો, કલ્યાણરૂપ અને અદ્વૈત છે. એવી રીતે તુરીયરૂપ ૐકાર આત્માજ છે. જે ઉત્તમ અધિકારી એમ જાણે છે તે પોતાના આત્માવડે પરમાર્થરૂપ આત્મા (સ્વ સ્વરૂપ બ્રહ્મ)માં પ્રવેશ કરે છે અર્થાત્ સુષુપ્તિ નામના ત્રીજા સ્થાનરૂપ બીજ ભાવનો દાહ કરીને બ્રહ્મવેત્તા સ્વ સ્વરૂપમાં પ્રવેશ કરે છે તે તુરીય બીજ રહિત હોવાથી પુનઃ ત્યાંથી તે જન્મ પામતો નથી. **य एवं वेद** એ પદોની પુનરૂક્તિ પ્રકરણની સમાપ્તિનું ઘોતન કરે છે.

## ૨. વૈતથ્ય પ્રકરણ.

"**एक मेवाद्वितीयम्**" "એકજ અદ્વિતીય છે ઈત્યાદિક શ્રુતિઓથી જાણેસતે દ્વૈત નથી" એમ દ્વૈતનું મિથ્યાપણું આ પ્રકરણમાં યુક્તિથી બતાવે છે. તેમાં પ્રથમ પ્રપંચના મિથ્યાપણામાં સ્વપ્નનાં દૃષ્ટાંતની સિદ્ધિ માટે તે સ્વપ્નના મિથ્યાપણામાં યુક્તિ સહિત વૃદ્ધપુરૂષોની સંમતિ કહે છે:-

**वैतथ्यं सर्व भावानां स्वप्न आहुर्मनीषिणः ।**
**अंतःस्थाना त्तु भावानां संवृतत्वेन हेतुना ॥**

પ્રમાણોમાં કુશળ બુદ્ધિમાન પુરૂષો સ્વપ્નમાં પ્રતીત થતા ઘટાદિક તથા સુખાદિક સર્વ પદાર્થોના અસત્યપણાને કહે છે કારણકે સ્વપ્નના પર્વત તથા હાથી આદિક સર્વ પદાર્થો શરીરની અંતર પ્રતીત થાય છે. શરીર પ્રદેશ સંકુચિત હોવાથી તેમાં તે સમાઇ શકે નહિં તો શરીરની અંતર રહેલી સૂક્ષ્મ હિતાનામની નાડીમાં તો તે ક્યાંથીજ સમાઈ શકે! એવી રીતે સ્વપ્ન પદાર્થો યોગ્ય દેશથી રહિત હોવાથી રજ્જુમાં પ્રતીત થતા સર્પની પેઠે મિથ્યા છે.

વળી સૂતેલો માણસ ઘણેકાળે પહોંચાય એવા દેશને સ્વપ્નમાં જુએ છે તે દેશની પ્રાપ્તિ માટે અને ત્યાંથી આગમન કરવા માટે યોગ્ય દીર્ઘકાળ નથી એવી રીતે કાળના અદીર્ઘપણાથી સ્વપ્ન દેખનારો અન્ય દેશો પ્રતિ જઈને સ્વપ્નપદાર્થો જોતો નથી.

વળી જાગેલા સર્વ સ્વપ્નના દ્રષ્ટા નિશ્ચય તે સ્વપ્ન દર્શનના દેશમાં વિદ્યમાન હોતા નથી, પણ જ્યાં સૂતા હોય છે ત્યાંજ વિદ્યમાન હોય છે તેથી પણ સ્વપ્નનો દ્રષ્ટા બહાર જતો નથી.

વળી સ્વપ્નમાં દેખાતા રથઆદિકોનો અભાવ, ઉચિત દેશકાલના અભાવરૂપ યુક્તિથી "**न तत्र रथाः**"॥ (ત્યાં રથો નથી) આશ્રુતિમાં સંભળાય છે. તે યોગ્ય દેશકાળના અભાવરૂપ હેતુવડે સ્વપ્નના પદાર્થોમાં પ્રાપ્ત થયેલું મિથ્યાપણું તેનો અનુવાદ કરનારી શ્રુતિએ સ્વપ્નમાં આત્માનું સ્વયંપ્રકાશપણું પ્રતિપાદન કરવાના પ્રસંગમાં જણાવ્યું છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે. આવી રીતે સ્વપ્નનું મિથ્યાપણું શ્રુતિ યુક્તિવડે સિદ્ધ થયું.

**अन्तः स्थानात्तु भेदानां तस्माज्जागरिते स्मृतम् ।**
**यथा तत्र तथा स्वप्ने संवृतत्वेनभिद्यते ॥**

જેમ સ્વપ્નમાં દેખાતા પદાર્થોનું મિથ્યાપણું છે તેમ જાગ્રતમાં દેખાતા પદાર્થોનું પણ મિથ્યાપણું કહ્યું છે પરંતુ ભેદ પામનારા સ્વપ્નના પદાર્થોનો, અંતઃસ્થાન હોવાથી, સંકુચિતપણાવડે જાગ્રતના પદાર્થોથી ભેદ થાય છે.

ત્યાં અનુમાન પ્રમાણઃ—જાગ્રતમાં જોવામાં આવતા પદાર્થોનું મિથ્યાપણું છે આ પ્રતિજ્ઞા છે; દ્રશ્ય હોવાથી, આ હેતુ છે; સ્વપ્નમાં દેખવામાં આવતા પદાર્થોની પેઠે આ દ્રષ્ટાંત છે. જેમ સ્વપ્નમાં દેખાતા પદાર્થોનું મિથ્યાપણું છે તેમ જાગ્રતમાં પણ દ્રશ્યપણું સમાન છે, આ હેતુનો ઉપનય છે; ને તેથી જાગ્રતમાં પણ મિથ્યાપણું વિવેકીઓએ કહ્યું છે, આ નિગમન છે. શરીરની અંતર સ્થાનવાળા હોવાથી દેશકાલાદિના સંકોચવડે સ્વપ્નમાં દેખવામાં આવતા પદાર્થોનો જાગ્રતમાં દેખવામાં આવતા પદાર્થોથી ભેદ છે, અને દ્રશ્યપણું તથા મિથ્યાપણું બંને પ્રકારના પદાર્થોમાં સમાન છે.

પરસ્પર ભેદ પામનારા એટલે વિલક્ષણ જાગ્રત તથા સ્વપ્નના પદાર્થોનું ગ્રાહ્ય ગ્રાહકપણાથી દ્રશ્યપણારૂપ સમપણું છે તે સમપણારૂપ પ્રસિદ્ધ હેતુવડે વિવેકી જનો તે સ્વપ્ન અને જાગ્રત એ બંન્ને સ્થાનને એકજ કહે છે.

વળી જાગ્રતના પદાર્થોના મિથ્યાપણામાં અન્ય હેતુ કહે છેઃ—

**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।**
**वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥**

જે મૃગજલાદિક પદાર્થ આદિ વિષે તથા અંત વિશે હોતો નથી તે વર્તમાનમાં પણ હોતો નથી; એમ લોકમાં નિશ્ચિત છે. જાગ્રતમાં દેખવામાં આવતા પદાર્થો પણ આદિ અંતમાં નહિં હોવાથી જો કે મિથ્યાજ છે તો પણ આત્માને નહિં જાણનાર મૂઢ જનોએ તેમને સત્યના જેવા જાણ્યા છે.

**શંકાઃ**—મૃગજલાદિકથી સ્નાન પાનાદિકરૂપ પ્રયોજનની સિદ્ધિ થતી નથી પણ મોક્ષ સ્વર્ગાદિથી સુખાદિની પ્રાપ્તિરૂપ પ્રયોજનની સિદ્ધિ થાય છે તેથી મોક્ષાદિક મિથ્યા કેમ કહેવાય?

**સમાધાનઃ**—જાગ્રતમાં જે અન્નપાનાદિક કે મોક્ષાદિકનું જે ફળવાળાપણું જોઇએ છીએ તે સ્વપ્નમાં વિરોધ પામે છે અર્થાત જેમ સ્વપ્નમાં દેખેલા પદાર્થોનું જાગ્રતમાં વિપરીતપણું થાય

છે તેમ જાગ્રતમાં ભોજન પાન આદિ કરીને તૃપ્ત થઇને સૂતેલો પુરૂષ પણ સ્વપ્નમાં પોતાને ક્ષુધા તૃષાવડે પીડિત માને છે અર્થાત જાગ્રતમાં જણાતા તે ક્ષુધા તૃષાની તૃપ્તિ કે મોક્ષાદિક પદાર્થોનું પ્રયોજનપણું સ્વપ્નમાં વિપરીતપણાને પામે છે તેથી જાગ્રતમાં દેખવામાં આવતા પદાર્થો પણ આદિ અંતવાળા હોવાથી સ્વપ્ન સમાન છે એટલે મિથ્યાજ કહ્યા છે.

**શંકા:**—જાગ્રતમાં નહિં દેખેલા પદાર્થો પણ પુરૂષ સ્વપ્નમાં જુએ છે તેથી તે પદાર્થો મિથ્યા નથી માટે જાગ્રતના પદાર્થોનું મિથ્યાપણું સાધવા સ્વપ્નના પદાર્થોનું દ્રષ્ટાંત આપ્યું તે અસિદ્ધ છે.

**સમાધાન:**—**अपूर्वं स्थानि धर्मोहि यथा स्वर्ग निवासिनाम्। तानयं प्रेक्षते गत्वा यथैवेह सुशिक्षितः॥**

જેમ સ્વર્ગના નિવાસિ ઇંદ્રાદિકોનો સહસ્રાક્ષપણાદિક ધર્મ છે તેમ આ, અપૂર્વ સ્વપ્નના સ્થાનવાળા સ્વપ્નના દ્રષ્ટાનોજ ધર્મ છે પણ દ્રષ્ટાના સ્વરૂપની પેઠે તે સ્વતઃ સિદ્ધ નથી; પોતાના ચિત્તના વિકલ્પરૂપ તે અપૂર્વ પદાર્થોને સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્ન સ્થાન ભણી જઇને જુએ છે. (જેમ આ લોકમાં જેણે દેશાંતરનો માર્ગ સારી રીતે જાણ્યો છે તે તે માર્ગથી દેશાંતરમાં જઇને ત્યાંના પદાર્થોને જુએ છે તેમ સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્ન સ્થાનમાં જઇને ત્યાંના પદાર્થોને જુએ છે) એવી સ્વપ્નમાં દેખાતા પદાર્થો સ્થાનીના ધર્મરૂપ છે તેથી અસત્ છે માટે સ્વપ્નના દ્રષ્ટાંતનું અસિદ્ધપણું નથી.

**શંકા:**—જાગ્રત વિષે દેખવામાં આવતા પદાર્થોનું જે મિથ્યાપણું કહ્યું તે તેઓમાં સત્ અસત્ના વિભાગની પ્રતીતિ થતી હોવાથી વિરૂદ્ધતા આવે છે.

**સમાધાન:**—સ્વપ્નસ્થાનમાં પણ અંતર મનોરથવડે કલ્પેલી વસ્તુ તો અન્ય સંકલ્પના સમકાળેજ તેના અદર્શનથી અસત્ છે અને તેજ સ્વપ્નમાં ચક્ષુરાદિકદ્વારા ગ્રહણ કરેલી વસ્તુ (ઘટાદિક) સત્ છે તેવી રીતે જાગ્રતસ્થાનમાં પણ અંતર ચિત્તવડે કલ્પિત વસ્તુ મિથ્યા છે અને તેજ જાગ્રતમાં બહાર ચક્ષુરાદિકદ્વારા ચિત્તે ગ્રહણ કરેલી ઘટાદિક વસ્તુ સત્ છે. એવી રીતે અસત્નો નિશ્ચય કર્યા છતાં પણ સત્ અસત્નો વિભાગ જોયો છે. એમ અંતર અને બહારચિત્તથી કલ્પના કરેલ ને ગ્રહણ કરેલ એ બંન્નેનું કલ્પિતપણું હોવાની તુલ્યતાથી મિથ્યાપણું યુક્તજ છે.

**શંકા:**—જો જાગ્રત અને સ્વપ્ન આ બંને અવસ્થાના પદાર્થોનું મિથ્યાપણું છે તો તે કલ્પના કરેલા પદાર્થોને કયો પ્રમાતા જાણશે? અને તેની સ્મૃતિ ને અનુભવનો કર્તા પણ કોણ થશે? જો પ્રમાતા ને કર્તાને નહિં માનો તો શૂન્યવાદની પ્રાપ્તિ થશે.

**સમાધાન:**—**कल्पयत्यात्मनाऽऽत्मानमात्मा देवः स्वमायया। सएव बुध्यते भेदानिति वेदान्त निश्चयः॥** આત્મારૂપ દેવ પોતાની માયાથી પોતામાં રજ્જુઆદિકમાં સર્પાદિકની પેઠે ભેદોના આકારોને કલ્પે છે અને તેજ તે ભેદોને જાણે છે એવી રીતે સ્મૃતિજ્ઞાન અને અનુભવજ્ઞાનનો આશ્રય અન્ય નથી અને ક્ષણિક વિજ્ઞાનવાદીની પેઠે તે બંન્ને જ્ઞાનો નિરાશ્રય પણ નથી. **विकरोत्य परान्भावान न्तश्चित्ते व्यवस्थितान्। नियतांश्च बहिश्चित्त एवं कल्पयते प्रभुः॥** પરમાત્મા બહાર ચિત્તવાળા થઇને બહારના લોક પ્રસિદ્ધ શબ્દાદિરૂપ પદાર્થોને અને શાસ્ત્ર પ્રસિદ્ધ માયારૂપ ચિત્તની અંતરસ્થિત અસ્પષ્ટ પૃથ્વીઆદિક નિયમિત અને વીજળી આદિક અનિયમિત પદાર્થોને નાના પ્રકારે કરે છે. તેઓ પ્રથમ અંતરચિત્તવાળા થઇને પોતામાં સ્થિત પદાર્થોને વ્યવહારને યોગ્ય કલ્પના કરીને પછી વ્યવહારની યોગ્યતા માટે રચે છે.

વળી જાગ્રતના પદાર્થો સ્વપ્નના પદાર્થો જેવા કલ્પિત છેઃ—

**अव्यक्ता एव येऽन्तस्तु स्फुटा एव च ये बहिः ।**
**कल्पिता एव ते सर्वे विशेष स्त्विन्द्रियान्तरे ॥**

સ્વપ્નમાં મનની વાસનાથી પ્રકટેલા જે અસ્પષ્ટ પદાર્થો છે તથા જાગ્રતમાં ચક્ષુરાદિક ઇંદ્રિયોથી પ્રતીત થતા જે સ્પષ્ટ પદાર્થો છે તે સર્વે પદાર્થો મનના સ્ફુરણ માત્રરૂપ હોવાથી કલ્પિતજ છે. પદાર્થોનો તે ભેદ તો આંતરઇંદ્રિય તથા બાહ્ય ઇંદ્રિયના ભેદનો કરેલો છે. પદાર્થોની સત્યતાનો કરેલો નથી. તેથી જાગ્રતના પદાર્થો પણ સ્વપ્નના પદાર્થોની પેઠે કલ્પિતજ છે.

વળી અંતરમાં એટલે સ્વપ્નમાં જે ચિત્તકાલવાળા અર્થાત્ ચિત્તની કલ્પનાના કાળમાં જાણવા યોગ્ય પદાર્થો છે અને બહાર એટલે જાગ્રતમાં જે બે કાળવાળા અર્થાત્ ચિત્તની સાથે તથા પછી પણ રહેનારા એટલે પ્રત્યભિજ્ઞાના વિષય થનારા પદાર્થો છે તે સર્વે પદાર્થો કલ્પિતજ છે. જાગ્રતના પદાર્થોમાં બંન્ને કાળથી યુક્તતારૂપ જે વિશેષ છે તે કલ્પિતપણાથી ભિન્ન હેતુવાળો નથી કેમકે સ્વપ્નમાં પણ એવી પ્રત્યભિજ્ઞા થાય છે. તેથી પણ જાગ્રતના ને સ્વપ્નમાં પદાર્થો સમાન છે.

જે હેતુવડે સ્વપ્નનું મિથ્યાપણું ઇષ્ટ છે તે હેતુઓનું જાગ્રતમાં પણ તુલ્યપણું હોવાથી જન્માદિરહિત જ્ઞાનમાત્ર તત્ત્વ છે તે બતાવે છે:—

**सर्वे धर्मामृषा स्वप्ने कायस्यान्त र्निदर्शनात् ।**
**संवृतेऽस्मिन्प्रदेशे वै भूतानां दर्शनं कुतः ॥**

જો શરીરની અંતર દેખવાથી યોગ્ય દેશકાળના અભાવવડે સર્વ પદાર્થો સ્વપ્નમાં મિથ્યા છે તો અવકાશરહિત અખંડ એકરસ બ્રહ્મરૂપ દેશમાં વિદ્યમાન (પ્રસિદ્ધ ભૂતોનું) વસ્તુઓનું દર્શન કેમ સંભવે ? કોઇપણ રીતે ન સંભવે અને દર્શન થાય છે તેથી સ્વપ્નની પેઠે જાગ્રત પણ મિથ્યા છે. અર્થાત્ બ્રહ્મ કાળના પરિચ્છેદથી પણ રહિત છે તેથી મરણ પછી અર્ચિઆદિ માર્ગવડે જઇને બ્રહ્મનું દર્શનયુક્ત નથી તથા જે દેહરૂપ દેશમાં સ્થિત થઈને પુરૂષ સંસારનો અનુભવ કરે છે તે દેહરૂપ દેશમાંજ બ્રહ્મભાવને પામ્યા પછી હોતો નથી કેમકે તે કાળે તે પરિપૂર્ણ બ્રહ્મરૂપે સ્થિત છે તેથી જાગ્રત પણ મિથ્યા છે. એવી રીતે સ્વપ્ન અને જાગ્રત બંન્ને મિથ્યા છે.

વળી સ્વપ્નમાં મિત્રાદિની સાથે ગુપ્ત ભાષણ કર્યું હોય તો જાગ્યા પછી તે મિત્રાદિને જાગનાર પુરૂષ કહેતો નથી કે રાત્રે આપણે ગુપ્ત ભાષણ કર્યું હતું, તેમ સ્વપ્નમાં ગ્રહણ કરેલા સુવર્ણાદિકને પણ જાગ્યા પછી પુરૂષ જોતો નથી, તથા સ્વપ્નમાં દેશાંતરમાં ગયો હોય તોપણ જાગ્યા પછી તે દેશાંતરમાં હોતો નથી તેથી સ્વપ્ન મિથ્યા છે. અવિદ્યારૂપ નિદ્રાથી જાગેલા પુરૂષને જાગ્રતના તત્ત્વચર્ચા, અન્નવસ્ત્રાદિ ગ્રહણ તથા ગમના ગમનાદિ સર્વે વ્યવહારો પણ મિથ્યા જણાય છે. તેથી જાગ્રત્ અને સ્વપ્ન બંન્ને મિથ્યા છે.

વળી સ્વપ્નમાં જીવ જે શરીરવડે પ્રતીત થતા દેશમાં ભ્રમણ કરતો જણાય છે તે શરીર મિથ્યા છે કેમકે સ્વપ્નના તે શરીરથી ભિન્ન જાગ્રતનું શરીર નિશ્ચલ જોવામાં આવે છે તેમ જાગ્રતમાં પણ જીવ જે સંન્યાસી આદિક શરીરવડે લોકને પૂજ્ય વા દ્વેષ્ય દેખાય છે તે પણ સર્વ ચિત્તનું દૃશ્ય મિથ્યા છે. (કેમકે તે શરીરથી ભિન્ન કૂટસ્થરૂપ બ્રહ્મ નામના શરીરનો અનુભવ થાય છે.) એવી રીતે સ્વપ્ન અને જાગ્રત ચિત્તના દૃશ્ય હોવાથી મિથ્યા છે.

જેમ જાગ્રત વિષે બ્રહ્મમાં કલ્પિત વસ્તુને જોઇને તેની ભાવનાવડે યુક્ત થયેલ પુરૂષ સ્વપ્નમાં જાગ્રતની પેઠે વિષય તથા ઇંદ્રિયરૂપે કલ્પના કરતો છતો જુએ છે તેથી બહુધા સ્વપ્ન, જાગ્રતની વાસનાને આધીન છે તેથી જાગ્રતને સ્વપ્નનું કારણ કહેલ છે. પરંતુ તે વાસ્તવિક રીતે

સત્ છે એમ માનીને કહેલ નથી. વિવેકી પુરૂષોને તો કોઈપણ વસ્તુની ઉત્પત્તિ પ્રસિદ્ધ નથી તેથી "**सबाह्याभ्यन्तरोह्यजः॥**" તે બાહ્યાભ્યંતર અજન્માજ છે ઇત્યાદિક શ્રુતિઓમાં સર્વ અજન્મા છે એમ કહ્યું છે. વસ્તુતાએ કોઇનો કોઈ પણ પ્રકારે કાર્ય કારણભાવ સંભવતો નથી:-

**उत्पादस्या प्रसिद्धत्वादजं सर्व मुदाहृतम॥** ઉત્પત્તિના અપ્રસિદ્ધપણાથી સર્વ અજન્મા કહ્યું છે. તેમ વળી

**नास्त्य सद्धेतुक मसत्सदसद्धे तुकमतथा।**
**सच्च सद्धेतुकं नास्ति सद्धेतुकम सत्कुतः॥**

સસલાના શિંગડામાંથી આકાશ પુષ્પની ઉત્પત્તિ થતી નથી તેથી અસતનું કાર્ય અસત્ નથી. વંધ્યાપુત્રમાંથી વિદ્યમાન બાળકની ઉત્પત્તિ થતી નથી તેથી શૂન્યરૂપ અસતનું કાર્ય વિદ્યમાન ઘટાદિક નથી. વિદ્યમાન ઘટાદિકમાંથી અન્ય વિદ્યમાન ઘટાદિની ઉત્પત્તિ થતી નથી તેથી સતનું કાર્ય સત્ નથી. અને વિજાતીયનો કાર્ય કારણ ભાવ સંભવતો નથી તેથી સતનું કાર્ય અસત્ નથી. તેથી વિવેકી પુરૂષોને કોઇનો કાર્ય કારણભાવ જણાતો નથી.

**શંકા:**—જો વાસ્તવિક કાર્ય કારણભાવ ન હોય તો વ્યાસ ભગવાને "**जन्माद्यस्य यतः॥**" જેનાથી આ જગતના જન્માદિક થાય છે ઇત્યાદિ સૂત્રોવડે બ્રહ્મને જગતના કારણરૂપ કેમ કહેલ છે?

**સમાધાન:—उपलम्भात्समाचारा दस्ति वस्तुत्व वादिनाम।**
**जातिस्तु देशिता बुध्धैर जातेस्त्रसतां सदा॥**

પંડીતોએ તો (ઉત્પત્તિની) પ્રતીતિથી અને (વર્ણાશ્રમાદિ ધર્મને) સમ્યક્ આચારથી છે એમ વસ્તુપણાને કહેનારા તથા જગતની અનુત્પત્તિથી સર્વદા પોતાનો નાશ થવાનો ભય પામનારા પ્રતિ, બ્રહ્મમાંથી ઉત્પત્તિ ઉપદેશ કરી છે. અર્થાત ઉપરના બે હેતુથી દ્વૈત વાસ્તવિક છે એમ કહેનારાઓને જગતની અનુત્પત્તિથી પોતાનો નાશ થવાનો ભય પામનારા મંદ વિવેકીઓ માટે તેમના અધિકારની વૃદ્ધિ કરવા સારૂ બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ ઉપદેશ કરી છે; પરંતુ પરમાર્થ બુદ્ધિથી તે ઉપદેશ નથી કરી. જેમ અસત્ છતાં પણ ઐંદ્રજાલિક પુરૂષે પ્રતીત કરાવેલો માયાનો હાથી પ્રતીત થાય છે તથા તેનામાં બંધન આરોહણ આદિ હાથી સંબંધી ધર્મો પણ જોવામાં આવે છે તેથી તે હાથી એમ કહેવાય છે તેમ ભેદ પ્રતીતિથી અને વર્ણાશ્રમાદિના ધર્મના આચારથી ભેદરૂપ દ્વૈત વસ્તુ છે (સત્ય છે) એમ કહેવાય નહિં. આવી રીતે પરમાર્થ જ્ઞાનના આશ્રયવડે નિમિત્તનું અનિમિત્તપણું બતાવ્યું છે (કારણ રહિતપણું કહ્યું છે).

હવે ત્યારે પદાર્થોની કલ્પના કેવી રીતે થાય છે તે કહેવાય છે.

**जीवं कल्पयते पूर्वं ततो भावान्पृथ ग्विधान्।**
**बाह्यानाध्यात्मिकां श्चैव यथा विद्यस्तथा स्मृतिः॥**

પરમાત્મા "હું કરૂં છું, મને સુખ દુઃખ છે" આ લક્ષણવાળા જીવને રજ્જુમાં સર્પની પેઠે શુદ્ધ આત્મામાં વિશિષ્ટરૂપથી પ્રથમ કલ્પે છે પછી નાના પ્રકારના બહારના ને અંતરના પદાર્થોને કલ્પે છે. તે જીવ જેવા જ્ઞાનવાળો છે તેવી સ્મૃતિવાળો થાય છે.

જેમ "આ રજ્જુજ છે" એવો રજ્જુનો નિશ્ચય થયેસતે સર્પાદિરૂપ વિકલ્પ સર્વથા નિવૃત્ત થાય છે અને રજ્જુ માત્ર અવશેષ રહે છે તેમ જ્યારે આત્માનો શ્રુતિ પ્રમાણે નિશ્ચય થાય છે ત્યારે જીવાદિક વિકલ્પોની નિવૃત્તિ થવાથી અદ્વૈત આત્મતત્ત્વજ અવશેષ રહે છે.

શંકાઃ—આત્મા એકજ છે તો આ પ્રાણ ઇંદ્રિયો દેહાદિક અનંતભાવોવડે કેમ વિકલ્પ પામેલ છે?

**સમાધાનઃ—प्राणादिभिरनन्तैश्च भावैरेतै विकल्पितः ।**

**मायैषा तस्य देवस्य यया संमोहितः स्वयम् ॥**

આ તે આત્મરૂપદેવની માયા છે જે માયાવડે પોતે પણ મોહિત જેવો થાય છે તેથી મોહરૂપ કાર્યદ્વારા પોતાને વિષે માયાનું જ્ઞાન થાય છે. ચાર્વાક ચારભૂતોને જગતનું કારણ માને છે ને મનને આત્મા કલ્પે છે. સાંખ્યો ત્રણ ગુણોને જગતનું કારણમાની ૨૫ તત્ત્વને તથા ભોકતા આત્મા છે એમ કલ્પે છે, કેટલાક વિશ્વાદિપાદોને જગતનું કારણ (સર્વ વ્યવહારના હેતુ) કલ્પે છે. ત્યારે બીજા શબ્દાદિ વિષયો તત્ત્વરૂપ છે એમ કલ્પે છે, પૃથ્વીઆદિ ત્રણ લોકો વસ્તુરૂપ છે એમ પૌરાણિકો કલ્પે છે અને અગ્નિ આદિક દેવો ફળદાતા છે ઇશ્વિર નહિં એમ તેને જાણનારાઓ કલ્પે છે ઋગાદિ વેદો પરમાર્થરૂપ છે એમ વેદના પાઠકો કલ્પે છે ત્યારે જ્યોતિષ્ઠોમાદિક યજ્ઞો વસ્તુરૂપ છે એમ યાજ્ઞિકો કલ્પે છે. આત્મા સૂક્ષ્મ (અણુ પરિમાણ છે એમ સૂક્ષ્મને જાણનારા ( નૈયાયિકો ) કલ્પે છે ત્યારે ક્ષણિક વિજ્ઞાનવાદી બુદ્ધિને આત્મા કલ્પે છે, છવીશ તત્વોને યોગવાદીઓ માને છે, વળી મિમાંસકો ધર્મો ધર્મરૂપ અપૂર્વ (અદ્રષ્ટ) પરમાર્થરૂપ કલ્પે છે. વિગેરે સર્વે અહિં (આત્મામાં) કલ્પે છે પણ આત્માનું કલ્પિતપણું નથી.

**यं भावं दर्शयेद्यस्य तं भावं स तु पश्यति ।**

**तं चावति स भूत्वाऽसौ तद् ग्रहः समुपैतितम् ॥**

સંક્ષેપમાં—જે પદાર્થ જેને ( આજ તત્ત્વ છે એમ ગુરૂ ) દેખાડે છે તે તો તે પદાર્થને (આત્મારૂપ) જુએ છે અને તેનું આ (પદાર્થ) તે રૂપ થઈને રક્ષણ કરે છે. તેમાં જે અભિનિવેશ છે તે તેને પ્રાપ્ત થાય છે. વિવેકિઓએ તો રજ્જુમાં કલ્પિત સર્પાદિકની પેઠે કલ્પિત પ્રાણાદિ આત્માથી ભિન્ન નથી એવો નિશ્ચય કર્યો છે.

**स्वप्न माये यथा दृष्टे गन्धर्व नगरं यथा ।**

**तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥**

જેમ સ્વપ્ન ને ઐન્દ્રજાલિકની માયા એ બંન્ને વિવેકિઓએ અસદ્રૂપ દેખ્યાં છે તથા જેમ આકાશમાં પ્રતીત થતું ગંધર્વ નગર અકસ્માત અભાવપણાને પ્રાપ્ત થતું જોયું છે તેમ આ વિશ્વ “**નેહનानास्तिकिञ्चन ॥**” પરમાત્મામાં કાંઈ પણ ભેદ નથી. “**द्वितीयाद्वैभयं भवति ॥**” “દ્વિતીયથી નિશ્ચય ભય થાય છે.” ઇત્યાદિક શ્રુતિઓમાં (ઉપનિષદોમાં) નિપુણ પુરૂષોએ પરમતત્ત્વમાં કલ્પિત જોયું છે.

પ્રમાણે અને યુક્તિઓવડે દ્વૈતનું મિથ્યાપણું સિદ્ધ કરવાવડે અદ્વૈતજ પારમાર્થિક છે તે નિશ્ચય કરેલા અર્થને નીચેના શ્લોકમાં બતાવે છેઃ—

**न निरोधो न चोत्पत्ति र्न बद्धो न च साधकः ।**

**न मुमुक्षु र्न वै मुक्त इत्येषा परमार्थता ॥**

આ સર્વ લૌકિક તથા વૈદિક વ્યવહાર અવિદ્યાનોજ વિષય છે “**ब्रह्मैवेदं सर्वम् ॥**” બ્રહ્મજ આ સર્વ છે. ઇત્યાદિક શ્રુતિઓમાં દ્વૈતનો અસદ્ભાવ જણાવેલો હોવાથી પ્રલય નથી તથા ઉત્પત્તિ નથી. નિત્યયુક્ત ચૈતન્યજ સર્વત્ર વિદ્યમાન હોવાથી તથા ઉત્પત્તિ પ્રલયનો અભાવ હોવાથી કોઈ સંસારી જીવ નથી કોઈ સાધક એટલે મોક્ષના સાધનવાળો નથી, કોઈ બંધથી છુટવા ઇચ્છનાર

મુમુક્ષુ નથી ને કોઈ પણ મુક્ત (બંધથી છૂટેલો) નથી એમ આ પરમાર્થતા છે. અસદ્રૂપ પ્રાણાદિ ભાવોવડે અને સર્વ વિકલ્પના આશ્રયભૂત પરમાર્થ સદ્રૂપ અદ્વૈતવડે એક સત્સ્વભાવવાળો છતાં પણ સંસર્ગથી આ આત્મા કલ્પિત છે; તથાપિ તે પ્રાણાદિક ભાવો પણ સદ્રૂપ અદ્વૈત આત્માવડેજ સદ્રૂપ કલ્પિત છે. અધિષ્ઠાન રહિત કોઈ પણ કલ્પના જોવામાં આવતી નથી તેથી સર્વ કલ્પનાનું અધિષ્ઠાન હોવાથી પોતાના સ્વરૂપવડે અદ્વૈતના અવ્યભિચારથી કલ્પના અવસ્થામાં પણ અદ્વૈતતા કલ્યાણરૂપ છે. **तस्मादद्वयता शिवा ॥** કલ્પના ભયનું કારણ છે તેથી અકલ્યાણરૂપ છે ને અદ્વૈતતા અભયરૂપ છે તેથી તેજ કલ્યાણરૂપ છે. પ્રાણાદિક સંસારના સમૂહરૂપ આ જગત પરમાર્થરૂપે આત્માથી ભિન્ન નથી. અને પોતાના પ્રાણાદિક સ્વરૂપવડે પણ કલ્પિત હોવાથી આ જગત કદાચિત્ પણ વિદ્યમાન નથી એમ પરમાર્થ તત્ત્વને જાણનારા બ્રાહ્મણો જાણે છે. માટે વિદ્વાનનું કર્તવ્ય છે કે એમ જાણીને આ અદ્વૈતમાં સ્મૃતિ જોડે; અદ્વૈતને સારી પેઠે જાણીને જડની પેઠે લોકમાં વિચરે અર્થાત્ પોતાને વિદ્યા, કુળઆદિથી પ્રખ્યાત નહિં કરતો છતો વિચરે. **अद्वैतं समनुप्राप्य जडवल्लोक माचरेत् ॥** વળી અન્ય દેવોની સ્તુતિથી તથા નમસ્કારથી રહિત, પિતૃઓ પ્રતિ સ્વધાકારથી રહિત અને ભોજનાદિક વ્યવહારમાં આત્મસ્થિતિના વિસ્મરણવડે શરીરરૂપ ચલ ઘરવાળો અને તેથી ભિન્નકાળમાં આત્મતત્ત્વરૂપ અચલ ઘરવાળો સંન્યાસી દૈવગતિથી પ્રાપ્ત થયેલાં કૌપીન, આચ્છાદન ને ભિક્ષાથી શરીરની સ્થિતિવાળો થાય. વળી શરીરાદિક આંતર વસ્તુને અધિષ્ઠાન માત્ર જાણીને તથા શરીરાદિકની અપેક્ષા એ બહાર રહેલ પૃથ્વી આદિને પણ અધિષ્ઠાન માત્ર જાણીને, અધિષ્ઠાનરૂપ તત્ત્વની દ્રષ્ટિથી તત્ત્વરૂપ થયેલો અને તત્ત્વમાં રમણ કરનારો તે વિદ્વાન તત્ત્વથી ચલિત ન થાય પણ "હું અખંડ બ્રહ્મ છું" એમ સર્વદા તત્ત્વથી અચલિત રહે. **तत्त्वमाध्यात्मिकं दृष्ट्वा तत्त्वं दृष्ट्वातु बाह्यतः। तत्त्वीभूतस्तदा रामस्तत्त्वाद प्रच्युतोभवेत्. ॥**

## ૩ અદ્વૈત પ્રકરણ.

તર્કનો આશ્રય કરીને દ્વૈતનું મિથ્યાપણું નિરૂપણ કરીને હવે પરમાર્થરૂપ અદ્વૈતનો યુક્તિથી નિશ્ચય કરાવે છેઃ—

બ્રહ્મ, દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત પૂર્ણજ છે ને આકાશની પેઠે સૂક્ષ્મ, નિરવયવ ને સર્વગત છે તેથી તેને મહાકાશ સમાન કહેલ છે અને જીવોને ઘટાકાશોની સમાન કહેલ છે; તથા ઘટાદિકની પેઠે પૃથ્વી આદિ તથા દેહાદિ સંઘાતો પરમાત્માથી કલ્પીત ઉત્પન્ન થાય છે. જેવી રીતે ઘટાદિકની ઉત્પત્તિ તથા લયથી ઘટાકાશાદિકની ઉત્પત્તિ અને લય પ્રતીત થાય છે, તેમ દેહાદિક સંઘાતની ઉત્પત્તિ તથા લયથી જીવોની આ આત્મામાં ઉત્પત્તિ અને લય-પ્રતીત થાય છે. સ્વરૂપથી ઉત્પત્તિ લય થતાં નથી. જેમ રજ અને ધૂમાડા આદિવડે યુક્ત એક ઘટાકાશ થયે સર્વે ઘટાકાશો તે રજ અને ધૂમાડા આદિથી સંયોગ પામતા નથી તેમ એક જીવ સુખાદિવડે યુક્ત થયે સર્વ જીવો સુખાદિકથી સંયોગ પામતા નથી. સુખાદિક અંતઃકરણના ધર્મ છે અને તે અંતઃકરણ શરીર શરીર પ્રતિ ભિન્ન છે. વ્યાપક એક આત્માનો તે સુખાદિકથી વાસ્તવિક સંયોગ નથી.

**रूप कार्य समाख्याश्च भिद्यन्ते तत्र तत्रवै ।**
**आकाशस्य न भेदोऽस्ति तद्वज्जीवेषु निर्णयः ॥**

જેમ એકજ આકાશમાં ઘટ ને ઘર આદિકના સંબંધવાળા આકાશનું અલ્પપણું અને મહત્પણું ઈત્યાદિરૂપ, જળ લાવવું ને શયનાદિક કાર્ય. અને ઘટાકાશ તથા ગૃહાકાશ આદિક ઉપાધિઓનાં

કરેલાં નામ, આ તે તે વ્યવહારમાંજ ભેદ પામે છે વસ્તુતાએ તો આકાશનો ભેદ નથી. જેમ આકાશમાં ઘટાદિક ઉપાધિનો કરેલો ભેદ છે તેમ જીવોમાં બુદ્ધિઓનો કરેલો ભેદ છે. સ્વરૂપથી ભેદ નથી આ નિર્ણય છે. જેમ ઘટાકાશ આકાશનો વિકાર (કાર્ય) તથા અવયવ નથી તેમ જીવ પણ સર્વદા બ્રહ્મથી અભિન્ન આત્માનું વાસ્તવિક કાર્ય તથા અવયવ નથીજ. જેમ આકાશ, વાદળાં, રજ ને ધૂમાદિથી મલિન થયેલું અવિવેકીને જણાય છે પણ તે તો મળરહિત છે તેમ પ્રત્યગાત્મા પણ વસ્તુતા એ રાગાદિ મળોથી રહિત છે, માત્ર અજ્ઞાની પુરૂષોવડે તેમનો આરોપજ કરાય છે. તેમ આત્મામાં, ઘટાકાશની જેમ, જન્મ, મરણ, ગમન આગમન કે સ્થિતિ સર્વ અવિદ્યાકૃત છે. વાસ્તવ નથી. દેહાદિક સર્વે સંઘાતો સ્વપ્નમાં દેખાતા દેહાદિકની પેઠે આત્માની અવિદ્યાએ (આત્મસ્વરૂપના અજ્ઞાનથી) કલ્પાયેલા, પ્રતીત કરાયેલા છે, પરમાર્થથી નથી; કારણકે પશુઆદિકના શરીરથી દેવાદિકના શરીરોના કલ્પેલાં ન્યૂનાધિકપણાના અંગીકારમાં અથવા વિવેક દ્રષ્ટીએ પંચભૂતોમાંથી ઉપજેલાં સર્વનાં શરીરોનાં સમપણાના અંગીકારમાં પણ તે શરીરોના સમપણાનો પ્રતિપાદક હેતુ વિદ્યમાન નથી.

હવે આ આત્મતત્ત્વ ઉત્પત્તિ આદિકથી રહિત અદ્વૈતરૂપ શ્રુતિરૂપ પ્રમાણોથી સિદ્ધ છે તે કહીએ છીએઃ—

પ્રસિદ્ધ અન્નરસમય-અન્નમય-આદિક જે પાંચ કોશો **શ્રી તૈત્તિરીયોપનિષદ**માં સ્પષ્ટ કહેલ છે તે કોશોનો અંતરઆત્મા બ્રહ્મરૂપ જીવ-કોશોને જીવાડનાર-છે તે આત્મા **आत्माह्याकाशवत्** (આત્મા આકાશની પેઠે) ઇત્યાદિક શ્લોકોથી સારી રીતે વર્ણન કરેલ છે. તે જીવબ્રહ્મની એકતામાં **બૃહદારણ્યક શ્રુતિ**નું પણ તાત્પર્ય છે તે **મધુ બ્રાહ્મણ**માં (Utilitarian કુંભાર ઘડો આપે ને આપણે તેના નાણાં આપીએ તે મધુવિદ્યા છે તેમ) અધિદૈવ અને અધ્યાત્મરૂપ બંન્ને સ્થાનોમાં દ્વૈતના ક્ષય પર્યન્ત પરબ્રહ્મનું નિરૂપણ કર્યું છે જેમ પૃથ્વીમાં અને ઉદરમાં એકજ આકાશ અનુમાન પ્રમાણથી જણાયું છે તેમ મધુબ્રાહ્મણમાં પૃથ્વી આદિક સમષ્ટિ વિશે અધિદૈવરૂપે અને શરીરાદિક વ્યષ્ટી વિષે અધ્યાત્મરૂપ પરબ્રહ્મજ જણાવ્યું છે. વળી તે જીવ અને પરમાત્માનું એકપણું **વ્યાસાદિકોએ वासुदेवः सर्व मिति स महात्मा सुदुर्लभः ॥** સર્વ વાસુદેવ છે એમ જાણનારો તે મહાત્મા અતિદુર્લભ છે ઇત્યાદિક સ્મૃતિ વચનોથી અભેદવડે સ્તુતિ કરાયેલું છે. કેટલીક શ્રુતિમાં ભેદભાવ કહ્યો છે અર્થાત્ સમ્યક્ જ્ઞાનરૂપ અર્થવાળાં ઉપનિષદ્નાં વાક્યોની પૂર્વે કર્મકાંડમાં જે જીવ અને પરમાત્માનું ભિન્નપણું કહ્યું છે તે પરમાર્થરૂપ નથી પરંતુ તે લૈકિક ભેદ દષ્ટિનો અનુવાદ ઘટાકાશને મહાકાશના ભેદની પેઠે ગૌણ છે, માટી, સોનું તણખાઆદિકના દૃષ્ટાંતના કથનવડે તથા અન્ય પ્રકારે જે સૃષ્ટિ કહી છે તે સર્વ સૃષ્ટિનો પ્રકાર-ઉત્પત્તિ વાક્યો શાખા ભેદથી વિરૂદ્ધ અનેક પ્રકારનાં હોવાથી મુખ્ય અર્થમાં તાત્પર્યવાળાં નથી કિંતુજીવ બ્રહ્મની એકતાપણાના જ્ઞાનની ઉત્પત્તિ માટે સાધનરૂપ ઉપાય છે, વળી જે ઉપાસનાને અગ્નિહોત્રાદિ કર્મો ઉપદેશ કરેલાં છે તેમાં આશ્રમવાળાને વર્ણવાળા અધિકારીજનો બુદ્ધિ સામર્થ્યવડે ત્રણ પ્રકારનાં છે. મંદ બુદ્ધિવાળા કાર્ય બ્રહ્મની ઉપાસના કરી શકે છે, મધ્યમ બુદ્ધિવાળા કારણ બ્રહ્મની ઉપાસના કરી શકે છે અને ઉત્તમ બુદ્ધિવાળા "આત્મા એકજ અદ્વિતીય છે" એમ અદ્વિતીય બ્રહ્મને જાણી શકે છે. મતમતાંતરવાળા ભેદવાદીઓ પરસ્પરનો દ્વેષ કરે છે તેમ અદ્વૈત દર્શી કોઈ દ્વેષ કે વિરોધ કરતો નથી જેમ પોતાના દાંતવડે પોતાની જીભ કચરાવાથી પરબુદ્ધિના અભાવવાળો પુરૂષ દ્વેષ કરતો નથી તેમ આત્માની એકતાનું દર્શન વેદોક્ત અને સર્વથી અનન્ય હોવાથી વિરોધ પામતું નથી. પરમાર્થથી બ્રહ્મ ચૈતન્ય દ્વૈતવાદીઓનો આત્માજ છે, **एक मेवाद्वितीयम ॥** એકજ અદ્વિતીય છે તથા

तत्तेजोऽसृजत ॥ તે તેજને રચતું હતું" એ શ્રુતિથી, ને સુષુપ્તિ તથા સમાધિમાં દ્વૈતના અભાવથી પોતાના ચિત્તના સ્ફુરણનાં અભાવમાં દ્વૈતના અદર્શનરૂપયુક્તિથી અદ્વૈત પરમાર્થરૂપ છે ને નાનાપણું તેનું કાર્ય કહેવાય છે તે દ્વૈતવાદીઓને તો બંને પ્રકારે (વ્યવહારથીને પરમાર્થથી) દ્વૈતજ છે. તેથી પણ અદ્વૈતપક્ષ વિરોધ પામતો નથી. નિરવયવ અને અજન્મા જે અદ્વૈત છે તે વસ્તુતાએ કોઈ પણ પ્રકારે ભેદ પામેજ નહિં. मायया भिद्यते ह्येतन्नान्यथाऽजं कथञ्चन ॥ માયાવડે કરેલો ભેદ (કાર્યરૂપ જગત) કલ્પીત છે. अजातोह्यमृतोभावोमर्त्यतां कथमेष्यति ॥ પ્રસિદ્ધ અજન્મા ને અમૃત ભાવરૂપ આત્મા મરવાની યોગ્યતાને કેમ પામી શકે? "सबाह्याभ्यन्तरो ह्यजः ॥ તે અજન્મા બાહ્ય ને ભીતર છે એ શ્રુતિથી મિથ્યાપણા વિના સૃષ્ટિનું અપ્રસિદ્ધપણું તથા નિષ્પ્રયોજનપણું છે. એમ હોવાથી અવિદ્યાવસ્થામાંજ વિદ્યમાન સર્વ સ્વપ્નની રથાદિરૂપ ગૌણી સૃષ્ટિ અને જાગ્રતની ઘટાદિરૂપ મુખ્યા સૃષ્ટિ પરમાર્થથી નથી તેથી એકજ અદ્વિતીય અજન્મા અમૃતરૂપ વસ્તુ જે શ્રુતિવડે નિશ્ચિત અને યુક્તિવડે યુક્ત છે તેજ શ્રુતિનો અર્થ થાય છે. બીજી રીતે કદી પણ થતો નથી.

नेहनानेति चाम्नायादिन्द्रो मायाभिरित्यपि ।
अजायमानो बहुधा मायया जायते तु सः ॥

**શબ્દાર્થ:—**આમાં નાના નથી: એવા વેદ વચનથી, અને ઈંદ્રમાયાઓવડે એવા વચનથી પણ તથા જન્મરહિત બહુ પ્રકારે જન્મે છે એ શ્રુતિથી તે માયાવડેજ ઉપજે છે.

**વિવેચન:—**"नेहनानाऽस्ति किञ्चन ॥" પરમાત્મામાં કાંઈપણ અન્ય વસ્તુ નથી; એ દ્વૈત ભાવના નિષેધરૂપ અર્થવાળા વેદ વચનથી આત્માના એકપણાના શ્રુતિના અર્થરૂપે નિશ્ચય કરવા સારૂ કલ્પેલી સૃષ્ટિ મિથ્યાજ છે. "इन्द्रो मायाभिः पुरुरूपईयते ॥" પરમાત્મા માયાઓ વડે બહુરૂપે પ્રતીત થાય છે. આ શ્રુતિમાં મિથ્યા અર્થના પ્રતિપાદક માયા શબ્દના ગ્રહણથી પણ સૃષ્ટિનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. "अजायमानो बहुधा विजायते ॥" જન્મરહિત છતાં બહુ પ્રકારે જન્મે છે. यस्माद्जातिः प्रकृतिस्ततः । प्रकृतेरन्यथा भावो न कथञ्चिद्भविष्यति ॥ જેથી અજન્મા જન્મે છે એમ વાદીઓ કલ્પના કરે છે તેથી તેનો વાસ્તવિક અનુત્પત્તિ સ્વભાવ છે એમ સિદ્ધ થાય છે. તે અનુત્પત્તિરૂપ સ્વભાવનો અન્યથા ભાવ (જન્મ) કોઈપણ પ્રકારે થશે નહિં. માયાથી જે ઉપજે તે વાસ્તવિક જન્મ કહેવાય નહિં તેથી સૃષ્ટિ મિથ્યા છે ને બ્રહ્મ જન્મરહિતજ છે. અગ્નિમાં શીતલતા અને ઉષ્ણતા એ બંન્નેના અસંભવની પેઠે એકજ આત્મામાં જન્મરહિતપણું અને બહુ પ્રકારથી:જન્મ એ બંને સંભવતા નથી. આથી તે માયાથીજ બહુ પ્રકારે ઉપજે છે આ કહેવું યુક્ત છે. વળી "तत्रकोमोहः कःशोक एकत्व मनुपश्यतः ॥" ત્યાં એક પણાને જોનારને શો મોહ અને શો શોક છે? ઈત્યાદિ શ્રુતિઓવડે અભેદ દૃષ્ટિની સ્તુતિ હોવાથી ને मृत्योः समृत्युमाप्नोति यइह नानेव पश्यति । જે પરમાત્મામાં નાનાની પેઠે જુએ છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે ઈત્યાદિક શ્રુતિઓવડે સૃષ્ટિ આદિક ભેદ દ્રષ્ટિની નિંદા હોવાથી આત્માની એકતાનું જ્ઞાન, સૃષ્ટિની શ્રુતિઓનો નિશ્ચિત અર્થ છે. વળી "अन्धंतमः प्रविशन्ति ये संभूतिमुपासते ॥" જેઓ હિરણ્યગર્ભની ઉપાસના કરે છે તેઓ અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે. આ શ્રુતિવડે હિરણ્યગર્ભના ઉપાસ્યપણાની નિંદાથી માયાના સર્વ કાર્યનો નિષેધ કરાય છે. હિરણ્યગર્ભ જો વાસ્તવ હોય તો તેની નિંદા સંભવે નહિં અને નિંદા કરાય છે તેથી તેનું અવસ્તુપણું એટલે સાપેક્ષિક સત્પણું સિદ્ધ થયું. જીવનું (અવિદ્યાવડે સ્થિત થયેલાનું) અવિદ્યાનો નાશ થયે સ્વભાવરૂપપણું હોવાથી પરમાર્થથી આ જીવને કોણ ઉપજ

કરે ? કોઈપણ ઉત્પન્ન કરતું નથી એમ કારણનો નિષેધ થાય છે. વળી "**सप्रपञ्चनेतिनेति ॥**" તે આ એવો નહિં, એવો નહિં એમ અગ્રાહ્ય ભાવ હેતુવડે આ શ્રુતિ આ મૂર્તભૂત (પૃથ્વી, જળ ને તેજ) રૂપ નહિં તથા અમૂર્તભૂત (વાયુ ને આકાશ) નહિં એમ આત્માના અદ્રશ્યપણાવડે દેખાડી અર્થથી ઉત્પત્તિવાળી બુદ્ધિના વિષયરૂપ ગ્રાહ્ય વસ્તુનો નિષેધ કરે છે. (સર્વ આરોપિત પ્રપંચનો બ્રહ્મને વિશે નિષેધ કરે છે) તેથી બ્રહ્મજ્ઞને અજન્મા આત્મતત્ત્વ આપોઆપ પ્રકાશિત થાય છે.

શંકાઃ—સદ્ વસ્તુનો માયાવડે જન્મ કેવી રીતે સંભવે ?

**સમાધાનઃ—यथा स्वप्ने द्वयाभासं स्पन्दते मायया मनः ।**
**तथा जाग्रद् द्वयाभासं स्पन्दते मायया मनः ॥**

જેમ રજ્જુમાં કલ્પિત સર્પ અધિષ્ઠાન રજ્જુરૂપે જોયો છતો સત્ છેઃ તેમ મન પણ અધિષ્ઠાન આત્મારૂપે જોયું છતું સત્ છે. જેમ તે મન સ્વપ્નમાં માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહક ભાવથી સ્ફુરે છે તેમ તે મન જાગ્રતમાં પણ માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહક ભાવથી સ્ફુરે છે. જેમ સ્વપ્નમાં રથાદિક ગ્રાહ્ય ને નેત્રાદિક ગ્રાહક એ બંને, જ્ઞાનથી ભિન્ન નથી તેથી તે કાલે પરમાર્થથી આત્મરૂપવડે અદ્વૈત છતાં પણ તે મન નાનારૂપ થઇને પ્રતીત થાય છે એમાં સંશય નથી તેમ જાગ્રતમાં પણ માત્ર સદ્રૂપ અદ્વૈત છતાં તે મન નાનારૂપે પ્રતીત થાય છે તેમાં સંશય નથી.

**मनो दृश्यमिदं द्वैतं यत्किञ्चित्सचराचरम् ।**
**मनसोह्य मनीभावे द्वैतं नैवोपलभ्यते ॥**

કલ્પનારૂપ મનવડે દેખવા યોગ્ય જે કાંઈ સ્થાવર જંગમ સહિત જે આ દ્વૈત છે તે સર્વ મનજ છે; કારણકે રજ્જુમાં લીન થયેલા સર્પની પેઠે વિવેકજ્ઞાનના અભ્યાસ અને વૈરાગ્યવડે સમાધિમાં વા સુષુપ્તિમાં મનનો નિરોધ વા લય થયે સતે દ્વૈત પ્રતીત થતું નથી એની રીતે મનના ભાવમાં દ્વૈતનો ભાવ અને મનના અભાવમાં (અમની ભાવમાં) દ્વૈતનો અભાવ હોવાથી દ્વૈત મનો માત્ર છે, સત્ નથી એ સિદ્ધ થાય છે.

ત્યારે મનનો નિરોધ જે કહ્યો તે કેવી રીતે થાય તે ઉપાય બતાવે છેઃ—

**आत्मसत्यानुबोधेन न संकल्पयते यदा ।**
**अमनस्तां तदा याति ग्राह्या भावे तदग्रहम् ॥**

સત્યરૂપ આત્માના શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશ પછી થયેલ જ્ઞાનવડે જ્યારે મન ગ્રાહ્ય વસ્તુનો સંકલ્પ કરતું નથી ત્યારે બાળવા યોગ્ય કાષ્ટાદિકના અભાવમાં અગ્નિના બળવાના અભાવની પેઠે ગ્રાહ્ય વસ્તુના અભાવમાં ગ્રહણની કલ્પનાથી રહિત થયેલું તે મન અમનો ભાવને—નિરોધાવસ્થાને—પામે છે. મન અસત્ અને દ્વૈત પણ અસત્ છે તો પછી આત્મજ્ઞાન શાવડે થાય તે ઉપાય કહે છેઃ—

**अकल्पकमजं ज्ञानं ज्ञेया भिन्नं प्रचक्षते ।**
**ब्रह्म ज्ञेयमजं नित्य मजेनाजं विबुध्यते ॥**

બ્રહ્મવેત્તાઓ સર્વ કલ્પનાથી રહિત તથા જન્મથી રહિત ચેતનમાત્રને બ્રહ્મરૂપ જ્ઞેયથી અભિન્ન કહે છે તે ( ચેતનરૂપ જ્ઞાન ) બ્રહ્મ જ્ઞેય, જન્મ રહિત ને નિત્ય છે. તે આત્મસ્વરૂપ અજન્મા જ્ઞાનવડે જન્મરહિત જ્ઞેયને આત્મતત્ત્વ પોતેજ જાણે છે. નિત્ય પ્રકાશ સ્વરૂપ સૂર્યની પેઠે

નિત્ય એકરસ જ્ઞાનઘનરૂપ આત્માને અન્યજ્ઞાનની અપેક્ષા નથી રહેતી, નિગ્રહ કરેલા, સર્વકલ્પનાઓથી રહિત ને વિવેકવાળા મનનો જે પ્રચાર (પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મરૂપ સ્થિતિ છે) તેતો યોગી જનોવડે જાણવા યોગ્ય છે ને સુષુપ્તિમાં તો અનેક અનર્થરૂપ ફળવાળી પ્રવૃત્તિઓના બીજરૂપ વાસનાઓ સહિત અવિદ્યા ને સર્વ ક્લેશરૂપ રજોગુણથી ઘેરાયલું મન હોય છે. જ્યારે સમાધિને પામેલું મન અવિદ્યાના કરેલા ગ્રાહ્ય અને ગ્રાહકરૂપ બંને મળથી રહિત થાય છે ત્યારે તે મન અદ્વૈતરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થયું છે તેથી તે મનજ ભયના નિમિત્તરૂપદ્વૈતના ગ્રહણના અભાવથી નિર્ભય, જ્ઞાનપ્રકાશ (ચૈતન્ય પ્રકાશ)રૂપ તથા સર્વ બાજુથી નિરંતર વ્યાપક બ્રહ્મરૂપ છે.

**तदेव निर्भयं ब्रह्म ज्ञानालोकं समन्ततः ॥**

**अजमनिद्रमस्वप्न मनामक मरूपकम ।**

**सकृद्विभातं सर्वज्ञं नोपचारः कथञ्चन ॥**

તે બ્રહ્મજન્મના હેતુ ભૂત અવિદ્યારૂપ નિમિત્તના અભાવથી જન્મરહિત, અનાદિ અવિદ્યારૂપ નિદ્રાથી રહિત, દ્વૈતદર્શનરૂપસ્વપ્નથી રહિત, વાણીથી પર હોવાથી નામથી રહિત, નિરવયવ હોવાથી રૂપથી રહિત, અગ્રહણ, અન્યથાગ્રહણ, આવિર્ભાવ ને તિરોભાવથી રહિત નિરંતર પ્રકાશરૂપ ને જ્ઞાનસ્વરૂપ છે. એ બ્રહ્મમાં (બ્રહ્મને જાણનાર વિદ્વાનમાં) કોઈપણ પ્રકારે સમાધિ આદિ કર્તવ્ય નથી. જેની અવિદ્યાનો નાશ થયો છે તેને કર્તવ્યનો સંભવ નથી. બ્રહ્મને જાણનાર વિદ્વાન સર્વ પ્રકારના કથનના સાધનરૂપ વાણીથી તથા અન્ય ઇંદ્રિયોથી રહિત, સર્વ અંતઃકરણ (મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર)થી રહિત, પ્રકૃતિથી પર હોવાથી અત્યંત શાંત, સર્વદા ચૈતન્ય પ્રકાશરૂપ, ચિત્તને સ્થાપન કરવાના સ્થાનરૂપ હોવાથી સમાધિરૂપ, સર્વ ક્રિયાથી રહિત ને ભયવર્જીત છે. જ્યાં વિકાર વા વિકારનું વિષયપણું હોય ત્યાં ગ્રહણ અને ત્યાગ થાય છે. વિકારના હેતુ અન્યના અભાવથી અને નિરવયવપણાથી તે બ્રહ્મમાં લૌકિક વૈદિક ત્યાગ અને ગ્રહણ નથી. મનના નિગ્રહથી તે બ્રહ્મમાં સર્વ પ્રકારની ચિંતા સંભવતી નથી. જ્યારે સત્યરૂપ આત્માનો અનુબોધ થયો ત્યારે વિષયના અભાવથી આત્મા વિશે સ્થિત, જન્મથી રહિત પરમ સમતાને પામેલ જ્ઞાનરૂપ થાય છે. આવા તત્ત્વજ્ઞાનને પામીને સર્વ મનુષ્ય કૃતાર્થ થાય છે. **ग्रहो न तत्र नोत्सर्गश्चिन्ता यत्र न विद्यते। आत्मसंस्थं तदाज्ञान मजाति समतां गतम् ॥** વળી વર્ણાશ્રમાદિ ધર્મ અને પાપાદિમળના સંબંધરૂપ સ્પર્શથી રહિત હોવાથી અને જીવને બ્રહ્મભાવથી જોડનાર હોવાથી આ અદ્વૈતાનુભવ **અસ્પર્શયોગ** કહેવાય છે. **ઉપનિષદોમાં પ્રસિદ્ધ આ અદ્વૈતાનુભવ** વેદાંતના વિજ્ઞાનથી રહિત સર્વ યોગીઓવડે શ્રવણ મનનાદિરૂપ દુઃખથી સંપાદન કરવા યોગ્ય છે. ભયરહિત આ યોગમાં ભય જોનારા યોગીઓ આ યોગથી ભય પામે છે જે જીવનમુક્તોને બ્રહ્મસ્વરૂપથી ભિન્ન મન અને ઇંદ્રિયો આદિક રજ્જુ સર્પની પેઠે કલ્પિત છે તે બ્રહ્મસ્વરૂપ પુરૂષોને તત્ત્વજ્ઞાન અને ( મોક્ષરૂપ ) અક્ષય શાંતિ બ્રહ્મવિદ્યાના સામર્થ્યથી સિદ્ધ છે. અન્ય સાધનને અધીન નથી.

પણ સન્માર્ગગામી મંદ અને મધ્યમ બુદ્ધિવાળા મુમુક્ષુને તત્ત્વજ્ઞાનરૂપ અભય, દુઃખની નિવૃત્તિ, આત્માનું જ્ઞાન અને મોક્ષરૂપ અક્ષય શાંતિ મનના નિગ્રહનેજ અધીન છે. જેમ દર્ભના અગ્રથી એક બિંદુવડે સમુદ્રનું ઉલેચવું ટીટોડાને ખેદ નહિં પામવાથી થયું છે તેમ ઉદ્વેગરહિત મનવાળાને મનનો નિગ્રહ થઈ શકે છે. ટીટોડાની વાર્તા **શ્રીયોગ કૌસ્તુભગ્રંથમાં** વિસ્તારથી કહેલ છે. તેવા સાધકે લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એ ચાર વિઘ્નો તત્ત્વસાક્ષાત્કારના છે તે વિઘ્નો પ્રથમ નિવૃત્ત કર્યા સિવાય સમાધિનું સફળપણું થતું નથી. અવિદ્યારચિત સર્વ દ્વૈત દુઃખરૂપજ છે એમ સ્મરણ કરીને વિષયેચ્છા ને વિષયભોગોથી ચંચળ થયેલા (વિક્ષેપ પામેલા) મનને

**વૈરાગ્યની ભાવનાવડે** નિવૃત્ત કરે અને સર્વ બ્રહ્મરૂપ છે એમ શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી **સ્મરણ** કરીને ઉત્પન્ન થયેલા દ્વૈતને મિથ્યારૂપે **જુએ** અર્થાત નજ જુએ કેમકે મિથ્યા કે કલ્પિત એ કાંઈ વસ્તુ **નથી** એવી રીતે વૈરાગ્ય ને જ્ઞાનાભ્યાસથી મનનો નિગ્રહ થાય છે. સુષુપ્તિરૂપ લય પણ અનર્થના હેતુ છે ને વાસના સહિત અવિદ્યાબીજક છે તેમ જાણી તેનાથી પણ ચિત્તનો નિરોધ કરવો જોઇએ.

**लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः ।**
**सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् ॥**

શ્રવણ મનન ને નિદિધ્યાસનના અભ્યાસની આવૃત્તિરૂપ ઉપાયવડે સુષુપ્તિમાં લીન થતા ચિત્તને આત્માના વિવેકજ્ઞાનથી યુક્ત કરે ને વિષયેચ્છા અને વિષયભોગોમાં વિક્ષેપ પામેલા ચિત્તને વિષયોમાં વિનાશીપણાદિ દોષ દર્શનવડે તૃષ્ણારહિત થઈ પુનઃ શાંત કરે. એમ વારંવાર અભ્યાસ કરવાથી ચિત્ત જ્યારે લય વિક્ષેપથી રહિત થાય ને સમભાવને પામે નહિં કિંતુ મધ્યાવસ્થાવાળું થાય ત્યારે તે રાગના બીજરૂપ કષાયસહિતના ચિત્તને ઓળખે અને તે કષાયથી પણ સંપ્રજ્ઞાત (સવિકલ્પ) સમાધિરૂપ પ્રયત્નથી અસંપ્રજ્ઞાત **(નિર્વિકલ્પ) સમાધિરૂપ સમભાવને** પ્રાપ્ત કરે ને તે સમભાવની પ્રાપ્તિના અભિમુખ થયેલા ચિત્તને વિષયોની સન્મુખ કરે નહિં. "**समंब्रह्म ॥**" વળી હવે સમાધિ કરવાની ઈચ્છાવાળાને સમાધિમાં જે સુખ ઉપજે છે તે સુખને વિષય કરનારી વૃત્તિથી (ઇચ્છાથી) પણ મનનો નિગ્રહ કરવા યોગ્ય છે **नास्वादयेत्सुखं तत्र निःसङ्गः प्रज्ञया भवेत् । निश्चलंनिश्चरच्चित्तमेकी कुर्यात्प्रयत्नतः ॥** તે યોગી તે સમાધિઅવસ્થાના સુખમાં આસકત ન થાય કિંતુ જે સુખ પ્રતીત થાય છે તે અવિદ્યાથી કલ્પિત મિથ્યા છે એવા વિવેક જ્ઞાનવડે તેમાં નિઃસ્પૃહ થાય. વૈરાગ્યાદિ ઉપાયવડે નિશ્ચળ થયા છતાં જો ચિત્ત પોતાના સ્વભાવ પ્રમાણે બહાર નિકળવાનો પ્રયત્ન કરે તો સંપ્રજ્ઞાતથી અસંપ્રજ્ઞાત સમાધિ પર્યન્તના પ્રયત્નથી તેને **ચેતનસ્વરૂપેજ સ્થાપે–એકરૂપ** કરે.

**यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः ।**
**अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥**
**स्वस्थं शान्तं स निर्वाण मकथ्यं सुखमुत्तमम ।**
**अजमजेन ज्ञेयेन सर्वज्ञं परिचक्षते ॥**
**न कश्चिज्जायते जीवः सम्भवोऽस्य न विद्यते ।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किञ्चिन्न जायते ॥**

**વિવેચન:—**જ્ઞાનાભ્યાસાદિ ઉપાયવડે નિગ્રહ કરેલું ચિત્ત જ્યારે સુષુપ્તિમાં લીન થાય નહિં અને પુનઃ વિષયોમાં ભ્રમણ કરે નહિં કિંતુ વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીપકની પેઠે અચળ એટલે રાગાદિ વાસના રહિત તથા અનાભાસ (કોઈ પણ કલ્પિત વિષય ભાવવડે નહિં પ્રકાશનાર) થાય ત્યારે તે ચિત્ત **કેવળ બ્રહ્મસ્વરૂપને** પામેલ થાય છે. તે બ્રહ્મસ્વરૂપને–યોગીજનોને પ્રત્યક્ષ નિરતિશય સુખને બ્રહ્મવેત્તાઓ આત્મામાં (સ્વ સ્વરૂપમાં) સ્થિત, સર્વ અનર્થની નિવૃત્તિરૂપ શાંત મોક્ષ (કૈવલ્ય) સહિત, અત્યંત અસાધારણ વિષયવાળું હોવાથી કહેવાને અશકય, જન્મ (ઉત્પત્તિ)થી રહિત અને ઉત્પન્ન નહિં થયેલા જ્ઞેયથી અભિન્ન **સર્વજ્ઞ બ્રહ્મ** કહે છે. આ કહેલા ઉપાયોને અનુ-બોધથી અદ્વૈતની હાનિ થતી નથી. મનના નિગ્રહઆદિક ઉપાયો પરમાર્થ સ્વરૂપની પ્રાપ્તિ માટે **કહ્યા છે** પરંતુ તે વાસ્તવિક સત્ય નથી. વસ્તુતાએતો કોઈ પણ કર્તાભોકતારૂપ જીવ કોઈ પણ

પ્રકારે ઉત્પન્ન થતો નથી કારણ કે સ્વભાવથી અજન્મારૂપ (**આ અજાત**) એક આત્માનું કોઈ પણ કારણ વિશ્વમાં વિદ્યમાન નથી. પૂર્વે ઉપાયપણાવડે કથન કરેલા વ્યવહારિક સત્યરૂપ સાધનોમાં **આ બ્રહ્મ ઉત્તમ સત્ય છે,** જે સત્ય સ્વરૂપ બ્રહ્મમાં અણુ માત્ર પણ ઉત્પન્ન થતું નથી. જેવી રીતે કલ્પિત પ્રતિબિંબથી બિંબનું જ્ઞાન થાય છે તેમ વ્યવહારિક સત્ય સાધનોથી પરમાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે. (માટે કહેલા ઉપાયોમાં પરમાર્થ સત્યપણામાં અદ્વૈતની હાનિ થશે અને અસત્યપણામાં પ્રમાજ્ઞાન નહિં ઉપજાવી શકે એમ કોઇને શંકા હોય તો તેનું સમાધાન પણ થઈ જાય છે.)

## ૪ થું અલાત શાંતિ પ્રકરણ.

હવે અદ્વૈત સિદ્ધાંતના વિરોધી બીજાવાદોના નિષેધવડે અદ્વૈત સિદ્ધાંતની સિદ્ધિ કહેવા માટે આ **અલાત શાંતિ** (ઉંબાડીયાને-અંત્ર બળેલા લાકડાને ઓલવવા માટે) પ્રકરણ છે.

પ્રથમ જે **નારાયણ ભગવાન** જ્ઞેયથી અભિન્ન આકાશના જેવા (આકાશની ઉપમાવાળા) આત્માના ધર્મોને સારી રીતે જાણતા હતા તે અદ્વૈત જ્ઞાનના સંપ્રદાયના કર્તા નારાયણ ભગવાનરૂપ આચાર્યને **ભગવાન ગૌડપાદ** તે પુરૂષોમાં મુખ્ય પુરૂષોત્તમને અદ્વૈત સ્વરૂપે નમસ્કાર કરે છે. ને **પ્રસિદ્ધ અસ્પર્શયોગ** સર્વ જીવોને સુખરૂપ, હિતરૂપ, વિવાદ રહિત ને અવિરૂદ્ધ છે એવો યોગ જે શાસ્ત્રે-અદ્વૈત જ્ઞાનની સ્તુતિ માટે તેને પ્રતિપાદન કરનાર હોવાથી-ઉપદેશ કર્યો તે શાસ્ત્રને પણ નમન કરે છે.

**भूतं न जायते किञ्चिदभूतं नैव जायते ।**
**विवदन्तोऽद्वया ह्येव मजातिं ख्यापयन्तिते ॥**

કોઇક (સાંખ્યાનુસારી) દ્વૈતવાદીઓ વિદ્યમાન વસ્તુ (સત્) ની ઉત્પત્તિ માને છે તે પક્ષનું અસતવાદી કોઇ પણ વિદ્યમાન વસ્તુ વિદ્યમાન હોવાથી આત્માની પેઠે ઉપજતી નથી એમ-નિરાકરણ કરે છે. વળી બીજા ( નૈયાયિકો ને વૈશેષિકો ) અવિદ્યમાન વસ્તુની ઉત્પત્તિને ઇચ્છે છે તેવા અસતની ઉત્પત્તિરૂપ અસદ્વાદીના પક્ષનો સાંખ્યવાદી-અવિદ્યમાન વસ્તુ અવિદ્યમાન હોવાથી સસલાના શિંગડાની પેઠે નથીજ ઉપજતી એમ-નિષેધ કરે છે એમ તેઓ પરસ્પર વિવાદ કરે છે અને કેટલાક અદ્વૈતવાદીઓ તો તેમના કથનને અયોગ્ય ગણી અર્થથી અનુત્પત્તિને પ્રકાશ કરે છે (જણાવે છે) તેઓએ પ્રકાશીત કરેલી અનુત્પત્તિને અમે અનુમોદન આપીએ છીએ. માટે આવું વિવાદ રહિત પરમાર્થ જ્ઞાન જાણવા યોગ્ય છે.

પ્રકૃતિ (સ્વભાવ) જે સાંસિદ્ધિકી, સ્વાભાવિકી, સહજા અને અકૃતા છે અને જે સ્વભાવને ત્યજતી નથી તે પ્રકૃતિ જાણવી. કોઈ કાર્યની સારી રીતે સિદ્ધિ થવાથી ઉપજનારી પ્રકૃતિ સાંસિદ્ધિકી કહેવાય છે. જેમ અષ્ટાંગ યોગની સારી રીતે સિદ્ધિ થવાથી યોગીઓને અણિમા આદિક ઐશ્વર્યની પ્રાપ્તિ સિદ્ધિ-સાંસિદ્ધિકી પ્રકૃતિ ઉપજે છે; દ્રવ્યનો જે સ્વભાવ તે-જેમ અગ્નિનો ઉષ્ણ ને પ્રકાશરૂપ સ્વભાવ-સ્વાભાવિકી પ્રકૃતિ છે; શરીરની સાથે ઉત્પન્ન થનારી-જેમ પક્ષિઆદિકનો આકાશ ગમનાદિકરૂપ શરીરની સાથે ઉપજેલો સ્વભાવ-સહજાપ્રકૃતિ છે; ને જે કોઇનો રચેલો સ્વભાવ ન હોય-જેમ જળનો નિચે જવારૂપ સ્વભાવ-એ અકૃતાપ્રકૃતિ છે. તથા ઘટનું ઘટપણું ઇત્યાદિ અન્ય જે પોતાના સ્વભાવને ત્યજતાં નથી. તે સર્વ પ્રકૃતિ જાણવા યોગ્ય છે. જ્યારે લૌકિક વસ્તુઓમાં પણ પ્રકૃતિ દેશ વા કાળને લઇને અન્યથા ભાવને પામતી નથી ત્યારે અજન્મસ્વભાવવાળી પરમાર્થ વસ્તુ (બ્રહ્મ)માં અમૃત ભાવરૂપ પ્રકૃતિ કોઇપણ રીતે અન્યથા ભાવને (કાર્યપણાને કે પરિણામપણાને એટલે ઉત્પત્તિને) નજ પામે

એમાં શું કહેવું ? સર્વે જીવાત્માઓ સ્વભાવથી જન્મમરણાદિ સવ વિકારોથી રહિત છે. એવા સ્વભાવવાળા જીવાત્મામાં જેઓ જન્મમરણને કલ્પે છે તેઓ જન્મમરણની ચિંતાવડે પૂર્વોક્ત સ્વભાવથી ભ્રષ્ટ થાય છે.

**जरा मरण निर्मुक्ताः सर्वे धर्माः स्वभावतः । जरा मरण मिच्छन्तश्च्यवन्ते तन्मनीषया ॥**

સાંખ્યવાદીના મતમાં ઉપાદાન કારણજ (પ્રધાન) મહત્તત્ત્વાદિક કાર્યાકારે પરિણામ પામે છે (જન્મે છે). જે ઉપજેલું હોય તે અજન્મા કેવી રીતે કહેવાય ? અને જે એકદેશમાં વિદારણ પામેલું તે નિત્ય કેવી રીતે હોય ? સાવયવ ને એકદેશમાં ફૂટનારા ઘટના જેવું તે અનિત્યજ હોઇ શકે. જો જન્મરહિત કારણથી કાર્યનું અભેદપણું (અનન્યપણું) ઇચ્છિત હોય તો કાર્ય પણ અજન્મા છે એમ સિદ્ધ થવા જાય છે. ને પ્રસિદ્ધ ઉપજેલા કાર્યથી અભિન્ન કારણ ઇષ્ટ હોય તો તે મતમાં પ્રધાન નિત્ય અને અચળ કેવી રીતે સિદ્ધ થઇ શકે ? કોઇપણ પ્રકારે સિદ્ધ નહિં થાય. અદ્વૈતવાદીઓના માયાવાદમાં કાર્યકારણનો અભેદ છતાં પણ કાર્યના કારણમાત્રપણાના અંગીકારથી આ દોષ નથી.

વળી જે સાંખ્યવાદીના મતમાં અનુત્પન્ન પ્રધાનથી અભિન્ન મહદાદિ કાર્ય ઉપજે છે તેના મતમાં દ્રષ્ટાંતના અભાવવડે અનુત્પન્ન વસ્તુથી કાંઈ પણ ઉત્પન્ન થતું નથી એમ અર્થથી સિદ્ધ થાય છે. ને જો ઉત્પન્ન થયેલા કારણથી ઉપજેલી વસ્તુનો અંગીકાર કરવામાં આવે તો અન્ય ઉપજેલાથી તે કારણ ઉપજે છે, વળી તે પણ અન્યથી ઉપજે છે એમ અનવસ્થા થશે પણ વ્યવસ્થા પ્રાપ્ત નહિં થાય.

વળી જે વાદીઓના મતમાં ધર્માધર્માદિ અદ્રષ્ટરૂપ હેતુનું કારણ દેહાદિ સંઘાતરૂપ ફળ અને શરીરાદિ રૂપફળનું કારણ અદૃષ્ટરૂપ હેતુ છે એમ હેતુ અને ફળના પરસ્પર કાર્ય કારણ ભાવવડે હેતુ અને ફળનું અનાદિપણું સંભવતું નથી. તેમ નિત્ય અને નિર્વિકાર આત્માની હેતુરૂપતા અને ફળરૂપતા સંભવતાં નથી. વળી ઉપજેલા ફળથી હેતુનો સ્વીકાર કરનાર વાદીના મતમાં જેમ પુત્રથી પિતાનો જન્મ વિરૂદ્ધ છે તેમ અસંભવિત છે.

જેથી એક સાથે ઉત્પન્ન થયેલા હેતુ અને ફળમાં ગાયના ડાબા જમણા શિંગડાની પેઠે કાર્ય કારણ ભાવથી સંબંધ સંભવતો નથી.

**अशक्तिर परिज्ञानं क्रम कोपोऽथवा पुनः ।**
**एवं हि सर्वथा बुद्धैरजातिः परिदीपिता ॥**

ક્રમ જાણવો અશક્ય છે એમ છે તે કહેવાનું અસામર્થ્ય અજ્ઞાન (તત્ત્વનો અવિવેક) છે; અથવા ફળથી હેતુની સિદ્ધિ અને હેતુથી ફળની સિદ્ધિ એવા વાદીએ કહેલા ક્રમના વિપર્યયરૂપ અન્યથા ભાવ થશે એવી રીતે હેતુ ફળના કાર્ય કારણ ભાવના અસંભવથી પરસ્પરના પક્ષોના દોષોનું કથન કરનારા વાદીરૂપ પંડિતોએ સર્વ વસ્તુની અનુત્પત્તિ પ્રકાશ કરી છે. બીજ અને અંકુર નામવાળું જે દ્રષ્ટાંત છે તે તો સર્વદા હેતુ અને ફળના કાર્ય કારણરૂપ સાધ્યના જેવું છે કેમકે માયાવાદમાં કોઈપણ સ્થળે વાસ્તવિક કાર્ય કારણ ભાવની પ્રતીતિ નથી; વળી લોકમાં જે પ્રમાણમાં કુશળ પુરૂષો છે તેઓ સાધ્યથી તુલ્ય દ્રષ્ટાંત સાધ્યની સિદ્ધિ માટે જોડતા નથી તેથી હેતુ અને ફળનો કાર્ય કારણ ભાવ સિદ્ધ થતો નથી. પૂર્વ અપર (હેતુ અને ફળના કારણ કાર્ય) નું અજ્ઞાન અનુત્પત્તિનું પ્રકાશક (જણાવનાર) છે.

**स्वतो वा परतो वाऽपि न किञ्चिद्वस्तु जायते ।**
**सदसत्सदस द्वाऽपिन किञ्चिद्वस्तु जायते ॥**

ઘડો પોતે પોતાનામાંથી તેમ પરથી એટલે પટથી પણ ઉપજતો નથી અને તે બંન્નેથી પણ ઉપજતો નથી; એમ કોઈ પણ વસ્તુ પોતાથી, પરથી વા બંન્નેથી ઉપજી શકતી નથી. સદ્

વસ્તુ સત્ હોવાથી માટીના પિંડ આદિકની પેઠે ઉત્પન્ન થાય નહિં; અસદ્ વસ્તુ અસત્ હોવાથી સસલાના શિંગડાની પેઠે વિદ્યમાન નથી અને સદ્ અસદ્રૂપ વસ્તુ પણ વિરૂધ્ધ રૂપવાળી એક વસ્તુના અસંભવથી અંધારા અજવાળાની પેઠે ઉત્પન્ન થતી નથી આથી કોઈપણ વસ્તુ ઉપજતી નથી એમ સિધ્ધ થયું. આદિરહિત ફળથી હેતુ ઉપજતો નથી અને આદિરહિત હેતુથી ફળ પણ સ્વભાવથી ઉત્પન્ન થતું નથી. લોકમાં જેનું કારણ નથી તેની પૂર્વોક્ત ઉત્પત્તિ નથી. અર્થાત કારણવાળી વસ્તુની ઉત્પત્તિ અંગીકાર કરાય છે; પણ અકારણવાળી વસ્તુની ઉત્પત્તિ અંગીકાર કરાતી નથી, તેથી અનાદિરૂપ આ હેતુ અને ફળ બંન્નેની અનુત્પત્તિજ સિધ્ધ થઈ; મતલબ કે પદાર્થના વાસ્તવ જન્મના અસંભવથી અજન્મા વિજ્ઞાનમાત્ર તત્ત્વ છે એમ સિધ્ધ થયું.

હવે વળી વાદી બાહ્ય પદાર્થોનો વાદ ઉઠાવે છે:—વાદી કહે છે કે શબ્દાદિ પ્રતીતિરૂપે જ્ઞાનનું પોતાથી ભિન્ન વસ્તુરૂપ વિષયવાળાપણું છે. જો તેમ ન હોય તો શબ્દાદિના જ્ઞાનોની વિચિત્રતારૂપ દ્વૈતનો અભાવ પ્રાપ્ત થશે. પ્રત્યક્ષ હોવાથી જ્ઞાનોની વિચિત્રતાનો અભાવ કેવી રીતે સ્વીકારી શકાય? વળી અગ્નિ આદિવડે થનારા દુઃખની પ્રતીતિથી પણ અન્ય શાસ્ત્રવાળાએ જ્ઞાનથી ભિન્ન જે બાહ્ય પદાર્થનો સદ્‌ભાવ માન્યો છે તે અમને પણ વાંછિત છે તેથી જ્ઞાનથી (ચિત્તથી) ભિન્ન બાહ્ય પદાર્થ શા માટે ન માનવા?

**વિજ્ઞાનવાદીએ કરેલું સમાધાન:—**દ્વૈત દર્શન અને દુઃખના અનુભવરૂપ યુક્તિ દર્શાવી જ્ઞાનના વિષયરૂપ નિમિત્ત સહિતપણું તમે અંગીકારક કર્યું છે તે યોગ્ય નથી–ઘટાદિના મૃત્તિકાદિરૂપ પરમાર્થ દર્શનથી ઘટાદિરૂપ વિષયનું અવિષયપણું છે એમ અંગીકાર અમો કરીએ છીએ. ઉત્તરોત્તર કારણરૂપ પરમાર્થ વસ્તુનું અવલોકન કરીએ તો અંતે જ્ઞાનરૂપ કારણથી ભિન્ન કાંઇપણ અવશેષ રહેતું નથી. **निमित्तस्या निमित्तत्व मिष्यते भूतदर्शनात्** ॥ અહિં ભૂતદર્શનાત્‌ને સ્થાને **अभूतदर्शनात्** એવો પાઠ સ્વીકારીએ તો રજ્જુમાં સર્પાદિકની પેઠે અપરમાર્થના દર્શનથી બાહ્ય પદાર્થોનું અમે અનિમિત્તપણું અંગીકાર કરીએ છીએ. સુષુપ્તિવાળા, સમાધિવાળા અને મુક્ત પુરૂષોને ભ્રાંતિ દર્શનના અભાવથી પોતાનાથી ભિન્ન બાહ્ય પદાર્થોની પ્રતીતિ થતી નથી અને ઉન્મત પુરૂષોને પ્રતીત થતી વસ્તુઓ સાવધાન પુરૂષોવડે તેવી અંગીકાર કરાતી નથી; તેથી ભ્રાંતિનો અભાવ થયે બાહ્ય પદાર્થોનો અભાવ સંભવે છે. બાહ્ય વિષયના અભાવથી ચિત્ત બહારના વિષયોને સ્પર્શ કરતું નથી; તેમજ ચિત્તપણાથી સ્વપ્નના પદાર્થોની પેઠે પદાર્થોના આભાસને પણ સ્પર્શ કરતું નથી. જેથી જાગ્રતમાં પણ બાહ્ય શબ્દાદિરૂપ પદાર્થ સ્વપ્નના પદાર્થની પેઠે મિથ્યાજ છે તેથી પદાર્થોનો આભાસ પણ તે ચિત્તથી ભિન્ન નથી; કિંતુ ચિત્તજ ઘટાદિરૂપ અર્થની પેઠે ભાસે છે, જેમ સ્વપ્નમાં પ્રતીત થાય છે તેમ. ચિત્ત ભૂત, ભવિષ્ય ને વર્તમાનરૂપ ત્રણે કાળમાં પણ સર્વદા વિષયને સ્પર્શ કરતું નથી તેથી તે ચિત્તને નિમિત્ત વિના ભ્રાંતિ થવાનો સંભવ નથી. આજ ચિત્તનો અવિદ્યારૂપ સ્વભાવ છે કે ઘટાદિકરૂપ બાહ્ય વિષય વિદ્યમાન નહિં છતાં પણ તે હોય એમ જણાય છે.

**तस्मान्न जायते चित्तं चित्तदृश्यं नजायते।**
**तस्य पश्यन्ति येजातिं खे वै पश्यन्ति ते पदम्** ॥

જેથી અસદ્‌ઘટાદિકમાં ચિત્તની ઘટાદિકરૂપ મિથ્યા પ્રતીતિ આવી રીતે વિજ્ઞાનવાદીએ સ્વીકારી છે, આથી તે ચિત્તનું ઉપજેલું આભાસપણું પણ ચિત્તનો જન્મ નહિં છતાંજ હોવાને યોગ્ય છે તેથી ચિત્ત ઉપજતું નથી. જેવી રીતે ચિત્તનું દ્રશ્ય ઉપજતું નથી તેવી રીતે જે વિજ્ઞાનવાદીઓ ક્ષણે ક્ષણે તે વિજ્ઞાનની ઉત્પત્તિને જુએ છે તેઓ આકાશમાં પણ પક્ષી આદિકનાં પગલાંઓ

જુએ છે. તેથી વિજ્ઞાનવાદિઓ બીજા દ્વૈતવાદિઓથી સાહસિક છે અને સર્વની શૂન્યતા પ્રતિપાદન કરનાર શૂન્યવાદિઓ પોતાના સિદ્ધાંતની પણ શૂન્યતા પ્રતિપાદન કરે છે તેથી તેઓ વળી વધારે સાહસિક છે. જેથી અજન્મા જન્મે છે એમ વાદીઓ કલ્પના કરે છે તેથી તેનો વાસ્તવિક અનુત્પત્તિ સ્વભાવ છે એમ સિદ્ધ થાય છે. તે અનુત્પત્તિરૂપ સ્વભાવનો અન્યથાભાવ (જન્મ) કોઈપણ પ્રકારે થશે નહિં. ને માયાથી જન્મ માનવામાં આવે તો તે વાસ્તવિક જન્મ નથી તેથી **બ્રહ્મતત્ત્વ એક જન્મરહિતજ છે એમ સિદ્ધ થયું**. અનાદિ (પૂર્વે નહોતો એવા વિભાગ રહિત) સંસારનું અંતવાળાપણું (સમાપ્તિ) યુક્તિથી સિધ્ધ નહિં થાય અને જ્ઞાનના પ્રાપ્તિકાળમાં ઉત્પત્તિરૂપ આદિવાળા મોક્ષનું અનંતપણું પણ સિદ્ધ નહિં થાય કેમકે આદિવાળા ઘટાદિકમાં અનંતતા જણાતી નથી તેથી સંસારરૂપ બંધ ને મોક્ષ વસ્તુતાએ આત્મામાં નથી. અવકાશરહિત અખંડ એકરસ બ્રહ્મમાં ભૂતોનું દર્શન સંભવેજ નહિ. ને દર્શન થાય તો તે મૃગજળાદિકની પેઠે ને સ્વપ્નપદાર્થોની પેઠે મિથ્યાજ છે.

**उत्पादाभासं चलाभासं वस्त्वाभासं तथैव च ।**
**अजाचल मवस्तुत्वं विज्ञानं शान्तमद्वयम् ॥**

વિજ્ઞાનમાં (પરમાર્થ જ્ઞાનમાં) ઉત્પત્તિનો અભાવ છતાં, ક્રિયાનો તથા દ્રવ્યરૂપ ધર્મીનો અભાવ છતાં ઉપાધિને લીધે ઉત્પત્તિની, ક્રિયાની તથા દ્રવ્યરૂપ ધર્મીની પ્રતીતિ થાય છે. એવી રીતે વસ્તુતાએ તે વિજ્ઞાન (બ્રહ્મ) જન્મરહિત, ક્રિયારહિત, અચલ અદ્રવ્યરૂપ, શાંત અને અદ્વય છે. **एवं न जायते चित्तमेवं धर्मा अजाः स्मृताः । एवमेव विजानन्तो न पतन्ति विपर्यये ॥** પૂર્વે કહેલા હેતુઓવડે બ્રહ્મ ઉત્પન્ન થતું નથી અને જીવાત્માઓ ચેતનના પ્રતિબિંબરૂપ હોવાથી બિંબરૂપ બ્રહ્મ ચૈતન્યજ છે તેથી બ્રહ્મવેત્તાઓએ તે જીવાત્માઓ પણ જન્મરહિત કહ્યા છે. વિદ્વાનો બાહ્ય વિષયોની વાસનારહિત થઈ તે બ્રહ્મને જન્માદિકરહિત અદ્વૈત જાણતા છતાં પુનઃ અવિદ્યામય અંધકારના સાગરરૂપ ભ્રાંતિજ્ઞાનમાં પડતા નથી.

બ્રહ્મ જન્મરહિત તથા ક્રિયારહિત છતાં તેમાં ભ્રાંતિથી જન્મની તથા ક્રિયાની પ્રતીતિ થાય છે એમ ઉપર કહ્યું તેનું હવે દૃષ્ટાંતવડે વર્ણન કરે છેઃ—

જેમ સરલ અને વક્ર આદિક પ્રકારવાળો પ્રકાશ ઉંબાડિઆના ચલનથી જણાય છે, તેમ વિષયી અને વિષયની પ્રતીતિ પણ બ્રહ્મના અવિદ્યાવડે પ્રતીત થતા ચલનથી થાય છે. વસ્તુતાએ અચલ બ્રહ્મમાં ચલનરૂપ ક્રિયા નથી તેથીજ પૂર્વે **બ્રહ્મને અજન્મ ને ક્રિયારહિત કહેલ છે.**

જેમ ચલનરહિત તેજ ઉંબાડિયું સરલ આદિક આકારે નહિં થયું છતું તેવા પ્રકાશથી તથા તેવી ઉત્પત્તિથી રહિત છે. તેમ અવિદ્યાવડે ચલાયમાન અને અવિદ્યાની નિવૃત્તિ થયે ચલનથી રહિત બ્રહ્મ જન્માદિ આકારની પ્રતીતિથી રહિત તથા ઉત્પત્તિથી રહિત થશે તેથી **વસ્તુતાએ બ્રહ્મ શાંત અચલ છે** એમ સિદ્ધ થયું.

ઉંબાડિયું ફેરવે સતે તેમાં સરલઆદિ પ્રકાશો અન્ય દેશમાંથી આવે છે એમ કહી શકાય તેમ નથી, કેમકે તેવા પ્રકાશોનું દેશાંતરથી આવવું જણાતું નથી. તે ઉંબાડિયું જ્યારે સ્થિર થાય છે ત્યારે તે પ્રકાશો અન્યસ્થાને જાય છે એમ પણ કહી શકાય તેમ નથી. કેમકે અન્યદેશમાં તેમની પ્રતીતિ થતી નથી. વળી તે અર્ધ બળેલું લાકડું પ્રકાશોનું ઉપાદાન કારણ નથી, તેમ સ્થિર થયે તે પ્રકાશો તેમાં પ્રવેશ કરે છે એમ પણ કહી શકાય નહિં. એ કારણોથી વક્રાદિક આકારોનું અસત્યપણું છે.

**न निर्गता अलातात्त द्रव्यत्वाभाव योगतः ।**
**विज्ञानेऽपि तथैव स्युराभासस्या विशेषतः ॥**

વસ્તુનું નિકળવું અને પ્રવેશ થાય છે. અવસ્તુનું નિકળવું ને પ્રવેશ થતાં નથી. જેમ વસ્તુપણાના અભાવથી તે પ્રકાશો ઉંબાડિયામાંથી નિકળતા નથી તેમજ આભાસના (પ્રતીતિના) તુલ્યપણાથી બ્રહ્મમાં પણ જન્માદિકની પ્રતીતિ ભ્રાંતિ માત્ર છે. તે બ્રહ્મ ચલનવાળું (સ્પંદમાન) પ્રતીત થયે, સતે અન્ય કોઈ સ્થળેથી આવીને જન્માદિક આભાસો તેમાં ઉત્પન્ન થતાં નથી; કેમકે બ્રહ્મથી ભિન્ન વસ્તુનો તથા તેવી પ્રતીતિનો અભાવ છે; અને તે બ્રહ્મ અચળ (નિઃસ્પંદ) થવાથી તે બ્રહ્મથી અન્યસ્થાને તે આભાસો જઈને સ્થિતિ કરતાં નથી, કેમકે બ્રહ્મથી ભિન્ન દેશનો તથા તેમની તેવી પ્રતીતિનો અભાવ છે; તથા બ્રહ્મ તેમનું ઉપાદાન કારણ ન હોવાથી તે આભાસો બ્રહ્મની અચળ સ્થિતિના સમયમાં તેમાં પ્રવેશ કરતા નથી. જેમ તે આભાસો બ્રહ્મમાં પ્રવેશ કરતા નથી. તેમ વસ્તુપણાના અભાવવડે યુક્ત હોવાથી તેઓ બ્રહ્મમાંથી નિકળતા પણ નથી જેથી **कार्य कारणता भावाद्यतोऽचिन्त्याः सदैव ते ॥** જન્માદિક આભાસો અને બ્રહ્મના કાર્ય કારણ ભાવનો અભાવ હોવાથી તે આભાસો સર્વદાજ અનિર્વચનીય છે તેથી મિથ્યા છે.

વળી તાર્કિકોના મતમાં અવયવરૂપ દ્રવ્ય અવયવિરૂપ દ્રવ્યનું સમવાયિ (ઉપાદાન) કારણ થાય છે અને અવયવના ગુણો પોતાની સમાન જાતિવાળા અવયવિના ગુણોનું અસમવાયિ (નિમિત્ત) કારણ થાય છે પરંતુ તેઓ પોતેજ પોતાનું કારણ થઈ શકતાં નથી. સિદ્ધાંતમાં આત્માઓનો અવયવરૂપ દ્રવ્યભાવ નથી, તેમજ આત્મા સર્વથા અભિન્ન હોવાથી તેનો અન્યભાવ પણ નથી, તેથી આત્મા કોઇનું કાર્ય વા કારણ નથી. પૂર્વોક્ત હેતુથી ઘટાદિરૂપ બહારના ધર્મો ચૈતન્યમાંથી ઉપજેલાં નથી અને ચૈતન્ય પણ ઘટાદિ બહારના ધર્મોમાંથી ઉપજેલું નથી. જીવાત્માઓ બ્રહ્મનાં પ્રતિબિંબ છે તેથી તેમની પણ બ્રહ્મથી વાસ્તવિક ઉત્પત્તિ થયેલી નથી **एवं नचित्तजा धर्माश्चित्तं वाऽपि न धर्मजं । एवं हेतु फला जातिं प्रविशन्ति मनीषिणः ॥** એવી રીતે આત્મામાં હેતુ અને ફળની (કારણ અને કાર્યની) અનુત્પત્તિનો બ્રહ્મવેત્તાઓ નિશ્ચય કરે છે. ધર્મા ધર્મરૂપ હેતુનો હું કર્તા છું, મારા ધર્માધર્મ છે, તેમનું ફળ કાળાંતરે કોઈ દેશમાં કોઇ પ્રાણીનું શરીર ધારણ કરીને હું ભોગવીશ એમ જ્યાંસુધી હેતુ અને ફળનો આગ્રહ છે ત્યાંસુધી ધર્માધર્મરૂપ હેતુની ને તેમના ફળની ઉચ્છેદ રહિત પ્રવૃત્તિ થાય છે. **क्षीणेहेतु फलावेशे नास्तिहेतु फलोद्भवः ॥** પુનઃ જ્યારે મંત્ર અને ઔષધિના સામર્થ્ય દ્વારા ભૂતના આવેશની પેઠે પૂર્વોક્ત અદ્વૈત દર્શનવડે અવિદ્યાથી ઉપજેલ હેતુ અને ફળનો આવેશ દૂર થાય છે (ધર્મરૂપ ઉત્તમ હેતુને, ધર્માધર્મરૂપ મધ્યમ હેતુને અને અધર્મરૂપ કનિષ્ટ હેતુને આત્મામાં જોતો નથી) ત્યારે તે હેતુ અને ફળનો આગ્રહ નાશ થવાથી હેતુ અને ફળની ઉત્પત્તિ થતી નથી (તેનું ચૈતન્ય દેવાદિરૂપે ઉત્પન્ન થતું નથી.) બીજનો અભાવ થયે શરીર આદિ રૂપ ફળ કયાંથી થશે? નહિંજ થાય.

**શંકાઃ**—અજન્મા આત્માથી અન્ય કાંઇ નથી તો હેતુ ફળનું ને સંસારના ઉત્પત્તિ વિનાશનું કેમ કથન કરો છો?

**સમાધાનઃ**—અવિદ્યાને અધીન લૌકિક વ્યવહારરૂપ આચ્છાદનવડે સર્વ ઉપજે છે તે કારણથી તે નિત્ય નથી. આથી ઉત્પત્તિને વિનાશરૂપ સંસાર ઉપજે છે એમ કહીએ છીએ, જેથી પરમાર્થ સત્તાથી તો સર્વ જન્મરહિત આત્માજ છે તેથી જન્મના અભાવરૂપ કારણવડે હેતુ અને ફળાદિ કોઇનો પણ વિનાશ નથી.

**धर्मान्य इति जायन्ते जायन्ते ते न तत्त्वतः ।**
**जन्म मायोपमं तेषां सा च माया न विद्यते ॥**

જે પદાર્થો ઉપજે છે એમ કલ્પના કરીએ છીએ તે સર્વે લૌકિક વ્યવહારથી ઉપજે છે, પરમાર્થથી ઉપજતા નથી. તેમની તે ઉત્પત્તિ માયાની ઉપમાવાળી માનવા યોગ્ય છે; અને અવિદ્યમાન વસ્તુનું નામ માયા છે તેથી તે માયા વિદ્યમાન નથી. જેમ. માયામય આંબા આદિક વૃક્ષના બીજથી માયામય અંકુર ઉપજે છે તે અંકુર મિથ્યા હોવાથી નિત્ય નથી વા વિનાશી નથી તેમ પદાર્થોમાં ઉત્પત્તિ અને નાશ આદિકની યુક્તિ છે તાત્પર્ય કે વસ્તુતા એ પદાર્થોની ઉત્પત્તિ ને નાશ સંભવતા નથી; તેમ વસ્તુતાએ જન્મરહિત જીવાત્માઓમાં નિત્ય છે અથવા અનિત્ય છે એવું નામ પ્રવૃત્ત થતું નથી. જે વડે અર્થોનુ વર્ણન કરાય છે એવા શબ્દો વર્ણો કહેવાય છે. આત્મામાં "આ આવો છે" એમ કહેવાને શબ્દો પ્રવૃત્ત થતા નથી તેમાં નિત્ય છે વા અનિત્ય છે એવો વિવેક કેવી રીતે કહી શકાય ? અને વ્યાખ્યાનકારો આત્મા શબ્દોથી પ્રતિપાદન કરે છે તે જેમ સ્વપ્નમાં (અદ્વૈત છતાં) દ્વૈતાભાસરૂપ ચિત્ત માયાવડે ચલાયમાન થાય છે તેમ જાગ્રતમાં પણ (અદ્વૈત છતાં) દ્વૈતાભાસરૂપ ચિત્ત માયાવડે ચલાયમાન થાય છે (પ્રતિપાદ્ય અને પ્રતિપાદકરૂપ દ્વૈત ચિત્તના સ્ફુરણ (સ્પંદન) માત્ર છે, વાસ્તવિક નથી) તેથી આત્મા વસ્તુતાએ શબ્દનો વિષય નથી. સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નમાં વિચરતો છતાં દશે દિશામાં રહેલા અંડજ, સ્વેદજ, જરાયુજ વા ઉદ્‌ભિજ્જ રૂપ જીવોને સર્વદા જુએ છે તે સ્વપ્ન દ્રષ્ટાના ચિત્તથી ભિન્ન નથી તેમ સ્વપ્ન દૃષ્ટાથી ભિન્ન ચિત્ત નામની કોઈ વસ્તુ નથી (સ્વપ્ન દ્રષ્ટાનું ચિત્ત સ્વપ્ન દ્રષ્ટા વડે દેખવા યોગ્ય અંગીકાર કરાય છે). તેવીજ રીતે જાગ્રત અવસ્થાવાળા પુરૂષ દશે દિશામાં સ્થિત સર્વ પ્રાણીઓના શરીરને (જાગ્રત દ્રષ્ટા) સર્વદા જુએ છે તે તેનાથી પૃથક નથી. અને તે જાગ્રત પુરૂષનું ચિત્ત પણ જાગ્રત દ્રષ્ટાવડે જોવા યોગ્યજ અંગીકાર કરાય છે તેથી તે પણ તેનાથી ભિન્ન નથી.

**उभे ह्यन्योन्य दृश्ये ते किंतद्वस्तीति चोच्यते ।**
**लक्षणाशून्य मुभयं तन्मते नैव गृह्यते ॥**

જેથી પ્રાણીઓના શરીરો અને ચિત્ત એ બંન્ને પરસ્પર વડે દૃસ્ય છે તેથી (અન્યો અન્યાશ્રયરૂપ દોષના સદ્‌ભાવથી) વિવેકીવડે શું તે ચિત્ત અને ચિત્તવડે દેખવા યોગ્ય દૃસ્ય વસ્તુ છે એમ કહેવાય છે ? નથીજ કહેવાતી. સ્વપ્નનું ચિત્ત અને દૃસ્ય જેમ નથી તેમ જાગ્રતનું દૃસ્ય અને ચિત્ત પણ વસ્તુતાએ નથી. અને ચિત્ત તથા દૃસ્ય એ બંન્ને પ્રમાણથી રહિત છે તેથી તેમના ભેદનું પ્રમાણિકપણું નથી. તે ચિત્ત અને દૃસ્યમાં પોતાના ચિત્તની તત્પરતાથીજ વાદીઓ વડે તે દર્શન ( સ્ફુરણ ) અને દૃસ્ય અજ્ઞાનકાળમાં ગ્રહણ કરાય છે. જ્ઞાનકાળમાં વિવેકીને તે ગ્રહણ થતાં નથી.

**શંકાઃ—**જ્ઞાનથી ભિન્ન પ્રાણીઓના શરીરનો અસદ્‌ભાવ માનવાથી તેમના જન્માદિક પ્રતીતિનો બાધ થશે તેનું કેમ ?

**સમાધાનઃ—**જેવી રીતે સ્વપ્નમય પ્રાણીઓનું શરીર (જીવ) જન્મે છે ને મરે પણ છે તેમ આ સર્વ જીવો વ્યવહારિક રીતે ઉપજે છે ને પરમાર્થિક રીતે નથી ઉપજતા. જેમ માયાવી પુરૂષે ઉપજાવેલો જીવ ઉપજે છે ને મરે પણ છે તેમ આ સર્વે જીવો ઉપજે છે ને નથી ઉપજતા જેમ મણિમંત્ર ઔષધિ આદિવડે ઉપજાવેલો જીવ જન્મે છે અને તે મરે પણ છે તેમ આ સર્વ

જીવો ઉપજે છે ને નથી ઉપજતા **तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्तिच ॥** તેથી સર્વ પ્રાણીઓનાં શરીરો ચિત્તની કલ્પના માત્ર છે.

**न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किञ्चिन्न जायते ॥**

આનું (શરીરોની ઉત્પત્તિનું) કાંઈ કારણ નથી તેથી કોઈપણ જીવ ઉપજતો નથી. જે (બ્રહ્મ)માં કાંઈ ઉપજતું નથી. આ તે ઉત્તમ સત્ય છે. વસ્તુતાએ ચિત્ત અને વિષયનો સંબંધ થતો નથી તેથી આત્માજ ચિત્ત છે:—

**चित्तस्पंदित मेवेदं ग्राह्य ग्राहकवद्द्वयम् ॥**
**चित्तं निर्विषयं नित्यमसङ्गं तेन कीर्तितम् ॥**

આ વિષય અને ઇન્દ્રિયરૂપ ગ્રાહ્ય ગ્રાહકવાળું દ્વૈત ચિત્તના ચલન (સ્ફુરણ) રૂપજ છે તે ચિત્ત વિષયથી રહિત છે (પરમાર્થથી આત્માજ છે) અને તે કારણથી તેને નિત્ય અસંગ કહ્યું છે. પરમાર્થની પ્રાપ્તિનો ઉપાય હોવાથી ગુરૂ, શાસ્ત્ર ને શિષ્યાદિક પદાર્થ (વિષયો) કલ્પિત વ્યવહારવડે છે તે પરમાર્થથી નથી. દ્રવ્યાદિક જે પદાર્થ વૈશેષિકાદિ અન્યવાદિઓના શાસ્ત્રના વ્યવહારથી હોય તે પરમાર્થથી નથી તેથી જે અત્રે ચિત્તનું અસંગપણું કહ્યું છે તે યુક્તજ છે.

**अजः कल्पित संवृत्या परमार्थेन नाप्यजः ।**
**परतंत्राभिनिष्पत्त्या संवृत्या जायते तुसः ॥**

(શાસ્ત્રાદિકથી) કલ્પિત વ્યવહારવડે અજન્મા છે. **પરમાર્થવડે અજન્મા પણ નથી.** બીજાના (પરિણામવાદીના) શાસ્ત્રની પ્રસિદ્ધિથી (તેના નિષેધ માટે જે અજન્મા કહેલ છે) તે (આત્મા) વ્યવહારવડે તો જન્મે છે. (તેથી તે અજન્મા છે આ કલ્પના પણ વ્યવહારરૂપ છે. કલ્પનાનું અધિષ્ઠાન જેનું સ્વરૂપ છે તેનું કલ્પિતપણું નથી).

**શંકા:**—કલ્પિત શાસ્ત્ર ગુરૂ આદિકથી જ્ઞાન ઉપજે છે એમ માનવાથી એવું મિથ્યા જ્ઞાન મોક્ષનું સાધન કેવી રીતે બને ?

**સમાધાન:—अभूताभिनिवेशोऽस्तिद्वयं तत्र न विद्यते ।**
**द्वयाभावं स बुद्ध्वैव निर्निमित्तो न जायते ॥**

અસત્ય (રૂપદ્વૈત)માં માત્ર આગ્રહ છે; તેમાં (આત્મામાં) દ્વૈત વિદ્યમાન નથી. જે દ્વૈતના અભાવને જાણીનેજ નિમિત્તથી (દ્વૈતના આગ્રહથી) રહિત છે તે જન્મતો નથી (તાત્પર્ય કે સંસાર મિથ્યા છે તેથી તેની નિવૃત્તિ મિથ્યાજ્ઞાનથી સંભવી શકે છે. સ્વપ્નમાં મિથ્યા ગાદરી (શિયાળ) કરડી હોય તો તે (સ્વપ્ન)ના પાટા અને વૈદ્ય આદિ મિથ્યાથીજ તે કરડ મટે છે.)

**अनिमित्तस्य चित्तस्य याऽनुत्पत्तिः समाऽद्वया ।**
**अजातस्यैव सर्वस्य चित्त दृश्यंहि तद्यतः ॥**

જેથી જ્ઞાનથી પૂર્વે પણ તે દ્વૈત ચૈતન્યનું દૃશ્યજ છે તેથી ધર્માધર્મરૂપ નિમિત્તથી રહિત ને જ્ઞાનથી પૂર્વે પણ ઉત્પત્તિથી રહિત અદ્વૈતરૂપ ચૈતન્યની જે મોક્ષરૂપ અનુત્પત્તિ છે તે સર્વદા સર્વાવસ્થામાં સમ (વિશેષરહિત) અને અદ્વૈતજ છે એમ પરમાર્થરૂપ સત્યને જાણનારજ શોક રહિત અને કામ રહિત અભયપદને પામે છે. (દેવાદિની પ્રાપ્તિના સાધનરૂપ ધર્માદિકને ન માનતો

અને ન ઇચ્છતો અવિદ્યાથી રહિત પરમાર્થ સત્ય જાણે છે ને નિત્ય પ્રાપ્ત તે પદને પ્રાપ્ત થાય છે. વિદ્વાનના અનુભવ ગમ્ય તથા સમગ્ર કલ્પનાથી પર હોવાથી મોક્ષનું અભયાદિપણું સિદ્ધ છે.

**निवृत्तस्या प्रवृत्तस्य निश्चलाहि तदास्थितिः ।**
**विषयः स हि बुद्धानां तत्साम्य मजमद्वयम् ॥**

દ્વૈતરૂપ વિષયથી નિવૃત્ત થયેલા તથા અભાવના જ્ઞાનથી અન્ય વિષયોમાં પ્રવૃત્ત નહિં થયેલાં ચિત્તની જે પ્રસિદ્ધ ચલન રહિત આત્મસ્વરૂપે સ્થિતિ છે. તે આત્મસ્વરૂપ (મોક્ષ) જેથી પરમાર્થદર્શી જ્ઞાનીઓનો વિષય છે તેથી તે પરમ નિર્વિશેષ વસ્તુ ઉત્પત્તિ રહિત ને અદ્વૈતરૂપ છે. તે સ્વરૂપ નિદ્રા રહિત (આવરણ રહિત) સ્વપ્ન રહિત (વિક્ષેપ રહિત) ને પ્રભાતરૂપ (સ્વયંપ્રકાશ) છે. **सकृद्विभातो ह्येवैषधर्मो धातुस्वभावतः ॥** સૂર્યાદિકની અપેક્ષારૂપ સ્વયં (સ્વભાવથીજ) પ્રકાશરૂપ છે. આ ધર્મ (આત્મા નામનો પદાર્થ) વસ્તુ (પોતાના) સ્વભાવથી સર્વદા પ્રકાશરૂપજ છે. (છતાં તેવું સ્વરૂપ નહિં જણાવામાં દ્વૈતના ગ્રહણરૂપ મિથ્યા આગ્રહ (દુરાગ્રહ), મંદબુદ્ધિ, કુતર્ક ને વિષયાસક્તિ પ્રતિબંધો છે તે નિત્યસ્વરૂપ સુખને આચ્છાદન કરે છે.) આવા પરમાર્થદર્શી (સર્વજ્ઞ) જીવનમુક્તનો (બ્રાહ્મણનો) જે આત્મસ્વરૂપમાં સ્થિતિરૂપ વિનય છે તેજ આ વિનયજ સ્વાભાવીક સમ કહેવાય છે ને સ્વભાવથી દમવડે યુક્ત હોવાથી દમ પણ છે એવી રીતે સ્વાભાવિક શાંત બ્રહ્મસ્વરૂપને જાણનાર બ્રહ્મસ્વરૂપે સ્થિતિ પામે છે (સ્થિત થાય છે):—

**विप्राणां विनयोह्येष शमः प्राकृत उच्यते ।**
**दमः प्रकृति दान्तत्वादेवं विद्वान् शमं व्रजेत् ॥**

જાગ્રત (સ્થૂલ વસ્તુ સહિત અને પ્રતીતિ સહિત રહેનાર શાસ્ત્રાદિક સર્વ વ્યવહારના વિષયરૂપ દ્વૈત), સ્વપ્ન (સ્થૂલ વસ્તુ રહિત ને પ્રાતિભાસિક પ્રતીતિ સહિત રહેનાર સૂક્ષ્મ લોકમાં પ્રસિદ્ધ સ્વપ્ન છે તે) અને (સ્થૂળ સૂક્ષ્મ વસ્તુરૂપ વિષયથી રહિત અને સર્વ વિષયોની પ્રતીતિથી રહિત જે અવસ્થા છે તે) સુષુપ્તિ આ ત્રણે અવસ્થા આત્મા વિશે કલ્પિત હોવાથી ત્યજવા યોગ્ય છે. (હેય છે). વાદીઓના ચાર પક્ષથી રહિત (તાર્કિકોનો સદ્‌વાદ, ક્ષણિક વિજ્ઞાનવાદીનો અસદ્‌વાદ, જૈન મતનો સદ્ અસદ્‌વાદ ને શૂન્યવાદીઓનો અત્યંત અસદ્‌વાદ) પરમાર્થ તત્ત્વ—આત્મા એક અખંડ, સૂક્ષ્મ, શુદ્ધ, સર્વવ્યાપક અને નિત્ય છે=જાણવા યોગ્ય છે. ( જ્ઞેય છે ). શ્રવણમનનને નિદિધ્યાસન પ્રાપ્ત કરવા યોગ્ય છે ને રાગ, દ્વેષ મોહાદિક દોષો પકવવા યોગ્ય છે. હેય, પામવા યોગ્ય ને પકવવા યોગ્ય જે અવિદ્યાની કલ્પના માત્ર ત્રણે જ્ઞાન છે તે પરમાર્થ સત્ય નથી. બ્રહ્મરૂપ જ્ઞેયજ સત્ય છે એમ બ્રહ્મવેત્તાઓએ કહેલું છે. તે જ્ઞેયપણું પણ વ્યવહારિક છે પરમાર્થથી નથી કેમકે તે સ્વરૂપ નિત્ય જ્ઞાનરૂપ, નિત્ય નિશ્ચિત સ્વભાવથીજ છે.

**यस्यैवं भवतिक्षांतिः सोऽमृतत्वाय कल्पते ॥**

જેને આ પ્રમાણે ક્ષાંતિ (જ્ઞાનનો દ્રઢ નિશ્ચય થાય છે તે મુક્તજ છે. નિત્ય શાંત ને નિત્ય મુક્ત સ્વરૂપમાં ક્ષાંતિ ને મોક્ષ ક્રિયા જન્ય કેવી રીતે હોઈ શકે ?

**अजे साम्येतु ये केचिद्भविष्यन्ति सुनिश्चिताः ।**
**तेहि लोके महाज्ञानास्तच्च लोको न गाहते ॥**

જે કોઈ (સ્ત્રી આદિક પણ) **જન્મરહિત સમભાવમાં (પરમાર્થ તત્ત્વમાં)** આ એમજ છે એવી રીતે સારી રીતે નિશ્ચયયુક્ત થશે તે લોકમાં મહા જ્ઞાનવાન છે. તેણે જાણેલા

પરમાર્થતત્ત્વને બીજા સામાન્ય બુદ્ધિવાળા જાણી શકતા નથી. તે પરમાર્થ સત્યજ્ઞાન અચળ છે, એકરસ ને (દેશકાળ વસ્તુ એમ) ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે. જેમ નિત્ય પ્રકાશસ્વરૂપ છતાં પણ સૂર્ય પ્રકાશે છે એમ કહેવાય છે તેમ **बुध्यंत इति नायकाः** આત્માસ્વામી (બોધ શક્તિમાન) છતાં પણ જાણે છે એમ કહેવાય છે. **क्रमते न हि बुद्धस्य ज्ञानं धर्मेषुतापिनः ।** બુદ્ધિમાન પંડીતનું જ્ઞાન અન્ય વિષયરૂપ ધર્મોમાં જતુંજ નથી. કિંતુ સૂર્યમાં પ્રકાશની પેઠે આત્મરૂપ ધર્મમાંજ સ્થિત છે. (તે આત્મરત છે) **सर्वे धर्मास्तथा ज्ञानं नैतद् बुद्धेन भाषितम् ॥** સર્વે આત્મા પણ તેવાજ છે. આ જ્ઞાન બુદ્ધે કહ્યું નથી. અર્થાત જ્ઞાનની પેઠે આકાશની તુલ્ય હોવાથી તેઓ કોઈ પણ વિષયમાં જતા નથી. એવી રીતે આકાશની પેઠે અચલ, અક્રિય, નિરવયવ, નિત્ય, અદ્વિતીય, અસંગ, અદૃશ્ય, અગ્રાહ્ય ને ક્ષુધાદિકથી રહિત બ્રહ્મરૂપ આત્મતત્ત્વ છે. આ જ્ઞાનબુદ્ધે કહ્યું નથી; જો કે બાહ્ય પદાર્થનો નિષેધ અને જ્ઞાનમાત્રની કલ્પનારૂપ અદ્વૈત વસ્તુની સમીપતા કહી છે તોપણ પરમાર્થ તત્ત્વરૂપ અદ્વૈત વેદાંતવડેજ જાણવા યોગ્ય છે.

**दुर्दर्शमति गम्भिर मजं साम्यं विशारदम् ।**
**बुध्वा पद मनानात्वं नमस्कुर्मो यथाबलम् ॥**

વાદીઓના સત્ અસત્ આદિ ચાર પક્ષો ઉપર કહ્યા તેનાથી રહિત હોવાથી દુઃખથી જાણવા યોગ્ય, અલ્પબુદ્ધિથી મહાસમુદ્રની પેઠે અતિગંભીર (દુઃખથી પ્રવેશ કરવા યોગ્ય) જન્મ રહિત, સમભાવરૂપ, અત્યંત નિર્મળ, ને નાના ભાવથી રહિત એવા પદને જાણીને તે રૂપ થયેલા અમે તે પરમતત્ત્વને યથા સામર્થ્ય નમસ્કાર કરીએ છીએ.

આ ઉપનિષદના અંતમાં નિચેનો શાંતિપાઠ ભણવો:—

**ॐ । भद्रं कर्णेभिः शृणुयामदेवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

**હે યજન કરવા યોગ્ય દેવો!** આપની કૃપાથી અમે કાનોવડે કલ્યાણને સાંભળવા સમર્થ થઇએ, અમે નેત્રોથી કલ્યાણને જોઇએ (નેત્રરહિત થવાય નહિં કે અમંગળ જોવા સમય ન આવે), દૃઢ હાથપગાદિ અંગો તથા શરીરોવડે આપનું સ્તવન કરતાં છતાં પ્રજાપતિએ નિર્માણ કરેલું સંપૂર્ણ આયુષ્ ભોગવીએ. (ઇંદ્રિયો ને અંતઃકરણની વિહિત પ્રવૃત્તિ ને દીર્ઘાયુષ્ એ જ્ઞાનના શ્રવણાદિ સાધનોમાં ઉપકારક છે તેથી જીજ્ઞાસુની આ પ્રાર્થના છે. ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. ॐકાર સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદ્ય બ્રહ્મનું સ્મરણ કરાવે છે. ને ત્રણવાર શાંતિ ત્રિવિધ તાપની નિવૃત્તિ ઇચ્છે છે.



# પ્રકરણ ૬ ઠું.

## પંચદશી.

### દ્વૈત વિવેક (પ્રકરણ ૪થા)માંથી સાર (જેથી જીવનમુક્તિની પરાકાષ્ટા પમાય છે.)

સર્વ જગતના કારણરૂપ માયાની ઉપાધિવાળા ઈશ્વરવડે અને જેમાં 'હું' પણાનું જ્ઞાન ઉત્પન્ન થયેલું છે તથા જે અંતઃકરણરૂપ ઉપાધિવાળો છે એવા જીવવડે આ સમગ્ર દ્વૈત કલ્પાયેલું છે. આ દ્વૈતનું વિવેચન એટલા માટે અત્રે કરવું જરૂરનું છે કે તેનો વિવેક થવાથી જીવે ત્યાગવા યોગ્ય સુખદુઃખરૂપ બંધનો હેતુ જે જગત તે સ્પષ્ટ થાય છે એટલે જીવને શું હેય છે તે નિશ્ચય થાય છે.

જ્યારે સર્વ જગતરૂપ દ્વૈતનું કર્તાપણું ઈશ્વર અને જીવને છે ત્યારે **ઈશ્વર રચિત દ્વૈત** શું છે તે પ્રથમ પ્રકટ કરીએ છીએ.

**मायांतु प्रकृतिंविद्यान्, मायिनं तु महेश्वरं ।**
**समायी सृजती त्याहुः, श्वेताश्वेतरशाखिनः ॥**

**શબ્દાર્થઃ**—માયાને ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ અને માયાના અધિષ્ઠાન બ્રહ્મને નિમિત્ત કારણરૂપ મહેશ્વર જાણવા તે (માયા ઉપાધિવાળો ઈશ્વર સર્વ જગતને) સૃજે છે એમ **શ્વેતાશ્વેતર શાખાવાળા** કહે છે.

**आत्मा वा इदमेक एवाग्रआसीन्नान्यत् किंचनमिषत् सईक्षत लोकान्नुसृजा इति**

સૃષ્ટિની પૂર્વે આ જગત ખરેખર એક આત્માજ હતું તેમાં બીજું કાંઈ ગતિવાળું નહોતું. તે પરમાત્મા 'હું પ્રજાને રચું" એમ સંકલ્પ કરતા હવા એ **ઐતરેયોપનિષદની ઋચા** છે.

**खंवाय्वग्नि जलोर्व्योषध्यन्न देहाः क्रमादमी । संभूता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः ॥**
**बहुस्यामहमेवातः प्रजायेयेतिकामतः तपस्तप्त्वाऽसृजत् सर्वं जगदित्याह: तित्तिरिः ॥**

આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ આ સર્વ અનુક્રમે તે આ આત્મારૂપ બ્રહ્મથી ઉત્પન્ન થયેલાં છે "હુંજ બહુ હોઉં" માટે ઉત્પન્ન થાઉં એમ ઈચ્છાથી (તે) તપ તપીને સર્વ જગતને પેદા કરતા હવા એમ **તૈત્તિરીયોપનિષદ** કહેતુંહતું. જેમ અગ્નિથી તણખા તેમ અક્ષર બ્રહ્મથી જુદા જુદા પ્રકારના સ્થાવર જંગમરૂપ પદાર્થો (દ્રશ્ય) નામરૂપવડે સ્પષ્ટ (વ્યક્ત) વિરાટ મનુ આદિ, માણસ, ગાય, ખર, ઘોડાં, બકરાં ને ઘેટાં તેમ કીડી પ્રર્યંત દ્વંદ્વ સ્રીપુરૂષના જોડારૂપ જગત ઉત્પન્ન થાય છે એમ **અથર્વણ વેદની શ્રુતિ** અને **વાજસનેય શાખાવાળા** કહે છે. **तद्धेदं तर्ह्यव्याकृत मासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियता सौ नामाय मिदं रूपः ॥** તેજ આ જગત પૂર્વે અવ્યાકૃત (માયોપાધિક બ્રહ્મ) હતું તે નામ રૂપવડેજ આકાશાદિ નામરૂપવાળું અને "આ" રૂપવાળું છે એવું સ્પષ્ટ હોતું હતું. **(અધ્યાય ૨જો બ્રાહ્મણ ૪થું કાંડિકા ૭મી)**—એ બ્રહ્મ જે અવિક્રિય હતું તે જીવ સંબંધી રૂપાંતર પામીને અર્થાત પોતાથી વિલક્ષણ વિકારરૂપ કરીને અનેક શરીરોમાં પેસતું હવું–ઇંદ્રિયો આદિકના અભિમાનવાળું થતું હવું. કેમકે તે બ્રહ્મચેતનજ પ્રાણાદિના સ્વામિ છે, પ્રેરક છે અને ધારણ કરનાર છે. આ જીવપણું તે કેવળ ચેતનજ નથી પરંતુ લિંગદેહની કલ્પનાના આધાર ભૂત એવું જે ચૈતન્ય છે તે, અધિષ્ઠાનમાં કલ્પેલો લિંગદેહ તથા લિંગદેહમાં વર્તમાન પ્રતિબિંબરૂપ ચિદાભાસ એ ત્રણેનો સમુહ છે. (તે જીવ છે).

**माहेश्वरी तु मायाया तस्या निर्माण शक्तिवत् ।**
**विद्यते मोहशक्तिश्चतं जीवं मोहयत्यसौ ॥**
**मोहाद् नीशतां प्राप्य मग्नोवपुषि शोचति ।**
**ईशा सृष्टं मिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥**

**મહેશ્વરના** સંબંધવાળી તે માયા છે એજ પ્રકૃતિ છે. આ માયામાં જેમ જગતને ઉત્પન્ન કરવાની શક્તિ છે તેમ તેમાં મોહ કરવાની પણ શક્તિ છે. એ મોહનશકિતથી જીવ મોહ પામી જઈ ઈશ્વરત્વથી જાણે અલગ હોય તેમ તેને અલ્પજ્ઞતાઆદિ લાવી મુકે છે, દેહમાં આત્મભાવ માની અનુકૂળ કે પ્રતિકૂળ વિષયની પ્રાપ્તિથી કે તેના વિયોગથી 'હું સુખી છું, હું દુઃખી છું' એવા શોક કરે છે. માયાના પ્રભાવથી સ્વરૂપ ભ્રષ્ટ થયેલો જીવ સુખ દુઃખાદિ માને છે. આ પ્રમાણે ઈશ્વરકૃત સૃષ્ટિ (દ્વૈત) સંક્ષેપથી વર્ણવેલ છે.

હવે **જીવરચિત દ્વૈત** જે ત્યાગવા યોગ્ય છે તે બતાવાય છે:-

**सप्तान्न ब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपंचितम् । अन्नानि सप्तज्ञानेन कर्मणाऽजनयत् पिता ॥** **બૃહદારણ્યોપનિષદ્‌ના** ૧લા અધ્યાયના પાંચમાં બ્રાહ્મણમાં સપ્તાન્ન જીવે સર્જેલું છે. જે જીવ જ્ઞાનવડે તથા તપ (કર્મ) વડે સાત અન્નને ઉત્પન્ન કરતો હવો. અત્રે પોતાના અદ્રષ્ટ એટલે પાપ પુણ્યદ્વારા જગત ઉત્પાદન કરવાવડે સર્વ લોકને પાલન કરનારો જીવ છે એવો પિતાનો **અર્થ શ્રુતિ-ભગવતીએ** સ્વીકારેલો છે, ચોખા વગેરે મનુષ્યનું અન્ન, દર્શ અને પૂર્ણમાસ એ દેવતાના બે અન્ન, ક્ષીરઆદિ પશુનું અન્ન અને વાણી, મન અને પ્રાણો એ ત્રણ જીવને પોતાને માટે (**अयमात्मा वाङ्मयो मनोमयः प्राणमयः**) એ પ્રમાણે અન્નોનું સપ્તક જાણવું.

**ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः ।**
**तथापि ज्ञान कर्माभ्यां जीवोऽकार्षीत्तदन्नताम् ॥**

જો કે આ અન્નો વસ્તુતાએ ઈશ્વર સૃષ્ટજ છે તો પણ જીવે તેમાં ભોગ્યપણું કલ્પ્યું છે તે અન્નતા (ભોગ્યતા) જ્ઞાનથી અને કર્મથી જીવે માની છે. જ્ઞાન એટલે વિષયનું ધ્યાન–તે ધ્યાન પણ વિહિત અને અવિહિત બે પ્રકારનું છે. દેવની ઉપાસના કે આરાધના શાસ્ત્ર વિહિત છે અને પરસ્ત્રીના ચિંતનરૂપ ધ્યાન તે શાસ્ત્રે નિષેધ કરેલું છે. તેમ કર્મ પણ બે પ્રકારના છે. યજ્ઞ યાગાદિક કર્મ શાસ્ત્ર વિહિત છે ને હિંસાદિક કર્મ શાસ્ત્રે નિષેધ કરેલાં હોવાથી અવિહિત છે. આવી રીતે ઉપરનું અન્નસપ્તક જીવને ભોગ ભોગવવાના સાહિત્યરૂપે છે. આ જીવ કલ્પિત દ્વૈત હોવાથી ઈશ્વરના વાસ્તવ કર્તૃત્વમાં બાધ આવતો નથી. કેમકે એકજ સ્ત્રી છે તે તેના પિતાથી ઉત્પન્ન થવા યોગ્ય અને તેના ભર્તાથી ભોગવવા યોગ્ય છે તેમ ઈશ્વરનું કાર્ય અને જીવનું ભોગ્ય એવું સપ્તાન્નરૂપ જગત સંભવે છે અર્થાત્ ઈશ્વરની માયામાં સ્પંદ શકિત (સ્ફુરણુ) આવતાં તે પરિણામ–વિકાર પામે છે, આ વિકાર પામવો તેજ ઈશ્વરનો સંકલ્પ–આથીજ જગત્ ઉત્પન્ન થાય છે. અને વ્યકિતરૂપ જીવમાં અંતઃકરણરૂપ રહેલી અવિદ્યામાં સ્પંદન થવાથી–અંતઃકરણ પરિણામ પામવાથી જીવનો સંકલ્પ ઉઠે છે આ સંકલ્પજ ભોગનું સાધન થાય છે એટલે સુખ દુઃખનો અનુભવ કરાવે છે. ઈશ્વર સંકલ્પ ને જીવ સંકલ્પમાં આમ ભેદ છે. ભિન્ન ભિન્ન વ્યકિત જૂદું જૂદું ભોગ્યત્વ ઈશ્વર રચિત વસ્તુમાં કલ્પે છે તે એવી રીતે કે મણિને પામીને એક પુરૂષ (જીવ) હરખાય છે મણિ ન મળવાથી બીજો ક્રોધ પામે છે ત્યારે ત્રીજો મણિની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં વિરકત (વ્યકિત) માત્ર જુએજ છે. તે નથી હરખાતો કે નથી કોપતો. પ્રિય, અપ્રિય અને ઉપેક્ષ્ય

એ ત્રણે આકારો જીવે કલ્પ્યા, આરોપ્યા, (સર્જ્યા) છે ત્યારે એ ત્રણેમાં ધર્મીમાં સાધારણ અવિચ્છિન્ન (મણિ)રૂપ ઈશ્વર રચિત છે. વળી જેમ એકજ સ્ત્રી, ધણીની અપેક્ષાએ પત્નિ, દીકરાની સ્ત્રીની અપેક્ષાએ વહુ, ધણીની બેનની અપેક્ષાએ નણંદ ઈત્યાદિ ભિન્ન ભિન્ન સંબંધવાળી થાય છે પણ તે (ઇશ્વર રચિત) સ્ત્રીનું કાંઇ સ્વરૂપ ફરતું નથી તે તો અવિચ્છિન્ન રહે છે. સ્ત્રીને વિષય કરનારૂં જ્ઞાન ભિન્ન દેખાય છે પણ જ્ઞેય (વિષય)ની વિલક્ષણતાને આધીન જ્ઞાનની વિલક્ષણતા છે માટે જ્ઞેયના વિલક્ષણ ભેદજ અંગીકાર કરવા યોગ્ય છે. માંસમયી પુતળી (સ્ત્રી)તો એક છે પણ ભોગ્ય વૃત્તિનો આકાર જુદો જુદો ભ્રાંતિ સ્થળમાં (આરોપેલો) છે. જો કે જીવ સૃષ્ટથી સ્ત્રીનું બાહ્યસ્વરૂપ ભેદ પામતું નથી તો પણ કોઇ મનોમયી સ્ત્રી ઉભી (કલ્પીત) થાય છે અને તેના ભેદ પડે છે.

**શંકા:**—ભ્રાંતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મૃતિમાં બાહ્ય વસ્તુઓનો અભાવ હોવાથી ત્યાં મનોમય સંભવે છે પણ અહિંતો (જાગૃદવસ્થામાં) બાહ્ય વસ્તુઓ વિદ્યમાન છે તો પછી મનોમય કેમ સંભવે ?

**સમાધાન:**—આ શંકા બરાબર છે. પ્રત્યક્ષ જ્ઞાનના સ્થળમાં બાહ્ય વસ્તુઓનો સદ્ભાવ અંગીકાર છે. ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિઓરૂપ પ્રમાણની ઉત્પત્તિ પ્રમાતાથી થાય છે અને પ્રમાતા એટલે અધિષ્ઠાન સહિત બુદ્ધિમાં રહેલું ચિદાભાસ એ પ્રત્યક્ષ જ્ઞાનનો કર્તા છે. જીવ છે. અને આ ઉત્પન્ન થયેલું પ્રમાણ ઘટાદિરૂપ પ્રમેયને મળે છે ને પ્રમેયના જેવું રૂપ પામી જાય છે ને પછી તે તે રૂપે સાક્ષીને ભાસે છે. સારાંશ કે અંતઃકરણની વૃત્તિઓ બાહ્ય વિષયો એટલે ઘટાદિ પદાર્થો સાથે જોડાઇ તે ઘટાદિરૂપે પરિણામ પામે છે તેથી આપણને ઘટાદિનું યથાર્થ જ્ઞાન થાય છે જેમકે પીગળેલું તાંબુ જેવા બીબામાં રેડવામાં આવે તેવાજ બીબાના આકારવાળું તે ઠર્યા પછી થઈ જાય છે. વળી બધાને પ્રકાશ કરે એવો સૂર્યાદિનો અનાકારરૂપ પ્રકાશ, પ્રકાશ કરવા યોગ્ય કોઈપણ વસ્તુ ઉપર પડીને તે તે વસ્તુના આકારવાળો થાય છે.

પ્રમાણ (અંતઃકરણની વૃત્તિ) વિષયાકાર થાય છે એમ સિદ્ધ થતાં બે જાતના વિષયો ઉત્પન્ન થાય છે. અંતઃકરણની વૃત્તિઓ ઘડા ઉપર આવતાં તે ઘડાનેરૂપે પરિણામ પામી એટલે એક માટીનો ઘડો છે તે અને બીજો આ વૃત્તિના પરિણામરૂપ ઘડો થયો તે અર્થાત મનોમય કે બુદ્ધિમય ઘડો. માટીનો ઘડો તો અંતઃકરણની વૃત્તિઓ જે પ્રમાણરૂપ છે તેનાથી જણાયો અર્થાત મૃણ્મય ઘડો, માનમેય થયો; પણ બીજા મનોમય ઘડાને મનથી જોવાનો અભાવ હોવાથી તે સાક્ષી ભાસ્ય થાય છે. (તે સાક્ષીવડે પ્રકાશવા યોગ્ય છે).

હવે **જીવ રચિત દ્વૈત સુખદુઃખનું (બંધનું) કારણ** છે તે કહેવાય છે. જ્યાંસુધી મનોમય જગત છે ત્યાંસુધી સુખદુઃખનો અન્વય છે અને એ ન હોય ત્યાં સુખદુઃખ બંન્ને નથી એ વ્યતિરેક છે. આમ અન્વય વ્યતિરેકવડે મનોમય જગત્ બંધન કર્તા હોવાથી તેજ હેય છે.

**શંકા:**—ઈશ્વરસૃષ્ટ બાહ્ય પદાર્થો સુખદુઃખનું કારણ શા માટે ન હોઇ શકે ?

**સમાધાન:**—માણસ, દેવ ગંધર્વ ઈત્યાદિ કોઇપણ સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે તે અવસ્થામાં બાહ્ય વિષયો હોતા નથી. જેમ સ્વપ્નમાં બાહ્ય પદાર્થો નથી હોતા તેમ મનોરાજ્ય, ભ્રાંતિ સ્થળ કે સ્મૃતિમાં પણ તે નથી હોતા તોપણ સ્વપ્નાદિમાં માણસ, મનોમય સ્ત્રી તથા વ્યાઘ્ર આદિ સુખદુઃખ કરનારા પદાર્થોને જોતાં કે કલ્પતાં વારને તેના સુખદુઃખરૂપ બંધનવડે બંધાય છે અને સુખદુઃખ પામે છે. તેથી ઉલટું સમાધિ, સુષુપ્તિ અને મૂર્ચ્છામાં સુખદુઃખ કરનારા બાહ્ય વિષયો હાજર છે છતાં પણ તેનાથી સુખદુઃખ થતું નથી. આ ઉપરથી સિદ્ધ એ

થયું કે ઇશ્વર રચિત પદાર્થો સુખદુઃખનું કારણ નથી પણ મનોમય પદાર્થોનેજ તે ઘટે છે. વળી દૂર દેશ ગયેલો પુત્ર જીવતો છે તોપણ અહિં તેનો બાપ, કોઈ ઠગારો આવીને કહે કે તે પુત્ર મરી ગયો તો, તે સાંભળીને તેને માનીને રડેકુટે છે તેમ તે મૂએલો હોય છતાં તે સમાચાર નહિ સાંભળેલા હોવાથી બાપ રડતો કુટતો નથી એટલા માટે પણ સર્વ જીવને બંધન કરનાર મનોમય જગત્ છે. વિજ્ઞાનવાદમાં બુદ્ધિ શિવાય બાહ્ય પદાર્થોનો અભાવ માનેલો છે પણ વેદાંત સિદ્ધાંતમાં તો મનોમય પ્રપંચ બંધનું કારણ છે ખરૂં તો પણ બાહ્ય પદાર્થો એ મનોમય પ્રપંચનું કારણ છે; હૃદયની અંદર આધાર ધારણ કરવા સારૂ બાહ્ય પદાર્થોની અપેક્ષા છે. અત્રે શંકા થાય કે પૂર્વે થઇ ગયેલા માનસ પ્રપંચના સંસ્કારો શા માટે માનસ પ્રપંચના હેતુ ન સંભવે? બાહ્ય વસ્તુઓને શા માટે માનવી જોઇએ? તેનું સમાધાન એ છે કે બાહ્ય જગતનો નિષેધ નથી તે છે પણ વ્યર્થ છે. એટલે તેનું પ્રયોજન શૂન્યત્વ વૈયર્થ્ય છે.

**वैयर्थ्यमस्तु वा बाह्यं न वारयितुमीश्महे ।**
**प्रयोजन मपेक्षन्ति न मानामीति हि स्थितिः ॥**

**અર્થ:**—બાહ્ય જગતનું વૃથાપણું ભલે હો. તે તો સિદ્ધાંતમાં ઇષ્ટ છે પણ ક્ષણિક વિજ્ઞાનવાદીની જેમ તેનો નિષેધ અમો કરી શકવા સમર્થ નથી. કેમકે પ્રમાણો આવશ્યકતાને ઇચ્છિતા નથી એટલે વસ્તુ તો હોય પણ તેનો ઉપયોગ આપણે કરી શકતા ન હઈએ અથવા જાણવામાં ન હોય તેથી કાંઈ વસ્તુની અસિદ્ધિ છે એમ કહેવાય નહિં.

મનોમય દ્વૈત ઉપર બતાવ્યા પ્રમાણે બંધનો હેતુ છે તો તે યોગાભ્યાસથી મનનો નિરોધ કરવાથી શમી જશે માટે યોગાભ્યાસ કરવો બસ છે. બ્રહ્મજ્ઞાનની શી જરૂર છે? એ વાદીનો મત વાસ્તવીક નથી કેમકે,

**तात्कालिक द्वैतशांतावप्यागामि जनिक्षयः ।**
**ब्रह्मज्ञानं विना नस्यादिति वेदांत डिंडिमः ॥**

યોગવડે તાત્કાલિક દ્વૈતની શાંતિ થયે સતે પણ આત્યંતિકશાંતિ નથી (જેટલો કાળ યોગ રહે તેટલા કાળની શાંતિ થાય) પણ આવતા જન્મનો ક્ષય બ્રહ્મજ્ઞાન વિના થાય નહિં એ પ્રકારે **ઉપનિષદ્‌નો ઢંઢેરો** છે, ત્યાં **ज्ञात्वादेवं मुच्यते सर्वपाशैः, ज्ञात्वाशिवं शांतिमत्यन्तमेति ॥** દેવને જાણીને બંધનથી મુકત થાય છે, અને શિવને જાણીને અત્યંત શાંતિ પામે છે. આ **શ્વેતાશ્વતરોપનિષદની શ્રુતિઓ** અન્વયવડે અને

**यदा चर्म वदाकाशं वेष्टयिश्यंति मानवाः ।**
**तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥**

જ્યારે માણુસ ચામડાની પેઠે આકાશને વીંટશે ત્યારે દેવને જાણ્યા વિના દુઃખનો અંત આવશે આ **શ્રુતિ** વ્યતિરેકવડે બંધ નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનથીજ બતાવે છે.

દર્પણમાં પ્રતિબિંબિત થયેલુ મુખ વાસ્તવમુખથી ભિન્ન નથી, રજ્જુમાં કલ્પાયેલ સર્પ રજ્જુથી ભિન્ન નથી, આકાશમાં જણાતો શ્યામરંગ આકાશથી ભિન્ન નથી અને શુક્તિ (છીપ)માં જણાતું રૂપું શુક્તિથી ભિન્ન નથી પણ વાસ્તવ પદાર્થના સંબંધમાં તે મિથ્યા છે; તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં કલ્પાયેલ સર્વ જગત, તેના અધિષ્ઠાન બ્રહ્મથી કાંઈ જૂદું નથી માત્ર મિથ્યાજ છે. આમ જગતનું અર્થાત ઇશ્વરરચિત દ્વૈતનું મિથ્યાત્વમાની—તેનો બાધ કરી અદ્વૈત બ્રહ્મ જાણવાને શકય છે.

**अनिवृत्तेऽपीशसृष्टे, द्वैते तस्य मृषात्मताम् ।**
**बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादिनः ॥**

પણુ તેનો નિષેધ કરવાથી.અદ્વૈત જાણી શકાતું નથી કેમકે પ્રલયકાળમાં ઇશ દ્વૈતનો નિષેધ થઈ જાય છે અર્થાત તે વખતે અદ્વૈતજ્ઞાનના વિરોધરૂપ ઈશ્વરરચિત દ્વૈત રહેતું નથી તો ઈશદ્વૈતનો નિષેધ એજ અદ્વૈતજ્ઞાનનું પ્રયોજક છે એવા વાદીના મત પ્રમાણે અદ્વૈતજ્ઞાન ઉદ્‌ભવવું જોઈએ પણુ તે વખતે ગુરૂશાસ્ત્ર વગેરેનો અભાવ હોવાથી અદ્વૈત જાણુવાને અશક્ય છે. ફલિતાર્થ એકે ઈશ્વરદ્વૈતનો નાશ કે નિષેધ એ અદ્વૈતજ્ઞાનનો હેતુ નથી પણુ તેનું મિથ્યાત્વજ્ઞાન એ હેતુ છે. જીજ્ઞાસુએ બરાબર સમજી રાખવું કે જે કાંઈ જગત આપણુને બાહ્ય દૃષ્ટિથી સમજાય છે તે કાંઈ નથી એમ સમજવાનું નથી પણુ જે છે તે માત્ર દેખાવારૂપે પણુ મિથ્યા છે, સર્વ અદ્વૈતરૂપ–બ્રહ્મરૂપ છે એમ સમજવું એ યથાર્થ જ્ઞાન છે, એજ **બ્રહ્મજ્ઞાન** છે. ઈશ્વર દ્વૈત અદ્વૈત જ્ઞાન થવામાં બાધ કરતું નથી પરંતુ તેમાં તે અબાધક છે એટલુંજ નહિં પણુ તેને મિથ્યા માનવામાં અદ્વૈતજ્ઞાનની ઉત્પત્તિ સંભવે છે માટે તેતો અદ્વૈતજ્ઞાનનું સાધક છે. ગુરૂરૂપે અને સત્શાસ્ત્રરૂપે તો વળી તે જ્ઞાનનું સાધન છે. તે જ્ઞાનનું સાધન અને સાધક હોવાથી આકાશરૂપ ઈશ્વરદ્વૈતને જેમ નિષેધ કરી શકાતું નથી તેમ તેને પણુ નિષેધ કરી શકાતું નથી. (વળી આમ માનવાથી ઉલટું ગુરૂ તથા શાસ્ત્રની કૃતઘ્નતા દોષ પણુ દૂર થાય છે. **પ્રૌઢીવાદની રીતીએ** તો જગતમાં કાંઈ કાંઈનું કારણુ નથી, કાંઈ થતુંએ નથી અને થનારે નથી, છે તેમ છે, **સર્વ અજાત છે–એજ બ્રહ્મ છે, એજ સત્ય છે. આ અજાતવાદ પણુ કહેવાય છે તે અદ્વૈતનો ઉત્તમ સિદ્ધાંત છે.**

ઉપર **ઈશ્વરરચિત દ્વૈત** અદ્વૈતજ્ઞાન થવામાં બાધ કર્તા નથી તે વિષે વિવેચન કર્યું છે **હવે જીવ રચિત દ્વૈત સંબંધે કહીશું.** તે શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એમ બે પ્રકારનું છે શાસ્ત્રીયદ્વૈત શાસ્ત્રે પ્રતિપાદન કરેલુ એવું માનસ જગત છે એ ગ્રહણુ કરવા યોગ્ય છે. પણુ વસ્તુજ્ઞાન થતાં સુધી; પછી નહિં. બ્રહ્મવિચાર એજ શાસ્ત્રીયદ્વૈત તે શ્રવણુ અને મનન એટલે મનની કલ્પનાવાળું છે માટે માનસ જગત્ કહેવાય છે. શ્રવણુ મનનથી બ્રહ્મનો નિર્ણય થઈ જાય એટલે તે દ્વૈતહેય છે.

**आत्मब्रह्म विचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।**
**बुध्धे तत्त्वे तच्च हेय मिति श्रुत्यनुशासनम् ॥**
**शास्त्राण्य धीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ।**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत् तान्यथोत्सृजेत् ॥**
**ग्रंथमभ्यस्य मेधावी ज्ञान विज्ञान तत्परः ।**
**पलालमिव धान्यार्थी त्यजेद् ग्रंथमशेषतः ॥**
**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नानुध्यायान् बहून्शब्दान् वाचो विग्लापनं हि तत् ॥**
**तमे वैकं विजानीथह्यन्या वाचो विमुंचथ ।**
**यच्छेद् वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥**

વિવેકઆદિ યુકત અધિકારી શાસ્ત્રનું અધ્યયન (શ્રવણુ કર્યા પછી) કરે અને વારંવાર વિચારરૂપ મનન કરે ને કોઈપણુ સંશય વિપર્યય રહિત પરબ્રહ્મને વિશેષે કરીને જાણે અને એવી રીતે જાણ્યા પછી રાંધી રહ્યા પછી સળગતાં લાકડાંનો જેમ ત્યાગ કરવામાં આવે છે તેમ સર્વ શાસ્ત્રનો ત્યાગ કરી (બ્રહ્મધ્યાનમાંજ) રહે. જેણે જગતને મિથ્યા જાણી બ્રહ્માત્મના એકત્વનો નિર્ણય કર્યો છે તે માત્ર ધાન્યનેજ ઈચ્છતો ખેડુત ડાંગરના ફુસકાને ત્યાગી દે તેમ શાસ્ત્રને ત્યાગે.

બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન ધીર પુરૂષ અને બ્રહ્મ થવાને ઈચ્છતો પુરૂષ તે બ્રાહ્મણ કહેવાય છે તે પ્રત્યગ ભિન્ન પરમાત્માને વિશેષે જાણીને તેમાંજ નિષ્ટા કરે (**અખંડાકારવૃત્તિ કરે**) બહુ શબ્દોને ન બોલે. વાણીને મનમાં લય કરે ને અન્ય વાણીના વિલાસોને મુકી દે.

**અશાસ્ત્રીય દ્વૈત** પણ તીવ્ર અને મંદ એ બે પ્રકારનું છે. કામક્રોધાદિ તીવ્ર છે અને મનોરાજ્ય (શેખશલ્લીના વિચારરૂપ) મંદ છે. તે બને દ્વૈત તત્ત્વબોધ થતાં પહેલાં બોધની સિદ્ધિ માટે નિવારણ કરવા યોગ્ય છે. કેમકે તે જ્ઞાન થવાના સાધનો જે શમ અને સમાહિતત્વ (ચિત્તની એકાગ્રતા) છે તેમાં વિઘ્ન કરનારાં છે. એટલુંજ નહિં પણ તે તો જ્ઞાન થયા પછી પણ જીવન-મુક્તિના સુખને સિદ્ધિ માટે સર્વદા સર્વથા સર્વત્ર હોયજ છે કેમકે કામક્રોધાદિ કલેશરૂપ બંધ જ્યાંસુધી પુરૂષને વળગેલા છે ત્યાંસુધી તેને મુક્તત્વ નથી.

**बोधादूर्ध्वं च तद्धेयं जीवनमुक्ति प्रसिद्धये ।**
**कामादि क्लेश बंधेन युक्तस्य न हि मुक्तता ॥**
**तत्वं बुध्ध्वाऽपि, कामादीन्नि शेषं न जहासि चेत् ।**
**यथेष्टाचरणं ते स्यात्, कर्मशास्त्रातिलंघिनः ॥**
**बुध्ध्वा द्वैतस्वतत्त्वस्य, यथेष्टाचरणं यदि ।**
**शूनां तत्त्वदृशां चैव को भेदोऽशुचि भक्षणे ॥**
**बोधात्पुरा मनोमात्र दोषात्, क्लिश्नास्यथाऽधुना ।**
**अशेष लोकनिंदा चेत्य हो ते बोध वैभवम् ॥**
**विड्वराहादि तुल्यत्वं मा कांक्षी स्तत्त्वविद् भवान् ।**
**सर्वधी दोष संत्यागात् लोकैः पूज्यस्व देववत् ॥**
**काम्यादि दोष दृष्ट्याद्याः कामादि त्याग हेतवः ।**
**प्रसिद्धा मोक्ष शास्त्रेषु तानन्विष्य सुखीभव ॥**

વૈરાગ્યાદિનું સંપાદન કરીને અત્યંત અનર્થના હેતુરૂપ કામાદિને જ્ઞાન થતાં સુધીમાં ત્યાગવા એ વાત ઠીક છે તો પણ જ્ઞાન થયા પછી આ અશાસ્ત્રીય તીવ્ર માનસ જગતૂરૂપ કામાદિનો સ્વીકાર માત્ર સુખદુઃખના અનુભવને માટેજ (ઐહિક ભોગ પૂરતા કામાદિનો ઉદ્‌ભવ થાય) કરવામાં આવે તો તેમાં શી હાનિ છે વારૂ ? **આ શંકાના સમાધાન માટે ઉપરના શ્લોકો છે.**

કામાદિક સર્વદા હોયજ છે. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગનો અધિકાર બતાવે છે એ આપણે જાણીએ છીએ. તત્ત્વજ્ઞાની થઈને કર્મ માર્ગ ઉલ્લંઘન કરેલો પુરૂષ "હું તત્ત્વવેત્તા છું—તત્ત્વરૂપ છું, મને આત્માને કોઈ જાતનો બાધ નથી, ઇંદ્રિયો ઇંદ્રિયોના ધર્મમાં પ્રવર્તે તેમાં મારે (આત્માને) કાંઈ લેવા દેવા નથી" એમ સમજી સમજાવી પોતાની તત્ત્વજ્ઞતાના અભિમાનવડે કામાદિનો સ્વીકાર કરે તો તેમ કરવું એ તેનું યથેષ્ટાચરણ સ્વચ્છંદી કે મનસ્વી આચરણજ કહેવાય. (વંઠીજ જવાય). આચરણ જ્યારે યથેષ્ટ થાય ત્યારે આદ્યાઆદ્ય કે અભક્ષ્યાભક્ષ્યનો પણ વિવેક નીકળી જાય અને મનમાં જેમ આવે તેમ વર્તે, તત્ત્વજ્ઞાનીમાંજ જો આમ જોવામાં આવે તો પછી તે તત્ત્વજ્ઞાની અને શ્વાન (કુતરા)માં વ્યવહારનો શો ભેદ રહ્યો ? **પૂજ્યપાદ સુરેશ્વરાચાર્ય** ઉદાહરણ આપે છે કે જ્યાંસુધીમાં જ્ઞાનદશાની પ્રાપ્તિ થઈ ન હતી ત્યાંસુધીમાં કામક્રોધાદિક માત્ર ચિત્તના દોષથીજ તને કલેશ થતો હતો અને હવે તો બધા લોકો તારા યથેષ્ટાચરણની નિંદા કરે છે તે પણ તારે સહન કરવું પડે છે અર્થાત નિંદાના સહન કરવારૂપ (તિરસ્કારના પાત્ર થવારૂપ) તારે બમણો કલેશ સહન

કરવો પડે છે. જે જ્ઞાનદશા ક્લેશ માત્રનું ઉચ્છેદન કરનારી છે તેજ જ્ઞાનદશા જ્યારે ક્લેશ વધારે છે ત્યારે તો તારા આ જ્ઞાનના વૈભવનું શું વર્ણન કરવું ? તારા બોધનો વૈભવ બહુ મોટો ગણાય ! ! આ યથેષ્ટાચરણથી તારૂં જ્ઞાન નિરર્થક થાય છે; માટે હે તાત ! વિષ્ટાદી મલિન પદાર્થ ખાનારાં ગામના ડુક્કર (ભુંડ)ના જેવી અવસ્થાને તું નહિં ઇચ્છ. શૂકરના સમાન વર્તવાની ઇચ્છા ન રાખ. તારી બુદ્ધિમાંથી કામ ક્રોધ લોભ આદિ સર્વ દોષમાત્ર કાઢી નાંખ. (તે દોષો નાશ પામે એમ વરત) અને પછી તારા (શુભ) આચરણવડે સર્વ લોકમાં દેવની સમાન પૂજા લે.

કર્મ ઉપાસના કરીને વિવેક વૈરાગ્યાદિક સાધન સંપત્તિના આશ્રયથીજ સદ્ગુરૂના મુખથી સત્શાસ્ત્રોના શ્રવણ મનન તથા નિદિધ્યાસનનો અભ્યાસ કરી જેઓ **આત્મ સાક્ષાત્કારી** (અવસ્થા ત્રયના સાક્ષી, અસંગ, અક્રિય અને સચ્ચિદાનંદ રૂપ આત્મા હું છું એવા આત્મ સ્વરૂપના દૃઢ અપરોક્ષ જ્ઞાનને પ્રાપ્ત) થયેલા છે એવા જ્ઞાની સિદ્ધોના મન અને ઇન્દ્રિયો અયોગ્ય આચારોમાં કેવી રીતે પ્રવૃત્ત થઈ શકે વારૂ ? કારણ કે સાધકાવસ્થામાંથી સિદ્ધાવસ્થામાં આવતાં સુધીમાંનાજ સંસ્કારો દેહ તથા મનમાં દેહાવસાન થતાં સુધી સહજ પ્રકટજ હોય છે; જે લક્ષણો સાધકાવસ્થામાં સાધકમાં નિગ્રહપૂર્વક થયેલા દેખાય છે **તેજ લક્ષણો સિદ્ધાવસ્થામાં નિગ્રહરહિત સહજ તે જ્ઞાની જીવનમુક્તમાં રહેલા હોય છે.** જેવી રીતે કુલાલ (કુંભાર) ઘડાની સિદ્ધિ માટે ચક્રને ગતિ આપે છે અને તેજ ગતિથી ઘટની સિદ્ધિ થતાં તે ઘટને કાઢી લેવાં છતાં તે ચક્રનું ભ્રમણ ચાલ્યાજ કરે છે એવોજ પ્રકાર અત્રે સમજી લેવો. જે પ્રકારની ગતિ આપી ઘટ તૈયાર થયો તે તૈયાર થતાં ઘટને ઉપાડી લેવાથી તે ચક્રની ગતિ ફરી જઈ વિરૂદ્ધ ગતિથી તે ભ્રમણ કરશે એમ કદાપિ બની શકે ખરૂં ? નજ બની શકે. તેજ પ્રમાણે સાધકના મન અને ઇન્દ્રિયો સાધક દશામાં સદાચારથી વર્તે અને તે સિદ્ધાવસ્થામાં આવે ત્યારે તેનો અનાચાર વ્યવહાર થાય ખરો કે ? કદાચ એવી શંકા થાય કે શાસ્ત્રમાં વળી જ્ઞાનીના વર્તન વિશેના નિયમનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. વિધિનિષેધ તેને નથી **તેનું સમાધાન એ રીતે છે** કે **વસિષ્ટજી રામચંદ્રજીના ઉપાધ્યાયનું** કામ કરતા હતા, **શુકદેવજી** નગ્ન ફરતા હતા, **જનક રાઘવ** આદિ રાજ્ય કર્તા હતા, **યાજ્ઞવલ્ક્ય** બે સ્ત્રીઓ સહિત વ્યવહાર ચલાવતા હતા, **નારદજી** પરમભક્ત હતા એ આદિ જ્ઞાની બ્રહ્મનિષ્ઠોનો વર્તનમાં જો કે એક સરખો નિયમ ન હતો એ વાત સત્ય છે તો પણ તેમનામાંથી કોઇપણ અનાચારી ન હતા. કદાચ કોઈ પ્રસંગે કાંઈ અનાચાર (પ્રારબ્ધ યોગે) તે જ્ઞાનીથી થઈ જાય તો તે તેને બાધ કર્તા થતો નથી એવી રીતે પણ શાસ્ત્રો પ્રતિપાદન કરે છે તથાપી તેવું ઉદાહરણ માત્ર અપવાદરૂપેજ હોય છે. ને તે અપવાદનો શબ્દજ્ઞાનીઓ ખોટો લાભ લેતા જોવામાં આવે છે એવાઓને સંતજનોએ પાખંડીની પદવી આપેલી છે.

**શ્રીકૃષ્ણ ભગવાને** પણ **શ્રીભગવદ્ગીતા**માં કામક્રોધાદિ શત્રુઓને આ લોકમાંજ(જીવતાંજ) જીતવાને તથા તેમનો વેગ સહન કરવાને અને જ્ઞાનીઓના સર્વ વિક્ષેપોની શાંતિ સ્વભાવસિદ્ધ છે એમ બોધ કરેલો છે ને ઉદાહરણ આપી સમજાવેલ પણ છે:—

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीर विमोक्षणात् ।**
**काम क्रोधाद्भवं वेगं, सयुक्तः ससुखीनरः ॥**

જેમ પ્રાણ રહિત માણુસના શબ ( મુડદા )ને સુંદર સ્ત્રીયોના આલિંગનથી કામ કે તેને બાળવાથી ક્રોધ ઉપજતો નથી, તેમ જે મહાત્મા પુરૂષ શરીરનો નાશ થયા પહેલાં જીવિત અવસ્થામાંજ (સ્ત્રી તથા દ્રવ્યની તૃષ્ણા) તથા ક્રોધના અત્યંત બળવાન વેગને વિષયોમાં વારંવાર દોષ

દર્શન કરવાથી ઉપજેલા **વશીકાર વૈરાગ્યવડે** સહન કરવાને સમર્થ થાય છે તેજ **પુરૂષ યોગી છે તેજ પુરૂષ સુખી છે.** અને તેજ **પુરૂષ પરમ પુરૂષાર્થ સંપાદન** કરનાર **હોવાથી નર છે** (બીજા બહિર્મુખ વિષયાસક્ત પુરૂષ તો માણસના આકારવાળા છતાં પશુરૂપજ છે.)

**येषां त्वंतगतं पापं, जनानां पुण्यकर्मणाम ।**

**ते द्वद्व मोह निर्मुक्ता, भजन्ते मां दृढव्रताः ॥**

સર્વ પ્રાણીઓ સ્થૂળ દેહની ઉત્પત્તિ પછી અનુકૂળ વસ્તુ મેળવવાની અભિલાષા (ઇચ્છા) અને પ્રતિકૂળ વસ્તુના આગમનના દ્વેષથી ઉપજતા સુખ દુઃખરૂપી (દ્વંદ્વ) મોહે કરીને નિત્યાનિત્ય વસ્તુના વિવેકની અયોગ્યતારૂપ સંમોહને પામે છે **એજ મારી યોગમાયા** છે પણ જે પુણ્યવાન જનોના પાપ કર્મનો અંત આવ્યો છે તેઓ તે દ્વંદ્વ મોહથી મુક્ત થઈ આ આત્મા જે અજ અને અવ્યય છે તેજ પ્રકારથી ભજવા યોગ્ય છે એવા સ્થિર સંકલ્પવાળા થઈ મને ભજે છે.

**इहैव तैर्जितः सर्गो, येषां साम्ये स्थितं मनः ।**

**निर्दोषं हि समंब्रह्म, तस्माद्ब्रह्मणि तेस्थिताः ॥**

પરસ્પર વિષમ સ્વભાવવાળાં સર્વ ભૂતોમાં પણ એક સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ સમાનપણે રહેલ છે એવા **સમભાવના વિચાર**માં જેમનું પવિત્ર થયેલું મન નિશ્ચળ ભાવને પામ્યું છે તેમણે જીવતાંજ આ દ્વૈત પ્રપંચને જીતેલો છે કેમકે તે પરબ્રહ્મ જન્મ મરણઆદિ રહિત (સર્વ વિકારો રહિત) તથા સર્વત્ર એક રસ વ્યાપી રહેલ છે. તેથી તેવા **સમદ્રષ્ટિવાળા જીવનમુક્તિ પામેલા મહાત્મા** તે બ્રહ્મમાંજ અભેદરૂપે રહ્યા છે.

**आपूर्यमाणमचल प्रतिष्ठं, समुद्र मापः प्रविशंति यद्वत् ।**

**तद्वत्कामायं प्रविशंति सर्वे, सशांति माप्नोति नकामकामी ॥**

**विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।**

**निर्ममो निरहंकारः, सशांति मधिगच्छति ॥**

**एषा ब्राह्मी स्थितिः पार्थ, नैनां प्राप्यविमुह्यति ।**

**स्थित्वाऽस्यामंतकालेऽपि, ब्रह्म निर्वाण मृच्छति ॥**

જેવી રીતે ચોતરફથી (સર્વ નદીઓના જળવડે) પૂર્ણ ભરાયેલા સમુદ્રમાં વરસાદ આદિથી ઉત્પન્ન થયેલું બધું જળ પ્રવેશ કરે છે છતાં જેમ તે સમુદ્ર પોતાની મર્યાદાનો ત્યાગ કર્યા વિના અચળ પ્રતિષ્ટ રહે છે, જરાપણ ક્ષોભ પામતો નથી તેવી રીતે નિર્વિકારરૂપે સ્થિત રહેલા યોગીમાં (જીવનમુક્ત જ્ઞાની મહાત્મામાં) અજ્ઞાનીઓની તૃષ્ણાના વિષય જે શબ્દાદિ વિષયો તે પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થાય તોપણ તે તેને વિકાર કરી શકતા નથી, તેમને સર્વ વિક્ષેપોની શાંતિ સ્વભાવ સિદ્ધ છે, વિષયાસક્ત તૃષ્ણાવાળા પુરૂષને તે શાંતિ પ્રાપ્ત થતી નથી. પ્રકૃતિથી ઉપજેલા સર્વમાયીક (સાત્વીક, રાજસી ને તામસી) પદાર્થોની તૃષ્ણાનો ત્યાગ કરી, શરીરાદિના જીવનમાં સ્પૃહા નહિં રાખી, દ્રશ્યાદ્રશ્યમાયિક પદાર્થોની મમતા મૂકી અને શરીરાદિમાંથી પણ હુંપણાનો ત્યાગ કરી જે સ્વેચ્છાથી વિચરે છે અર્થાત જેની બુદ્ધિ સર્વત્ર નિર્લિપ્ત છે તેજ અવિદ્યાની નિવૃત્તિરૂપ શાંતિને પામે છે. **પરમાત્માના જ્ઞાનરૂપઆ બ્રાહ્મી સ્થિતિને પામીને** તે પુનઃ અજ્ઞાનને પામતો નથી કેમકે અજ્ઞાન ઉત્પત્તિથી રહિત હોવાને લીધે એકવાર તેનો જ્ઞાનથી નાશ થાય એટલેફરીને તે ઉપજી શકતું નથી. એવી **બ્રહ્મનિષ્ઠારૂપ સ્થિતિને** કોઇ મરણ (દેહના અવસાન) સમયે પ્રાપ્ત થાય તો તે પણ બ્રહ્માનંદરૂપ મોક્ષને પામે છે તો જેઓ ચિરકાળથી એ સ્વરૂપ સ્થિતિમાં રમણ કરતા હોય તે પામે તેમાં શું આશ્ચર્ય ? કાંઇજ નહિં.

ત્યારે સાધારણ રીતે એ સવાલ ઉત્પન્ન થશે કે સદાસર્વદા હેય એવા અનર્થના હેતુરૂપ કામક્રોધાદિનો ત્યાગ કેમ કરી શકાય ? તેને માટે ઉપર લખ્યો શ્લોક **કામ્યાદિ દોષ દૃષ્ટયાદ્યાઃ** ઈત્યાદિ શ્લોક છે, તેનો અર્થ એ છે કે જે કામનાના વિષય છે તેઓ કામ્ય કહેવાય છે, સ્ત્રી, ચંદનમાળા અને જગતમાંના તમામ ભોગ્ય પદાર્થો કામ્ય છે, એ કામ્યાદી વિષયો (એટલે એ બધાનો સમુહોમાં તેઓ અનિત્ય છે અને અતિશયતા દોષવાળા છે એમ વિચારવું. સ્ત્રીઆદિ કામ્યમાં તેના ઉપભોગ પહેલાંજ દોષ દ્રષ્ટિ કરવી તેથી કામ–ઈચ્છાની શાંતિ થાય છે. ક્રોધ સર્વ અનર્થ કરનાર, પોતાનું રૂધીર બાળનાર, અપયશ આપનાર, ધર્મ અને ધનનો નાશ કરનાર છે એમ દોષદૃષ્ટિ કરવાથી એ ક્રોધને શાંત કરે છે. આ સાધનો **શ્રીમદ્‌ભાગવત, શ્રીઆત્મપુરાણ, શ્રીયોગવાસિષ્ટ** ને **શ્રીભગવદ્‌ગીતા** આદિ મોક્ષશાસ્ત્રોમાં પ્રસિધ્ધ છે. **તૃપ્તિદીપમાં (પંચદશીમાં)** પણ આ દોષદ્રષ્ટી વર્ણવી છે.

**जगन्मिथ्या त्वधीभावादाक्षिप्तौ काम्य कामुकौ ।**
**तयोरभावे संतापः साम्येन्निःस्नेहदीपवत् ॥**

મારે માટે અને મને લાગતાં વળગતાંને માટે મારે કાંઈ કરવું જોઈએ આ બુદ્ધિ વિપરીત ભાવના છે તે જ્યારે નાશ પામી જાય અર્થાત્ ભોગવવા યોગ્યની ઈચ્છા અને તે ઈચ્છાવાળો (કામનાનો વિષય અને કામનાનો કર્તા) એ બંન્ને પ્રકારની બુદ્ધિ નીકળી જાય અને જગત મિથ્યા છે એવી બુધ્ધિની ભાવના બહુ દ્રઢ થઈ જાય એટલે પછી કામનાને નિમિત્તને લઈને થતો સંતાપ માત્ર તેલ વગરના દિવાની પેઠે નિવૃત્ત થઈ જાય છે. ઈંદ્રજાળના ખેલથી રચેલ ગંધર્વનગરમાં કાંઇ પણ પદાર્થ અને (આ ઇંદ્રજાળથી બનાવેલો છે એમ) જાણતો પુરૂષ તેની ઇચ્છા કરતો નથી પણ ઉલટો આને હસતો સતો ત્યાગવાને ઇચ્છે છે.

**गंधर्व पत्तने किंचिन्नैंद्रजालिक निर्मिते ।**
**जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ॥**

આ આપાત રમણીય (પ્રતીતિ માત્ર રમ્ય) ભોગોમાં વિચારવાળો પુરૂષ પ્રીતિ નથી પામતો. પણ એઓને દોષદૃષ્ટિથી ત્યાગવા ઈચ્છે છે.

**अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।**
**नाशे दुःखं व्ययेदुःखं, धिगर्थान् क्लेशकारिणः ॥**

**અર્થ:**—ધન અથવા વિષયને ભેગા કરવામાં (કમાવામાં) ક્લેશ છે, તેમજ તેમનું રક્ષણ કરવામાં પણ ક્લેશ છે. તેનો નાશ થવામાં દુઃખ અને તે વપરાઇ જાય તેમાં પણ દુઃખ છે. માટે તે ક્લેશ કરનાર ધન અથવા વિષયને ધિક્કાર છે.

**मांस पांचालिकायास्तु, यंत्र लोलेंग पिंजरे ।**
**स्नाय्वस्थि ग्रंथि शालिन्याः, स्त्रियाः किमिव शोभनम् ॥**

**અર્થ:**—નાડીઓ, હાડકાં અને માંસના લોચાવાળી તેમજ માંસની પૂતળીરૂપ એવી સ્ત્રીના યંત્રના જેવા ચંચળ શરીરરૂપી પાંજરામાં શું શોભા (સૌંદર્ય) છે ? કાંઈ નથીજ.

ક્ષુધાથી પીડાતો સતો પણ કોઈ પણ માણસ વિષ (ઝેર) ખાવાને નથી ઈચ્છતો. તેમજ મીઠાઇ ખાવાથી જેની તૃષ્ણા નાશ પામી છે એવો અને તે વિષને વિષ છે એમ જાણતો અમૂઢ પુરૂષ તેને ખાવાની ઇચ્છા કદી કરતો નથી.

**स्थानात् बीजात् उपष्टंभात् निस्पंदात् निधनादपि कायमाधेय शौचत्वात् पंडिताह्य शुचिं विदुः ॥**

આ દેહ મળમૂત્રનું સ્થાન છે, વીર્ય શોણીત તેનું બીજ છે હાડકાં જેવા અશુચિ પદાર્થ જેના થાંભલા છે. નવ દરવાજાવાળું છે જેમાંથી પણ દુર્ગંધી પદાર્થ શીવાય કાંઈ બીજું નીકળતું નથી. વળી મૃત્યુ વખતે મુડદું છે છતાં ( કાયામાં ) શૌચપણું ધારણ કર્યું છે તે ને પંડીતોએ ઉપલા કારણોથી અશુચીજ કહેલ છે.

આ એકલા કામાદીનો ત્યાગ કરવો એટલુંજ નહિં પણ મંદ અશાસ્ત્રીય દ્વૈત જે મનોરાજ્ય, તે પણ સઘળા અનર્થનું કારણ (સઘળા દોષોનું બીજક) હોવાથી શ્રીકૃષ્ણ પરમાત્માએ તેથી પણ હાનિ કહેલી છે:—

**ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।**
**संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥**

**શબ્દાર્થ:**—વિષયોનું ધ્યાન કરનારા પુરૂષોને તે વિષયોમાં આસકિત ઉપજે છે. આસકિતથી કામના (ઇચ્છા) ઉત્પન્ન થાય છે અને કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે.

**बुद्धितत्त्वेन धीदोषशून्ये नैकान्तवासिना ।**
**दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥**

મનોરાજ્યને નિવૃત્તિ પમાડવાનો ઉપાય **નિર્વિકલ્પ સમાધિ છે** અને તે સુખથી મેળવી શકાય છે. કેટલાક કહે છે કે યમ નિયમાદિ આઠે અંગોનું યથાર્થ અનુષ્ઠાન જેને કર્યું હોય તેનેજ નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તી છે પણ તેમજ નથી. શ્રીગુરૂ મુખથી શાસ્ત્રનું શ્રવણ કરી તેનું મનન કરી કરીને વિચારથી જેણે બ્રહ્મતત્ત્વ જાણેલું છે અને એમ જાણવાથી જેની બુદ્ધિમાંના કામ ક્રોધાદિક દોષો શૂન્યભાવને પામીને ગયા છે, વળી જે પુરૂષ જનરહિત દેશમાં નિવાસવાળો છે તેણે પ્રણવનો છ અથવા બારમાત્રાના કાળ સુધી ઉચ્ચાર કરવાથી દરેક શ્વાસોચ્છ્વાસમાં **કેવળ પ્રણવજ** આવવા જવાથી તેનું મનોરાજ્ય વિશેષ્ય કરીને જીતાય છે. એક દીર્ઘ અક્ષરના ઉચ્ચારણમાં જેટલો વખત જાય તેને માત્રા કહે છે—કોઇ ઠેકાણે પોતાના ઢીંચણને ફરતો હાથ ફેરવી ચપટી વગાડતાં જે વખત જાય તેને પણ માત્રા કહી છે. પ્રણવનો જપ સાધારણ રીતે કહીએ તો જેને આપણે 'ધૂન મચાવી' એમ કહીએ છીએ તેવીજ રીતે થાય છે વિશેષ રીતે શ્રીગુરૂ મુખથી જાણી લેવું.

જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે ઉપાય કરવાથી અભ્યાસીનું મનોરાજ્ય જીતાઈ જાય છે; ત્યારે મુંગો માણસ જેમ વાણીના સર્વ વ્યાપાર વગરનો દેખાય છે તેમ મન પણ મનોરાજ્ય વગરનું થતાં પોતાના સંકલ્પ વિકલ્પાદિ વ્યાપાર વગરનું થઇ જાય છે ને તેવું દેખાય છે. ચિત્તની આ અવસ્થા શ્રી **યોગવસિષ્ઠ ગ્રંથમાં** શ્રી **વસિષ્ઠજીએ** ઘણે પ્રકારે શ્રી **રામચંદ્રજી પ્રત્યે** કહી બતાવી છે:—

**'नेहनानास्ति किंचन'** અહિંઆ નાનાત્વ (અનેકપણું) કાંઈ પણ નથી. ઇત્યાદિ **શ્રુતિ** પ્રમાણે અદ્વિતીય બ્રહ્મ વિના કાંઇપણ જગતનો અભાવ છે. આવા જગતના અભાવરૂપ જ્ઞાનવડે મનથી જે કાંઈ દૃશ્ય માનેલ હતું તેનું નિવારણ થયું એટલે પછી જે અવશેષ રહ્યું **તેજ પરમ નિર્વાણ મોક્ષ સુખ** અથવા વેદાંત શાસ્ત્રનું સારી રીતે વિચારપૂર્વક મનન થયું હોય અને પરસ્પર (ગુરૂ શિષ્યાદિના) સંવાદરૂપે ઘણા કાળ સુધી તે વિષય ચર્ચાઇ અપરોક્ષ અનુભવની પ્રતીતિ થઇ હોય તો પછી કાંઇપણ કરવાનું કે જાણવાનું બાકી રહેતું નથી.

**विचारितमलंशास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।**
**संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमंपदम् ॥**

આથી વાસના માત્રનો ત્યાગ થાય છે અને મન વૃત્તિ વગરનું થઈ તૂષ્ણીભાવ (મૌનપણું) ધારણ કરે છે. અર્થાત્ કોઈ પણ જાતની વાસનાના બુદ્‌બુદ્ તેમાં ઉઠતા નથી ને પોતાના સ્વરૂપમાં લય પામે છે. આમ ચિત્તનો લય થયો એટલે તેનાથી અધિક કોઇપણ પુરૂષાર્થ નથી. આમ ચિત્ત વૃત્તિઓ વગરનું થઇ ગયું હોય તો પણ

**विक्षिप्यते कदाचिद्धीः कर्मणा भोगदायिना ।**
**पुनः समाहिता सा स्यात् तदैवाभ्यास पाटवात् ॥**

સુખદુઃખ આપનારા પ્રારબ્ધ કર્મોની પ્રબળતાવડે વખતે બુદ્ધિમાં વિક્ષેપ આવી જાય તથાપિ જે જ્ઞાનીનો અભ્યાસ બહુ દૃઢ છે તેને તે અભ્યાસની દૃઢતાવડેજ ફરીને પણ પાછી બુદ્ધિ તરતજ એકાગ્ર થઈ જાય છે.

**दर्शना दर्शनेहित्वा, स्वयं केवलरूपतः ।**
**यस्तिष्ठतिस तु ब्रह्मन् ब्रह्म न ब्रह्मवित् स्वयम् ॥**

**વિવેચનઃ—**જે પુરૂષ "હું બ્રહ્મને જાણું છું અને નથી જાણતો" આમ (જ્ઞાન અજ્ઞાનને છોડી દઇને) એ રીતની પ્રતીતિની વાણી બોલતો નથી પણ તેને છોડીને પોતે પોતાની મેળે કેવળ ચિદ્રૂપથી રહે છે (પોતે અદ્વિતીયરૂપ ચૈતન્ય માત્ર પણાવડેજ રહે છે) **તે પોતેજ બ્રહ્મજ છે પણ હે બ્રહ્મન્! તે કાંઈ બ્રહ્મને જાણનાર છે એમ કહેવાય નહિં એમ શ્રી વસિષ્ટ મુનિ કહે છે.** જેને વિક્ષેપ નથી તેનું બ્રહ્મનું જાણવાપણું નથી મનાતું પણ તે તો બ્રહ્મજ છે.

**जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।**
**लभ्यतेऽसावतोऽत्रेदमीश द्वैताद् विवेचितम् ॥**

**વિવેચનઃ—**જીજ્ઞાસુને જ્ઞાન પ્રાપ્તિ થતાં સુધીમાં જુદાજુદા પ્રકારની અવસ્થા થાય છે. શાસ્ત્રમાં ઘણે ઠેકાણે તેણે ભૂમિકા નામથી વ્યવહરી છે. **સૌથી છેલ્લી ભૂમિકા તે જીવનમુક્તિની પરાકાષ્ઠા છે** જીવ દ્વૈત છોડી દેવાથી અર્થાત્ બધી જાતના મનોમય જગતના ત્યાગથી તે અવસ્થા પ્રાપ્ત થાય છે. એટલા માટે આ દ્વૈતવિવેક કહી ઇશ્વરરચિત જગતથી જીવરચિત જગત્ જુદું પાડી–વિવેચન કરી બતાવ્યું છે.



# પ્રકરણ સાતમું.

## વેદોએ કરેલી નિર્ગુણબ્રહ્મની સ્તુતીનો સાર.

### ( શ્રીમદ્ ભાગવતમાંથી લીધેલો )

**પરીક્ષિતરાજાએ પુછ્યું કે હે શુકદેવજી! વેદ કે જે શબ્દરૂપ છે.** તેની પ્રવૃત્તિ પરબ્રહ્મમાં કેવી રીતે ઘટી શકે? તે કૃપા કરી કહો; કેમકે મુખ્યા, લક્ષણા અને ગૌણી એ ત્રણ પ્રકારની વૃત્તિથી શબ્દો પ્રવર્તે છે. મુખ્યા વૃત્તિમાં પણ રૂઢી અને યોગ એ બે પ્રકાર રહ્યા છે. તેમાં આ શબ્દમાંથી આ અર્થ સમજવો એવી ઇશ્વરેચ્છારૂપ શક્તિ શબ્દ અને અર્થમાં રહે છે. અને સ્વરૂપથી, જાતિથી અથવા ગુણથી (ક્રિયાથી) જે વસ્તુ નિર્દેશ કરવાને યોગ્ય હોય તેમાં શબ્દ અને અર્થના સંકેતરૂપ તે શક્તિથી રૂઢી પ્રવર્તે છે. જેમકે 'ડિત્થ' એ સંજ્ઞા (શબ્દ) માત્ર સ્વરૂપથીજ નિર્દેશ કરવા યોગ્ય વસ્તુમાં પ્રવર્તે છે. 'ગોત્વ' (ગાય) એ જાતિથી અને 'શુક્લ' (ધોળો) એ શબ્દગુણથી તેવી રીતે પ્રવર્તે છે. ત્યારે લક્ષણા નામની બીજી વૃત્તિ શબ્દ અને અર્થના સંકેતથી કહેવાયેલા પદાર્થમાં પ્રવૃત્તિનો બાધ આવવાથી તે પદાર્થની સંબંધી વસ્તુમાં પ્રવર્તે છે. જેમકે **'गंगायां घोष:'** [ ગંગાજીમાં આહેર લોકોનું ગામ (નેસડો) છે. ] ત્યાં ગંગાજીના તીરમાં લક્ષણા થાય છે. ગંગા શબ્દમાં કે પ્રવાહરૂપ અર્થમાં થતી નથી. અને ગૌણી નામની ત્રીજી વૃત્તિ શબ્દ અને અર્થના સંકેતથી કહેવાયલા પદાર્થે જણાવેલા ગુણવાળી વસ્તુમાં પ્રવર્તે છે. જેમકે **सिंहो देवदत्त:'** ( દેવદત્ત નામનો માણસ સિંહ છે ) એ ઠેકાણે સિંહરૂપ શબ્દ અને તેના સાહસી પશુરૂપ અર્થના સંકેતથી જે પદાર્થ કહેવાય છે તેણે જણાવેલ સાહસીપણા આદિ ગુણોવાળા દેવદત્ત પુરૂષમાં સિંહ શબ્દની ગૌણી વૃત્તિ પ્રવર્તે છે. હવે મુખ્યાવૃત્તિનો બીજો પેટા વિભાગ 'યોગવૃત્તિ' એ પ્રતિપાદન કરેલા પદાર્થના અથવા તેવાજ પ્રકૃત્યર્થ અને પ્રત્યયાર્થના યોગથી પ્રવર્તે છે. જેમકે **'पंकजम्'** એ શબ્દમાં પ્રકૃતિરૂપ **जन्** ધાતુનો જન્મમાં સંકેત છે અને સપ્તમ્યંત પંક શબ્દને ઉપપદ રાખીને પાણિનીય સૂત્ર **'सप्तम्यां जनेर्ड:'** પ્રમાણે **जन्** ધાતુથી **ड** પ્રત્યય કરેલો છે. આમાં જાતિ, ગુણ કે ક્રિયા વગરના **जन्** અને **ड** રૂપ સંજ્ઞા શબ્દો એક એક વ્યક્તિનેજ ઉપસ્થિત કરનારા છે માટે સ્વરૂપ રૂઢીથી પ્રતિપાદન કરેલા પ્રકૃત્યર્થ જન્મ અને પ્રત્યયાર્થ કર્તાના યોગથી યોગવૃત્તિ પ્રવર્તિ છે. તેવી રીતે **'औपगव:'** (ઊપગુનો પુત્ર) એ શબ્દમાં ઉપગુનો (જેની પાસે ગાય છે તે ઉપગુ) એક દેશ (ભાગ) ગૌ શબ્દ છે તે જાતિ શબ્દ છે. અને **'प्राग्दीव्यतोण'** એ પાણિનીય અધિકાર સૂત્ર પ્રમાણે કરેલો **अण्** પ્રત્યય પણ અનેક અર્થોને કહેનારો હોવાથી જાતિ શબ્દ છે; માટે જાતિ રૂઢીએ પ્રતિ પાદન કરેલા પ્રકૃત્યર્થ ઊપગુ નામનો પુરૂષ અને પ્રત્યયાર્થ પુત્રના યોગથી યોગવૃત્તિ પ્રવર્તે છે. વળી **'पाचक:'** ( રાંધનાર ) એ શબ્દમાં **पच्** ધાતુ રાંધવારૂપ ક્રિયાને કહેનાર હોવાથી ગુણ શબ્દ છે. અને **'ण्वुलतृचौ'** પાણિનીય સૂત્ર પ્રમાણે થયેલા **ण्वुल** પ્રત્યય પણ રાંધનારના વ્યાપારરૂપ ગુણ ને ( **पच्** ધાતુની સંનિધીથી કર્તાને ) કહેનાર હોવાથી ગુણ શબ્દ છે માટે ગુણ રૂઢીએ પ્રતિપાદન કરેલા પ્રકૃત્યર્થ ક્રિયા અને પ્રત્યયાર્થ વ્યાપારના યોગથી યોગવૃત્તિ પ્રવર્તેલી છે. અને **नीलरक्तो घट:** (ઘડોશ્યામ અને રાતો છે) ત્યાં **नील** અને **रक्त** એ બંને ગુણ વાચક છે અને **घट** દ્રવ્ય

વાચક શબ્દ છે તેથી (પ્રવૃત્તિના નિમિત્તો ભિન્ન ભિન્ન હોવાથી) વિશેષણ વિશેષ્ય ભાવથી સામાનાધિકરણ્ય (એક અર્થને કહેવાપણું) નહિં બનવાને લીધે **नील** અને **रक्त** શબ્દની નીલરૂપવાન્ અને રક્ત રૂપવાન્માં લક્ષણા સ્વીકારીને તેઓમાં દ્રવ્ય વાચકપણું સ્વીકારેલું છે તો આ સ્થળમાં લક્ષણા વૃત્તિથી પ્રતિપાદન કરેલા નીલરૂપવાન્ અને રક્તરૂપવાન્ પદાર્થના યોગથી યોગવૃત્તિ પ્રવર્તે છે. તેમજ '**सिंहाग्निर्देवदत्त**:' દેવદત્ત નામનો પુરૂષસિંહ અને અગ્નિ છે) એ વાકયમાં સાહસીપણું આદિ-સિંહના અને પિંગળપણા આદિ અગ્નિના ગુણોવાળા દેવદત્તમાં ગૌણી વૃત્તિએ પ્રતિપાદન કરેલા સિંહસદૃશ અને અગ્નિ સદૃશ પદાર્થોના વિભકિત મૂલક યોગથી યોગવૃત્તિ પ્રવર્તેલી છે. આ પ્રમાણે શબ્દોની પ્રવૃત્તિનો સિધ્ધાંત છે તો શબ્દરૂપ વેદની શ્રુતિઓની પરબ્રહ્મમાં સાક્ષાત્ પ્રવૃત્તિ રહી કેવી રીતે સંભવે? અર્થાત્ સંભવતી નથી કેમકે સ્વરૂપ, જાતિ, ગુણ કે ક્રિયાથી પરબ્રહ્મનો નિર્દેશ થઇ શકતો નથી, તેમ યોગવૃત્તિની રીતિથી પણ પ્રવૃત્તિ થવી સંભવતી નથી કેમકે પરબ્રહ્મ કાર્ય અને કારણોથી પર અને અસંગ છે તેથી તે કોઇ પ્રકારના પણ યોગથી રહિત છે. તેમ લક્ષણાવૃત્તિની રીતે પણ સંભવતી નથી કેમકે લક્ષણામાં સંબંધની આવશ્યકતા છે અને પરબ્રહ્મને કોઇથી પણ સંબંધ નથી તેમ વળી ગૌણી વૃત્તિની રીતે પણ પ્રવૃત્તિ સંભવતી નથી કેમકે શ્રુતિઓ કદાચ ગુણનું નિરૂપણ કરે પણ પરબ્રહ્મ પોતે નિર્ગુણ છે માટે શ્રુતિઓ પરબ્રહ્મમાં શી રીતે પ્રવર્તે છે તે કૃપા કરીને કહો.

**શુકદેવજી ઉત્તર આપે છેઃ**—માયોપાધિક છતાં પણ તે ઉપાધિને વશ નહિં રહેવાને લીધે નિત્ય મુક્તપણું ધરાવનારા, સર્વજ્ઞ, સર્વ શકિતવાળા, સર્વના સ્વામી, સર્વના નિયંતા, સઘળાઓએ ઉપાસના કરવા યોગ્ય, સર્વ કર્મોના ફળ આપનાર, સઘળા શુભ ગુણોના ભંડારરૂપ અને સચ્ચિદાનંદ ઈશ્વરે પ્રલયકાળમાં પોતાનામાં સૂઇ ગયેલા જીવોને વિષય ભોગરૂપ અર્થ દેવા સારૂ, જન્મથી માંડીને કર્મ કરવારૂપ ધર્મ દેવા સારૂ, પરલોકમાં મોકલીને તે તે લોકનાં સુખ ભોગરૂપ કામ દેવા સારૂ અને કલ્પનાની નિવૃત્તિરૂપ મોક્ષ દેવા સારૂ બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણને સ્રજ્યાં છે. તે બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણરૂપ અંતઃકરણ અથવા લિંગ શરીર ન હોય તો અર્થ, ધર્મ કે કામ થઈ શકે નહિં અને સ્વરૂપનો વિચાર નહિં થઈ શકવાને લીધે મોક્ષ પણ થાય નહિં. સંસારી જીવને સંસારની નિવૃત્તિ કરવા સારૂ "તે (**तत्**) ઉપર કહેલા ગુણવાળો ઈશ્વર તું (**त्वं**) છે (**असि**)" એમ વેદના વાકયો સમજાવે છે. આમાં નિત્ય મુકત ઈશ્વરને કહેનાર 'તે **तत्**' પદ અને સંસારી જીવને કહેનાર 'તું **त्वं**' પદનું એક અર્થને કહેનારપણું બીજા કોઈ પ્રકારથી નહિં ઘટતાં "**પરબ્રહ્મરૂપથી તમે બંન્ને એક છો**" એવો અભિપ્રાય લઈએ તો ઘટે છે. બીજા કોઈ પ્રકારથી ઘટતું નથી. તે આ રીતે કે જેમ "વિશ્વદેવા જેના દેવતા છે એવી આમિક્ષા (ઉના ઉના દૂધમાં દહીં નાંખવાથી ફાટી જઇને જે વિકૃતી થાય છે તે) છે" એ અર્થવાળા **वैश्वदेवी आमिक्षा** એ વાકયમાં શાસ્ત્રરીતિ પ્રમાણે **वैश्वदेवी** એ પદજ સઘળો અર્થ જણાવે છે અને **आमिक्षा** એ પદ તો માત્ર તાત્પર્ય ગ્રાહકજ છે માટે એ વાક્યમાં બે પદ મળી એકજ અર્થ કહેવામાં આવે છે તેમ '**तत्त्वमसि** તે તું છે' એ વાકયમાં 'તે' અને 'તું' પદથી એકજ અર્થ કહેવામાં આવતો નથી કેમકે સર્વજ્ઞતાદિક ગુણવાળો માયોપાધિક ઈશ્વર 'તે' પદનો અર્થ અને 'તું' પદનો અર્થ અલ્પજ્ઞત્વાદિક ગુણવાળો અવિદ્યોપાધિક જીવ હોવાથી બંન્ને પદનું પરસ્પરથી ભિન્નાર્થપણું છે. '**नीलंउत्पलं**' (શ્યામકમળ) એ વાકયમાં જેમ શ્યામગુણને કહેનારૂં **नील**પદ પોતાના અર્થને નહિં છોડતાં **निरूढ** અનાદિકાળની પરંપરાથી ચાલી આવેલી લક્ષણાદ્વારા નીલરૂપવાળું એ અર્થમાં આવીને ઉત્પલનું વિશેષણ થાય છે અને એવી રીતે **नील** અને **उत्पल**

એ બે પરસ્પર અવિરૂધ્ધ સ્વભાવવાળા હોવાથી વિશેષણ વિશેષ્યભાવ પામીને એક અર્થને કહેનારા થાય છે તેમ '**तत्त्वमसि** તે તું છે' એ વાકયમાં 'તે' અને 'તું' એ બે પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં છે તેથી વિશેષણ વિશેષ્ય ભાવની રીતે પણ એક અર્થને કહેનારાં ઘટતાં નથી તેમજ 'પ્રફુલ્લિત વૃક્ષવાળી ગંગા' એ વાકયમાં જેમ 'ગંગા' એ પદના પ્રવાહરૂપ અર્થને તમામ છોડી દઇને સંબંધી લક્ષણાથી પ્રવાહની સાથે સંબંધ રાખનારા તીરને કહી 'પ્રફુલ્લિત વૃક્ષવાળી' એ પદ સાથે એક અર્થને કહેનાર થાય છે પણ 'તે તું છે' એ વાક્યમાં કોઇ પદ પોતાનો સર્વ અર્થ છોડી દઇને કોઇ ત્રીજા સંબંધીમાં લાગુ પડનાર નહિં હોવાથી સંબંધી લક્ષણાથી પણ એ બે પદનું એક અર્થને કહેનારપણું ઘટતું નથી. આ પ્રમાણે બીજા કોઈ પ્રકારથી એક અર્થને કહેનારપણું ઘટતું નથી માટે '**सोऽयंदेवदत्त**:' (તે આ દેવદત્ત છે) એ વાક્યની પેઠે વિરૂદ્ધ અંશોનો ત્યાગ અને બંન્નેમાં અનુગત સમાન અંશનું ગ્રહણ કરી 'તે' અને 'તુ' પદનું એકાર્થને કહેનારપણું થાય છે અને તેમાં 'પરબ્રહ્મરૂપથી તમે બંન્ને એક છો' એવો વાસ્તવીક અભિપ્રાય આવે છે. એક સમયે કાશીમાં દેખેલો દેવદત્ત નામનો માણસ પાછો ઘણો કાળ વચમાં જતાં બીજા દેશમાં દેખવામાં આવતાં તેને તે માણસ ભૂલી જઈને આ બીજો છે એમ માનતો હતો તેને કોઈ ઓળખનાર ડાહ્યા પુરૂષે કહ્યું કે 'તેજ આ દેવદત્ત છે' એ વાકયમાં 'તે' શબ્દ ઘણા દૂર દેશ અને કાળને સૂચવે છે અને 'આ' શબ્દ પાસેના દેશકાળ બતાવે છે તો આ વાકયમાં દૂર અને સમીપ દેશકાળની એકતા નહિં ઘટતાં બંન્નેમાંથી દેશકાળરૂપ પરસ્પર વિરૂદ્ધ અંશનો ત્યાગ અને બંન્નેમાં અનુગત દેવદત્તના પિંડરૂપી સમાન અંશનું ગ્રહણ કરી 'તે' અને 'આ' એ બે પદનું એકાર્થને કહેનારપણું ઘટે છે અને તેમાં દેવદત્તરૂપથી બંન્ને એક છે એવો વાસ્તવીક નિશ્ચય થાય છે. તેવી રીતે **જીવ પણ જે વાસ્તવિકરીતે બ્રહ્મ છતાંજ** અવિદ્યારૂપ ઉપાધિના દોષથી પોતાના સંસારી માનેલા સ્વરૂપને અસંસારી બ્રહ્મથી અત્યંત ભિન્ન માને છે **તેને શ્રુતિ કહે છે કે 'તે તું છે' (तत्त्वमसि)** આ વાક્યમાં 'તે' શબ્દ સર્વજ્ઞત્વાદિક ગુણવાળા ઇશ્વરને સુચવે છે અને 'તું' શબ્દ અલ્પજ્ઞત્વાદિક ગુણવાળા જીવને કહે છે. તો સર્વજ્ઞત્વાદિક અને અલ્પજ્ઞત્વાદિક ગુણોવાળા પદાર્થોની એકતા નહિં બનતાં બંન્નેમાંથી ગુણરૂપ પરસ્પર વિરૂદ્ધઅંશનો ત્યાગ અને બંન્નેમાં અનુગત ચૈતન્યરૂપી સમાન અંશનું ગ્રહણ કરી 'તે' અને 'તુ' એ બે પદનું એકાર્થને કહેનારપણું થાય છે અને તેમાં **ચૈતન્ય અર્થાત પરબ્રહ્મરૂપથી તમે બંન્ને એક છો એવો નિશ્ચય થાય છે** જેમ નિર્મળ અને મલિન એવા બે મોટા નાના અરીસામાં પડેલાં એક વસ્તુનાં બે નિર્મળ અને મલિન પ્રતિબિંબની એકતા કહેવી હોય તો ઉપાધિરૂપ બંન્ને અરીસાનો ત્યાગ કરી બિંબભૂત એક વસ્તુ સ્વરૂપે કહી શકાય છે તેમ નિર્મળ અરીસારૂપ માયામાં અને મેલાનાના અરીસારૂપ અવિદ્યામાં પડેલાં પરબ્રહ્મનાં બે સર્વજ્ઞ ઇશ્વર અને અલ્પજ્ઞ જીવરૂપી પ્રતિબિંબની એકતા ઉપાધિરૂપ માયા અને અવિદ્યાનો ત્યાગ કરી બિંબભૂત એક પરબ્રહ્મરૂપે કહી શકાય છે. આવી રીતે વિરૂદ્ધ ભાગનો ત્યાગ કરીને એકતા (સમન્વય) કરવો એ 'ભાગત્યાગ' લક્ષણા અથવા 'જહદાજહદ સ્વાર્થ' લક્ષણા કરી કહેવાય છે.

**આથી એમ સિદ્ધ થયું** કે (૧) લક્ષણોનું નિરૂપણ કરનારી 'સર્વજ્ઞ છે અને સર્વ શકિતવાળા છે' ઇત્યાદિ અર્થવાળી શ્રુતિઓ માત્ર સગુણ ઇશ્વરનુંજ પ્રતિપાદન કરે છે.

(૨) '**तत्त्वमसि** તે તું છે' ઇત્યાદિક અર્થવાળી એકતાનું નિરૂપણ કરનારી શ્રુતિઓ ભાગ-ત્યાગ લક્ષણાથી પોતાના અભિપ્રાયને શુધ્ધ બ્રહ્મ ઉપર લઈ જાય છે.

(૩) 'જાડું નથી, પાતળું નથી, ટુંકું નથી, લાંબુ નથી' ઇત્યાદિક અર્થવાળી નિષેધનું નિરૂપણુ કરનારી શ્રુતિઓ સગુણ સ્વરૂપને ચોખ્ખું કરવામાં ઉપયોગી હોવાથી સાક્ષાત્ નિર્ગુણ પરબ્રહ્મમાંજ પોતાનો તોડ (નિશ્ચય) ધરાવે છે.

(૪) ઉપાસના નિરૂપણુ કરનારી શ્રુતિઓ ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ થવારૂપ જ્ઞાનના સાધનનો ઉપદેશ કરીને તે દ્વારા (સાક્ષાત્ નહિં પણ પરંપરાથી) પરબ્રહ્મને લાગુ પડે છે.

(૫) સૃષ્ટિ, સ્થિતિ અને લય (જગતના)ને નિરૂપણુ કરનારી શ્રુતિઓ પણ અંતે અપવાદ કરવાને માટે પ્રથમ અધ્યારોપ પક્ષમાં ઠરાવેલાં અને આગમાપાયી (થનાર અને નાશ થનાર) સૃષ્ટિ આદિકનું નિરૂપણુ કરી અને તે દ્વારા વૈરાગ્યરૂપ જ્ઞાનના સાધનોને ઉપદેશ કરીને તે દ્વારા (સાક્ષાત્ નહિં પણ પરંપરાથી) પરબ્રહ્મમાં પ્રવર્તે છે.

(૬) કર્માદિકનું નિરૂપણુ કરનારી શ્રુતિઓ તો બ્રહ્મ વિચારમાં અત્યંત ઉપયોગી નથી તેથી તેઓ વિષે અહિંકાંઈ કહ્યું નથી.

આવી રીતે વેદની શ્રુતિઓની પરબ્રહ્મમાં પ્રવૃત્તિ થવાનો રહસ્ય નિર્ણય પૂર્વજોના પણ પૂર્વજોએ કરેલો છે; માટે શિષ્ટ લોકોની અનાદિ પરંપરાથી આવેલો હોવાને લીધે જે માણુશ શુષ્ક તર્કાદિકનો અભિનિવેશ નહિં રાખતાં શ્રદ્ધાથી તેનું શ્રવણુ મનનાદિક કરે તે માણુસ દેહાદિક ઉપાધિનો ત્યાગ કરીને મોક્ષ પામે છે આ પ્રસંગમાં **નારાયણુ ઋષિ (ભગવાને) નારદજીને બ્રહ્મ વિચાર કહી સંભળાવ્યો છે** તે એકે પૂર્વેજન લોકમાં ત્યાં રહેલા બ્રહ્માના મનથી ઉત્પન્ન થયેલા અને બાળ બ્રહ્મચારી ચાર સનકાદિક વચ્ચે **બ્રહ્મસત્ર** ( સઘળા સરખા છતાં એકને વકતા કરીને બીજા શ્રોતા થઈને જે બ્રહ્મ વિચાર કરે તે ) થયો હતો. (તમે **હે બ્રહ્માના પુત્ર નારદજી**! તે સમયે શ્વેત દ્વીપના ઇશ્વિર અનિરૂદ્ધના દર્શન સારૂ ગયા હતા.) તે બ્રહ્મ સત્રના વકતા સનંદન કહે છે કે પોતે સ્રજેલા આ જગતનો પ્રલયના સમયમાં પોતામાં સંહાર કરીને યોગ કરવાને લીધે જાણે શક્તિઓની સાથે સુતા હોય એમ જણાતા સગુણ ઇશ્વિરને સૃષ્ટિના આરંભમાં તેમના પ્રથમ નિઃશ્વાસથી ઉત્પન્ન થયેલી શ્રુતિઓ તેમનું પ્રતિપાદન કરનારાં વાકયોથી જગાડવા લાગી. જેમ સૂતેલા ચક્રવર્તિ રાજાને તેમને આધારે રહેનારા ( જીવનારા ) બંદીજનો પરોઢીએ આવીને સારી કીર્તિ ભરેલાં પરાક્રમો જણાવનારાં વચનોથી જગાડે છે તેમ શ્રુતિઓ નિચેના વાકયોથી સ્તુતિ કરી જગાડવા લાગી હતીઃ—

**શ્રુતિઓ કહે છે કેઃ—હે અજીત!** આપના ઉત્કર્ષને પ્રકટ કરોપ્રકટ કરો. જેમ પરવ્યસનીની નારી બીજાને ઠગવા સારૂ ગુણોનું ગ્રહણ કરે છે. તેમ આનંદાદિકનું આવરણુ કરવા સારૂ સત્વાદિક ગુણોનું ગ્રહણુ કરનારી જીવોની અવિદ્યાને હણો. આપને માયા વશ હોવાને લીધે સ્વરૂપથીજ સઘળા ઐશ્વર્ય પ્રાપ્ત છે માટે આપમાં દોષ ધરવાની કાંઈપણુ શક્તિ અવિદ્યામાં નથી. આપજ સર્વના અંતર્યામી હોવાથી સર્વની શક્તિને પ્રકટતા આપનાર છો તેથી જીવો પરતંત્ર હોવાને લીધે તેઓને જ્ઞાનાદિક આપથીજ અપાય એમ છે. અખંડીત જ્ઞાન ઐશ્વર્યાદિક ગુણોવાળા અને કર્મ તથા જ્ઞાનાદિક શક્તિઓને પ્રકટતા આપી જીવોની અવિદ્યાને હણુનારા આપજ છો. એ વિષયમાં હું ( વેદ ) જ પ્રમાણુ છું. આપ કે જે કોઈ સમયેજ ( સૃષ્ટિ આદિના સમયમાંજ ) માયાથી ક્રીડા કરનાર છો અને સર્વકાળમાં તો સત્ય, જ્ઞાન, અનંત અને આનંદમય સ્વરૂપથી રહો છો તેમનું વેદ પ્રતિપાદન કરે છે. મંત્રોમાં ઇંદ્રાદિક દેવોનું પ્રતિપાદન કરેલું પણુ જોવામાં આવે છે પરંતુ તે ઇંદ્રાદિક સર્વ આપનાંજ રૂપ છે એમ વિદ્વાનો જાણે છે, કેમકે સર્વનો અપવાદ થતાં આપજ અવશેષ રહો છો. અને ઘટાદિક વિકારોની ઉત્પત્તિ અને લય જેમ માટીમાંજ છે તેમ સર્વની ઉત્પત્તિ અને લય સર્વે

વિવર્તના અધિષ્ઠાન હોવાથી નિર્વિકાર આપમાંજ છે. આપના સ્વરૂપમાં સઘળું જગત ભ્રાંતિરૂપજ છે તેથી જગતની ઉત્પત્તિ અને લય થતાં પણ આપ નિર્વિકારજ રહો છો. આ કારણથી મંત્રો અને મંત્રોના દ્રષ્ટાઓએ મનનું અને વચનનું તાત્પર્ય આપમાંજ રાખ્યું છે પણ ભિન્ન ભિન્ન વિકારોમાં રાખ્યું નથી. જેમ પૃથ્વીપર ફરનારાં પ્રાણીઓ પોતાનાં પગલાં માટી, પથરા કે ઇંટ આદિ ગમે તેની ઉપર મુકે તો પણ તે પગલાં પૃથ્વી ઉપર નહિં મુકાયેલાં થતા નથી તેમ મંત્રો ગમે તો ઇંદ્રિદિક વિકારોનું પ્રતિપાદન કરે પણ તેથી વાસ્તવિક રીતે આપનુંજ પ્રતિપાદન નથી થતું એમ નથી. **હે ત્રણ ગુણવાળી માયારૂપી મૃગલીને નચાવનાર! હે પરમ!** સર્વના કારણરૂપ હોવાથી આપજ પરમાર્થરૂપ છો એમ માનીને વિવેકી પુરૂષોએ આપની સર્વલોકના મેલને મટાડનાર કથારૂપી અમૃતના સમુદ્રનું સેવન કરી પાપો અને દુઃખોનો ત્યાગ કર્યો છે. આ પ્રમાણે આપની કથાથીજ જ્યારે પાપ અને દુઃખોનો ત્યાગ થાય છે ત્યારે સ્વરૂપના સ્ફુરણથીજ અંતઃકરણના રાગાદિક અને કાળના જરા આદિક ગુણોને છોડી દેનારા જે પુરૂષો અખંડ આનંદના અનુભવરૂપ આપના સ્વરૂપને સેવે છે તેઓ પાપ અને દુઃખનો ત્યાગ કરે તેમાં તો શુંજ કહેવું? મનુષ્યો જો આપનું ભજન કરે તોજ તેઓનું જીવન સફળ છે, નહિંતર તો લુવારની ધમણોની જેમ તેઓના શ્વાસોશ્વાસ વ્યર્થ છે. આપના પ્રવેશથી સામર્થ્ય મળતાં જે મહત્તત્ત્વ અને અહંકારાદિક તત્ત્વોએ આ સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ બ્રહ્માંડ સરજ્યું છે તેમનું ભજન નહિં કરનારા કૃતઘ્ન લોકોને તો કામાદિ ફળ પણ પ્રાપ્ત થતું નથી. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશો કે જેઓ દેહ, પ્રાણ, મન, બુદ્ધિ અને અજ્ઞાનરૂપ કહેવાય છે તેઓમાં પ્રવેશ કરી અનુસ્યૂતપણાથી તેઓના સરખા આકારવાળા જે આપ ચેતના પણ આપો છો તે આપ વેદમાં એ કોશોનો ઉપદેશ કરીને સૌથી છેલ્લે જે પરબ્રહ્મ કહેલ છે તે છો. એ કોશોમાં અનુસ્યૂતપણાથી આપનું અસંગપણું મટતું નથી; કેમકે સ્થૂળ સૂક્ષ્મ અન્નમયાદિકના સાક્ષિ, એઓનો અપવાદ થતાં અવશેષ રહેનાર અને સત્ય જે છે તે આપ છો. બીજનો ચંદ્ર ઝાડની શાખા ઉપર છે એમ જે કહેવામાં આવે છે તે જેમ શુદ્ધ ચંદ્રને દેખાડવા સારૂ છે, તેમ જે એ પાંચ કોશોમાં આપનો અન્વય કહ્યો છે તે આપના શુદ્ધ સ્વરૂપને દેખાડવા સારૂ છે. ઋષિઓના સંપ્રદાય માર્ગોમાં સ્થૂળ દૃષ્ટિવાળા શર્કરાક્ષના વંશના ઋષિઓ ઉદરમાં મણિપૂરક ચક્રમાં રહેલા બ્રહ્મની ઉપાસના કરે છે; અને તેઓથી કાંઇક સૂક્ષ્મ દૃષ્ટિવાળા અરૂણના વંશના ઋષિઓ હૃદય કે જે નાડીઓના પ્રસરણનું સ્થાનક છે તેમાં રહેલા આપના કંઇક સૂક્ષ્મ રૂપની ઉપાસના કરે છે; **હે અનંત!** આપને જણાવાના સ્થાનકરૂપ સુષુમ્ણા નાડી મૂળાધારથી માંડી હૃદયમાં આવીને ત્યાંથી જ્યોતિર્મય બ્રહ્મરંધ્રમાં ગઇ છે કે જે સુષુમ્ણાને પામી પાછું આ સંસારમાં આવવું પડતું નથી. આપનું નિરૂપાધિક સ્વરૂપ ઘણું ગંભીર હોવાથી નોખનોખા સંપ્રદાયના ઋષિઓ તે સ્વરૂપને પોહોંચવા સારૂ પ્રથમ સોપાધિક સ્વરૂપોની ઉપાસના કરે છે. આપ સર્વનું ઉપાદાન કારણ હોવાથી સૌથી પહેલાંજ વર્તમાન છો; તેથી જો કે પોતે કરેલાં ઉંચ, નીચ અને મધ્યમ દેહાદિક સ્થાનકોમાં આપનો મુખ્ય પ્રવેશ થવો સંભવતો નથી, તો પણ જાણે પેઠા હોય એમ રહીને તે તે સ્થાનકોનું અનુકરણ કરવાથી ન્યૂનાધિક ભાવે જણાઓ છો. અગ્નિ જેમ પોતે તારતમ્યથી રહિત છે, તોપણ કાષ્ટના અનુસારથી તે તે કાષ્ટ જેવું લાંબું ટુંકું પાતળું અને સરખું જણાય છે, તેમ આપ પણ ન્યૂનાધિકપણાથી રહિત છો, તો પણ તે તે દેહાદિકના અનુસારથી ઉંચ, નીચ અને મધ્યમ પ્રકારના જણાઓ છો. એટલા માટે આ લોક અને પરલોકમાં ભોગવવાનાં કર્મફળોથી રહિત નિર્મળ બુદ્ધિવાળા લોકો એ મિથ્યા ભૂત દેહાદિક કાર્યોમાં આપના સ્વરૂપને સમાન, સત્ય અને એકરસપણાથી રહેલું જાણે છે.

અને જાણીને ઉપાધિથી થયેલું ન્યૂનાધિકપણું છોડી દેતાં તેવા અખંડીત ઐશ્વર્યવાળા સ્વરૂપનીજ ઉપાસના કરે છે. જીવ કે જે પોતાના કર્મથી મેળવેલાં આ મનુષ્યાદિક શરીરોમાં ભોક્તાપણાથી રહ્યા છે તે, સઘળી શક્તિઓના આશ્રય અને પરિપૂર્ણ આપના સ્વરૂપભૂતજ છે એમ કહે છે; કેમકે વાસ્તવિક રીતે કાર્યો અને કારણો મિથ્યાજ હોવાથી તે જીવને કોઇનું આવરણ નથી, આ પ્રમાણે જીવના તત્ત્વનો નિર્ણય કરીને, આ નિર્ણય વિના બીજી રીતે પરબ્રહ્મને પ્રાપ્ત થવાતું નથી એમ જાણતા **વિદ્વાન લોકો આપનું ચરણારવિંદ** કે જે સંસારની નિવૃત્તિ કરનાર છે અને જેમાં અર્પણ કરેલાં કર્મો મુક્તિરૂપ ફળને આપે છે. તેને પરમ વિશ્વાસપૂર્વક અર્ચન અને વંદનાદિકથી સેવે છે. મર્ત્યલોકમાં એમ કરવુંજ યોગ્યજ છે. અવિદ્યા, કામ અને કર્મોથી જન્મ મરણ પામતો **જીવ પણ બ્રહ્મજ છે** એમ લક્ષણાથી સમજાઈને જ્યારે જીવને પણ વાસ્તવિક રીતે દેહાદિક ઉપાધિથી થયેલા દોષોનો સંબંધ નથી એમ નિશ્ચય થાય છે ત્યારે આપના સ્વરૂપમાં તો તે દોષોનો સંબંધ કેમજ હોય ?

**મીમાંસક લોકો કહે છે** કે જીવ કે જે યજમાન થઇને યજ્ઞમાં ઉપયોગી થાય છે તેનાં શ્રુતિઓએ ઈશ્વરપણું આરોપીને માત્ર વખાણુંજ કર્યાં છે. પણ એ વાત ખોટી છે; કેમકે આપના અવતારોનું ચરણ ભજન કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈને જીવને સાક્ષાત્ પોતાનું પરમાત્માપણુંજ સમજવામાં આવે છે **એમ અમારો સિદ્ધાંત છે. હે ઇશ્વર !** ભકિત એતો એક અલ્પસાધન છે એમ કહેવું અત્યંત અયોગ્યજ છે; કેમકે આપનું તત્ત્વ કે જે જાણવું કઠણ છે તેને જણાવવાને માટે આપ જે અવતાર ધરો છો તે અવતારના ચરિત્રરૂપી મોટા અમૃત સાગરમાં નાહવાથી શ્રમરહિત થયેલા કેટલાએક વિરલા પુરૂષો મોક્ષને પણ ઇચ્છતા નથી ત્યારે ઇંદ્રાદિક પદના સુખને તો કેમજ ઇચ્છે ? આપના ચરણ કમળમાં હંસની પેઠે રમતા ભકત લોકોના સંગથી શ્રવણ કીર્તનાદિક સુખમાં મગ્ન થઇને એ લોકો પોતાના ઘર આદિ સુખને પણ છોડી દે છે ત્યારે પરલોકનાં સુખો કે જેઓ જન્માંતરમાં પ્રાપ્ત થાય એવાં છે તેઓની તો શી વાત કરવી ? **ભક્તિ** એ મુક્તિ કરતાં પણ અધિક છે એમ અમો પોતેજ કહીએ છીએ. તમારી સેવામાં ઉપયોગી આ શરીરાત્મા સુહૃદ અને પ્રિયની પેઠે સ્વાધીન છતાં અને તમે સન્મુખ, હિતરૂપ, પ્રિય અને આત્મારૂપ હોવાથી સુખ સેવ્ય છતાં પણ દેહાદિકને લડાવવાથી પ્રમાદમાં પડેલા લોકો અર્ચનાદિકથી આપનું સેવન કરતા નથી એ મોટા ખેદની વાત છે. દેહાદિકને લાડ લડાવવાની વાસના ધરાવનારા લોકો નીચા નીચા અવતાર પામીને મહા ભયરૂપ સંસારમાં ભટકયા કરે છે માટે તેઓ પોતાને હાથેજ પોતાને હણનારા છે, આત્મહત્યારા છે. પ્રાણ, મન અને ઈંદ્રિયોને નિયમમાં રાખી દૃઢ યોગ કરનારા મુનિઓ હૃદયમાં જે તમારા તત્ત્વની ઉપાસના કરે છે તે તત્ત્વને શત્રુઓ પણ માત્ર સ્મરણથીજ પામી ગયા છે, અને સ્ત્રીઓ કે જેઓ મોટા સર્પ સરખા લાંબા તમારા ભુજદંડમાં આસક્તિ ધરાવનારી ગોપીકાઓ હતી તેઓ પણ પામી ગઇ છે. તમારા ચરણારવિંદને સારી રીતે ધરનારી **અમો (શ્રુતિઓ)** કે જેઓ તમારા દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સ્વરૂપને જોઇએ છીએ તેઓના ઉપર પણ તમે જેવી એ મુનિઓ શત્રુઓ અને સ્ત્રીઓ ઉપર દયા રાખો છો તેવી દયા રાખો છો. તમારા સ્મરણનો પ્રભાવ એવો છે કે જે યોગીઓ હૃદયમાં તમારી ઉપાસના કરે છે, જે અમો તમને અપરિચ્છિન્ન જોઇએ છૈએ, જેઓ કામવાસનાથી તમારા પરિચ્છિન્ન સ્વરૂપનું ધ્યાન કરે છે અને જેઓ દ્વેષ બુદ્ધિથી પણ તમારા પરિચ્છિન્ન સ્વરૂપનું ધ્યાન કરે છે તે સઘળાઓને તમારી પ્રાપ્તિકરાવે છે. આ જગતમાં જેની પછવાડે સઘળા દેવગણો ઉત્પન્ન થયા છે તે આપ અનાદિસિદ્ધને, પાછળથી ઉત્પત્તિ અને નાશવાળો કયો પુરૂષ જાણી શકે ? પાછળથી ઉત્પન્ન થયેલા

દેહાદિક ઉપાધિઓએ ઘણા અંતરમાં નાંખી દીધેલા અને કાળને લીધે મલીન સત્વવાળા જીવોને તમારૂં સ્વરૂપ જાણવાનું સામર્થ્ય નથી. તેમ પ્રલયનો સમય કે જેમાં ઘણું અંતર રહેતું નથી તેમાં પણ જ્ઞાનનાં સાધનો નહિં હોવાથી જીવોને તમારૂં સ્વરૂપ જાણવાનું સામર્થ્ય રહેતું નથી; કેમકે જ્યારે તમે સર્વનો સંહાર કરીને પોઢો છો ત્યારે આકાશાદિક સ્થૂળ પદાર્થ, મહત્તત્વાદિક સૂક્ષ્મ પદાર્થ, એ બંન્નેમાંથી ઉત્પન્ન થયેલું શરીર, તેના કારણ રૂપકાળની વિષમતા, કાંઇ ઇંદ્રિય પ્રાણાદિક અને તેને જણાવનારૂં શાસ્ત્ર પણ રહેતું નથી; તેટલા માટે તમનેજ એક શરણરૂપ કરી શ્રવણ અને કીર્તનાદિક ભકિત કરવી એજ સુગમ ઉપાય છે. ઉપદેશ કરનારાઓને પણ ઘણો ભ્રમ થઈ ગયો છે તેથી પણ જ્ઞાન મળવું સુગમ રહ્યું નથી.

વળી **કેટલાક વૈશેષાદિક લોકો કહે** છે કે આ જગત કે જે પ્રથમ કાંઇ હતુંજ નહિં તે ઉત્પન્ન થયું છે. કેટલાએક **(યોગશાસ્ત્રવાળા લોકો)** કહે છે કે જીવમાં બ્રહ્મપણું છેજ નહિં; પણ યોગ કરવાથી પાછળથી ઉત્પન્ન થાય છે. કેટલાએક **(નૈયાયિક લોકો)** કહે છે કે છ ઇંદ્રિયો, છ પ્રકારના ઇંદ્રિયોનાં જ્ઞાન, છ વિષયો, સુખ, દુઃખ અને શરીર એમ એકવીશ પ્રકારના દુઃખનો નાશ થાય એજ મોક્ષ છે, કેટલાએક **(સાંખ્યાદિક)** લોકો કહે છે કે જીવ અને પરમાત્મા ભિન્ન ભિન્ન છે. વળી કેટલાએક **(મીમાંસક લોકો)** કહે છે કે કર્મનાં ફળો સત્ય છે, આ સઘળા લોકો કેવળ ભ્રાંતિથીજ ઉપદેશ કરે છે પણ સાચી વાત સમજીને ઉપદેશ કરતા નથી; કેમકે એ સઘળાં મતો ક્યારે સાચા થાય કે જો આત્માને ત્રિગુણમય માનીએ તો; પણ તે નિર્ગુણ છે, આત્મા ત્રિગુણમય છે એવી ખોટી સમજણથી જે કાંઈ ભેદાદિક કલ્પાયેલ છે તે કલ્પના તમારા સ્વરૂપને નહિં જાણવાથીજ ઉઠેલી છે. તમારા સ્વરૂપમાં અજ્ઞાનનો લેશ પણ નથી કેમકે અજ્ઞાનથી પર, અજ્ઞાનના સંગથી રહિત અને જ્ઞાનઘન આપના સ્વરૂપમાં અજ્ઞાન સંભવતુંજ નથી. વાસ્તવિક રીતે અજ્ઞાન પણ એક કલ્પના છે. માત્ર મનથીજ ઉત્પન્ન થયેલું આ ત્રિગુણાત્મક જગત મિથ્યા છતાં પણ આપ કે જે તે જગતની કલ્પનાનું અધિષ્ઠાન છો તેની સત્તાથીજ સાચા જેવું જણાય છે. આ પંચભૌતિક પદાર્થજ મન કલ્પિત છે એમ નથી પરંતુ વાસ્તવિકરીતે જીવની તમારાથી ભિન્ન સત્તાની પ્રતીતિ પણ માત્ર મનથીજ થયેલી છે, આત્મજ્ઞાની લોકો આ સઘળા ભોક્તા અને ભોગ્યરૂપ જગતને અધિષ્ઠાનરૂપ આત્માની સત્તાથીજ સત્તાવાળું જાણે છે, પણ આત્માથી ભિન્ન સત્તાવાળું જાણતા નથી; કેમકે સુવર્ણના વિકારરૂપ કુંડલાદિક પદાર્થો સુવર્ણરૂપજ છે એટલા માટે સુવર્ણની ઇચ્છાવાળા લોકો તે પદાર્થ (દાગીના)ને છોડી દેતા નથી પણ સુવર્ણથી ભિન્ન જાણીને છોડી દેતા નથી એમ નથી. એટલા માટે તમે કરેલું આ જગત અને તેમાં પ્રવેશ કરેલો પુરૂષ (વ્યષ્ટિરૂપે જીવ) પણ તમારૂંજ સ્વરૂપ છે એવો નિશ્ચય કરેલો છે. આ મિથ્યારૂપ જગતમાં જે સત્તા અને સ્ફુરણ દેખાય છે તે તમારાંજ સત્તા અને સ્ફુરણ છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે. અહિં ભિન્ન ભિન્ન કાંઇ નથી; જે કોઈ પુરૂષ ભેદદ્રષ્ટિ રાખે તે જન્મ મરણ પામ્યા કરે છે ઇત્યાદિક અભિપ્રાયવાળી **શ્રુતિઓ** એવા પરમાત્માનું પ્રતિપાદન કરે છે; માટે પરમાત્માને જાણવા સહેલા છે તો **ભકિતનું:શું પ્રયોજન છે એમ સમજવું નહિં**, કેમકે તમને સર્વ પદાર્થોમાં રહેલા જાણી જે પુરૂષો તમારૂં સેવન કરે છે તેઓજ મૃત્યુનો તિરસ્કાર કરી મૃત્યુના માથાપર પગ મુકીને મુક્તિને પામે છે. તમારી ભક્તિથી વિમુખ લોકો તો વિદ્વાન હોય તોપણ તેઓને તમે વેદવાણીથી પશુઓની પેઠે બાંધી લ્યો છો. તમારામાં પ્રેમ રાખનારા પુરૂષો અવશ્ય પોતાને અને બીજાને પવિત્ર કરે છે પણ વિમુખ લોકો તો પોતાને પણ પવિત્ર કરી શકતા નથી તો પછી બીજાને પવિત્ર કરવાની શીજ વાત કરવી ? જો કે બ્રહ્મ અપરોક્ષ છે તેથી તેનું જ્ઞાન અપરોક્ષજ

થાય છે તોપણ સંશય અને વિપરીત સમજણથી તિરસ્કાર થવાને લીધે મલીન ચિત્તવાળા પુરૂષોને પરોક્ષ જેવું જ્ઞાન થાય અને તે સંસારરૂપી અપરોક્ષ ભ્રાંતિને મટાડવામાં સમર્થ થાયજ નહિં. તમારી સેવાથી સારી રીતે નિર્મળ થયેલા ચિત્તવાળાઓને તો **તમારી કૃપાથી અપરોક્ષ જ્ઞાન મળતાં યત્ન વગરજ મુક્તિ હસ્તગત થાય છે.** તમે પોતે ઇંદ્રિયોરહિત છતાંજ સર્વ પ્રાણીઓની ઇંદ્રિયોની શક્તિઓને પ્રવર્ત્તાવનાર છો. તમારી જ્ઞાનશક્તિ સ્વતઃ સિદ્ધ હોવાથી તમને ઇંદ્રિયોની અપેક્ષા નથી. જેમ કિંકરલોકો પોતાની સ્ત્રીઓ સહિત, સ્વામીની સેવા કરે છે તેમ ઇંદ્રાદિકદેવ અને તેમના પૂજ્ય બ્રહ્માદિક પણ પોતાની અવિદ્યા સહિત, તમારી સેવા કરે છે; અને જેમ ખંડપતિ રાજાઓ પોતાની પ્રજાઓએ આપેલા કરો ભોગવતાં ચક્રવર્તિ રાજાને કર આપે છે, તેમ એ દેવતાએ પોતે મનુષ્યોએ આપેલાં બળિદાનો ભોગવતાં, તમે જેજે કામમાં તેઓને જોડેલા છે તેતે કામો કરવા રૂપ કર તમને તમારાથી ભય પામીને આપ્યા કરે છે. તમે કે જે કાળસ્વરૂપ છો તેની બીકથીજ વાયુવાય છે, સૂર્ય ઉગે છે ને તપે છે, અગ્નિ બાળે છે, ઇંદ્રવૃષ્ટિ કરે છે અને મૃત્યુ સમયસર સૌને પહોંચી જાય છે. **હે નિત્યમુક્ત !** તમે કે જે માયાથી અસંત પર (દૂર) છો, તેમનો જ્યારે માયાની સાથે માત્ર કિંચિત્ સામુ જોવા રૂપ વિહાર થાય છે ત્યારે તમારી દૃષ્ટિથીજ પ્રગટ થયેલાં કર્મો અથવા કર્મોવાળાં લિંગ શરીરોથી જોડાયેલા સ્થાવર જંગમ જાતિના દેહવાળા જીવો ઉત્પન્ન થાય છે, ઉંચનીચ પ્રકારની વિષમ સૃષ્ટિ થવામાં વચમાં તે તે જીવોનાં પ્રાચીન કર્મોને નિમિત્તભૂત ન માનીએ તો તમે કે જે વાણી અને મનના અગોચર હોવાથી શૂન્ય સરખા પણાને ધરનાર આકાશની પેઠે સર્વને સમાન અને પરમ દયાળુ છો તેમાંથી વિષય સૃષ્ટિ થવી સંભવતી નથી કેમકે તમારે કોઈ પોતાનો કે કોઈ પરાયો સંભવેજ નહિં. તમે ઇંદ્રિયોને પ્રવર્તાવનાર છો અને જીવ લોકો ઈંદ્રિયોને પરતંત્ર છે, તેથી જેમ તમારૂં ભજન કરવું યોગ્ય છે તેમ આ પ્રમાણે જીવ લોકો તમથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે પણ તેઓએ તમારૂં ભજન કરવું યોગ્ય છે. કેટલાએક એમ માને છે કે "અવિદ્યારૂપ ઉપાધિને લીધે ઇશ્વરથી નોખા પડીને જન્મ મરણ પામ્યા કરતા જીવો કે જેઓ ઇશ્વરના અંશ છે તેઓએ જન્મ મરણથી છુટવાને માટે ભજન કરવું યોગ્ય છે એમ જે કહ્યું તે ઘટતું નથી; કેમકે જો અવિદ્યા એક હોય તો જીવ પણ એક હોવાને લીધે એકની મુક્તિ થતાં સર્વને મુક્તિ થવી જોઇએ અને અવિદ્યા અનેક હોય તો જીવો પણ અનંત હોવાને લીધે ઇશ્વરના એક અંશને મુક્તિ થતાં પણ બીજા અંશને મુક્તિ નહિં થવાથી કોઈ દિવસે સઘળે અંશે ઇશ્વર મુક્ત થતોજ નથી એમ માનવું પડે છે. માટે અવિદ્યાથી નહિં પણ વાસ્તવિક રીતે જીવ અનંત છે અને અનંતપણું સ્વીકારીને પણ જો તે જીવોને અણું માનીએ તો તેઓનું ચૈતન્ય આખા દેહમાં વ્યાપ્ત થવું નહિં જોઇએ અને જીવને દેહ જેવડા માનીએ તો પોતે અવયવોવાળા પદાર્થો હોવાથી તે જીવોનું અનિત્યપણું માનવું પડે છે; માટે જીવ અનંત, સર્વ વ્યાપક અને નિત્ય છે." આ વિષયમાં તેઓ ભૂલ કરે છે કેમકે અવિદ્યાઓનું અથવા અવિદ્યાઓની શક્તિઓનું અનેકપણું સ્વીકારીએ એટલે તે અનેક ઉપાધિઓથી અનંત જીવ સિદ્ધ થતાં બંધ અને મોક્ષની વ્યવસ્થામાં કશી અડચણ આવતી નથી. જેમકે એક ઘડો ફુટી જાય એટલે એક ઘટાકાશ મહાકાશરૂપ થઈ ગયું પણ સઘળાં ઘટાકાશ મહાકાશરૂપ થતાં નથી. વળી અવિદ્યાને અનેક માનતાં પણ 'ઇશ્વર સઘળે અંશે કોઈ દિવસ મુક્ત થતોજ નથી' એ દોષ આવતો નથી; કેમકે ઇશ્વર એ મહાકાશની પેઠે અખંડરૂપ છે તેથી જેમ ઘટાકાશોમાં રજ અને ધૂમાદિક દેખાતાં પણ મહાકાશને તેમાંનું કાંઇપણ નથી, તેમ અવિદ્યારૂપ ઉપાધિમાં રહેલા જીવોમાં બંધ દેખાય તો પણ ઇશ્વરને તેમાંનું કાંઇપણ નથી. વાસ્તવિક રીતે ઘટાકાશને પણ જેમ રજ

અને ધૂમાદિકનો કાંઈ સ્પર્શ નથી તેમ જીવને પણ બંધનો સ્પર્શ નથી તો પછી મહાકાશ સરખા ઈશ્વરને તો ક્યાંથીજ હોય ? **સિદ્ધાંતમાં** બંધ અને મોક્ષ એ બંન્ને સ્વરૂપમાં કલ્પિત છે માટે કશો દોષ આવેજ નહિં. મહાકાશ જેમ સ્વરૂપથી સર્વમાં એકજ છે તેમ ઈશ્વર પણ સ્વરૂપથી સર્વમાં એકજ છે અને સ્વરૂપભૂત ચૈતન્યને લઈનેજ સર્વ જીવોની એકતા કહેવાય છે. **હે અવિનાશી !** 'જીવ અનંત, સર્વવ્યાપક અને નિત્ય છે' એ પક્ષ અમારા સિદ્ધાંતથી વિરૂદ્ધ છેઃ કેમકે જીવ જો વાસ્તવિક રીતે અનંત, તે રૂપથીજ નિત્ય અને સર્વવ્યાપક માનીએ તો નિત્ય અને સર્વવ્યાપકપણાથી તેઓ તમારા જેવાજ થઈ રહ્યા અને તમારી આજ્ઞામાં રહેવા લાયક રહ્યાજ નહિ તેથી તેઓનું નિયમન ( પોતાની આજ્ઞામાં રાખવું ) તમારાથી થાયજ નહિં અને જો એમ ન માનીએ તો તેઓનું તમારા નિયમમાં રહેવાપણું ઘટે છે, એ ઘટના આ રીતે થાય છે કે જે વસ્તુ ઉપાધિને લીધે જે પદાર્થના વિકારરૂપ થયેલ હોય તે પદાર્થ તે વસ્તુનો નિયામક હોવોજ જોઈએ; કેમકે અનુસ્યૂત રહેલો તે પદાર્થ કારણપણાથી તે વસ્તુને છોડતોજ નથી. આપના સ્વરૂપ વિશે આવા જે અને તે શબ્દ કરતાં વધારે કાંઈ કહી શકાય એમ નથી; **કેમકે જેઓ બ્રહ્મને જાણીએ છીએ એમ કહે છે તેઓ બ્રહ્મને જાણતાજ નથી** કારણ કે પરબ્રહ્મ કદિ પણ જ્ઞાનનો વિષય થાયજ નહિં. જે જાણવામાં આવે તે દ્રશ્ય અનાત્મ પદાર્થ છે એમ શાસ્ત્રનો સિદ્ધાંત છે. એક એવી કથા છે કે વેદાંત શાસ્ત્ર ભણીને ગુરૂને ઘેરથી પુત્ર આવતાં તેના પિતાએ તેને પૂછ્યું કે 'બ્રહ્મને તેં જાણ્યું કે નહિં' ત્યારે પુત્રે અનુત્તરથીજ તેનો ઉત્તર આપ્યો શબ્દોની પ્રવૃત્તિના કારણરૂપઃ જાતિ અને ગુણાદિક કાંઈ પણ પરબ્રહ્મમાં નહિં હોવાને લીધે કાંઈ પણ ન બોલતાં માત્ર મુખની કાંતિઆદિક ઉપરથીજ 'મને બ્રહ્મનો અનુભવ થયો છે' એમ પુત્રે સૂચવ્યું હતું. આ ઉપરથી તેનો પિતા પણ ચૂપ થઈ ગયો અને જાણી ગયો કે પુત્રને યથાર્થ બ્રહ્મ જ્ઞાન થયું છે. છે. વળી પરમાત્માથી જીવો જન્મ્યા છે માટે પરમાત્મા નિયંતા અને જીવો નિયમ્ય છે એમ કહ્યું તેમાં કેટલાએક શંકા કરે છે કે "ત્યારે તો જીવ અનિત્ય થઈ જવાને લીધે પ્રતિ દિવસે કરેલાં કર્મો નાશ પામે છે અને નહિં કરેલાં કર્મો ઉત્પન્ન થાય છે એમ માનવું પડશે અને એમ માનતાં મોક્ષ એટલે જીવના સ્વરૂપની હાનિજ એમ સિદ્ધ થાય છે પણ આ વાત સિદ્ધાંતથી વિરૂદ્ધ જાય છે કેમકે સ્વયં પ્રકાશ આનંદરૂપ આત્માને અવિદ્યાએ કરેલો અનર્થ મટે એજ મોક્ષ છે એમ સિદ્ધાંતમાં સ્વીકારેલું છે" આ શંકા ઠીક નથી કેમકે વાસ્તવિક રીતે જીવ જન્મતા નથી પણ ઉપાધિના જન્મથીજ જન્મે છે, વાસ્તવિક રીતે જીવોનું જન્મવું ઘટતું નથી તે આ રીતે કે પ્રકૃતિ જીવરૂપે થતી હોય તો જીવ જડ હોવા જોઈએ અને પરમાત્મા જીવરૂપે થતા હોય તો પરમાત્મામાં વિકારીપણું પ્રાપ્ત થાય છે. પ્રકૃતિ અને પરમાત્મા બંન્ને જીવરૂપે થાય છે એ પક્ષ પણ ઉપરનાં કારણોથીજ સંભવતો નથી. વળી પ્રકૃતિ અને પરમાત્મા બંન્ને અજન્મા હોવાથી તેઓનો જીવરૂપે જન્મ થવો સંભવેજ નહિં માટે આત્મામાં પ્રકૃતિનો અધ્યાસ અને પ્રકૃતિમાં આત્માનો અધ્યાસ એમ પરસ્પરાધ્યાસ થવાથી પ્રાણાદિક ઉપાધિવાળા જીવ જન્મે છે. જેમ એકલા જળથી કે એકલા પવનથી પરપોટા થતા નથી પણ બંન્ને મળવાથી થાય છે તેમ પ્રકૃતિ અને આત્માનો પરસ્પર અધ્યાસ થવાથી જીવ થાય છે. (**દેહોઽહમ**) દેહ હું છું એ સ્થળમાં દેહને ચૈતન્યરૂપ માનવામાં આવે છે છે એ પ્રકૃતિમાં આત્માનો અધ્યાસ અને એ વાક્યનેજ ઉલટાવતા (**અહંદેહઃ**) હું દેહ છું એ સ્થળમાં હું એટલે ચૈતન્યરૂપ આત્મામાં દેહરૂપ જડ પ્રકૃતિનો અધ્યાસ સ્પષ્ટ દેખાય છે. આ પ્રકૃતિ અને પુરૂષમાં પ્રકૃતિ નિમિત્ત કારણ છે અને પુરૂષ ઉપાદાન કારણ છે, પુરૂષને ઉપાદાન કારણ માનવામાં વિકારીપણું પ્રાપ્ત થતું નથી કેમકે પરિણામવાદનો નહિં. પણ

વિવર્ત્તવાદનો સિદ્ધાંતમાં સ્વીકાર છે. જેમ રજ્જુમાં સર્પ જે દેખાય છે તે રજ્જુનું પરિણામ નથી પણ વિવર્ત છે તેમ કેવળ આત્મમાં સૃષ્ટિઆદિક જે દેખાય છે તે પણ આત્માનું પરિણામ નથી કિંતુ વિવર્ત છે, આ પ્રમાણે ઉપાધિના જન્મથીજ જીવનો જન્મ છે પણ વાસ્તવિક રીતે નથી એમ સિદ્ધ થયું; તેમજ ઉપાધિનો લય થતાં જીવો પરમાત્મામાં લીન થાય છે તેથી પણ એ વાત સિદ્ધ થાય છે. જીવો અનેક પ્રકારના કાર્યરૂપ ઉપાધિઓની સાથે તમારામાં લીન થાય છે એવો અમારો સિદ્ધાંત છે; તેમાં સુષુપ્તિ અને પ્રલયમાં જે લય થાય છે તે મધમાં સર્વે રસોનો લય થવા જેવો છે; કેમકે જેમ મધમાં સઘળા પુષ્પોના રસો વિશેષપણે નથી દેખાતા તો પણ સામાન્યપણે દેખાય છે તેમ સુષુપ્તિ અને પ્રલયમાં આપમાં લય પામેલા જીવો જો કે વિશેષરૂપે રહેતા નથી તો પણ તેઓનું કારણ શરીર (અજ્ઞાન) રહેવાથી સામાન્યરૂપે રહે છે. અને મુક્તિમાં તો તમારા નિરૂપાધિક સ્વરૂપમાં જે લય થાય છે તે સમુદ્રમાં નદીઓનો લય થવા જેવો છે. કેમકે જેમ સમુદ્રમાં નદીઓનો લય થતાં નામરૂપથી તે મુક્ત થાય છે તેમ મુક્તિ દશામાં તમારામાં લય થતાં કારણ શરીરનો પણ લય થવાથી જીવો નામરૂપથી અત્યંત રહીત થાય છે. આ જીવોમાં પણ તમારી માયાથી તમારા સ્વરૂપમાંથી જન્મીને કર્મ કરતાં પાછું તેમાંજ લીન થવા રૂપ પરિભ્રમણ કે જેમાં વારંવાર જન્મ મરણ થયા કરે છે તેને જાણીને સુબુદ્ધિવાન્ પુરૂષો તમે કે જે ભવને નિવૃત્ત કરનારા છો તેમનું નિરંતર સેવન કરે છે. તમારૂં સેવન કરનારાઓને સંસારનો ભય કેમજ હોય? કારણ કે જેઓના તમે રક્ષક નથી તેઓનેજ તમારી ભૃકુટિરૂપ કાળ વારંવાર જન્મ મરણાદિકનો ભય આપ્યા કરે છે.

હે અજન્મા! એવું સેવન મનનો નિગ્રહ કરવાથી થાય અને મનનો નિગ્રહ ગુરૂનું શરણ લેવાથી થાય છે. અત્યંત ચંચળ મનરૂપી ઘોડો કે જે ઇંદ્રિયો ને પ્રાણને જીતનારાઓથી પણ વશ કરી શકાયો નથી તેને જે પુરૂષો ગુરૂના શરણનો આશ્રય લીધા વિના નિયમમાં લેવાને પ્રયત્ન કરે છે તેઓ ઉપાયોમાં મુંઝાઈ જઈ સેંકડો દુઃખથી વ્યાકુળ થઈને આ સંસારરૂપી સમુદ્રમાંજ રહે છે. જે વેપારીઓ વહાણ ચલાવનારાને રાખે નહિં તેઓને સમુદ્રમાંજ રહેવું પડે; જે પુરૂષ તમારૂં સેવન કરે છે તેઓને સર્વ સુખોના સ્થાનકરૂપ આપ છતાં સ્વજન, પુત્ર, દેહ, સ્ત્રી, ધન, ઘર, પ્રાણ અને રથ કે જેઓ મનુષ્યોને આત્માથી અતિ તુચ્છ છે તેઓનો શો ઉપયોગ છે? આવી રીતના સાચા પરમાર્થ સુખને નહિં જાણતા અને તેથીજ સ્ત્રીની સાથે મળીને મિથ્યા સુખમાં પ્રવૃત્તિ કરતાં લોકોને પોતાથીજ વિનાશી અને નિઃસાર આ સંસારમાં કયો પદાર્થ આનંદ આપે છે? કોઈપણ આપતો નથી. માટે માત્ર તમારૂં ભજન કરવુંજ યોગ્ય છે. નિરહંકાર અને હૃદયમાં તમારા ચરણારવિંદનેજ રાખનારા ઋષિઓ જો કે તેઓનાંજ ચરણનાં રજ કે જળ પાપનો નાશ કરનારાં છે તોપણ પૃથ્વીમાં તમારા ભજનરૂપ મોટું પુણ્ય કરનારા મહાત્માઓના આશ્રમોને અને અત્યંત પવિત્ર તીર્થ તથા ક્ષેત્રોને સેવે છે પણ પુરૂષનાં વિવેકાદિકને હરનારાં ઘરોને સેવતા નથી. ગુરૂના ઉપદેશથી તત્ત્વ સમજી અને સારાસારના વિવેકથી સર્વમાં વૈરાગ્ય પામી મહાત્માઓના સંગથી તેજ તત્ત્વને ઉત્તમ યુક્તિઓથી સારી રીતે ધારવા સારૂ મહાત્માઓના આશ્રમોનું, તીર્થોનું, અને ક્ષેત્રોનું સેવન કરે છે. તમે કે જે નિત્ય સુખરૂપ આત્મા છો તેમાં એકવાર પણ જે પુરૂષો મન ધરે છે તેઓ પણ ઘરઆદિમાં આસક્ત થતા નથી ત્યારે એવા પુરૂષો તો કેમજ આસક્ત થાય?

**आम्नायस्य क्रियार्थत्वा दानर्थक्यमतदर्थानां तस्माद् नित्यमुच्यते ॥** એ પૂર્વ મિમાંસાના સૂત્રમાં એવી શંકા ઉઠાવી છે કે સઘળા વેદનો અભિપ્રાય કર્મ કરાવવા ઉપર છે એવો

સિદ્ધાંત માનીશું તો વેદમાં કેટલાંએક વાકયોમાં કરાવવાની વાત નથી તો તે વાકયોને વ્યર્થ ગણવાં પડશે. એટલા માટે વેદનાં સઘળાં વાકયો કર્મ કરાવવા સારૂજ છે એ વાત નિયત રહેતી નથી. પછી તે શંકાનું સમાધાન કર્યું છે કે **तद्भूतानां क्रियार्थेन समन्वयोर्थस्य तन्निमित्तत्वात् ॥** જે વાકયોમાં કર્મ કરાવવાનો અર્થ નથી તે વાકયોને કર્મ કરાવવાના અર્થવાળા વાકયોની સાથે જોડી દેવાં કેમકે પેટાના વાકયાર્થો મુખ્ય વાકયાર્થને માટેજ હોવા જોઇએ. આ પ્રમાણે **ઉપનિષદોનાં વાકયો** પણ યજમાનને ઇશ્વર ઠરાવી તેનાં વખાણ કરવા માટેજ છે પણ નિર્વિશેષ બ્રહ્મનું પ્રતિપાદન કરવાને માટે નથી એમ માનવું યોગ્ય છે એમ મીમાંસક લોકો કહે છે. પણ એ વાત યથાર્થ નથી કેમકે 'બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે. બ્રહ્મવિજ્ઞાન અને આનંદરૂપ છે. બ્રહ્મ ચક્ષુરહિત અને શ્રોત્રરહિત છે.' **ઇત્યાદિક અર્થવાળાં ઉપનિષદોના વચનો** યજમાનથી વિપરીત સ્વરૂપવાળા આત્માનું પ્રતિપાદન કરે છે. યજમાન કદી પણ એકજ, અદ્વિતીય. વિજ્ઞાનરૂપ, આનંદરૂપ, ચક્ષુરહિત અને શ્રોત્રરહિત હોયજ નહિં. આવો અદ્વિતીય પરમાનંદરૂપ જે આત્મા છે તે યજ્ઞના અંગરૂપ ઘટેજ નહિં. વાસ્તવિક રીતે જોઇએ તો તંત્રવાર્તિક કરનારાને 'આત્મા યજ્ઞના અંગરૂપ છે' એ વાત સંમત નથી કેમકે **सर्वत्रैवहि विज्ञानं संस्कारत्वेन गम्यते । परांगं चात्म विज्ञानादन्यत्रेत्यवधार्यताम् ॥** આત્મજ્ઞાન વિના બીજાં સઘળાં સ્થળમાં જે કાંઇ જ્ઞાન છે તે વાસનારૂપ છે અને પરાયું અગ છે એમ જણાય છે **એમ વાર્તિકકારે પોતેજ લખ્યું છે.** આવા મનનને માટેજ મુનિઓ તીર્થક્ષેત્રાદિકમાં ફરે છે એમ અમોએ કહ્યું છે–જો દ્વૈત સત્ય હોય તો કદાચ ઉપનિષદો યજમાનની સ્તુતિ કરે છે એમ કહી શકાય પરંતુ દ્વૈતની સત્યતાજ સંભવતી નથી એમ નીચે પ્રમાણેની શંકા સમાધાનોથી નિશ્ચય કરવો.

### (શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ અધ્યાય ૮૭ દ્વૈત સત્ય નથીજ.)

**શંકાઃ**—આ જગત સત્ય છે કારણકે સત્ય વસ્તુમાંથી (બ્રહ્મમાંથી) ઉત્પન્ન થયું છે; જે જે વસ્તુમાંથી ઉત્પન્ન થયું હોય તે તે રૂપજ જોવામાં આવે છે જેમકે સુવર્ણમાંથી ઉત્પન્ન થયેલાં કુંડળા આદિ ઘરેણાં સુવર્ણરૂપજ છે. પક્ષ, સાધ્ય, હેતુ, વ્યાપ્તિ અને દ્રષ્ટાંત એ પાંચ અવયવો દરેક અનુમાનમાં જોઇએ. તે પ્રમાણે આ અનુમાનમાં જગત પક્ષ છે, સત્યપણું સાધ્ય છે, જગતનો સત્ય બ્રહ્મથી અભેદ છે કે સત્ય બ્રહ્મથી ઉત્પત્તિ હેતુ છે, જે જેમાંથી ઉત્પન્ન થયું હોય તે તે રૂપજ જોવામાં આવે છે એ વ્યાપ્તિ છે અને સુવર્ણમાંથી ઉત્પન્ન થયેલું કુંડળાદિ સુવર્ણરૂપજ છે એ દ્રષ્ટાંત છે.

**સમાધાનઃ**—આમ કરીને તમે જગતનો સત્ય (બ્રહ્મ)થી અભેદ (હેતુ) સિદ્ધ કરવા માગો છો પણ તે સિદ્ધ કરવામાં તમે જે કારણ બતાવ્યું તે અભેદથી વિરૂદ્ધ જાય છે; કેમકે સત્યમાંથી ઉત્પન્ન થયું છે એમ કહેતાંજ સત્યથી નોખું (ભિન્ન) પડયું એવો અર્થ પ્રતીત થાય છે. સત્યથી જે નોખું પડે તે અસત્યજ ઠરે છે.

**શંકાઃ**—અમે અભેદ સિદ્ધ કરવા માગતા નથી પણ ભેદનો નિષેધ કરવા માગીએ છીએ તે આ રીતે કે આ જગત સત્યથી ભિન્ન નથી કારણકે સત્યથી થયું છે. જે જેથી થયું હોય તે તેથી ભિન્ન હોતું નથી. જેમકે સુવર્ણથી થયેલ કુંડલ સુવર્ણથી ભિન્ન નથી. જ્યારે ભેદનો નિષેધ કરવો હોય ત્યારે કઈ કઈ વસ્તુનો ભેદ નથી એમ બતાવવાને માટે તે તે વસ્તુઓના નામ આપવાજ પડે છે. નામ આપ્યા વિના ભેદના અભાવનું જ્ઞાન થતું નથી માટે જગત અને સત્ય એ બે વસ્તુનાં નામ આપ્યા છે. આવી રીતે ભેદનો નિષેધ થવાથી અભેદનોજ ફલિતાર્થ થાય છે.

**સમાધાનઃ**—"જે જેથી ઉત્પન્ન થયું હોય તે તેથી ભિન્ન હોતુ નથી" એ વાત નિયત રહેતી નથી. કેમકે પિતાથી થયેલ પુત્ર પિતાથી ભિન્ન હોય છે. મુદ્‌ગરથી (લાકડીથી) થયેલો ઘટનો ધ્વંસ મુદ્‌ગરથી ભિન્ન હોય છે.

**શંકાઃ**—જે વસ્તુ જે ઉપાદાનથી થયેલ હોય તે વસ્તુ તે ઉપાદાનથી ભિન્ન હોતી નથી એ વાત નિયતજ છે. કુંડળ એ સુવર્ણરૂપ ઉપાદાન કારણથી થયેલ છે માટે સુવર્ણથી ભિન્ન હોતું નથી પિતા અને મુદ્‌ગર એ કાંઈ પુત્ર અને ઘટના ધ્વંસના ઉપાદાન કારણ નથી પણ નિમિત્ત કારણ છે માટે અમારા કહેવામાં કશો બાધ આવતો નથો.

**સમાધાનઃ**—જે વસ્તુ જે ઉપાદાનથી થયેલ હોય તે વસ્તુ તે ઉપાદાનથી ભિન્ન હોતી નથી એ વાત પણ નિયત રહેતી નથી કેમકે રજ્જુ રૂપ ઉપાદાનથી થયેલો સર્પ રજ્જુથી ભિન્નજ હોય છે રજ્જુ સત્ય હોય છે અને સર્પ મિથ્યા હોય છે. સર્પ સત્ય હોય તો કુંડળનો જેમ બાધ થતો નથી તેમ સર્પનો બાધ ન થવો જોઇએ.

**શંકાઃ**—રજ્જુથી થયેલા સર્પમાં એકલી રજ્જુજ કાંઈ ઉપાદાન કારણ હોતું નથી પણ અજ્ઞાન પણ તેની સાથે ઉપાદાન કારણ હોય છે તો આવા ઉપાદાન કારણથી થયેલી વસ્તુનું મિથ્યાપણું ઘટે છે. પરંતુ જગત તો એકલા સત્યરૂપ ઉપાદાન કારણથી થયેલ છે માટે જગતનું મિથ્યાપણું ઘટતું નથી.

**સમાધાનઃ**—જગત પણ સત્ય (બ્રહ્મ) અને તેની સાથે રહેલ અજ્ઞાનરૂપ ઉપાદાન કારણથી થયેલ છે માટે રજ્જુ સર્પની પેઠેજ હોવાથી સત્ય ઠરતું નથી.

**શંકાઃ**—ત્યારે બીજા પ્રકારના અનુમાનથી અમે જગતને સત્ય ઠરાવીએ છીએ જેમકે આ જગત સત્ય (સાચું) છે કારણ કે તેથી કામ થાય છે. જે સાચું ન હોય તેથી કામ થતું નથી છીપમાં મનાયેલું રૂપું સાચું નથી તો તેથી કામ થતું નથી.

**સમાધાનઃ**—કામ એટલે વ્યવહાર તો ભ્રમથી સાચા માનેલા પદાર્થથી પણ થાય છે. ખોટા રૂપીઆથી પણ કોઈ સમયે વ્યવહાર થતો જોવામાં આવે છે માટે સાચાથીજ કામ થાય છે એ વાત નિયત રહેતી નથી. વ્યવહારને માટે અમે પણ ભ્રમથી કલ્પાયેલું જગત માનીએ છીએ.

**શંકાઃ**—જે વસ્તુ એક ઠેકાણે સાચી હોય તેનો બીજે ઠેકાણે આરોપ થાય એ ભ્રમ કહેવાય છે જેમકે સર્પ એક ઠેકાણે સાચો છે તેનો રજ્જુમાં જે આરોપ થાય છે તે ભ્રમ છે આ પ્રમાણે બ્રહ્મમાં જગતનો ભ્રમ થયો હોય તો એક ઠેકાણે જગત સાચું હોવુંજ જોઇએ. આકાશનું પુષ્પ અત્યંત અસત્ છે તો તેનો બીજામાં આરોપ થતો નથી તે પ્રમાણે જગત અત્યંત અસત્ હોય તો તેનો બ્રહ્મમાં આરોપ થવો નહિ જોઇએ. ને આરોપ થયો છે એમ તમે માનો છો, તો જગત અત્યંત અસત્ નહિં પણ એક ઠેકાણે સાચું છે એમ ઠર્યું માટે તમારૂં અદ્વૈત સિદ્ધ થયું નહિં.

**સમાધાનઃ**—ભ્રમ સંસ્કારથી ઉત્પન્ન થાય છે અને તે ભ્રમમાં સંસ્કારની સિદ્ધિને માટે વસ્તુની માત્ર પૂર્વ પ્રતીતિની જરૂર છે, પણ તેમાં તે વસ્તુની સત્યતા હોવાની કશી જરૂર નથી. જે પુરૂષે સાચું ખારેકડીનું ઝાડ ન દીઠું હોય અને માત્ર બાજીગરે બનાવેલું ખોટું ખારેકડીનું ઝાડ દીઠું હોય તે પુરૂષને પણ ખજુરીના ઝાડમાં ખારેકડીની ભ્રાંતિ થાય છે માટે ભ્રમમાં પૂર્વ દૃષ્ટ વસ્તુની સત્યતા હોવાની કશી જરૂર નથી. અનાદિ કાળથી મિથ્યા જગતની પ્રતીતિ ચાલીજ આવે છે એ તો અમે પણ માનીએ છીએ માટે અનાદિપણાને લીધે પહેલા પહેલા ભ્રમથી દીઠેલા

જગતનો ઉત્તરોત્તર આરોપ થવો સંભવીત છે. જગતની પ્રતીતિ છે અને વાસ્તવીક રીતે સત્યતા નથી માટે તેની સત્તા બ્રહ્મથી વ્યતિરિક્ત નથી તેથી અદ્વૈત સિદ્ધજ છે અને કામકાજનો વ્યવહાર તો અધપરંપરાની રીતે પણ સિદ્ધ થાય છે.

**गतानुगतिको लोको, न लोको पारमार्थतः ।**
**वालुका पिंडमात्रेण, गतं मे ताम्र भाजनम ॥**

એ ન્યાય પ્રમાણે છે તેથી જગતની સત્યતાને ( તેથી કામ થાય છે ) એ હેતુ સિદ્ધ કરી શકતો નથી માટે નકામો છે.

**શંકા:**—'ચાતુર્માસ્ય નામનો યજ્ઞ જે કરે તેનું પુણ્ય અક્ષય થાય છે' ઇત્યાદિક અર્થવાળાં વાકયોથી વેદ કર્મ ફળોની સત્યતાનું પ્રતિપાદન કરે છે માટે દ્વૈત સત્ય છે એમ જણાય છે.

**સમાધાન:**—કર્મના ફળો નિત્ય છે એવો કાંઈ વેદનો અભિપ્રાય નથી પણ **કર્મના ફળોને વખાણવાનો વેદનો અભિપ્રાય છે** તેથી વખાણને માટે 'અક્ષય' ઈત્યાદિક શબ્દો તેમાં મુકેલા છે જે સ્વતંત્ર વાકયો નથી પણ વિધિ વાકયોના પેટાનાં અર્થવાદ વાકયો છે તેઓની એવી વ્યવસ્થા થાય છે. કર્મના ફળો નિત્ય છે એવો વેદનો અભિપ્રાય હોય તો 'જેમ અહિં ખેડવા આદિથી કરેલા પદાર્થ ખૂટી જાય છે તેમ પરલોકમાં પુણ્યથી મેળવેલું સુખ પણ ખૂટી જાય છે' એમ પોતેજ વેદ પાછળથી કેમ કહે? કર્મની શ્રદ્ધાના ભારથી દબાઇને જેઓની બુદ્ધિ મંદ પડી ગઈ હોય છે તેઓને વેદ વાણી ગૌણી અને લક્ષણા આદિ પોતાની વૃત્તિઓમાં ગુંચવી નાંખીને ભમાવી દે છે તેથી તેઓ વેદના વાકયોનું વાસ્તવીક તાત્પર્ય નહિં સમજતાં કર્મોના ફળોને અવિનાશી માની બેસે છે અને **વેદનું તાત્પર્ય** વાસ્તવિક રીતે અદ્વૈત અને તેના સાધન ભૂત અંતઃકરણની શુદ્ધિ આદિ ઉપર છે તે સમજતા નથી. આ જગત સૃષ્ટિની પહેલાં હતું નહિં અને પ્રલય થયા પછી રહેશે નહિં એટલા માટે વચમાં પણ તમે કે જે કેવળ છો તેમાં મિથ્યારૂપેજ દેખાય છે. એવો નિશ્ચય છે. અને એટલા માટેજ માટી, સોનું અને લોઢું આદિ દ્રવ્યોના ઘટ, કુંડળ અને કોદાળી આદિ ભેદોના પ્રકાર સરખું જગત કહેવાય છે. જેમ ઘટ, કુંડળ અને કોદાળી આદિ બનેલા આકારો નામ માત્રજ છે અને તેનાં કારણોરૂપ માટી સોનું અને લોઢું આદિજ સત્ય છે તેમ આકાશાદિક કાર્યો નામ માત્રજ છે અને તેઓનું કારણ પરબ્રહ્મજ સત્ય છે એમ અમો સ્પષ્ટ કહીએ છીએ. આ રીતે આ જગતની સત્યતા વિશે કાંઈ પ્રમાણ નથી અને મિથ્યાપણા વિશે પ્રમાણો છે માટે વ્યર્થ અને માત્ર મનનાજ વિલાસરૂપ આ જગતને જેઓ સત્ય જાણે છે તેઓ અજ્ઞાન છે. આ વિષયમાં આવું અનુમાન કરવું કે જગત સત્ય નથી; કારણકે આદિ અંતમાં તે હોતું નથી, વિકારી છે અને દ્રશ્ય છે. જે આદિ અંતમાં ન હોય, વિકારી હોય અને દ્રશ્ય હોય તે સત્ય હોતું નથી જેમકે છીપમાં મનાયેલું રૂપું આદિ અંતમાં નથી વિકારી છે અને દૃશ્ય છે માટે સત્ય નથી. જે વસ્તુ આદિ તથા અંતમાં રહેતી હોય, નિર્વિકાર હોય અને અદૃશ્ય હોય તે અસત્ય હોતી નથી. જેમકે આત્મા જગતના આદિ તથા અંતમાં રહે છે, નિર્વિકાર છે અને અદ્રશ્ય છે માટે અસત્ય નથી.

**શંકા:**—જ્યારે જગત એ કાંઈ વસ્તુજ નથી ત્યારે એ મિથ્યા જગતથી ચૈતન્યને સંબંધનો લેશ પણ નથી એમ સિદ્ધ થયું. અને જ્યારે એમ છે ત્યારે જીવનો શો અપરાધ છે? કે જેથી જીવ જન્મ મરણ પામ્યા કરે છે, અને ઇશ્વરનું શું પુણ્ય છે? કે જેથી તે નિત્યમુક્ત છે. તથા કર્મકાંડ કોને લાગુ પડે છે?

**સમાધાનઃ**—જીવ માયાને લીધે અવિદ્યાનું આલિંગન કરે છે, તેથી દેહ તથા ઇંદ્રિયાદિકના ધર્મોથી જોડાય છે અને જોડાઈને આનંદાદિક ગુણ ઢંકાઈ જતાં જન્મ મરણ પામ્યા કરે છે અને તમે કે જે નિત્ય પ્રાપ્ત ઐશ્વર્યવાળા, અપાર ઐશ્વર્યવાળા અને આઠ સિદ્ધિઓયુક્ત પરમ ઐશ્વર્યમાં બિરાજમાન છો તે તો સર્પ જેમ પોતામાં રહેલી કાંચળીને પણ સારી સમજતો નથી તેમ પોતામાં રહેલી માયાને પણ સારી માનતા નથી તેથી નિત્યમુક્ત છો, આ કારણથી સઘળું કર્મકાંડ ઉપર કહેલા જીવનેજ લાગુ પડે છે. **હે ભગવાન !** જે સંન્યાસીઓ હૃદયમાં રહેલી કામની વાસનાઓને ઉખેડી નાંખતા નથી તો તે દુષ્ટ સંન્યાસીઓને તમે હૃદયમાં રહ્યા છતાં પણ મળતા નથી; જેમકે ભૂલાયેલો કંઠનો મણિ કંઠમાં રહ્યા છતાં પણ મળતો નથી, એવા સંન્યાસીઓને તમે મળતા નથી એટલુંજ નહિં પણ તે પેટભરાઓને આલોક તથા પરલોકમાં દુઃખજ રહે છે. લોકોને રાજી રાખવા અને ધન મેળવવું ઇત્યાદિક કલેશ મટતા નથી અને ભોગના વૈભવ લોકોમાં પ્રકટ થઈ જવાની બીક પણ રહે છે તેથી આ લોકમાં દુઃખ છે. તમારા સ્વરૂપની પ્રાપ્તિ નહિં થવાને લીધે આશ્રમ ધર્મ કે જે અવિદ્યાવાળાએ અવશ્ય પાળવો જોઇએ તેનું ઉલ્લંઘન થવાથી નરકમાં પડવું પડે તે પરલોકમાં પણ દુઃખ છે. જેને તમારૂં જ્ઞાન થયું હોય તે પુરૂષ, તમારાથી પ્રકટ થયેલાં પોતાનાં પ્રાચીન પુણ્ય પાપોનાં ફળરૂપ સુખદુઃખોના સંબંધોને મનમાં ધારતો નથી અને તે સમયમાં દેહાભિમાનીઓને લાગુ પડનારાં વિધિ નિષેધનાં વચનોને પણ મનમાં લેતો નથી. દેહાભિમાન મટી જવાને લીધે કાર્ય અકાર્યનો સંબંધ નહિં રહેવાથી તે પુરૂષ વિધિનિષેધનો અધિકારી રહેતો નથી. **હે સર્વ ઐશ્વર્યવાળા !** પ્રત્યેક યુગમાં ચાલેલા સારા સંપ્રદાયોના અનુસારે જે મનુષ્યો પ્રત્યેક દિવસે શ્રવણ કરીને ચિત્તમાં તમોને ધરે છે તેઓને પણ તમે મોક્ષગતિરૂપ થાઓ છો એટલે તેઓને પણ જ્યારે વિધિનિષેધનો બાધ રહેતો નથી ત્યારે તે તત્ત્વજ્ઞાનીઓને તો કર્મના અધિકારની શંકા પણ કયાંથીજ હોય ? પરંતુ યોગના ઢોંગથી જેઓ વિષયના લાલચુ રહે છે, તેઓને તો આ લોકમાં તથા પરલોકમાં પણ દુઃખ છે. તમે કે જેના સ્વરૂપમાં આકાશમાં રજના કણોની પેઠે કાળચક્રને લીધે ઉત્તરોત્તર દશ દશ ગણાં આવરણોવાળા બ્રહ્માંડોના સમૂહો સઘળાં સાથેજ ફર્યા કરે છે તેમના અંતને બ્રહ્માદિક પણ પામ્યા નથી; કારણ કે જે કાંઈ વસ્તુ અંતવાળી છે તે તમે નથી; બ્રહ્માદિક પામ્યા નથી એટલુંજ નહિં પણ તમે પણ તમારા અંતને જાણતા કે પામતા નથી. આટલાથી કાંઈ તમારૂં સર્વજ્ઞપણું અને સર્વશક્તિમાનપણું મટી જાય તેમ નથી; જેમ સસલાનાં શિંગડાંને નહિં જાણવાથી સર્વજ્ઞપણું મટતું નથી અને સસલાનુ શિંગડું નહિ મળવાથી સર્વશક્તિમાનપણું પણ મટતું નથી, કારણ કે સસલાનું શિંગડું હોતુંજ નથી; તેમ તમારો અંત કે જે છેજ નહિં તેને નહિં જાણવાથી કે નહિં પામવાથી તમારા સર્વજ્ઞપણાને કે સર્વશક્તિમાનપણાને કશો બાધ આવતો નથી. આ પ્રમાણે છે માટે **શ્રુતિઓ તાત્પર્ય વૃત્તિથી તમને લાગુ પડે છે પણ સાક્ષાત્ કહી શકતી નથી,** સગુણ સ્વરૂપના ગુણ અનંત છે અને નિર્ગુણ સ્વરૂપને વાણી પહોંચી શકે નહિં તેથી તમારૂં સંપૂર્ણ અને સાક્ષાત્ નિરૂપણ થઈ શકતું નથી. બ્રહ્મ જાડું નથી, પાતળું નથી, બ્રહ્મને ઇંદ્રિયો નથી. જે દૃશ્ય પદાર્થ છે તે બ્રહ્મ નથી ઇત્યાદિ પ્રકારથી અનાત્મ પદાર્થોનો નિષેધ કરી તે દ્વારા અંતે તમનેજ (અવશેષરૂપે) શ્રુતિઓ લાગુ પડે છે; કેમકે અવધિ વગર નિષેધ કરવો સંભવતો નથી માટે નિષેધના અવધિરૂપ તમે છો **તેમાં શ્રુતિઓનો ફલિતાર્થ ઉતરે છે** નિષેધને અંતે જે વસ્તુ રહે તે નિષેધનો અવધિ કહેવાય છે. તમે વાણી કે મનના વિષય નથી તેથી અવિષયપણારૂપેજ તમારૂં જ્ઞાન થાય છે માટે તમારૂં જ્ઞાન થવું કઠણ કહેવાય છે; અને એવી રીતે જે તમને જાણે છે તે

પુરૂષ (જીવનમુક્ત) સુખદુ:ખને મનમાં ધરતો નથી અને વિધિનિષેધનો પણ અધિકારી નથી રહેતો એમ અમે કહ્યું છે.

**નારાયણ કહે છે:**—આત્માનું સ્વરૂપ જાણીને જીવનમુક્ત થયેલા **સનકાદિકોએ** એ પ્રમાણે આ બ્રહ્મ નિરૂપણ સાંભળીને પછી **સનંદનની** પૂજા કરી. સૃષ્ટિમાં પ્રથમ ઉત્પન્ન થયેલા, આકાશ માર્ગમાં ચાલનારા અને મહાત્મા સનકાદિકોએ આ પ્રમાણે સર્વ શ્રુતિઓના જુના રહસ્યનું તાત્પર્ય કાઢ્યું હતું. **હે બ્રહ્માના પુત્ર નારદજી!** તમે પણ આ બ્રહ્મ નિરૂપણ કે જે મનુષ્યોની વાસનાઓને બાળનાર છે તેને શ્રદ્ધાથી મનમાં ધરી જ્યાં ઇચ્છા હોય ત્યાં પૃથ્વીમાં વિચરો.

**નારદજી કહે છે:**—નિર્મળ કીર્તિવાળા જે **શ્રીકૃષ્ણ ભગવાન** સર્વ પ્રાણીઓને મુક્તિ આપવા સારૂ મનોહર અવતારો ધરે છે તે રૂપ આપને પ્રણામ કરૂં છું. ત્યાર પછી હું **શુકદેવજીના** પિતા **વેદ વ્યાસના** આશ્રમમાં આવ્યોને જે મેં ઉપર પ્રમાણે **મુનિ નારાયણના મુખથી** સાંભળ્યું હતું તે તેમની પાસે કહી સંભળાવ્યું.

**શુકદેવજી કહે છે:—હે પરીક્ષિત રાજા!** તમે જે અમને પુછ્યું હતુ તે સઘળું તમને કહી સંભળાવ્યું કે જે રીતે પરબ્રહ્મ નિર્દેશ કરવાને અશકય અને નિર્ગુણ છતાં પણ **તેમાં શ્રુતિઓની પ્રવૃત્તિ થાય છે.** અખંડ સ્વરૂપ સ્થિતિથી માયાનો નિરાસ કરનાર અને (જન્મ મરણનો) ભય મટાડનાર તે **ભગવાનનું નિરંતર ધ્યાન કરવું** કે જે ભગવાન પોતામાં સૂતેલા જીવોને સર્વ પુરૂષાર્થોની (ધર્મ, અર્થ કામને મોક્ષની) સિદ્ધિ માટે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયાદિક પ્રાપ્ત કરવાનો વિચાર કરનાર છે, જે આ જગતના આદિ અંત અને મધ્યમાં વર્તનાર છે, માયા અને પુરૂષનું પણ જે ઉપાદાન કારણ છે, જેણે આ જગતને સૃજી જીવની સાથે પ્રવેશ કરીને જીવને ભોગવવા સારૂ નોખનોખાં શરીરો કર્યાં છે, જીવને ભોગ આપતાં શરીરોને જે પાળે છે અને પ્રણામાદિકથી ઉપાસના કરનાર જીવ જેને પામીને, જેમ સુષુપ્તિમાં સૂતેલો પુરૂષ શરીરને છોડી દે છે (એટલે સુષુપ્તિવાળા માણસને બીજાઓ શરીરવાળો દેખે પણ સુષુપ્તિવાળો માણસ પોતે પોતાને શરીરવાળો દેખે નહિં તેમ જીવનમુકતને પણ બીજાઓ શરીરવાળો દેખે પણ જીવનમુકત પોતે પોતાને શરીરવાળો દેખે નહિં.) તેમ દેહાદિકરૂપ અવિદ્યાને છોડી દે છે.

**योऽस्योत्प्रेक्षक आदिमध्यनिधने योऽव्यक्त जीवेश्वरो। यः सृष्ट्वे दमनुप्रविश्य ऋषिणाचक्रे पुरः शास्तिताः॥ यंसंपद्य जहात्यजा मनुशयी सुप्तः कुलायं यथातं। कैवल्यनिरस्तयोनिमयं ध्यायेदजस्रं हरिम्॥**



# પ્રકરણ આઠમું.

## શ્રીમદ્ ભાગવતમાંથી શ્રીદત્તાત્રય અવધૂતે કરેલા ગુરૂઓ ઉપરથી લેવાનો સાર ને ઉદ્ધવજીને મળેલ આત્મજ્ઞાન.

**ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:—હે ઉદ્ધવ!** હું મનુષ્ય લોક ત્યાગ કરીશ ત્યારે આલોકને કલિયુગ તરતજ દબાવી દેશે ને લોકોની અધર્મમાં પ્રીતિ થશે. તમે તો સ્વજન અને બંધુઓમાં સ્નેહ છોડી દઈ, મારામાં સારી રીતે મન રાખી સમદૃષ્ટિ કરીને પૃથ્વીમાં ફરજો. મન, વાણી, ચક્ષુ અને શ્રવણાદિક ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતું જે આ જગત છે તે સઘળું મનોમય હોવાથી માયારૂપ છે અને ક્ષણભંગુર છે એમ જાણજો, જેનું મન વિક્ષેપ પામેલું હોય છે તે પુરૂષને ભ્રાંતિથી દેખાતા ભેદમાંજ ગુણદોષ રહેલા છે, માટે ગુણદોષના વિષયરૂપ ભેદ વાસ્તવિક નહીં હોવાથી સર્વમાં સમદૃષ્ટિ રાખવી જો કે વિધિ નિષેધના પ્રતિપાદન કરવાને લીધે વેદજ ભેદની સત્યતા કહે છે એમ ઉપર ટપકેના વિચારથી જણાય છે, તો પણ વાસ્તવિક જોતાં જેની બુદ્ધિમાં ગુણદોષ હોય તેનેજ કર્મ, અકર્મ અને વિકર્મરૂપ વિધિ નિષેધના ભેદ લાગુ પડે છે. **વેદ અવિદ્યાવાળાને માટેજ છે પણ જ્ઞાનીને વાસ્તે નથી.** એટલા માટે ઈંદ્રિયોના સમૂહને અને ચિત્તને વશ કરીને "આ જગત તમારામાંજ કલ્પાયેલું છે અને તમે પોતે હું કે જે પરબ્રહ્મ અને ઇશ્વર છું તે રૂપજ છો" એવો નિશ્ચય કરો. આ પ્રમાણે નિશ્ચય કરીને કર્મ નહીં કરૂં તો દેવતાઓ વિઘ્ન કરશે એવી શંકા રાખશો નહીં, કેમકે વેદના તાત્પર્યનો નિશ્ચય અને તેના અર્થનો અનુભવ મેળવીને આત્માના અનુભવથીજ સંતુષ્ટ અને સઘળા દેવતાઓના પણ આત્મારૂપ થશો એટલે કોઈ પણ વિઘ્ન નડશે નહીં. આત્માનો અનુભવ ન થયો હોય ત્યાં સુધી વર્ણાશ્રમની રીતિ પ્રમાણે કર્મ કરવાંજ જોઇએ અને અનુભવ થયા પછી તો કોઇ પણ વિઘ્ન કરી શકે નહીં. આ ઉપરથી એમ નહીં સમજવું કે "જ્ઞાની પુરૂષ યથેષ્ટ આચરણ કરે." કેમકે જેમ બાળક સંકલ્પથી રહિત છતાં પણ કાંઈક કરે છે અને કાંઈક છોડી દે છે, તેમ **ગુણ દોષના વિચારથી રહિત થયેલો જ્ઞાની** પણ પૂર્વ સંસ્કારથી નિષિદ્ધ કામ કરતોજ નથી, પણ તેમાં દોષ જાણીને નથી કરતો એમ નહીં, અને ઘણું કરીને વેદોક્ત કર્મ કરે છે, પણ તેમાં ગુણ જાણીને કરે છે એમ નહીં. આ પ્રમાણે જ્ઞાન તથા વિજ્ઞાનના નિશ્ચયવાળો, સર્વ પ્રાણીઓનો સ્નેહી, શાંત અને જગતને હું (બ્રહ્મ) રૂપ જોતો પુરૂષ પાછો જન્મ મરણ પામેજ નહીં.

**ઉધ્ધવજી કહે છે—હે યોગના સ્વામી!** હે યોગ જાણનારાઓની ગુપ્ત થાપણરૂપ! હે યોગ રૂપ! હે યોગને ઉત્પન્ન કરનાર! આપે જે મારા કલ્યાણને માટે ત્યાગ કરવા કહ્યું તે આપના મહિમા ઉપર દ્રષ્ટિ રાખીને કહ્યું. આપને હું પ્રણામ કરૂં છું. હું તો મૂઢ બુદ્ધિવાળો અને તમારી માયાએ રચેલા દેહ તથા પુત્રાદિકમાં અહંતા મમતાથી ડૂબી ગયો છું. માટે **હે મ્હારાજ!** આપે કહેલા વિષયને હું અનાયાસે પહોંચી શકું તેવી રીતે ધીરે ધીરે ઉપદેશ કરો. **હે ઈશ્વર!** આત્મા કે જે સત્ય અને સ્વયંપ્રકાશ છે તેનો અને ઉપદેશ કરનાર આપના વિના બીજો કોઈ દેવતાઓમાં પણ જોવામાં આવતો નથી. કારણકે આ બ્રહ્માદિક સઘળાં પ્રાણીઓ તમારી માયાએ મોહ કરવાને લીધે વિષયોને સાચા માને છે. રક્ષા કરવામાં સમર્થ નથી, અને આપ તો અવિનાશી, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન અને કાળાદિકના બાધથી સર્વદા છો.

**ભગવાન કહે છે** (ઉદ્ધવજીને અસંભાવના ને વિપરીત ભાવના-સંશય અને હું દેહરૂપ છું એવી બુદ્ધિ-મટાડવા સારૂ):—ગુરૂના ઉપદેશની અપેક્ષા વિના પણ ઘણું કરીને આ જગતમાં તત્ત્વની પરિક્ષા કરનારા માણસો પોતેજ પોતાને વિષયોની વાસનામાંથી કાઢી લે છે. પશુ આદિકના શરીરમાં પણ **પોતેજ પોતાના ગુરૂરૂપ થાય છે** અને માણસના શરીરમાં તો વિશેષે કરીને થાય છે કારણકે મનુષ્યનાં શરીરમાં પ્રત્યક્ષ અને અનુમાન ઉપરથી પોતાનું સ્વરૂપ જાણવું સુગમ પડે છે. પશુ આદિક કરતાં મનુષ્યમાં જ્ઞાનાદિક સઘળી શક્તિઓ બહુજ વધારે છે માટે મનુષ્ય શરીરમાં આત્મા બહુજ પ્રત્યક્ષ છે એમ **સાંખ્ય અને યોગમાં નિપુણ બુદ્ધિવાળા ધીર પુરૂષોએ નિશ્ચય કરેલો છે.** આ મનુષ્ય શરીરમાં હું કે જે બુદ્ધિ આદિક દ્રશ્ય પદાર્થોથી ભિન્ન છું તેને સાવધાન પુરૂષો યથાર્થ રીતે શોધી લે છે તે આવી રીતે કે "બુદ્ધિ આદિક જડ પદાર્થોનો પ્રકાશ એક સ્વયંપ્રકાશ વસ્તુ વિના ઘટતો નથી માટે સર્વ દ્રશ્યને પ્રકાશ આપનાર જે સ્વયંપ્રકાશ વસ્તુ છે તે **આત્મા** છે." આ વિષયમાં આ પ્રમાણે અનુમાન પણ થાય છે. બુદ્ધિ આદિક પદાર્થો એક સ્વતંત્ર કર્તાથી પ્રેરાય છે કારણકે તેઓ સાધનરૂપ છે; જે જે સાધનરૂપ હોય છે તે બીજા સ્વતંત્ર કર્તાથીજ પ્રેરાય છે જેમ વાંસલો અને સુડો આદિ સાધનરૂપ છે માટે સુતારથી પ્રેરાય છે. આ પ્રમાણે બુદ્ધિ આદિક દ્રશ્ય પદાર્થોને પ્રેરનાર જે સ્વતંત્ર કર્તા છે તે આત્મા છે એવું અનુમાન કરી સાવધાન પુરૂષો મને મનુષ્ય શરીરમાં શોધી લે છે. (આ ઉપરથી આત્મા અનુમાનથી સિદ્ધ થાય છે એમ સમજવું નહીં કેમકે જીવ દેહાદિકથી જુદો છે એટલુંજ અહિં અનુમાનથી સિદ્ધ કરવાનું છે.)

પોતાની મેળે ઉદાહરણો લઈ વિચાર કર્યાથી પણ જ્ઞાન થાય છે. એ વિષયમાં **ગુરૂ દત્તાત્રેય** અને ઘણા તેજવાળા **યદુરાજાના** સંવાદરૂપ ઇતિહાસ કહેવામાં આવે છે. તે ગુરૂ દત્તાત્રયને અવધૂત વેષવાળા, મહા વિદ્વાન અને સર્વદા યૌવનવાળા યદુરાજાએ પુછયું કે તમે **હે મહારાજ!** જડ, ઉન્મતવત્ કાંઈ કામ કરતા નથી તેમ ઇચ્છા કરતા નથી છતાં તમારી આ પ્રમાણે સર્વ લોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ શા કારણથી થઈ છે? કે જે બુદ્ધિને પામીને આપ વિદ્વાન છતાં પણ બાળકની પેઠે લોકમાં ફરો છો. તેમ કામ ક્રોધ તથા લોભરૂપી દાવાનળથી છુટીને ગંગાના જળમાં ઉભેલા હાથીની પેઠે કાંઈ પણ તાપ પામતા નથી તો આવો મોટો આનંદ તમને શા કારણથી થયો?

**ગુરૂ દત્તાત્રેય કહે છે:—હે રાજા!** મારા બુદ્ધિથીજ સ્વીકારેલા ગુરૂઓ ઘણા છે. ને ગુરૂઓ પાસેથી તેમની વૃત્તિઓ ઉપરથી શીખામણ લઈ મુકત થઇને ફરૂં છું તે ગુરૂઓ નીચે પ્રમાણે છે:—

૧ પૃથ્વી ને પ્રાણીઓ પોતાના પગ નીચે દબાવે છે તોપણ પૃથ્વી પોતાના ધૈર્યતાના નિયમથી ચલાયમાન થતી નથી. તેમ દૈવાધીન પ્રાણીઓ ધીર પુરૂષને પીડે તો પણ તેઓનું દૈવાધીનપણું જાણનારા તે પુરૂષે પોતાના નિયમથી ચલાયમાન ન થવું. એ પૃથ્વી પાસેથી શીખેલો છું.

પર્વત પણ પૃથ્વીરૂપ છે. પર્વતની ઝાડ, ખડ અને ઝરણા આદિને ઉત્પન્ન કરવાની સઘળી ક્રિયાઓ તેમજ પર્વતનો જન્મ નિરંતર પરોપકારને માટે છે. તેમ સાધુ પુરૂષે પોતાની સઘળી ક્રિયાઓ અને જન્મ પણ પરોપકારને માટેજ રાખવાં.

ઝાડ પણ પૃથ્વીરૂપ છે, ઝાડ જેમ નિરંતર પરાધીનજ રહે છે એટલે બીજા લોકો તેને કાપીને અથવા ઉખેડીને લઈ જાય તોપણ સ્વીકારે છે. તેમ તેના છાયા ફળ ફુલ પાંદડા આદિ પરોપકાર અર્થેજ કામ આવે છે તે પ્રમાણે સાધુ પુરૂષે પણ પરાધીન રહેવું એટલે બીજાઓ મારી નાંખે કે પીડા કરે કે ઉપાડી જાય તો પણ સ્વીકારવું અને દેહાદિ પરોપકાર અર્થેજ રાખવાં.

૨. પ્રાણુ પણુ વાયુરૂપ છે. પ્રાણુ જેમ માત્ર આહાર મળવાથી સંતુષ્ટ થાય છે, પણુ રૂપ રસાદિક ઇન્દ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણુ આહાર મળવાથીજ સંતોષ રાખવો પણુ તેમાં સારા કે નરસા આહારની અથવા બીજા વિષયોની અપેક્ષા રાખવી નહીં. કેમકે તે અપેક્ષાથી મનમાં વિક્ષેપ થાય છે. આહાર ન કરે તો મન વિકળ થઇ જઇને જ્ઞાનનો નાશ થાય માટે દેહના નિર્વાહને માટે જેવો આહાર મળે તેવો કરી લેવો.

વાયુ જેમ વનમાં હોય ત્યારે રાજી થતો નથી અને અગ્નિમાં હોય ત્યારે કચવાતો નથી. તેમ ગુણુ દોષથી રહિત બુદ્ધિવાળા યોગીએ શીત અને ઉષ્ણુ ઇત્યાદિક અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂળ મળે ત્યારે કોઈ રીતે રાજી થવું નહીં અને પ્રતિકૂળ મળે ત્યારે કોઈ રીતે કચવાવું નહીં. વળી વાયુ જેમ સુગંધ-દુર્ગંધાદિકવાળો જણાય છે પણ વાસ્તવિક રીતે તે બંન્ને તેમાં નથી તેમ આત્મા પૃથ્વીના વિકારરૂપ દેહાદિકમાં રહેવાથી જન્મ મરણાદિકવાળો જણાય છે પણુ વાસ્તવિક રીતે તે અજર અમર છે એ હું બહારના વાયુ પાસેથી શીખેલો છું.

૩. આકાશ જેમ સર્વમાં વ્યાપ્ત છે છતાં તેને કોઇનો સંગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ (માપ) નથી, તેમ દેહની અંદર રહ્યા છતાં પણુ યોગીએ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર જંગમોમાં અનુસ્યૂતપણાથી વ્યાપ્ત અને તે પણુ મણિઓમાં સૂત્રની પેઠે નહીં પણુ સર્વ અંશમાં વ્યાપ્ત સમજીને તે આત્માને કોઇ દેહાદિકનો સંગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ નથી એમ વિચારવું. વળી આકાશને જેમ વાયુએ પ્રેરેલા અને જનાર આવનાર મેઘ કે રજ આદિ પદાર્થોનો સ્પર્શ નથી, તેમ કાળે સ્રજેલા પૃથ્વી, જળ અને તેજમય દેહાદિક પદાર્થો કે જેઓ જાય છે અને આવે છે તેઓનો પોતાને સ્પર્શ નથી એમ યોગીએ જાણુવું.

૪. જળ જેમ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર, મનુષ્યોને પવિત્ર થવાનું સ્થાન અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પણુ પવિત્ર કરનાર છે, તેમ યોગીએ પણુ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર બોલનાર મનુષ્યોને પવિત્ર થવાનું સ્થાન અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પણુ પવિત્ર કરનાર થવું.

૫. અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રદીપ્ત, ક્ષોભ કરવાને અશક્ય અને પેટ વિના બીજાં પાત્રોને નહીં રાખનાર હોવાથી સર્વ ભક્ષી છતાં પણુ દોષથી રહિત રહે છે, તેમ યોગી પણુ જ્ઞાનના અતિશયથી તેજસ્વી , તપથી દીપ્ત, મુંઝાવવાને અશક્ય, અને પેટ વિના બીજાં પાત્રોને નહીં રાખનાર હોયતો સર્વ વસ્તુ ખાતાં છતાં પણુ દોષથી રહિત રહે છે. વળી અગ્નિ જેમ કોઈ ઠેકાણે છાનો, કોઇ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણુની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય છે તથા હવિ આપનારાઓનાં ભૂત ભવિષ્ય પાપોને બાળી નાંખતાં પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લે છે, તેમ યોગીએ પણુ કોઈ ઠેકાણે છાનું, કોઈ ઠેકાણે સ્પષ્ટ અને કલ્યાણુની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય રહેવું તથા અન્ન આપનારાઓનાં ભૂત ભવિષ્ય પાપોને બાળી નાંખતાં પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઈ લેવું. વળી અગ્નિ જેમ કાષ્ઠોમાં રહેવાથી તે તે કાષ્ઠ સરખા (લાંબાં ટુંકા આદિ) રૂપોવાળો જણાય છે, પણુ વાસ્તવીક રીતે તેવાં રૂપવાળો નથી, તેમ આત્મા પણુ પોતાની અવિદ્યાએ સ્રજેલા આ ઉંચ નીચ દેહોમાં રહેવાથી ઉંચ નીચપણાવાળો જણાય છે પણ વાસ્તવીક રીતે ઉંચ કે નીચ નથી એમ યોગીએ વિચારવું.

વળી અગ્નિની જવાળાઓ જેમ ક્ષણે ક્ષણે નાશ પામે છે ને ક્ષણે ક્ષણે નવી ઉત્પન્ન થાય છે પણુ તે આપણા જાણુવામાં આવતું નથી, તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા

કાળથી શરીરો ક્ષણે ક્ષણે ઉત્પન્ન ને નાશ થાય છે પણ તે આપણા જાણવામાં આવતું નથી માટે દેહોને ક્ષણ ભંગુર સમજીને યોગીએ વૈરાગ્ય રાખવો.

૬. જેમ વધવું, ઘટવું, ઉત્પત્તિ અને નાશ ઇત્યાદિક સઘળું ચંદ્રમાની પ્રકાશરૂપ કળાઓનેજ થાય છે પણ ચંદ્રમાને તેમાંનું કશું થતું નથી, તેમ જન્મથી મરણ સુધીના છવિકારો પણ ગુપ્ત રીતે ચાલ્યા જતા કાળને લીધે દેહનેજ થાય છે પણ આત્માને થતા નથી. એ હું ચંદ્રમા પાસેથી શિખેલો છું. (ચંદ્રમા જળમય મંડળ છે અને સૂર્ય તેજોમય મંડળ છે. ચંદ્રમા ૬૦ ઘડીએ બીજા નક્ષત્રમાં જાય છે અને સૂર્યતો તેર અહોરાત્રે બીજા નક્ષત્રમાં જાય છે માટે પ્રતિપદાથી માંડીને ચંદ્રમાથી વિષમ નક્ષત્રમાં (બીજા નક્ષત્રમાં) રહેલા સૂર્યમંડળનો પ્રતિ દિવશે પંદરમો પંદરમો ભાગ જળમય મંડળમાં પ્રતિ બિંબિત થયેલો દેખાય છે તે કળા કહેવાય છે. પુનમને દીવસે અમાવાસ્યાના પ્રતિબિંબની સાથે સોળ કળાવાળો ચંદ્રમા કહેવાય છે એવી જ્યોતિઃશાસ્ત્રની પ્રક્રિયા છે.)

૭. સૂર્ય જેમ આઠ મહિનામાં પોતાના કિરણોથી જળને લઈ લે છે અને વર્ષાઋતુ આવે ત્યારે પાછું કિરણોથી મૂકે છે પણ તેમાં લીધા મૂક્યાનો અભિનિવેશ કરતો નથી, તેમ યોગીએ ઇન્દ્રિયોથી અપેક્ષિત પદાર્થોનું ગ્રહણ કરવું અને કોઈ માગવા આવે ત્યારે તે પદાર્થોને આપી દેવા પણ તેમાં 'આ મળ્યું કે આ દીધું' એવો અભિનિવેશ કરવો નહીં.

વળી સૂર્ય જેમ આકાશમાં પોતાના સ્વરૂપમાં રહે છે ત્યાં એક છે પણ પાણીના કુંડા આદિ ઉપાધિઓમાં પ્રતિબિંબરૂપે રહે છે ત્યારે ભિન્ન ભિન્ન દેખાય છે તેમ આત્મા પોતાના સ્વરૂપમાં એક અદ્વિતીય છે પણ દેહાદિક ઉપાધિઓમાં રહે છે ત્યારે સ્થૂળ બુદ્ધિવાળાઓને ભિન્ન ભિન્ન દેખાય છે એમ યોગીએ વિચાર કરવો.

૮. હું હોલા પાસેથી એ શીખ્યો છું કે કોઈ પુરૂષે કોઈ પણ સ્થળમાં અતિ પ્રીતિ કે રમાડવા આદિ અત્યંત આસક્તિ કરવી નહીં અને કરે તો કંગાળ બનીને હોલાની પેઠે સંતાપ પામે છે. કોઈ એક હોલો વનમાં ઝાડમાં માળો કરીને પોતાની સ્ત્રી હોલી સાથે સ્નેહથી બંધાયેલા હૃદયવાળા થઈને કેટલાંએક વર્ષ સુધી રહેતો હતો ને હોલીને ઇચ્છિત પદાર્થો માગે તે પુરા પાડતો હતો. તેમને અમુક કાળે બચ્ચાં થયાં તે પ્રિય લાગે એવું બોલતાં હોવાથી તે ઘરબારી જોડા સુખ પામતાં હતાં ને રાજી થતાં હતાં. એકવાર તે બંન્ને વનમાં અન્ન લેવા ગયાં હતાં ત્યાં દરમીઆન એક વનમાં ફરનાર પારધીએ તે બચ્ચાંને માળાની પાસે ઉડતાં જોઈ જાળ નાંખીને પકડી લીધાં એટલામાં તે બંન્ને પક્ષી આવી પહોંચ્યા ને બચ્ચાંને જાળમાં વિંટાયેલા ને ચીસો પાડતાં જોઈ બહુ દુઃખ પામ્યા ને ભગવાનની માયાથી મોહ પામી રાંક ચિત્તવાળા બની ગયેલાં તે પક્ષી બંને જાળમાં પડ્યાં ને તે ક્રૂર પારધી તે બધાને પોતાને ઘેર લઈ ગયો. ઘરની આસક્તિ પશુપક્ષીઓને પણ અનર્થ આપે છે ત્યારે એવા અશાંત ચિત્તવાળા મનુષ્યને આપે તેમાં તો શુંજ કહેવું ? માટે મુક્તિના ખુલ્લાં દ્વારરૂપ મનુષ્યાવતાર પામીને જે ધણી હોલાની પેઠે ઘરમાં આસક્ત થઈ રહે તે ધણી ચઢીને પડયો એમ વિદ્વાનો સમજે છે.

૯. જેમ અજગર ઉદ્યમ રહિત રહીને સારૂં, નરસું, ઝાઝું કે થોડું જે કાંઈ યદૃચ્છાથી આવી મળે તે ખાય છે તેમ યોગીએ ઉદ્યમ રહિત રહીને (ઇંદ્રિઓ સંબંધી સુખને સારૂ ઉદ્યમ કરવામાં સમજુ પુરૂષે વૃથા કાળ કે આયુષ્યનો વ્યય નહીં કરવો) સારૂં, નરસું, ઝાઝું કે થોડું જે કાંઈ ખાવાનું મળે તે ખાઈને રહેવું ને ખાવાનું ન મળે તો અજગરની પેઠે નિરાહારપણાથી દીવસ

કાઢવા અને આત્મપ્રાપ્તિરૂપ સ્વાર્થમાં લક્ષ રાખવું, ઉદ્યમ કર્યા વગર પણ પ્રારબ્ધના અનુસારથી પોતાની મેળે દુઃખ આવી પડે છે તેમ સ્વર્ગ અને નરકમાં જ્યાં હોઇએ ત્યાં ઇંદ્રિયો સંબંધી વિષયસુખો પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે.

૧૦. નિશ્ચળ જળવાળો સમુદ્ર જેમ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, જેનો તલસ્પર્શ કે અતિક્રમ થવો મહા દુર્લભ એવો, અંત અને પારથી રહિત છે, તેમ યોગીએ પણ બહારથી પ્રસન્ન, અંદર ગંભીર, તલસ્પર્શ કે અતિક્રમ કરવાને અશક્ય, સ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી, અંતથી અને દેશથી થતા પારથી રહિત, અને દૂષાદિકથી રહિત નિર્વિકાર રહેવું જોઇએ.

વળી સમુદ્રમાં અનેક નદીઓ વર્ષાઋતુમાં મળતાં પણ વધી જતો નથી અને ગ્રીષ્મઋતુમાં તેટલી નદીઓ નહીં મળતાં પણ સૂકાઇ જતો નથી તેમ યોગીએ પણ **નારાયણનેપરાયણ રહીને** વૈભવાદિક મળતાં રાજી થવું નહીં અને નહીં મળતાં ઉદ્વેગ કરવો નહીં.

૧૧. પતંગીઆ જેમ અગ્નિનું રૂપ જોઇને લલચાઇને તેમાં પડે છે તેમ અજીતેંદ્રિય પુરૂષ પ્રભુની માયારૂપ સ્ત્રીનું રૂપ જોઈ તેના વિલાસોમાં લલચાઇને મહા મોહમાં પડે છે. સ્ત્રી, સુવર્ણ, આદિ પદાર્થો કે જે માયાએ રચેલાં છે તેમાં ઉપભોગ બુદ્ધિથી લલચાવાથી આંધળો થયેલો મૂઢ પુરૂષ પતંગીઆની પેઠે નાશ પામે છે. માટે યોગીએ તેવી લાલચથી દૂર રહેવું.

૧૨. ભ્રમર જેમ ઘણી સુગંધના લોભથી એકજ કમળમાં વસે છે તો સૂર્યાસ્તના સમયમાં તે કમળ બીડાઈ જવાથી તેમાં બંધાઈ રહે છે તેમ યોગી પણ સારા પદાર્થો મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે તો તેમાં બંધાઈ જાય છે. માટે ગૃહસ્થોને નહીં સતાવતાં યોગીએ જેટલાથી દેહ રહે તેટલુંજ થોડું થોડું ખાવું જોઇએ પણ ભ્રમરની પેઠે અંત લોભમાં નહીં પડવું જોઇએ.

વળી જેમ નાના મોટાં સઘળાં પુષ્પોમાંથી ભ્રમર જેમ સાર લે છે તેમ વિદ્વાન યોગીએ પણ નાનાં મોટાં શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો જોઇએ.

મધમાખી જેમ મધનો સંગ્રહ કરે છે તો તેને મરવું પડે છે તેમ યોગી પણ જો સાંજને માટે કે આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરે તો તેને અનર્થ થાય માટે યોગીએ જેટલું હાથમાં સમાય તેટલું લેવું અને અન્ન ભરવાના ઠામરૂપે પોતાનું પેટ બસ છે.

૧૩. હાથી જેમ પકડનારાઓએ સામી ઉભી રાખેલી હાથણીની લાલચથી, ખડઆદિથી ઢાંકી રાખેલા ખાડામાં પડીને બંધાઈ જાય છે, તેમ પુરૂષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાની લાલચથી બંધાઈ જાય છે. માટે સાચી સ્ત્રીનો તો શું પણ લાકડાની પૂતળીનો પણ સ્પર્શ નહીં કરવો જોઈએ. ને હાથથી તો શું પણ પગથી પણ સ્પર્શ નહીં કરવો જોઈએ. સ્ત્રી કે જે પોતાના મૃત્યુરૂપજ છે તેનો વિચક્ષણ યોગીએ કદી પણ સંગ નહીં કરવો જોઈએ અને કરે તો હાથણીનો સંગ કરતો બીજા બળવાન હાથીઓથી હાથી જેમ માર્યો જાય છે તેમ બીજા બળવાનોના હાથથી પોતે માર્યો જાય છે.

૧૪. પારાધી જેમ મધમાખીઓએ ઘણા કષ્ટથી સંગ્રહ કરી રાખેલા મધને ભોગવે છે તેમ લોભીયાઓએ ઘણા સંકટ વેઠી સંચી રાખેલું ધન કે જે દેવાના કે ઉપભોગના કામમાં આવતું નથી તેને બીજા બળવાન પુરૂષો ભોગવે છે.

વળી ઝાડની કોતરાડ આદિ ગુપ્ત સ્થળમાં મધ હોય તેને જેમ પારાધી જાણે છે અને હરી લે છે, તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમાં રાખેલા ધનને પણ બીજા લોકો જાણે છે અને

હરી લે છે. માટે યોગીએ વસ્તુનો સંગ્રહ નહીંજ કરવો જોઈએ. યોગીને ઉદ્યમવિના પણ ભોગ અન્નાદિ ગૃહસ્થે ન ખાધાં હોય તે પહેલાંજ (યોગી ખાઈ લે છે) અર્થાત પ્રાપ્ત થાય છે.

૧૫ હરિણ જેમ પારાધીના ગાયનથી મોહ પામીને બંધાઈ જાય છે તેમ વનમાં ફરનાર સંન્યાસી પણ વિષય સંબંધી ગાયન સાંભળીને તેમાં મોહપામી બંધાઈ જાય છે. મૃગલીના પુત્ર **ઋષ્યશૃંગ ઋષિ,** વેસ્યાના વિષય સંબંધી નાચ, વાજાં અને ગાયનને સેવવાથીજ તે વેસ્યાને વશ રમકડાની પેઠે થઈ ગયા હતા.

૧૬ માછલું જેમ જીભના રસની લાલચથી કુંડિ (ગિલ)થી વિંધાઇને મરણ પામે છે, તેમ રસમાં મોહ પામેલો દેહાભિમાની પુરૂષ પણ બહુજ દુઃખ દેનારી જીભની લાલચથી મરણ પામે છે. વિદ્વાનો આહાર ત્યાગ કરવાથી બીજી ઈંદ્રિયોને જીતી શકે છે પણ તેથી ઉલટી જીભની તો લાલચ વધે છે, રસના જીતાયતો બીજી ઈંદ્રિયોને જીતાયેલી સમજવી. માટે રસની આસક્તિ છોડી દઇને યોગીએ ઔષધની પેઠે અન્ન ખાવું.

૧૭ પિંગલા નામની વેસ્યા પાસેથી હું નિરાશપણાથી રહેવું શીખેલો છું. તે વેસ્યાવિદેહ રાજાના નગરમાં રહેતી હતી તે એક દીવસે ધનવાન પુરૂષોની રાહ જોતી પોતાના ઘરના દ્વારની બહાર શૃંગાર સજીને બેઠી હતી. દુષ્ટ આશાને આશામાં તે ઘરમાં જતી અને પાછી બહાર આવતી હતી એવી રીતે મધ્યરાત વીતી ગઇ તેથી તે રાંક ચિત્તવાળી બની ગઇને પોતાના ધંધાથી હવે બસ છે એવી અલં બુદ્ધિ થઈને નિર્વેદ ચિત્તમાં ઉત્પન્ન થયો. આ નિર્વેદ તરવારની પેઠે પુરૂષની આશારૂપી પાશોને કાપી નાંખનાર છે ને દેહના બંધનો છોડી દેવાની ઈચ્છા ઉત્પન્ન કરે છે. તેણે તે સમયે ગાયું તે સાંભળોઃ—અહો ! વિવેક નહીં હોવાને લીધે હું કે જેણે મનને જીત્યું નથી. તેના મોહનો વિસ્તાર જુઓ કે જેથી હું તુચ્છ પુરૂષ પાસેથી કામનાની ઈચ્છા રાખું છું. **આ અપરોક્ષ અંતર્યામી ઈશ્વર** કે જે નિરંતર પાસે રહેનાર, ધન આપનાર અને આનંદ આપનાર છે તેને છોડી દઇને હું, કામનાને નહીં આપનાર, પણ દુઃખ, ભયાદિક, શોક તથા મોહને આપનાર તુચ્છ પુરૂષને મૂર્ખપણાથી સેવું છું. અહો ! પુરૂષના શરીરરૂપી ઘર કે જેમાં વળા, વળી અને આડસર હાડકાંઓનાંજ બનેલા છે, નવખાળ વહ્યા કરે છે તથા જે વિષ્ટા અને મૂત્રથી પૂર્ણ છે અને ઉપર ચામડી, રૂવાડાં અને નખોથી લીંપણ કરેલ છે (મઢાયેલ છે) તેને હું વિના બીજી કઇ સ્ત્રી કાંત સમજીને સેવે ! મારા જેવી મૂઢ અને દુષ્ટ બુદ્ધિ કોણ કે સ્વરૂપને આપનાર આ અવિનાશી અંતર્યામીને છોડી દઇને બીજા ભોગની ઇચ્છા કરૂં છું. **આ ઈશ્વરજ પ્રાણીઓના મિત્ર અને પરમપ્રિય આત્મારૂપ છે** માટે મારૂં મન આપવાને બદલે તેમને વેચાતા લઇને હું હવે તેમની સાથેજ રમણ કરીશ. વિષયો, વિષયોને આપનાર પુરૂષો અને દેવતાઓ પણ આદિ અંતવાળા અને કાળના કોળીઆરૂપ છે. માટે આ લોક અને પર લોકમાં **ઈશ્વર વિના** બીજો કોઇ સેવવાને યોગ્ય છેજ નહીં. કોઇ પ્રાચીન શુભ કર્મના યોગથી **વિષ્ણુ ભગવાન** મને પ્રસન્ન થયેલા જણાય છે કે જેથી મને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન થયો. માટે **પ્રભુનો મહાન ઉપકાર છે** તેથી તેમનુંજ શરણ લઉં છું. તેમના ઉપર શ્રદ્ધાને સંતોષ રાખતાં જે કાંઇ મળ્યું છે તેટલાથી જીવીને હવે હું **આ પ્રિય આત્માની સાથેજ વિહાર કરીશ.** જીવ કે જે સંસારરૂપી કુવામાં પડેલો, વિષયોએ આંધળો કરેલો અને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલો છે તેને **ભગવાન વિના** બીજો કોણ બચાવી શકે ? હું કોઇ રક્ષણ મળવાની આશાથી ભગવાનને ભજીશ એમ નથી, કારણ કે જ્યારે આ જગતને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલું જુએ અને તેથી સાવચેત થઇને આ લોક તથા પરલોના ભોગથી વૈરાગ્ય પામે ત્યારેજ પોતેજ પોતાનું રક્ષણ કરવામાં સમર્થ થાય છે. **માટે હું તે કેવળ**

**પ્રેમથીજ ભગવાનને ભજીશ.** આવી રીતે તેણે દુષ્ટ આશાને કાપી નાંખતાં શાંતિ ધરીને સુખથી નિદ્રા લીધી. ફલિતાર્થ આમાંથી મેં એવો લીધો છે કે આશા રાખવી એજ મોટું દુઃખ છે અને આશાથી રહિત રહેવું એ મોટું સુખ છે. **आशाहि परमं दुःखं नैराश्यं परमं सुखम्.॥**

૧૮. એક ટીંટોડો પોતાની ચાંચમાં માંસ લઇને જતો હતો, તેને બીજા બળવાન પક્ષીઓ કે જેઓની પાસે માંસ ન હતું તેઓ મારવા લાગ્યા; ત્યારે એ ટીંટોડો માંસ મુકી દઇને સુખ પામ્યો હતો. એ ઉપરથી મેં એ શીખામણ લીધી છે કે જે જે બહુ પ્યારી વસ્તુ હોય તેનો પરિગ્રહ કરવો એજ દુઃખદાયી છે, એમ જાણીને જે પુરૂષ પરિગ્રહનો ત્યાગ કરે છે તે પુરૂષ અનંત સુખ પામે છે.

૧૯. બાળકને જેમ માન કે અપમાન નથી અને ઘર તથા છોકરાંવાળાઓને જે ચિંતા થાય છે તે પણ નથી તેમાંનું કશું મને પણ નથી. હું પોતાની સાથેજ ક્રીડા અને પોતામાંજ પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમાં વિચરૂં છું. એક અજ્ઞાન અને ઉદ્યમ રહિત બાળક અને બીજો ગુણથી પર ઇશ્વિરને પામેલો પુરૂષ, એ બેજ ચિંતાથી મુકત અને પરમ આનંદમાં ડુબેલા રહે છે.

૨૦. કુંવારી કન્યા પાસેથી હું આ પ્રમાણે શીખ્યો છું. એક ગૃહસ્થ પોતાની કુંવારી દીકરીને ઘેર મુકીને ઘરના બીજા માણસો સહીત બહાર કામના પ્રસંગે ગયા હતા તે દરમીયાન તેનું સગપણ કરવા માટે વરના પક્ષના લોકો પરગામથી આવતાં તે કન્યા સરભરા કરવા લાગી. **હે યદુરાજા!** તેઓને જમાડવા માટે તે કન્યા એકાંતમાં શાળ ખાંડવા લાગતાં તેના હાથમાં પહેરેલી ચુડીઓ બહુજ ખખડવા લાગી. કન્યાએ જાણ્યું કે આ હું પોતે શાલ ખાંડવા બેઠી છું તેથી આ લોકો મારાં માવતરને દરિદ્રી જાણશે એ સારૂં નહીં એમ લજાઈને તે બુદ્ધિવાળી કન્યાએ માત્ર પ્રત્યેક હાથમાં બબ્બેજ ચુડીઓ રાખીને બાકીની કાઢી નાંખી. પણ તે બબ્બે ચુડીઓ પણ પાછી ખડખડવા લાગી તેથી પેલી કન્યાએ તેઓમાંથી પણ અકેક ચુડી કાઢી નાંખી અકેકી રાખવાથી શબ્દ થયો નહીં. તેથી મેં ઉપદેશ લીધો કે ઘણા જણ સાથે રહેવાથી કજીઓ થાય છે, અને બે જણ સાથે રહે તો પણ વાત થયા વિના રહેતી નથી માટે યોગીએ કુંવારીના કંકણની પેઠે એકલાંજ રહેવું.

૨૧. એક બાણ ઘડનાર હતો તે બાણને સરખું કરવામાં તેનું એવું એક ચિત્ત થયું હતું કે તે સમયમાં વાજતે ગાજતે રાજાની સ્વારી નીકળી તેનું પણ તેને ભાન રહ્યું નહીં, તેમ જે યોગીનું ચિત્ત બ્રહ્માકાર થયું હોય તે કોઈ બહારના પદાર્થને કે મનનાં સુખદુઃખાદિકને પણ જાણતો નથી. આસન જીતવાથી શ્વાસ જીતાય છે અને શ્વાસ જીતવાથી મન જીતાય છે. (નિશ્ચળ થાય છે.) ક્ષણમાત્ર નિશ્ચળ થયા પછી પણ વિષયોની વાસનાથી મનમાં વિક્ષેપ ઉઠવાની અથવા સુષુપ્તિમાં જેમ સર્વથા મન લીન થઈ જાય છે તેમ લીન થઈ જવાની બીક રહે છે. માટે દ્રઢ વૈરાગ્યથી મનમાં વિક્ષેપ ઉઠવા દેવો નહીં અને આળસ મુકી દઈ અભ્યાસના યોગથી તે **મનને પરમાનંદરૂપ ભગવાનમાં સ્થિર રાખ્યા કરવું.** આવી રીતે પરમાનંદ સ્વરૂપમાં મન જોડાઇ જતાં ધીરે ધીરે પોતેજ મન વિષયોની વાસનાઓને છોડી દે છે અને રજોગુણ તથા તમોગુણ જે વિક્ષેપ અને લય થવાના મૂળરૂપ છે તેઓને પણ વૃદ્ધિ પામેલા ઉપશમરૂપ સત્વગુણથી ટાળી નાંખીને ગુણ તથા તેઓના કાર્યોથી રહિત થઈ જતાં વૃત્તિ રહિત થઇને માત્ર ધ્યેય સ્વરૂપથી સ્થિતિ પામે છે. વૃત્તિથી રહિત થયેલું મન બ્રહ્માકારપણાથી રહે એજ **"અસંપ્રજ્ઞાત" નામની સમાધિ** કહેવાય છે. આ રીતે જેનું મન બ્રહ્માકાર થયું હોય એવા યોગીને દ્વૈતનું સ્ફુરણજ થતું નથી.

૨૨. સર્પ જેમ એકલો ફરે છે, પોતાનું એક રહેઠાણ રાખતો નથી, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે, ગતિ ઉપરથી ઝેરી કે ઝેર વગરનો જણાતો નથી, થોડુંજ બોલે છે તેમ મુનિએ પણ એકલા વિચરવું, પોતાનું એક રહેઠાણ રાખવું નહીં. સાવધાન રહેવું, એકાંતમાં વસવું, કોઈ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહીં અને થોડુંજ બોલવું.

વળી સર્પ જેમ પોતા માટે દર કરતો નથી પણ કોઇએ કરેલા દરમાં પેશીનેજ સુખેથી વધ્યા કરે છે તેમ યોગીએ પણ પોતાને માટે ઘર નહીં કરતાં બીજાએ કરેલા સ્થાનામાં રહીને મોટું થવું; કેમકે ઘરનો આરંભ કરવો એ દુઃખદાયી છે અને દેહ અનિત્ય હોવાથી નિષ્ફળ છે. અને સર્પની જેમ પુરાણી કાંચળી છોડી તેની સામું જોવું નહીં.

૨૩ કરોળીઓ જેમ હૃદયમાંથી નીકળેલી લાળને મોઢામાં વિસ્તારી તેની સાથે રમીને પાછો તે લાળને ગળી જાય છે, તેમાં બીજા કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી, તેમ ઇશ્વર પોતામાંથીજ જગતને સ્રજી, તેથી વિહાર કરીને પાછા તે જગતને ગળી જાય છે ( પોતામાં લય કરે છે), તેમાં બીજા કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી. એ મેં કરોળીઆ પાસેથી જાણેલું છે. પોતાની માયાથી પૂર્વે સર્જેલા આ જગતને બીજા કોઈ સાધનની અપેક્ષા નહીં કરતાં કલ્પના અંત સમયમાં કાળ શક્તિથી સંહાર કરીને સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત અને સર્વના અધિષ્ઠાનરૂપ **પ્રભુ નારાયણદેવ** પોતાના સ્વરૂપમાંજ રહ્યા હતા એ સમયમાં પોતાના પ્રભાવરૂપ કાળ જગતના કારણરૂપ સત્વગુણાદિક સઘળી શક્તિઓને પ્રધાનમાં લઈ જતાં ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ અનુભવાત્મક આનંદના સમૂહરૂપ 'મોક્ષ' એવા નામથી કહેવા યોગ્ય આદિપુરૂષ, પ્રધાન તથા પુરૂષના ઇશ્વર, અને બ્રહ્માદિક તથા બીજા પણ મુક્ત જીવ જેને પામે છે **એવા એક પરમાત્માજ રહે છે.** એ પરમાત્મા પોતાના પ્રભાવરૂપ કેવળ કાળથીજ પોતાની ત્રિગુણાત્મક માયાને ક્ષોભ પમાડીને પ્રથમ તે માયામાંથી મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે. **હે રાગ દ્વેષાદિક શત્રુઓને દમન કરનાર યદુરાજા!** એ મહત્તત્ત્વનેજ ત્રણ ગુણના કાર્યરૂપ અને પોતાનામાંથી ઉત્પન્ન થયેલા અહંકારરૂપ દ્વારથી અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરનાર કહેવાય છે. એ સમષ્ટિરૂપ મહત્તત્ત્વ કે જેથી જીવ જન્માન્તર ધર્યા કરે છે. તેમાંજ આ જગત ગુંથાઈ રહ્યું છે અને તેને લીધેજ મહત્તત્ત્વનું 'સૂત્ર' એવું નામ કહેવાય છે.

૨૪. **હે યદુરાજા!** ભમરીએ પકડીને ચટકો મારીને દરમાં રોકી મુકેલો કીડો (ઇયળ) ભય પામીને ભમરીનુંજ ધ્યાન કરતાં જેમ પોતે ભમરીરૂપ બની જાય છે, તેમ પ્રાણી પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે તે તે વસ્તુરૂપ પોતે થઈ જાય છે. કીડો જ્યારે પોતાના તેના તેજ શરીરથીજ ભમરીરૂપ બની જાય છે, ત્યારે **ધ્યેય અને જ્ઞેય સ્વરૂપ ભગવાનનું ધ્યાન** કરનાર કે જ્ઞાન પ્રાપ્ત કરનાર પુરૂષ બીજા શરીરથી ભગવદ્રૂપ થઇ જાય તેમાં તો આશ્ચર્યજ શું ?

આ ચોવીશ ગુરૂ ઉપરાંત મારા દેહ પાસેથી મેં જે શીખામણ લીધી છે તે પણ કહું છું. આ દેહ મારો પચીશમો ગુરૂ છે. કારણ કે મને વૈરાગ્ય અને વિવેક દેહે આપેલાં છે, આ દેહ જન્મ મરણને અને પરિણામે નિરંતર દુઃખ ભોગરૂપ ફળને ધરી રહ્યો છે તેથી મને વૈરાગ્ય થયો છે. અને તત્ત્વોનો યથાર્થ વિચાર કરવારૂપી વિવેક પણ મને આ દેહથીજ પ્રાપ્ત થયો છે. આવી રીતે આ દેહ અત્યંત ઉપકારી છે, તો પણ તે ઉપર પ્રીતિ નહીં રાખતાં એ કુતરાં કાગડાનુંજ ભક્ષ્ય છે એવો નિશ્ચય રાખીને હું સર્વ સંગ છોડી દઇને ફરૂં છું. ધન કે જેમાં માત્ર પ્રથમજ

સુખ દેખવામાં આવે છે તેનો સંચય કરનારો પુરૂષ જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ ભૃત્ય, ઘર અને સંબંધીઓના વર્ગોને વધારે છે અને તેમનું પોષણ કરે છે, તે દેહ પોતાનું આયુષ્ય પુરૂં થઈ રહેતાં નાશ પામે છે, માટે દેહમાં દુઃખ ભોગવવારૂપીજ ફળ રહ્યું છે, દેહનો નાશ થતાં પણ દુઃખની સમાપ્તિ થતી નથી, કેમકે ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરીને વિનાશ પામે છે, તેમ દેહ પણ બીજા દેહના બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને નાશ પામે છે. ઘણી શોકયો જેમ એક ઘર ધણીને સઘળી તરફથી તાણવા માંડે તેમ આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને એક કોરથી જીભ રસને માટે ખેંચે છે, બીજી તરફથી તરસ પાણીને માટે ખેંચે છે, શિશ્ન મૈથુનને માટે, ચામડી સ્પર્શને માટે, પેટ અન્નને માટે, ઘ્રાણ સુગંધની તરફ, ચપળ ચક્ષુ રૂપને માટે, અને તે ઉપરાંત વળી કર્મેન્દ્રિયો પણ પોત પોતાના વિષયો માટે ખેંચે છે. માટે દેહને દુઃખરૂપ જાણી મેં વૈરાગ્ય રાખ્યો છે. પ્રભુએ પોતાની શકિતરૂપ માયાથી વૃક્ષ સરીસૃપ ( પેટે ચાલનારાં સર્પાદિક ), પશુ, પક્ષી, ડાંસ અને માછલાં અનેક પ્રકારનાં શરીરોને સૃજ્યાં, પણ 'તેઓમાં કોઈની બુદ્ધિ પરમાત્માને (પોતાને) અપરોક્ષ કરવામાં સમર્થ નથી' એમ ધારીને છેલ્લી વારે મનુષ્ય દેહને સૃજીને પ્રભુ સંતુષ્ટ થયા હતા, માટે આ મનુષ્ય દેહ કે જે અતિદુર્લભ છે તેને પામીને ઇશ્વરમાં નિષ્ઠા રાખવી જોઈએ આ મનુષ્ય દેહ કે જે પોતાને માથે મોત ફરવાથી અનિત્ય છતાં પણ પુરૂષાર્થ આપનાર છે, તેને યદૃચ્છાથી પામીને ધીર પુરૂષે તે દેહ નાશ પામે નહીં તે પહેલાંજ તુરત કલ્યાણને માટે યત્ન કરવા જોઇએ. વિષયોનું સુખ તો પશુ પક્ષીઆદિ અવતારોમાં પણ મળે છે માટે તેને સારૂ યત્ન કરવો નહીં.

આ પ્રમાણે ઘણા ગુરૂઓ પાસેથી લીધેલી શીખામણ ઉપરથી મનમાં વૈરાગ્ય અને જ્ઞાન-રૂપી દીવો મળતાં હું સઘળી રીતે કામ કરવાને સમર્થ છતાં પણ સર્વ સંગ છોડી દઇ અહંકાર રહિત થઇને આ પૃથ્વી ઉપર વિચરૂં છું. જો કે જ્ઞાન આપનાર ગુરૂ એકજ કરવો જોઇએ તો પણ તે ગુરૂ પાસેથી જ્ઞાન લીધા પછી પોતાની બુદ્ધિથી ઉપદેશને અનુકૂળ બીજાં દૃષ્ટાંત ન ન લઇએ તો એક ગુરૂ પાસેથી લીધેલું જ્ઞાન સ્થીર ન થાય અને સારી રીતે વધે પણ નહીં, માટે દૃષ્ટાંતરૂપે મેં ઘણા ગુરૂ કરેલા છે. આ અદ્વિતીય બ્રહ્મને કેટલાક ઋષિઓ પ્રપંચરહિત અને કહે છે, કેટલાક પ્રપંચસહિત અને કેટલાક બીજા પ્રકારોથી વર્ણન કરે છે માટે તેથી થતી અસંભાવના અને વિપરીત ભાવના આદિને મટાડવા સારૂ પોતાની બુદ્ધિથી ઘણાં દૃષ્ટાંતો લેવાં યોગ્ય છે.

આવી રીતે ઘણી ગંભીર બુદ્ધિવાળા **ગુરૂ દત્તાત્રેયે** કહ્યા પછી **યદુરાજાની** સંમતી લઈ રાજી થઇ જેમ આવ્યા હતા તેમ યદૃચ્છાથી ગયા. યદુરાજાએ બોધ વચનો ગ્રહણ કરી, સઘળો સંગ છોડી દઈ પરબ્રહ્મમાંજ ચિત્ત રાખ્યું. એમ **શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહી** આપણા કુળમાં આવા મહાત્મા થઈ ગયા છે તેથી આપણા કુળને ઘણું માન છે એમ પણ જણાવ્યું.

**अवधूत वचः श्रुत्वा पूर्वेषां नः स पूर्वजः। सर्व संग विनिर्मुक्तः समचित्तो बभूवह ॥**

× × × × +

**શ્રીમદ્ ભાગવતઃ**–અધ્યાય ૯મોઃ–દ્વિતીય સ્કંધ.

## શ્રી ભગવાને બ્રહ્માને કહેલું ચતુઃશ્લોકી ભાગવત્

**શ્રી ભગવાન કહે છેઃ—**ભક્તિ તથા અનુભવ સહિત મારા સ્વરૂપનું જ્ઞાન તથા તેનું સાધન હું તમને કહું છું, તે તમે ગ્રહણ કરો. જેવો હું છું જેવી મારી સત્તા છે, જેવા મારાં રૂપ ગુણ તથા કર્મ છે, તે બધાનું યથાર્થ જ્ઞાન તમને મારા અનુગ્રહથી થાઓ. **સૃષ્ટિ થયા પહેલાં**

હુંજ હતો, સ્થુળ તથા સૂક્ષ્મ પ્રપંચ તથા તેનું કારણ માયા એ કાંઈપણ નહોતું તથા સૃષ્ટિ થયા પછી પણ હુંજ છું તથા અંતે જે શેષ રહેશે તેપણ હુંજ છું. જે વસ્તુતાએ સત્ય નહોય તે દેખાય તથા જે વસ્તુતાએ સત્ય હોય તોપણ નદેખાય તેજ મારી માયા જાણવી. જેમ આકાશમાં બે ચંદ્ર નહિ છતાં આંખનો ઉપલો ભાગ દબાવ્યાથી બે ચંદ્ર દેખાય છે, તેમ આ જગત વસ્તુતાએ સાચું નથી તોપણ સાચું જણાય છે. તથા જેમ ગ્રહોમાં રાહુ છે તોપણ તે દેખવામાં આવતો નથી, તેમ અધિષ્ઠાન ચૈતન્ય સર્વનો સાક્ષી આત્મા વસ્તુતાએ છે તોપણ તે જણાતો નથી. આવી રીતે આવરણ શક્તિ× અને વિક્ષેપ શક્તિવાળી* મારી માયા છે. જેમ ઉત્તમ અધમ શરીરમાં પંચ મહાભૂતો સૃષ્ટિ થયા પછી તેમાં પ્રવેશ કરીને રહ્યા હોય એમ જણાય છે, પરંતુ તે કાર્યની ઉત્પત્તિ પહેલાંજ તેમનામાં કારણ સ્વરૂપે રહેલાં હોવાથી પાછળથી તેમનામાં પ્રવેશ કરી રહ્યાં નથી, તેમ હું સર્વ પ્રપંચમાં પાછળથી પ્રવેશ કરી રહેલો નથી, પરંતુ તેનાં કારણરૂપ પ્રથમથીજ છું. આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે માત્ર એટલુંજ જાણવાનું છે કે અન્વય ÷ વ્યતિરેકવડે જે સદા સર્વ ઠેકાણે છે તે આત્મા છે. ચિત્તને અત્યંત એકાગ્ર કરી મારા મનને તમે અનુસરો, જેથી કલ્પમાં + જુદી જુદી સૃષ્ટિ રચવામાં 'હું તેઓનો સ્વતંત્ર કર્તા છું,' એવો કદી પણ મોહ ઉત્પન્ન નહિ થાય.



× બ્રહ્મ ચૈતન્યને ઢાંકવાની શક્તિ * સરજવાની શક્તિ. ÷કાર્યમાં કારણરૂપે અનુવૃત્તિ એ અન્વય તથા કારણ અવસ્થામાં કાર્યોથી વ્યાવૃત્તિ તે વ્યતિરેક. જાગૃત આદિ અવસ્થામાં આત્માની સાક્ષીરૂપે પ્રતિતી એ આત્માનો અવસ્થાઓમાં અન્વય તથા સમાધિ અવસ્થામાં આત્માનીજ પ્રતીતિ અને જાગૃત આદિ અવસ્થાની અપ્રતીતિ એ વ્યતિરેક. એવી રીતે અન્વય વ્યતિરેકવડે સર્વ કાળમાં સર્વત્ર આત્મા છે, માટે મુમુક્ષુ પુરૂષે તેનેજ જાણવો જોઇએ + બ્રહ્માનો દિવસ.

# પ્રકરણ નવમું.

॥ॐ॥ श्री गणेशायनमः ॥ः अथ महावाक्य प्रकरण प्रारंभः ॥ ॐ अथ महावाक्यार्थ प्रबोध प्रकारं व्याख्यास्यामः ॥ ॐ तत्त्वमसीति सौम्य महावाक्यमिति प्रथमं शिष्यं प्रतिज्ञापयेद् गुरुः ॥ तत्र तत्त्वमसीत्यस्मि न्वाक्येत्रिणि पदानि भवन्ति । तत् त्वं असीति ॥ तत्पदस्य द्वावर्थौ वाच्यो लक्ष्य श्चेति ॥ माया सबलं ब्रह्मवाच्योर्थः॥ माया विनिर्मुक्तं सत्य ज्ञानानंतानंदादि स्वरूपं लक्ष्यं ॥ तथा त्वं पदस्यापि द्वावर्थौ वाच्यो लक्ष्य श्चेति ॥ स्थूल सूक्ष्म कारण शरीर त्रय परिवेष्टितं चैतन्यं वाच्योर्थः॥ स्थूल सूक्ष्म कारण शरीर विनिर्मुक्तं प्रत्यक् चैतन्यं लक्ष्यं ॥ तत्र तत्त्वमसीति किमहं भवामि ॥ तत्त्वमसीत्यसिपदेन द्वयोर्लक्ष्ययोरैक्यै बोधिते सति संसार संसारिणोः कथमैक्य मिति विरोध स्फुरणं भवेत् ॥ ततो जहद् अजहल्लक्षणया सोयं देवदत्त इत्यत्र यथा तत् देशकाल परित्यागे नोभयत्र देवदत्त स्वरुप मात्रं लक्ष्यते ॥ तद्वत्तत्त्वमसीत्यत्र उभयत्र सबल परित्यागेन लक्षणया द्वयोर्लक्ष्ययो रैक्यम खंडं ज्ञात्वा कृतकृत्यो भवेत् ॥ तदखंडं कथमितिचेदुच्यते ॥ विजातीय सजातीय स्वगतभेद रहितत्वादखंडं ॥ विजातीय भेद रहितमिति निष्प्रपंचं ॥ सजातीय भेद रहितमिति आत्म भेदो नास्ति ॥ स्वगत भेद रहितमित्येकरसं सैंधव घनवद्विज्ञानघनं ॥ किंतत् नित्य शुद्धबुद्ध मुक्त सत्य स्वभावं निर्गुणं निरवयवं सर्वगतमवस्थात्रय विनिर्मुक्तमसंगं सच्चिदानंदानंताद्वयं प्रत्यग्भूतं परंब्रह्मैवाहमस्मीति अहमेव परब्रह्मेत्य भेदे नावस्थानं समाधिः॥ एवं महावाक्यार्थं सदा स्मरतो मुक्ति र्ध्रुवं भवेत् ॥ तरति शोकमात्मविदिति श्रुतेः॥ भिद्यते हृदय ग्रंथिः॥ छिद्यंन्ते सर्व संशयाः॥ क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ तत्र कोमोहः कःशोकः एकत्व मनु पश्यतः ॥ अभयं वैजनक प्राप्तोसि ॥ अभयं वै ब्रह्म ॥ ब्रह्मविदाप्नोति परं ॥ ब्रह्म वेद ब्रह्मैव भवति ॥ तद्वैतत्पश्यन् ऋषिर्वामदेवः प्रतिपेदे॥ अहमनुभवं सूर्य श्चेति एवं शुको मुक्तो वामदेवो मुक्तः॥ अयमात्मा ब्रह्म एवं महावाक्यार्थः॥ अनंतरं षोडश महावाक्य स्मरणं ॥ ॐ सएव मेव पुरुषं ब्रह्म तत्माम पश्यदिति ऋग्वेद वाक्यं॥ ॐ अहं ब्रह्मास्मीति यजुर्वेदवाक्यं॥ ॐ तत्त्वमसीति सामवेद वाक्यं॥ ॐ तमेवैकमात्मान मन्यावाचो विमुंचथ अमृतस्यैषः सेतुरत्रा इत्यहत्यथर्वण वेद वाक्यं॥ ॐ तद्यो हं सो सौ यो सौ सोहं मिति ऋग्वेद वाक्यं । ॐ तद्यो हं स यश्चायं पुरुषे यश्चासावादित्येस एकः इति यजुर्वेद वाक्यं॥ ॐ तत्त्वमसीति सामवेद वाक्यं॥ ॐ प्राणोस्मि प्रज्ञात्मेत्यथवर्ण वेदवाक्यं॥ ॐ प्रज्ञानं ब्रह्मेति ऋग्वेद वाक्यं ॥ ॐ अहंब्रह्मास्मीति यजुर्वेद वाक्यं ॥ ॐ तत्त्वमसीति सामवेद वाक्यं॥ ॐ अयमात्मा ब्रह्मेत्यथर्वण वेद वाक्यं ॥ ॐ सएतमेव पुरुषं ब्रह्म तत्माम पश्यदिति ऋग्वेद वाक्यं ॥ ॐ एषत आत्मान्तर्याम्यमृत इति यजुर्वेद वाक्यं ॥ ॐ खंब्रह्मेति सामवेद वाक्यं ॥ ॐ एषत आत्मा ब्रह्मेत्यथर्वण वेद वाक्यं ॥ इति षोडश महावाक्यानि॥ ॐ ब्रह्माहमस्मिसय एवं वित् । अस्माँल्लोकान् प्रेत्य ब्रह्मणे समधिगच्छति ॥ इति चतुर्णां वेदानां ॥ ॐ परोरजसे सावदोम् ॥ हिरण्मयेन पात्रेण सत्यसापिहितं मुखं योसावादित्ये पुरुषः सोसावहं ॥ ॐ खंब्रह्म ॥ अहंब्रह्मास्मीत्यनुभव मेवं वदति शिष्यः॥ इति महावाक्यार्थ विचारः समाप्तः॥ ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ॐ शान्ति रशान्ति रशान्तिः ॥

## શ્રીમદ્ભગવદ્‌ગીતાના શ્લોકોમાંથી (અગત્યના યથામતિ)

| અધ્યાય | આલોકમાં વિવેક જ્ઞાનને ઢાંકનારા અને તેને જીતવાના સાધનો. | સ્વધર્મ યા સ્વાભાવિક કર્મો | વૈરાગ્ય, સન્યાસ તથા ત્યાગ | નિષ્કામ કર્મયોગ (ઇશ્વરાર્પણ) | ભક્તિ | પ્રણવ (ૐકાર) ઉપાસના ગાયત્રી | સાંખ્યયોગ (તત્ત્વ વિવેક) | યુક્તાયુક્ત | યોગી યા યોગ (પ્રાણાયામ) |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૨ | ૧૪,૧૫ ૩૮,૪૫ ૪૬,૪૮,૫૫થી૭૨ | ૩૧,૩૮, ૪૦ | ૧૪,૧૫, ૧૮,૫૨ | ૪૧,૪૫,૪૭ થી૪૯,૫૧ | ... | ... | ૧૧થી૩૦, ૩૯ | ૬૧,૬૬ | ૪૮,૫૦,૫૩ |
| ૩ | ૯,૧૭થી૨૦,૨૮, ૩૦,૩૪,૩૭થી૪૩ | ૮,૧૯,૨૦ ૩૩,૩૫ | ... | ૫થી૯,૧૩થી ૧૬,૧૯,૨૦, ૨૫,૨૬,૩૦, ૩૧,૩૫ | ... | ... | ૨૮ | ... | ... |
| ૪ | ૧,૯,૧૦,૧૧,૧૪ ૧૮થી૨૭,૩૨થી૪૧ | ૧૩ | ૪૧ | ૧૮,૧૯,૩૧, ૩૮,૪૧,૪૨ | ... | ... | ... | ૧૮ | ૨૯,૩૦ |
| ૫ | ૩,૭થી૧૧,૧૭થી૨૯ | ... | ૩,૬,૨૨ | ૧,૭થી૧૧ | ... | ... | ૪,૫,૮,૯ | ૬થી૮,૧૨ ૨૧,૨૩ | ૨૪,૨૭થી૨૯ |
| ૬ | ૧થી૧૪,૧૬થી૧૮ ૨૦,૨૩થી૨૬,૨૯, ૩૦,૩૨,૩૫,૩૬,૪૫ | ... | ૧થી૪,૮, ૩૫ | ૧,૪૦થી૪૪ | ૪૭ | ... | ... | ૮,૧૪,૧૭ ૧૮,૨૯, ૪૭ | ૧થી૪,૭થી૨૧ ૨૩થી૩૨,૩૫, ૩૬,૪૦થી૪૭ |
| ૭ | ૧૭થી૧૯,૨૭થી૩૦ | ... | ... | ... | ૧૬થી૧૯ ૨૩,૨૮ | ૮ | ... | ૧૭,૧૮, ૩૦ | ... |
| ૮ | ૩થી૫,૭થી૧૭,૨૨, ૨૪,૨૭,૨૮ | ... | ... | ૩,૭ | ૧૦,૧૪,૨૨ | ૧૧થી૧૩ + | ... | ૮,૧૦,૧૪ ૨૭ | ૯,૧૦,૧૨થી ૧૪,૨૭,૨૮ |
| ૯ | ૨,૪થી૬,૯,૧૦, ૧૩થી૧૫,૨૨થી૨૪, ૨૬,૨૭,૩૩,૩૪ | ૨,૩, | ૨૮ | ૯,૧૬,૨૨, ૨૬,૨૭ | ૧૩,૧૪,૨૨, ૨૬,૨૭,૨૯ થી૩૪ | ૧૭ | ... | ૧૪,૨૨,* ૨૮,૩૪ | ૫,૬ |
| ૧૦ | ૩,૭થી૧૫, ૩૪,૩૮,૩૯ | ... | ... | ... | ૮,૧૦ | ૨૫,૩૫ | ૧૦ | ૧૦ | ૭ |
| ૧૧ | ૭,૧૬થી૧૮,૩૨,૩૩ ૩૭થી૪૪,૫૪,૫૫ | ... | ... | ... | ૫૪,૫૫ | ... | ... | ... | ૪૭ |
| ૧૨ | ૨થી૨૦ | ૧૩થી૨૦ | ૬,૧૨ | ૬થી૧૨ | ૨થી૪,૬થી ૧૧,૧૩થી૨૦ | ... | ... | ૨ | ૧૧,૧૪ |

## અધ્યાયવારને વિષયવાર વિભાગનું કોષ્ટક.

| સમત્વ સમ્યક દર્શીત્વં | વિરાટ(ઐશ્વર્ય)વિભૂ ત ધ્યાન માટે'અહં'અને 'મમ' શબ્દોના સ્વરૂપ તથા અવ્યક્તસ્વરૂપ | પ્રકૃતિ, ગુણો, માયા, ક્ષેત્ર | પુરૂષ (દિવ્ય) પુરૂષોત્તમ પરમાત્મા મહેશ્વર | આત્મસ્વરૂપ(યા) આત્મજ્ઞાન ક્ષેત્રજ્ઞ | બ્રહ્મ વિજ્ઞાન (જીવનમુક્તિ) | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૧૫,૩૮,૪૮ | ૬૧ | ૪૫ | ... | ૧૨,૧૩,૧૭થી ૨૫,૨૯,૩૦ | ૪૬,૬૯થી૭૨ | |
| ... | ૩૦ | ૫,૨૭થી૨૯, ૩૩,૩૭ | ... | ૪૩ | ૧૭,૧૮ | |
| ૨૨ | ૬થી૧૧,૧૩,૧૪, ૩૫ | ૬,૧૩ | ... | ... | ૨૪,૩૫,૪૧ | |
| ૧૮,૧૯ | ૨૯ | ૧૪ | ૨૯ | ૧૩થી૧૬ | ૧૭થી૨૧,૨૪થી ૨૯ | |
| ૭,૯,૧૩,૧૯, ૨૯,૩૨ | ૧૪,૩૦,૩૧,૪૭ | ... | ૭ | ૭,૮,૧૫,૧૮થી ૨૨,૨૯,૩૦ | ૮,૨૦,૨૧,૨૭થી ૩૨,૪૭ | |
| ... | ૧,૩થી૭,૮થી૧૨, ૧૩થી૧૯,૨૧થી૨૬, ૨૮થી૩૦ | ૪થી૬,૧૨થી ૧૫,૨૦,૨૫, ૨૭ | ... | ૫,૭,૯,૧૩,૧૭, ૧૮,૨૪,૨૫,૩૦ | ૧૯ | |
| ... | ૪,૫,૭,૧૩થી૧૬, ૧૮,૨૦,૨૧ | ૩ | ૪,૮,૧૦,૨૦ થી ૨૨ | ૩,૪,૧૩થી૧૫, ૨૪ | ૩,૫,૭થી૧૦,૧૫, ૧૬,૨૦થી૨૨,૨૮ | +વળી જુઓ છાંદોગ્ય ઉપનિષદ પ્રપાઠક ૫-હેલું, ખંડ બીજો. |
| ૯,૨૯ | ૩થી૧૧,૧૩થી૧૫, ૧૬થી૧૯,૨૨થી૩૪ | ૭,૮,૧૦,૧૨, ૧૩ | ૧૧ | ૨,૪થી૬,૯,૧૦ | ૨,૩૪ | *વળી જુઓ પંચદશીતૃપ્તિ દીપ શ્લોક ૧૦૮ |
| ૫ | ૨થી૧૫,૨૦થી૪૨ | ... | ૩,૧૨,૧૫ | ૧૧,૨૨,૩૮,૩૯, ૪૧,૪૨ | ૯,૧૦,૧૨,૪૨ | |
| ... | ૨,૬,૭,૧૫થી૨૦, ૨૮થી૩૪,૩૭થી૪૪, ૫૩થી૫૫ | ... | ૩,૪,૮,૯, ૧૮,૩૭,૩૮ ૪૭ | ૨ | ૨,૭,૧૮,૧૯.૩૨, ૩૭થી૪૦,૫૪,૫૫ | |
| ૪,૧૩,૧૭, ૧૮ | ૨થી૪,૫,૬થી૧૧, ૧૪થી૧૭,૧૯,૨૦ | ... | ... | ૨,૭,૮,૧૨,૧૩થી ૨૦ | ૩,૪,૭,૮,૧૪,૨૦ | |

| અધ્યાય | આલોકમાં વિવેક જ્ઞાનને ઢાંકનારા અને તેને જીતવાના સાધનો. | સ્વધર્મ વા સ્વાભાવિક કર્મો | વૈરાગ્ય, સન્યાસ તથા ત્યાગ | નિષ્કામ કર્મયોગ (ઇશ્વરાર્પણ) | ભક્તિ | પ્રણવ (ૐકાર) ઉપાસના ગાયત્રી | સાંખ્યયોગ (તત્વ વિવેક) | યુક્તાયુક્ત | યોગી યા યોગ (પ્રાણાયામ) |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૩ | ૧,૨,૫થી૧૧, ૧૨થી૧૮,૧૯થી૩૪ | ૩ | ૮ | ... | ૧૦,૧૮,૨૫ | ... | ... | ... | ... |
| ૧૪ | ૨થી૨૭ | ... | ... | ... | ૨૬ | ... | ... | ... | ... |
| ૧૫ | ૧થી૨૦ | ... | ૧થી૫ | ... | ૧૯ | ... | ... | ... | ૧૧ |
| ૧૬ | * ૧થી૬,૨૧થી૨૪ | ... | ... | ... | ... | ... | ... | ... | ... |
| ૧૭ | ૩,૪,૮થી૧૦,૧૧થી ૧૩,૧૪થી૧૯,૨૦થી ૨૨,૨૩થી૨૮ | ... | ... | ૨૩થી૨૭ | ... | ૨૩,૨૪ | ... | ૧૭ | ... |
| ૧૮ | ૫થી૧૧,૧૩થી૧૫, ૧૭,૨૦થી૨૮,૩૦થી ૩૯,૪૦,૪૧થી૪૮, ૪૯,૫૦થી૬૨,૬૫, ૬૬,૬૮થી૭૧,૭૩, ૭૮ | ૭,૨૩,૩૦ થી૩૨,૩૪, ૪૧થી૪૮, ૫૯,૬૦, ૬૬,૭૦, ૭૩ | ૨,૭થી૧૨, ૧૭,૪૯, ૫૨ | ૨,૩,૫થી૧૮, ૨૩થી૨૮,૩૦, ૩૩,૩૭,૪૬ થી૪૯,૫૬, ૫૭ | ૫૪થી૫૬,૬૨, ૬૫,૬૬,૬૮ | ... | ... | ૨૮ | ૩૩,૫૨,૭૫, ૭૮ |

All different religions are all different forms of education for the Soul; Faith is a potent mover & influence. Pessimism saps the foundation of faith ful to surmount obstacles & unlock doors. It is by means of Real Truth that miseries.

The secret of success as sung in the Song Celestial lies in the strains

| સમત્વ સમ્યક્ દર્શિત્વં | વિરાટ(ઐશ્વર્ય)વિભૂતિ ધ્યાન માટે 'અહં' અને 'મમ' શબ્દોના સ્વરૂપ તથા અવ્યક્તસ્વરૂપ | પ્રકૃતિ, ગુણો, માયા, ક્ષેત્ર | પુરૂષ (દિવ્ય) પુરૂષોત્તમ પરમાત્મા મહેશ્વર | આત્મસ્વરૂપ(યા) આત્મજ્ઞાન ક્ષેત્રજ્ઞ | બ્રહ્મ વિજ્ઞાન (જીવનમુક્ત) | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૯,૨૭,૨૮, ૨૯ | ૨,૫,૧૦,૧૩,૧૮ | ૫,૬,૧૪,૧૯ થી૨૧,૨૩, ૨૬,૨૯,૩૪ | ૧૯થી૨૩, ૨૭,૨૮,૩૧ | ૨,૩,૧૧,૨૨, ૨૪,૨૯,૩૧થી ૩૪ | ૧૨થી૧૮,૨૨, ૨૩,૨૭,૨૮,૩૦ થી૩૪ | |
| ૨૪ | ૩,૪,૧૯,૨૬,૨૭ | ૪થી૨૬ | ... | ૧૯ | ૨,૧૯થી૨૭ | |
| ... | ૬,૭,૧૨થી૧૫,૧૮, ૧૯ | ૭ | ૪,૧૬થી૧૯× | ૧૫,૧૬ | ૧,૪થી૬,૧૭થી ૨૦ | ×વળી જુઓ વિષ્ણુ સહસ્ર નામ (દેવદેવ |
| ... | ૧૮થી૨૦ | ૧થી૨૪ | ... | ... | ... | મનતં પુરૂષોતમં તથા શ્રીમદ્ શંકરાચાર્ય કૃત |
| ... | ૬ | ... | ... | ... | ૨૩થી૨૭ | પ્રાતઃસ્મરણ ( પૂર્ણં સનાતનપદં પુરૂષોત્તમાખ્યં) * વળી જુઓ |
| ૨૬,૫૪,૫૭ | ૪૬,૫૪થી૫૮,૬૧, ૬૨,૬૫થી૭૦,૭૩, ૭૫થી૭૮ | ૪૦,૪૧,૪૭, ૪૮,૫૯,૬૦ | ૬૧,૭૩ | ૧૭,૨૦,૩૭,૪૬, ૪૯,૫૫થી૫૮, ૬૧,૬૨,૬૫,૬૬, ૬૮થી૭૦,૭૩, ૭૮ | ૧૦,૧૭,૨૦,૫૦ થી૫૪,૬૧,૬૨, ૬૫,૬૬,૬૮થી ૭૦,૭૮ | છાંદોગ્યોપનિષદ્ પ્રપાઠક પહેલો ખંડ ૨જો, દેવી આદિ સંપદ માટે. |

& the External Verities which underlie them are all that verily matters. શ્રદ્ધા. and hope, which are the main springs of human activities and qualities power- one gets the peace of mind & it is the tranquillity of mind that dispels all

such as 'no worker in right earnest in right direction ever fails or suffers.'

Vide Discourse V stanza 10
Do VI Do 1
Do XVIII Do 78

यद्ज्ञान समुद्भूत मिन्द्रजालमिदं जगत् ।
सत्यज्ञान सुखानन्तं तदहं ब्रह्म निर्भयं ॥

सूत्रं १ अथातो ब्रह्मजिज्ञासाः

अविचार्यं विचार्यं वा ब्रह्माध्यासा निरूपणात् ।
असंदेहा फलत्वाभ्यां न विचारं तदर्हति ॥ १ ॥
अध्यासोऽहं बुद्धिसिद्धोऽसङ्गं ब्रह्म श्रुतीरितम् ।
संदेहान्मुक्ति भावाच्च विचार्यं ब्रह्म वेदतः ॥ २ ॥

सूत्रं २ जन्माद्यस्य यतः

लक्षणं ब्रह्मणो नास्ति किंवास्ति नहि विद्यते ।
जन्मादेरन्य निष्ठत्वात्सत्यादेश्चा प्रसिद्धितः ॥ १ ॥
ब्रह्मनिष्ठ कारणत्वं स्याल्लक्ष्यं स्त्रग्भुजङ्गवत् ।
लौकिकानीव सत्यादीन्य खण्डं लक्षयन्ति हि ॥ २ ॥

सूत्रं ३ शास्त्रयोनित्वात्

न कर्तृ ब्रह्म वेदस्य किंवा कर्तृ न कर्तृ तत् ।
विरूप नित्यया वाचेत्येवं नित्यत्व कीर्तनात् ॥ १ ॥
कर्तृ निःश्वसिताद्युक्ते र्नित्यत्वं पूर्व साम्यतः ।
सर्वावभासि वेदस्य कर्तृत्वात्सर्वविद्भवेत् ॥ २ ॥
अस्त्वन्य मेयताप्यस्य किंवा वेदैक मेयता ।
घट वत्सिद्ध वस्तुत्वाद्ब्रह्मान्येनापि मीयते ॥ १ ॥
रूपलिङ्गादि राहित्यान्नास्य मानान्तर योग्यता ।
तं त्वौपनिषदे त्यादौ प्रोक्ता वेदैक मेयता ॥ २ ॥

सूत्रं ४ तत्तुसमन्वयात्

સમન્વય=તાત્પર્ય ૭ લિંગાત્મક

वेदान्ताः कर्तृ देवादि परा ब्रह्म पराउत ।
अनुष्ठानोपयोगित्वात्कर्त्रादि प्रति पादकाः ॥ १ ॥
भिन्न प्रकरणाल्लिङ्ग षट्काच्च ब्रह्म बोधकाः ।
सति प्रयोजनेऽनर्थ हानेऽनुष्ठानतोऽत्र किम् ॥ २ ॥
प्रतिपत्तिं विधित्सन्ति ब्रह्मण्य वसिता उत ।
शास्त्रत्वात्ते विधातारो मननादेश्च कीर्तनात् ॥ १ ॥
ना कर्तृ तन्त्रेऽस्ति विधिःशास्त्रत्वं शंसनादपि ।
मननादेः पुराबोधाद्ब्रह्मण्य वसिता स्ततः ॥ २ ॥

## અધિકરણ ચતુષ્સૂત્રીનું.

૧. બ્રહ્મ વિચારવા યોગ્ય નથી કે વિચારવા યોગ્ય છે. બ્રહ્મનો અધ્યાસ કહેલ નથી તેમ બ્રહ્મ વિશે સંદેહ પણ નથી તેમ તેના વિચારથી ફળ પણ નથી. તેથી તે વિચારવા યોગ્ય નથી. (૧) એ પૂર્વ પક્ષનું નિચેના શ્લોકથી સમાધાન–દેહાદિમાં અહં મમત્વ બુદ્ધિ છે તેથી અધ્યાસ (બ્રહ્મનો) સિદ્ધ છે ને શ્રુતિ બ્રહ્મને અસંગ કહે છે. તેથી એ કોટી થવાથી સંદેહ પણ બ્રહ્મને વિશે દેખીતો છે. તેમ બ્રહ્મ વિચારથી મુકતી ફળ પણ છે તેથી બ્રહ્મ વેદથી વિચારવા યોગ્ય છે. (૨)

૨ (લક્ષણ પ્રમાણથી વસ્તુની સિદ્ધિ છે તેથી બ્રહ્મના લક્ષણ પ્રમાણ હોવાં જોઇએ તેથી) બ્રહ્મનું લક્ષણ નથી કે છે. લક્ષણ જણાતું નથી કેમકે જન્માદિનું કારણ અન્યને વિશે (શરીર નિષ્ઠ) છે ને બ્રહ્મના સત્યાદી લક્ષણો અપ્રસિદ્ધ છે. (૧) બ્રહ્મ વિશે કારણપણું છે. દોરડી સર્પ જેવું તેનું કારણપણું છે તેથી તે લક્ષ્ય છે. લૌકીક વ્યવહારની જેમ (બધો સત્ય વ્યવહાર થઈ રહ્યો છે તેમ) સત્યાદી અખંડ બ્રહ્મનેજ બોધન કરે છે. (૨)

૩ બ્રહ્મ વેદના કર્તા નથી કે કર્તા છે. વેદના કર્તા નથી કેમકે વેદ રૂપ રહિત (વિલક્ષણ રૂપ) છે ને નિત્ય (વાણી) છે. ને તેમ સતેનિત્ય કહેવાય છે. (૧) કર્તાના નિઃશ્વાસરૂપ વેદ છે. (ઉત્પન્ન થયેલ હોવાથી નિત્ય નથી) ધારા પ્રવાહ રૂપથી (પૂર્વ યુગમાં હતા તેવાજ હોવાથી) તેની સામ્યતા છે તે અભિપ્રાયથી તે નિત્ય છે (સ્વરૂપથી નિત્ય નહીં)

વેદ સર્વ પદાર્થોનો પ્રકાશ (જ્ઞાન આપે છે) કરે છે ને બ્રહ્મ તે વેદના કર્તા છે તેથી બ્રહ્મ સર્વવિદ્ છે. (૨)

તે બ્રહ્મનું બીજું કોઇ પ્રમાણ (પ્રત્યક્ષાદી) છે કે વેદ એકજ પ્રમાણ છે કે ઘટની પેઠે બ્રહ્મ સિદ્ધ વસ્તુ હોવાથી તેના બીજાં પણ પ્રમાણ છે. (૧)

બ્રહ્મરૂપ, લિંગાદી રહિત હોવાથી તેના બીજા પ્રમાણો (પ્રત્યક્ષાદી)ની યોગ્યતાનથી (કેવળ શાસ્ત્રથી જણાય છે સ્વર્ગાદીવત્) તે બ્રહ્મ ઉપનિષદથી જણાય છે (તેનું જ્ઞાન થાય છે) એ શ્રુતિથી વેદ એકજ પ્રમાણ છે. (૨)

૪. વેદાંત, કર્તા (યજમાન) ને દેવાદીને કહે છે કે બ્રહ્મ પરાયણ છે એટલે કોને વિષય કરે છે. અનુષ્ઠાનને ઉપયોગી હોવાથી કર્તા યજમાન ને તેના દેવતાદીનાં પ્રતિપાદક છે. (૧)

ઉત્તર મિમાંસાનું પ્રકરણ ભિન્ન છે ને છલિંગથી (તાત્પર્ય નિશ્ચાયક લિંગોથી) વેદાંત બ્રહ્મને બોધન કરે છે. અનર્થની હાની (જન્મ મરણની નિવૃત્તી) એ પ્રયોજન પણ છે અનુષ્ઠાનની અત્ર જરૂર નથી (૨)

વેદાંત ઉપાસના વિધિનું અંગ છે કે સ્વતંત્ર બ્રહ્મને કહે છે. વેદાંત શાસ્ત્ર છે તેથી વિધિ છે ને તેનું મનન પણ વિધિ છે. (૧)

વિધિ અકર્તૃતંત્ર નથી એટલે કર્તાને આધીન છે. ને પદાર્થોનું વર્ણન કરે તેનું નામ શાસ્ત્ર છે. બોધ (જ્ઞાન)થી પૂર્વ મનનાદી છે તે હેતુથી વેદાંત બ્રહ્મ પર્યવસાયી છે. (૨)



# પ્રકરણ દશમું.

## અભેદઆદિ ભાવનાના ઉદ્‍ગારો.

ૐ (ઓમ્)ની પણ આદિ જે છે અંતમધ્ય તેનું તે છે,
શ્રીયૂતરૂપ સકળ જગ જાણો, જેમ પટમાં છે તાણોવાણો;
બ્રહ્મનિષ્ઠને બ્રહ્મરૂપમાનો, બીજો બ્રહ્મ જુદો ન જાણો.
છ શાસ્ત્રનો એ છે સાર, બાવનમાં પણ તેજ વિચાર,
ગહનગતિ છે તેની તેવી, વાણીમાં ન આવે એવી;
નહીં નહીં કરતાં બાકી જે છે, અદ્વૈતાનંદ કેવળ તું છે.
લાઘવને નિજરૂપ કરીમાનો, ગૌરવમાં તે છાનોમાનો,
લક્ષ્ય અર્થને લેજો ગોતી, તે તું કેવળ અદ્વૈત જ્યોતિ;
ઘેલું ઘેલું હું તો બોલું, આ ઘેલાથી નાહું ઝોલું.
લાઘવ અંદર ગૌરવ ગળીયું, તે ગળવાથી અદ્વૈત જડીયું,
ભાગ ત્યાગની રીતિભારી, મેં તો ગોતી અનુભવબારી;
ઈશ જીવજગ અદ્વૈતરૂપ, એવું સમજે જીવનમુક્ત.
નીત્યાનંદમાં ન મળે નોખું, અદ્વૈતાનંદ સોનું ચોખ્ખું,
જહદાજહદ હવે જખમારે, હું તો ઉભો બાવન બારે;
અભેદમાં (અભેમાં) ભેદ હોયશાનો, આ અનુભવ છે છાનોમાનો,
હરિહર બ્રહ્માઆદિ મોટા, હું પાણીમાં તે પરપોટા.
જોયું જાગી મેં તો જ્યારે, મને મારૂં મળીયું ત્યારે.

સને ૧૯૦૯. સત્સંગી ભગવાનજી ઉકાભાઈ નિવાસી બગશરા કૃત.

* * * * * *

છડ્ (ષડ્) લિંગ ચકી જાણ્યુ જાય, વારંવાર વેદ એમ ગાય,
ગરૂ (ગુરૂ) વિના તેતો ન જણાય, એવો અદભૂત છે મહીમાય.
નહીં નહીં કરતાં બાકી જે છે, શેષરૂપે સદા બ્રહ્મ તે છે,
લાખ કરોડમાં કોઈ પાવે, તેની તોલ્યે બીજો કોઈ નાવે.
લક્ષ અર્થને લીધો પીછાણી, સંત વેદતણી એવી વાણી,
ઘેન નીદ્રામાંથી હવે જાગો, અજ્ઞાન ઊંઘમાં શીદ ગમાવો.
લાગે છે બ્રહ્મ દુરથી દુર, જોતાં અનુભવે છે ભરપૂર,
ભાગ ત્યાગથી તેતો જણાય, જાણ્યા પછી અદ્વૈત ભળાય.
ઈશ્વિર જીવ જગતનો ભેદ, થતાં જ્ઞાન સદા તે અભેદ,
નીત્યાનંદ સ્વયં પરકાશ, તેના વિના નથી અવકાશ.
જય જય જુગના આધાર, થતાં જ્ઞાન થાય બ્રહ્માકાર,
યહો (અહો) નીશ અનુભવ કહાવે, ગુરૂવીના કદી નહીં પાવે.

હરિહર અને બ્રહ્મા જેહ, અધિષ્ટાને સદા બ્રહ્મ તેહ,
જોતાં લાગે સ્વયમ્ પરકાશ, છગનલાલ સદા અવિનાશ.

*   *   *   *   *   *

અસ્તિ ભાતિ પ્રિય આત્મા, નામ રૂપ મિથ્યાય,
અંતર આંખો ઉઘડે તો, આત્મ બ્રહ્મ જણાય.

*   *   *   *

ગેબી આયા ગેબસેં, બીચમે લગાઈ એબ,
ઉલટ સમાયા ગેબમે, મીટ ગઈ સબ એબ.

*   *   *   *

કથા કરોડની, ચરચા ચારની, ગુંજ (ગોષ્ઠી) બેની (અને) અનુભવ એકનો.

*   *   *   *

સભર સરસ સદ્ગુરૂ કૃપાનું, સ્વરૂપ જ્યાં વિલસી રહ્યું,
સ્વયં જ્યોતિમય અમૃતધારા, અન્ય બીજું શું રહ્યું. ૧
કોષ પંચક જીવ ઇશના, સ્થાનનો મહિમા વદે,
નિજ કોષાતીત શાંતિ, અન્ય બીજું શું રહ્યું. ૨
ત્રિગુણ જીવ વ્યષ્ટિ સમષ્ટિ, ગુણાત્મક ઇશને ભણો,
સ્વયં ગુણાતીત પ્રભુજી, અન્ય બીજું શું રહ્યું. ૩
અંતર જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ભોક્તા સાક્ષીને જુઓ,
પર અવસ્થાતીત પ્રાપ્તિ, અન્ય બીજું શું રહ્યું. ૪
સાયં પ્રાતઃ મધ્ય આદિ, અંતમાં કલના નહીં,
સદનંતરમાં ત્રિકાળાતીત, અન્ય બીજું શું રહ્યું. ૫
સ્થૂળ સૂક્ષ્મને કારણે જીવ, નેતિ ચોથો ઇશનો,
નાથ દેહાતીત સ્વામી, અન્ય બીજું શું રહ્યું. ૬
શબ્દ કોટી દ્રસ્ય ભવની, નાદ અનુસંધાનથી,
પ્રણવ અક્ષરની જ્યોતિ, અન્ય બીજું શું રહ્યું. ૭
કર્મ ભૂમિ જીવ ચિત્રિત, ઇશ રચના જ્ઞાનની,
પ્રેમ પરમાત્મા પ્રવાહો, અન્ય બીજું શું રહ્યું. ૮
અધ્યસ્તે માયા વિકારો, ભેદ બાહ્યાંતર વસે,
અભેદે અધિષ્ઠાન નિજાત્મા, અન્ય બીજું શું રહ્યું. ૯
પર હરી બુદ બુદ વિચારો, સ્વતઃ સિદ્ધ વારી આ,
તન્મયે સ્વસ્વરૂપે ચેતન, અન્ય બીજું શું રહ્યું. ૧૦
સ્વાનુભવ નિર્વાણ યોગી, વાણી મનની શાંતિએ,
સ્વયં વિનાયક સાક્ષાત્ દર્શન, અન્ય બીજું શું રહ્યું. ૧૧

*   *   *   *

સૌ શાસ્ત્રનો જે છે સાર, અનુભવનો પણ એજ વિચાર;
સંકલ્પે ઉભો સંસાર, નિઃસંકલ્પે બ્રહ્માકાર.

*   *   *   *

મીસરીની તુંબી બની, તુંબી બની તો ક્યા હુઆ,
પાણીમાં તે તુંબી ડાલો, દેખો તમાશા ક્યા હુવા. ૧

નીરમાં જ્યમ લેહેર દીસે, લેહેર નાનારૂપ છે,
લેહેર થવાથી શું થયું; સમુદ્ર જેમનો તેમ છે. ૨

કાષ્ટમાં દંતી દીસે, હાથી થવાથી શું થયું,
કાષ્ટ જેમનું તેમ દીસે, દંતી થવાથી શું થયું. ૩

તંતુમાં પટ, પટે તંતુ, પટ થવાથી શું થયું,
તાણે વાણે તંતુ દીસે, તુલ જેમનું તેમ રહ્યું. ૪

*　　*　　*　　*

અસ્તિભાતિ પ્રિયરૂપમાં, નામરૂપ બોલાય,
નામરૂપથી શું થયું, અદ્વૈતરૂપ જણાય. ૧
સત્‌ચિદાનંદ રૂપમાં, નામરૂપ દેખાય,
તે નામીથી ભિન્ન નહીં, જળ લેહેરીકી ન્યાય. ૨
અદ્વૈત આનંદરૂપમાં, કંઇ કથ્યું નવ જાય,
વ્યવહાર હેતુ કારણે, નામરૂપ કથાય. ૩
જગત બ્રહ્મકારૂપહૈ, બ્રહ્મજગતકારૂપ,
એ બ્રહ્મ અપના આપહૈ, એ છે અનુભવરૂપ. ૪

*　　*　　*　　*

## સાખી.

અંતર બાહિર આત્મરામ, જગદાકારે સુંદર શ્યામ,
મથી મથીને જોયું બહુ, અદ્વૈતાનંદ કેવળ સહુ.
રજ્જુ સર્પનું અદ્વૈતરૂપ, જગત બ્રહ્મનું તેવું રૂપ,
આત્મ અનાત્મ કહેવું, બાળક હાઉ માનીલે તેવું.

×　　×　　×　　×

જળકા કુંભ લઈ જળમેં ધરીયા, બાહેર ભીતર પાણી,
ફુટા કુંભ જળ જળહીં સમાના, સોહીગતી વિરલે જાણી,
સંતો ભાઇ રામ નામ એક જાણ્યા, જીવ્હે આત્મ તત્ત્વ પહેછાન્યા.

×　　×　　×　　×

રાગ. ( પુનેમ ચાંદની પ્રમાણે )

સજ્જનો ચેતો ચેતો ચતુરાઈ ક્યાં ગઇરે,
પિતા જાણે પુત્ર મારો મોટો થાય, પણ તે ભુલ ઘણી,
આવરદા ઓછી થાય છે રે—ટેક.

બાળા પણ બુદ્ધિ વિના, જુવાનીમાં ગુમાન,
ઘડપણ આવ્યું દોહીલું, કાયાનું નહીં ભાન,
મોસમ ત્રણે રૂડી ચાલી ગઈ તુજ હાથથીરે,
ખોટા બાહના કાઢી કીધો નહીં સત્કાર—સજ્જનો ૧

ધમણુ ધમતી રહી ગઈ, બુજ ગીયો ઈંગાર,
એરણુ ટકોરો લઈ રહી, ઉઠી ગયો લુવાર,
ધમણુ ચાલુ છે ત્યાં કર બધું વિચારતુંરે,
ઘડને હૃદયમાં રૂડા રૂડા ઘાટ—સજ્જનો ૨

હંસ ગતિ હાથે કરી, ગુમાવો નહીં ભાય,
મોતી ચરવા મેલીને, કાદવમાં મન જાય,
વારેવારે હંસ ગતિ હાથે નહીં આવશેરે,
સમજી સમરો ચિત્તે શ્રી હરિહર—સજ્જનો ૩

× × × ×

## પરમાત્માની સ્તુતિ.

નમસ્તે ભગવન્ આત્મન્, નમસ્તે સર્વ સાક્ષિણે,
નમસ્તે ચિતિ રૂપાય, સ્વાત્મને પરમાત્માને; ૧

નમસ્તે આત્મ રૂપાય, વિશ્વ રૂપાય તે નમઃ,
નમસ્તે જગતાં નાથ, નમસ્તે સર્વ આત્મને; ૨

ત્વમેવ શંભુઃ ત્વંવિષ્ણુઃ બ્રહ્મા ત્વંચ મમાત્મન્,
વિધાય નાના રૂપંત્વં, નાના યોનિંચ પ્રાપ્નુવન્; ૩

અજ્ઞાનાત્ત્વં હિ નાનાસિ, જ્ઞાનાત્ત્વં એક એવહી,
અધ્યસ્તં ત્વયિ સર્વં વૈ, નાના રૂપં જગત્ પ્રભો; ૪

તવાજ્ઞાનાદિદં સર્વં, ભાતિ વિશ્વં ચરાચરમ્,
નમામિત્વાં સ્વમાત્માનં, સચ્ચિદાનંદ વિગ્રહમ્; ૫

નમામિ પરમાત્માનમ્, સર્વ દેહેષુ સંસ્થિતમ્,
ભવ સાક્ષાત્તુમે આત્મન્, દેહિમે દર્શનં સ્વકમ્; ૬

તવ દર્શન માત્રેણ, મુક્તોહં ભવ બન્ધનાત્,
નમસ્તે સર્વ રૂપાય, નિર્ગુણાય નિજાત્મને; ૭

નમસ્તે જ્ઞાન રૂપાય, મુક્તાનાં ગતયે નમઃ
નમસ્તુભ્યં નમસ્તુભ્યં, નમસ્તુભ્યં પરાત્મને. ૮

બ્રહ્માર્પણુ બ્રહ્મ હવિ, બ્રહ્માગ્નૌ બ્રહ્મણાહુતં,
બ્રહ્મૈવ તેન ગંતવ્યં, બ્રહ્મ કર્મ સમાધિના. ૯

\+ + + +

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન,
ઈનકું વૈકુંઠ ના મીલે (તો) **તુલસીદાસ** જમાન.

× × × ×

જ્યાં દયા ત્યાં ધર્મ હૈ, જ્યાં લોભ ત્યાં પાપ
જ્યાં ક્રોધ ત્યાં કામ હૈ, જ્યાં ક્ષમા ત્યાં આપ

× × × ×

ચલ સ્વરૂપ, જોબન સુચળ, ચળ વૈભવ, ચળ દેહ,
ચલા ચલીકે ખેલમેં, ભલા ભલી કર લે.

× × × ×

ઉપજ્યા કરે સો માનવી, ઉપજ્યા સમાવે સો સંત
જા ઘટ કબહુ ન ઉપજે (સંકલ્પ વિકલ્પાદિ), સો કહીએ **ભગવંત.**

× × × ×

મુખ ભક્તિ, વર્તન વિરાગ, નિશ્ચય જ્ઞાન **(નિર્ગુણ અનુભવ)**

× × × ×

બટ ભયો બીજ રૂપ, બીજમે બટ રહાવે, યું જગદ્રૂપ જગદીશ **હૈ,**
અવર સબ ભ્રાંતિ ગઈ, **મુકુંદ** ગુરૂકી મોજમેં, લવણ સિંધુ એકતા રહી.

× × × × ×

**તુલસી** ઇસ સંસારમેં, ભાતભાતકે લોક,
સબસેં હીલમીલ ચાલીએ, નદી નાવ સંજોગ.

* * * *

ભક્તતુલ્ય ભૂષણ નહીં, બ્રહ્મતુલ્ય નહીં ભોગ,
સંતતુલ્ય સુજનતા નહીં, કામતુલ્ય નહીં રોગ.

* * * *

આપ ભુલાનો આપમેં, બંદા આપહી આપ,
જાકું ઢુંઢત ફીરત **હૈ,** સોતું આપહી આપ.

* * * *

જ્ઞાની કરે અનેક કર્મ, વિધિવત્ યજ્ઞ વ્યવહાર,
લીપે ન ધુંવા આકાશજ્યું, જાણ્યો જગત અસાર.

* * * *

**સુરતા—**

દૃસ્ય પદારથ માયા જાણ, કયું તું લોભાની રંગ પતંગ,
દોચાર દીનકી આખર ખાખ નિશાની, અહી બાત સત કરી માન.
સુરતા કયું તું ભઈ દીવાની—

## નરસિંહ મહેતાના ભક્તિજ્ઞાનના પદો.

પ્રાતઃ સમે સુર ઉગ્યા પહેલાં, જોરે રસના મુખ રામ કહે,
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે, જગમાં તારૂં નામ રહે. પ્રાતઃ
રામ નામનો મહિમા મોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે,
મેરૂથકી મોટું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે. પ્રાતઃ
કેસરી ઘૂરે જ્યમ મૃગજ ત્રાસે, રવિ ઉગે જ્યમ તિમિર ટળે,
પૂરણ બ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાતઃ
કોટી કલ્યાણ ફળ ઉદય ભાણે, પાપ બાપડું કયાંરે રહે,
અધમ નીર ગંગામાં ભળ્યું ત્યારે, ગંગા સરખું થઈને વહે. પ્રાતઃ

એ રસને શુકદેવજી જાણે, કોઇક વિરલા સંત લહે,
ભણે **નરસૈંયો** તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાતઃ

* * * *

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનકકુંડળ વિશે ભેદ નો હોયે,
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. અ૦
ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે,
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સુજે. અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો (પડદો) એજ પાસે,
ભણે **નરસૈંયો** એ, મનતણી શોધના, પ્રીત કરૂં, પ્રેમથી પ્રગટ થાશે. અ૦

* * * * *

### રાગ ખમાચ—

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે,
પરદુઃખે ઉપકાર કરે તો એ, મન અભિમાન ન આણેરે. ૧
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેનીરે,
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેનીરે. ૨
સમદ્રષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે,
જીવ્હાથકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથરે. ૩
મોહ માયા વ્યાપે નહીં, જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે,
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાંરે. ૪
વણલોભી ને કપટરહીત છે, કામ ક્રોધ નિવાર્યારે,
ભણે **નરસૈંયો** તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાંરે. ૫

× × × ×

### રાગ આશા—

જ્યાં લગી આત્માતત્ત્વ ચીન્યો નહિં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી,
મનુષ્યદેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ બૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન પૂજા ને સેવાથકી, શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે. જ્યાં૦
શું થયું તપ ને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણ્યે,
શું થયું ષટ્ દરશન દેખ્યા થકી, શું થયું વરણના ભેદ આણ્યે. જ્યાં૦
એ છે પરપંચ સહુ પેટ ભરવાતણા, આત્મારામ પરબ્રહ્મ ન જોયો,
ભણે **નરસૈયો** કે તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં૦

× × × × ×

## રાગ આશા.

સમરને શ્રીહરી મેલ મમતાપરી, જોને વિચારીને મૂળ તારૂં,
તું અલ્યાકોણને કોને વળગી રહ્યો, વગર સમજે કરે મારૂં મારૂં. સ૦
દેહ તારી નથી જોતું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે,
દેહ સંબંધ તજ્યે અવનવા બહુ થશે, પુત્રકલત્ર પરિવાર વ્હાયે (છેતરે) સ૦
ધનતાણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અલ્યા તેને નવ પરખિયો, હાથથી બાજી ગઇ થયોરે ખોટી. સ૦
ભરનિંદ્રા ભર્યો રોથી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે,
ન જાગતાં **નરસૈંયા** લાજ છે અતિ ઘણી, જન્મો જન્મતારી ખાંત ભાંગે. સ૦

* * * * * *

જાગીને જોઉં તો જગત દીસે નહિં, ઉંઘમાં અટપટા ભોગભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, 'બ્રહ્મ લટકા' કરે બ્રહ્મ પાસે. જા૦
પંચ મહાભૂત પરબ્રહ્મ વિશે ઉપન્યાં અણુ અણુમાંહી રહ્યા રે વળગી,
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિં રે અળગી. જા૦
જીવને શિવ તો આપ ઇચ્છાએ થયો, રચી પરપંચ ચૌદ લોક કીધાં,
ભણે **નરસૈંયા** એ, તેજ તું, તે જતું, એને સમર્યાથી કઇ સંત સીધ્યા. જા૦

* * * * * *

જુનું તો થયું રે, દેવળ જુનું તો થયું, મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું, મારો.
આરેકાયા રે હંસા, ડોલવાને લાગી રે, પડી ગયા દાંત, માંહેલી રેખું તો રહ્યું. મારો.
તારે ને મારે હંસા, પ્રીત બંધાણી રે, ઉડી ગયો હંસ, પાંજર પડી તો રહ્યું, મારો.
**બાઈ મીરાં** કહે છે પ્રભુ, ગિરિધરના ગુણ, પ્રેમનો પ્યાલો તમને પાઇને પીઉં. મારો.

* * * * * *

## ભજન.

સુરતા લાગી રે તેની ભ્રમણાઓ ભાગી, જેને સુરતા રે લાગી, ટેક.
સુરતા લાગી રે એક સંત, પ્રહલાદને, તાતનો ત્રાસ જેણે હૃદયે નવ ધરીયો—સુ૦
નટે રે ખેલ રચ્યો ચોગાનમાં દોર વિનાનું અવર ન જોને દેખે—સુ૦
પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો, તનમન અર્પી જેણે દેહ દમી છે—સુ૦
મચ્છને જળની સાથે પ્રીત બંધાણી. મરતાં લગી તેની ઇચ્છિા નવ ત્યાગી—સુ૦
મરજીવા સંત જેણે મનવશ કીધાં, પેસી સાગરમાં મોતી વીણી લીધાં—સુ૦
ભક્તિનો મારગ એવો રે કહીએ, **પ્રીતમના** સ્વામી તેના હૃદીયામાં રહે છે—સુ૦

* * * * * *

## રાગ સારંગ.

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટી ઉપાયજી,
અંતર ઉંડી ઇચ્છિા રહે, તે તો કયમ ત્યજી જાયજી..............................ત્યાગ.
વેષ લીધો વૈરાગ્યનો, દેશ રહી ગયો દૂરજી, ઉપરવેષ આછો બન્યો, માંહેમોહ ભરપૂરજી. ૧.
કામક્રોધ લોભ મોહનું જ્યાં લગી મૂળ ન જાયજી, ધન પ્રસંગે પાંગરે જોગ ભોગનો થાયજી. ૨.

ઉભ્ભુરતે અવની વિશે બીજ નવ દીસે બહારજી, ધન વરસે, વન પાંગરે, ઇંદ્રિ વિષય આકારજી. ૩.
કનક દેખીને મનચળે, ઇંદ્રિય વિષય સંજોગજી, અણુ ભેટયે રે અભાવ છે, ભેટયે ભોગવશે ભોગજી. ૪.
ઉપર ત્યજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી, વણુશ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથજી. ૫.
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દુધજી, ગયું ધૃતમહિ માખણુ થકી આપે થયું અશુદ્ધજી. ૬.
પળમાં જોગી રે ભોગી પળમાં, પળમાં ગૃહીને ત્યાગજી, **નિષ્કુળાનંદ** એ નરનો વણુસમજ્યો વૈરાગજી. ૭.

× × × × × ×

## ભજન ૫૬.

ધન્ય ધન્ય અતિ ધન્ય આહ્મી ઝાલો પૂર્ણાનંદ,
બંધ મોક્ષ ભ્રમ કોણુ તો, જાણે અવઘા બ્રહ્માનંદ—ધ્રુવ.

જાગૃત વિષયી સુખ જે હોતે તોચી વિષયાનંદ,
સ્વપ્નાં અનેક રૂપે નટતો, તોચી વાસનાનંદ. (૧)

ઘનીભૂત વૃત્તિતી સુષુપ્તિ તોચી યોગાનંદ,
માયિક ભોગ અવસ્થા પાહતાં એકચી નિજાનંદ. (૨)
મહા વાકય બોધે અનુભવજો, તોચી વિદ્યાનંદ,
સમાધિ સુખ નિર્વિકલ્પ યોગી, તોચી સહજાનંદ. (૩)
વૃત્તિ સ્ફુર્તિ વિરહિત જે, ઉરલેં તોચી સ્વરૂપાનંદ,
ભૂત ભેદ ભ્રમમાયિક પાહતાં ઘન અદ્વૈતાનંદ. (૪)
અનેક ક્ષણુ મન ઉપાધી ભેદે અનેક સુખગમલેં,
શાંત રજ તમ વૃત્તિ નિવત્તિ, એકચી સુખ ભરલે. (૫)
જ્ઞાન રૂપમાર્તંડ ઉગવતાં સંશય તમ હરલે,
**ચિન્માણીક** આહ્મી સર્વહિ ઝાલેં આનંદી આનંદ. (૬)

* * * *

નારાયણુકા નામ સદા નર, કભી ભૂલાના ના ચહિયે,
પાકર માનુષ્ય તન દુનીયામે સુકૃત ગમાના ના ચહિયે. (૧)
પાપકર્મ ઔર જૂઠ કર્મસેં ધનકો કમાના ના ચહિયે,
પરનારીસેં કભી ભૂલકર પ્રેમ લગાના ના ચહિયે. (૨)
દે કરકે વિશ્વાસ કિસીકો,ફીર હટજાના ના ચહિયે,
અપને સાથ કિસીદુર્જનકો કભી બિઠાના ના ચહિયે. (૩)
આશપરાઈ બુરી હમેશાં મનમેં લગાના ના ચહિયે,
અપને માતપિતા અરૂગુરૂ ગોવિંદસેં કપટ ચલાના ના ચહિયે. (૪)
જીસઘર નાદર હોય, કભી ઉસ ઘરમેં જાના ના ચહિયે,
સાચે મિત્રસે અપને દીલકા હાલ કભી છીપાના ના ચહિયે. (૫)
ઘણે પૈસેકી આમદ હોતો ખર્ચા બઢાના ના ચહિયે,
લોક બડાઈ કરકે કભી અપને ધનકો લુટાના ના ચહિયે. (૬)
અપને પુરૂષાર્થ કરનેમેં દિલ શર્માના ના ચહિયે,
અપને ઘરકા ભેદ કભી દુશ્મનસેં બતાના ના ચહિયે. (૭)

વેદશાસ્ત્ર પઢકર અપને મનકો બઢાના ના ચહિયે,
વિના માલિકકે હુકમ કિસીકી વસ્તુ ઉઠાના ના ચહિયે. (૮)
કરકે પુણ્ય કભી અપને મનમેં પછતાના ના ચહિયે,
કિસીકી વસ્તુ દેખકર અપને મનકો લલચાના ના ચહિયે. (૯)
ગંજી રૂપા ઔર હતીતા દીલસે હઠાના ના ચહિયે,
(માયા) (મન)
પાકર ઈસિ બ્રહ્માનંદકો, ઈસિ ભવમેં ભરમાના નાચહિયે. (૧૦)

\+ \+ \+ \+

ગોવિંદ ગોવિંદ હરે મુરારે, ગોવિંદ ગોવિંદ મુકુંદ કૃષ્ણ,
ગોવિંદ ગોવિંદ રથાંગપાણે, ગોવિંદ ગોવિંદ નમો નમસ્તે ॥
ગોવિંદેતિ સદા સ્નાનં, ગોવિંદેતિ સદા જપં
ગોવિંદેતિ સદા ધ્યાનં, સદા ગોવિંદ વાસના ।

ગોવિંદ=ઇંદ્રિયજીત, બુદ્ધિના સાક્ષી.

× × × × ×

## ધુન.

હું છું નિત્ય નિરંજન, હું સ્વતંત્ર સ્વાત્માનંદન
હું નિરપંદન, પરમાત્મ ચિદ્ ઘન બ્રહ્મ ॐ
હું છું સુખ નિકેતન, સચરાચર વ્યાપક ચેતન—હું નિરપંદન
હું મય સઘળું સર્જન, ને હું મય સર્વ વિસર્જન—હું નિરપંદન

× × × ×

અનુભવીને એટલુંરે, સદા આનંદમાં રહેવુંરે, ભજવા પરબ્રહ્મને બીજું કાંઈ ન કહેવુંરે— ટેક.
એક જાણીને આત્મારે, કોઈને દુઃખ ન દેવુંરે, સુખદુઃખ આવે તે સહેજે સહીને રહેવુંરે.–અ.(૧)
ખટ ઉર્મિને ત્રણ ઈચ્છા, તેથી અળગું રહેવુંરે, સમદ્રષ્ટિને સમતા ગૃહી આપું(હુંપદ) ખોવુંરે— (૨)
વેદ જોયા કીતાબ જોયા, સર્વ તપાસ્યુંરે, રામ નામથી કાંઈ ન મોટું, સંતે ઉપાસ્યુંરે— (૩)
જાપ અજપા જપતાં ત્રણ લોકમાં એવુંરે, મૂળદાસ કહે માન તજીને અસિ'પદમાં રહેવુંરે.–અ.(૪)

× × × × ×

## રાગ ધનાશ્રી—

અબ તો મનવા મેરા, મેલી દેને ગુમાન, માન—અબ૦ ટેક.
બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય તું નાહિં, નાહિં તું શુદ્ર સુજાન,
વેજાતીકો ગર્વ ન કીજે, તું હો પદ નિર્વાણ, વાણ. (૧)
વેદેહીકો ગર્વ ન કરનો, દેહી ધૂડ સમાન,
દેહી કાળકો ગ્રાસ બન્યા હે, સમજલે ચતુર સુજાન, જાન. (૨)
માત તાત સબ જુઠે જાનો, તું કયું હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના અભિમાન, માન. (૩)
સંત સમાગમ કરલે બંદા, તજદે તેરી તાણ,
દાસ પીતાંબર ભાવ નારાયણશું ધર સંતનકો ધ્યાન, ધ્યાન (૪)

× × × ×

### રાગ સોરઠ—

કાહુસે નેહ ન કરીએ હો,
નેહ કીયા નિશ્ચે સહી બીન પાવક જરીએ હો. (કાહુસે) ટેક.
જુઠી જગકી મેલ, તામીસ બંધ ન પરીએ હો,
બંધ કાટ નિર્બંધ હો, કાંહાં ન બીચરીએ હો. (૧)
એહીજ બુધ વિચારીએ, એહીજ પંથ પકરીએ હો,
યહ માયા ફંદ રૂપ હે, તહાં પાવન ધરીએ હો. (૨)
અંત સ્થિર કોઉના રહે, દેખત સબ મરીએ હો,
જન **તુલસી** મન ઉલટે, નીજ નામ ઉચરીએ હો. (૩)

× × × ×

### રાગ આશાવરી.

વાહનર કાયકુ માયા જોડી, ટેક.
જોડ જોડ ધન ઉંડા ગાડા, અજહુ કહત માયા થોડી—વાહનર (૧)
કહાં તેરી ગૌવા, કહાં તેરી ભેંસા, કહાં તેરે ઘરકી ઘોડી— ,, (૨)
ઘરકી ત્રીયા કહે મેં સંગ ચલુગી ઓર ન ખાટકી દોરી— ,, (૩)
કહત **કબીરા** સુનો ભાઈ સાધુ, ફુંકી દે જયસે હોરી— ,, (૪)

દરેક કડીની સાથે નીચેની એકેકી **સાખી** બોલવાનીઃ—

માયા હૈ બડી મોહિની, લારે ધાયા લોક પુરી કીનહુ ન ભોગાઈ, ઇનિકા એહી વિયોગ. (૧)
માયા દીપક નર પતંગ, ભ્રમ ભ્રમ માંહી પરંત, કોઇ એક ગુરૂ જ્ઞાનતેં, ઉગરે સાધુ સંત. (૨)
માયા બડી બલાઈ હય, શકો તો નિકસો ભાગ, કહો વો કબલગ રહે, રૂઈ લપેટી આગ. (૩)
માયા સગી, ન મન સગા, સગા ન યહ સંસાર, પ્યારે બાબા જીવકા, સગા સો **સરજનાહાર.** (૪)

× × × × ×

### રાગ બિહાગ.

કયા સોયા ઉજાગરે, કાયા ગઢકે મેવાસી, સોવનકે દીન બોત પડે હૈ, જાગનકે દીન ચાર. (૧)
કામ ક્રોધકી ફોજ ચડી હૈ, જ્ઞાન બંદુકકા ડાગ, ધ્રુ પ્રહલાદ બિભીષણ જાગે,
પાયો અટલ પદરાજ, એસી જાગન જો કોઈ જાગે. દીલસે દુબધા ટાર. (૨)

× × × × ×

### ભજન.

પ્રેમનગરકી રાહ કઠિન હય, સમલ સમલ કર ચલા કરો, ટેક
રામ નામ ભજો મનમેં, તુંમ બચન ગુરૂકા કિયા કરો. (૧)
સુમન, કુમન, ઉન્મન હોકર, ખુદીકો અપને કરો ફના,
હરઘડી ઓર આઠી પેહેર, ગુરૂકે પૈંયા પડા કરો. (૨)
તન ઉજલા મન મેલા, બગલે જયસા ભેસ,
ઉસ્સે તો કાલા ભલા. કે બાહિર ભીતર એક. (૩)
મંદીરમેં કયા મૂરત પૂજે, મસજીદમેં કયા સીજદા કરે,
રામ મીલનકા રાહ નિરાળા, મનકી માળા જપા કરો. (૪)

કાચી કાયા જુઠી માયા, ક્યા ભરૂંસા ઉસ્કા કરો,
કછુ ન આવે કામ તુમ્હારે, લાખું બરસન જીઆ કરો. (૫)

× × × × ×

## રાગ માઢની લાવણી તાલમાં.

નીરખો નયનોમાં મારો નાથ રમે, નાથ રમે મારો પ્રભુ તો રમે નીરખો. (૧)
ભવોભવની સાધુ બાવટ ભાંગો, નૈનમાં રમૈયો મારો પૂરણ રમે. (૨)
જગો જગમાં સાધુ સધળેજ જાગ્યો, ઘટમાં રમૈયો મારો પૂરણ રમે. (૩)

* * * *

## હોરી

અમે તો આજ તમારા બે દીનના મેમાન, સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન —અમે. (૧)
આગવજો સંબંધ પરસ્પર, ધર્મ રાખી ધ્યાન, સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. (૨)
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન, હોય કદી કડવાશ હમારી, તો પ્રિય કરજો પાન. (૩)
આવ્યા જ્યમ જશું તે રીતે, સર્વે એમ સમાન, પાછા કોઈ દિન નહીં મળીએ તો કયાં કરશો સન્માન. (૪)
કેશવહરિએ કરૂણા ધાધી, ન ભમો ભૂલી ભાન, તત્ત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન. (૫)

* * * * *

## ભજન.

નામ જેણે જાણ્યુંરે, તે તો વેદ ચારે ભણ્યો,
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બન્યો—નામ. (૧)

## સાખીઓ.

બત્રીશ આભુષણ અંગે ધર્યાં, તે તારી નારી નાક વીના શો સણગાર,
કદી આપનો આપ ન જાણ્યા, કેમ કરી ઉતરે પાર;
સાર કયાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ગણ્યો નહીં. નામ–(૨)–નામ
વાંઝણી નારીને સ્વપ્ન થયું કે પુત્ર નથી એની પાસ,
તેમ દેખાદેખી ભજન કરે, તે કેમ કરી ઉતરે પાર;
કોને બાપ કહેશેરે, વેસ્યાએ તો પુત્ર જણ્યો. નામ–(૩)–નામ
નામરૂપ ગુણને નાશ વળી, ચોથું પદ અવિનાશ,
ચોથા પદનો ભેદ જે જાણે તેને કહીએ હરીનો દાસ;
નાશ કરીએ એના કર્મનોરે, સંશય એક પળમાં હણે. નામ–(૪)–નામ
ગરીબી રાખીને તમે ગુરૂને સમરો, સોહં કરો શબ્દનો તોલ,
આપણથી અદકો મળે તેનો ધારણ કરીએ બોલ;
ગુરૂ સંગે બાપુરે, અનામ નામ આપ આપે બન્યો. નામ–(૫)–નામ

* * * * *

ગોવિંદને ભજ ગોવિંદને ભજ, ગોવિંદને ભજ મૂઢમતી,
અંત સમે કોઈ કામ ન આવે, સ્ત્રી પુત્રાદિક એકરતી. ગોવિંદને (૧)
ગઈ વયે શો કામ વિકાર સુકુંનીર તાંહાં શો સાર,
વિત્ત નહીં તો શો પરિવાર, બ્રહ્મજ્ઞાન ત્યાં શો સંસાર. (૨)

જ્યાં લગણુ રળવાની શક્તિ, ત્યાં લગણુ પરિવારની ભક્તિ,
કાયા જ્યારે જરજર હોય, વાત ન પુછે ઘરમાં કોય. (૩)
નારીના સ્તન જોઇને મોહ્યો, મિથ્યા જન્મ મોહમાં ખોયો,
એ સઘળો છે માંસવિકાર, મનમાં વારંવાર વિચાર. (૪)
ગાવી ગીતા મનમાં રામ, ભજવા શ્રી પતિને નિષ્કામ,
સાધુસંગમાં ધરવું ચિત્ત, દીન અનાથને દેવું વિત્ત. (૫)
ક્યાંથી આવ્યો ને તું કોણ, પિતા કોણ ને માતા કોણ,
એ ધ્યાનમાં સઘળો સાર, સર્વે છોડી સ્વપ્ન વિચાર. (૬)
ગંગાતટ જઈ કરવો વાસ, સુવું ભોંય ને ઉપર આકાશ,
સઘળા ભોગનો કરવો ત્યાગ, કોહને સુખ ન કરે વૈરાગ. (૭)

× × × × ×

બ્રહ્મ ભજી લે, બ્રહ્મ ભજી લે, બ્રહ્મ ભજી લે, મૂઢમતી,
બ્રહ્મ ભજ્યા વિના આ દુનીઆમાં, નથી થવાની મોક્ષગતી—બ્રહ્મ (૧)
જ્યાંસુધી તું હરવા ફરવા, હોઈશ સમર્થ કમાવા કરવા,
ભાવ પુછાસે તારો ઘરમાં, સગા થુંકાવે હોંશે કરમાં (૨)
શ્વાસ જવાની સંધી સાંધી, નિર્દય થઈ ઠાઠડીએ બાંધી,
ઉપાડી સળગાવે ચેહમાં, ચેત કુટુંબ ભરોંસે રે'માં. (૩)
આ દુનીયામાં કોઈ નહીં કોનું, ભાન નથી તુંને હજી એનું,
ચરબી માંસ રૂધીરની કાયા, તોપણુ સ્રીમાં મિથ્યા માયા. (૪)
બાળપણુમાં રમતો જમતો, યૌવનમાં લંપટ થઈ ભમતો,
ઘડપણુમાં ચિંતા ચિત્ત ચડશે, બ્રહ્મવિચાર કયારે તું કરશે. (૫)
ધન મેળવતાં બહુ દુ:ખ થાય, સાચવતાં પણુ અતિ દુ:ખદાય;
જાતાં દુ:ખ વાવરતાં દુ:ખ છે, છેવટ એનું દુ:ખમાં દુ:ખ છે. (૬)
મૂર્ખ મુકીદે ધનની આશા, સૌથી સારી એક નિરાશા;
જો મેળવવાને લલચાશે, થૈશ ખુવાર ખત્તા બહુ ખાશે. (૭)
કામ ક્રોધ મદ મોહ તજીદે, આત્મસ્વરૂપ ખરૂં સમજી લે;
આત્મજ્ઞાન વગર સૌ ખોટું, પામે નરક વિશે દુ:ખ મોટું. (૮)
ન રહી માંધાતાની પાસે, ન ગઈ યુધિષ્ઠિર જેવા વાંસે;
રામ જેવાને મેલ્યા પડતા, ધરતી ચાહે એ કેવી જડતા. (૯)
વેરી મિત્ર પુત્ર સંબંધી, કરીશ ન એથી વિગ્રહ સંધી;
રે સમભાવ બધાથી જો તું, પામીશ ઝટ વિષ્ણુ પદતો તું. (૧૦)
ધન યૌવનનો ગર્વ કરીશમાં, કાળ હરે એ એક નિમિષમાં;
માયામય સઘળું આ છોડી, પરબ્રહ્મમાં દે મન જોડી. (૧૧)
મોત થકી શું કરવા ડરવું, જન્મ ધરીને નિશ્ચય મરવું;
જન્મે નહિં તો મોત ન ફાવે, કર પ્રયત્ન જેમ જન્મ ન આવે. (૧૨)
પાણીના પરપોટા જેવું, જીવીત ક્ષણીક પ્રમાણી લેવું;
પળ પળ સર્જન સંગતી જોડી, થાય ભવાર્ણવ તરવા હોડી. (૧૩)

સારા માણુસ સાથે રહેવું, સાચું પ્રિય સહુને કહેવું;
દાન ગરીબ લોકોને દેવું, કરવું નહિ કોડીનું દેવું. (૧૪)
સુખદુઃખ જે આવે તે સેહેવું, કઠણ વચન કેને નહિ કહેવું;
નામ પ્રભુનું ક્ષણુ ક્ષણુ લેવું, પરબ્રહ્મમાં રસબસ રહેવું. (૧૫)
દેહ જુદા દેખાય ખરા પણ, ભિન્ન નથી ચૈતન્ય જરાપણ;
આત્મા એક સહુમાં ટેવી, ખબર શક્તિ સમ તેની લેવી. (૧૬)
છે સંસાર ખરેખર સોણું, નિમિષમાત્રનું એ છે જોણું;
છોડી વનમાં ગયા તે ડાહ્યા, એજ ખરૂં ધન જાણુ કમાયા. (૧૭)
વારંવાર અહો અવતરવું, તેમ ફરી ફરી ચોકસ મરવું;
દુસ્તર છે ભવસાગર ભારી, પાર ઉતારો શ્રી ત્રીપુરારી, (૧૮)
વિશ્વનાથ વિઠ્ઠલવર વરવા, દુસ્તર ભવસાગર પથ તરવા;
પરબ્રહ્મ ગુણુ ગાતા ગરવા, એક પ્રભુની રાખે પરવા. (૧૯)

* * * *

માલા તો કરમેં ફીરે, જીભ ફીરે મુખમાંહી; મનવા તો ચૌદશ ફીરે યહ તો સુમરણુ નાંહી.
તનકો યોગી સબ કરે, મનકો વીરલા કોય; સહજ સબ સિદ્ધિ પાઇએ, જો મન યોગી હોય.
કસ્તુરી કુંડળ વિષે, મૃગ ઢુંઢે બન માંહી; ઐસે ઘટ ઘટ હૈ, દુનીયા જાનત નાહી.
વૃચ્છા પૂછે બીજકો, બીજ વૃક્ષકે માંહી; જીવ જો ઢુંઢે બ્રહ્મકો, બ્રહ્મ જીવકે માંહી.
આદેહતી (ત્રણ) સબ આપમે, સકલ હતીતા (મન)માંહી, જ્યોં તરૂવર હૈ બીજમેં, ડાર પાન ફળછાંહી.
પ્રેમી ઢુંઢત મેં ફીરૂં, પ્રેમા મીલે ન કોય; પ્રેમીસે પ્રેમી મીલે, સબ વિષ અમૃત હોય.
સારાસુ (મીઠું કહેનાર) બહુ મીલે, ઘાયલ મીલા ન કોય; ઘાયલકો ઘાયલ મીલે, રામભક્તિ દઢ હોય.

* * * *

કર કછોટો ને જીભડી એ ત્રણ હોય વશ,
જીહું લોકમેં સંચરો, કોઈ ન કહે ખશ.

* * * *

બહોત ગઈ થોડી રહી આતુર જીવ મત હોય,
ધીરજ સબકો મિત્ર હૈ, કરી કમાઈ મત ખોય.

**गतो बहु तरोकालो, अल्पा तिष्ठति शर्वरी, द्विमुहुर्त प्रसंगेन, मनोरंजय रंजय.**

* * * *

મન માતંગ માને નહિં, મન હૈ પક્કા દૂત,
દેઓળે દરીયાવમેં, જાય હાથસેં છુટ.
મન ઘોડા, તન પાલખી, નયન પ્યાદે સાથ,
તબમન કરી શીકારકું, બ્રહ્મજ્ઞાન લે હાથ.

\+ \+ \+ \+ \+ \+

## અખે ગીતામાંથી.

હરિજાણી હેત કરે સકળમાં, પહેલાં જે ઉખેવતો,
હરિ જાણે થકી ભક્તિ થાય, તેજ ભક્તિ જાણોખરી;
સદ્વિચાર તે સાચી ભક્તિ, જેણે જીવશિવ લહીએ વ્યકતી. (અભેદરૂપે.)

પરબ્રહ્મ નહિં ઠામઠાલું એમ દેખે ભરપૂર,
જિંહાતિંહા દેખે હરિભાઈ, જેનાંપડળ થયાં દૂર.
વાણીમાંહે જે ન આવે, તે તણી સર્વ વાણ્ય,
નેતિ નેતિ કરી સૌ કહીએ તેની જાણે સર્વ જાણ્ય.
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય તેનો સર્વ પ્રસાર,
જેને વિશેષણ એક નહિં લાગે, તે વિલસી રહ્યો સંસાર.
જે કહેવો તે કહેવાય નહિં, શબ્દાતીત સદાય,
અનિર્વચનીય વચન બોલે, તે નાવે વાણી માંય.
તત્ત્વ એક ને ચેતન એક, નામરૂપ ગુણ કર્મ અનેક,
આપે **અખા** ચલાવે ખેલ, એમ સમજતાં પડે ઉકેલ.
**ભક્તિ જ્ઞાન વૈરાગ્ય** પદાર્થ એક, ત્રણ નામ વિભાગ,
તેને અજાણ્યો કહે જુજવાં, સમજુને તે એકજ હુવા.
અનુભવતાં જાણી જે ભેદ, ભક્તિ જ્ઞાન અખાનિર્વેદ,
જગતભાવ હ્રદેથી ગયો ત્યારે ત્યાં વૈરાગ્યજ થયો.
જ્યાં જુવે ત્યાં હરિ દૃષ્ટ પડે ત્યારે ભક્તિ શરાદે ચડે,
દ્વૈતભાવ **અખા** જ્યારે ગયું ત્રણ પ્રકારે જ્ઞાનજ થયું.
ખાતાં પીતાં બોલતાં દેખતાં તે સઘળે રામ,
વેધ્યું મન રહે તેમનું, શીથીલ સંસારી કામ.
જેમ જાર લુબ્ધી યુવતી, તેનું મન પ્રીતમ પાસ,
અહર્નિશ રહે આલોચતી ભાઈ એવું મન હરિદાસ.
સદ્‌વિચાર થડ જેણે ગ્રહ્યું, તેને શાખા પત્ર બારૂં નવ રહ્યું,
સદ્‌વિચાર વિણ કરે જે ઘણું, તે ધૂળ ઉપર **અખા** લીપણું.
રહેણી વીના કહેણી જે કથે, મહિ વિના પાણી જે મથે,
લક્ષ વિના કહેણી જોઈ **અખે**, ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન લખે.
પંડીતને પંડીતાઇનું જોર, પણ અંતઃકરણ અંધારૂં ઘોર,
**અખા** તેથી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા.
શબરી શું સંસ્કૃત ભણી હતી ભાઇ, કયા વેદ વાંચ્યા કર્માબાઇ,
વ્યાધ તે શું ભણ્યો હતો વેદ, ગણીકા શું ભણી હતી ભેદ.
વળી શ્વપચની સમજ્યો રીત, **અખા** હરિ તેના જેની સાચી પ્રીત,
સંતોરે વનસ્પતી ફુલી માયાકેરા ધામમાં, (માયા=આકાશ)
ઘર ગયો છે ભુલી, તે ઘર જીવતાં નિહાળો.
ચોદિશ ચમકે ચંદ, દ્વંદ્વ બહુ મનનો ભાગે,
ચિદાકાશ ચિન્મય **અખા** ધ્યાતા ધ્યેય સમ રસ રહે.
પ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને કહે,
જે ઉડયો જાય આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
હરિ પામવા સૌ તપ કરે, **અખો** હરિમાં મેળે ફરે. (આપ બ્રહ્મસ્વરૂપ થાય)

÷ ÷ ÷ ÷ ÷

**ભજન.**

ત્રણુ ગુણુથી ન્યારો થઇને ખેલે ખેલ અપાર,
સચરાચરમાં વ્યાપી રહ્યો તે આતમતો આધાર;
અનુભવીએ તોરે જ્ઞાને ધ્યાન રહ્યો ધરી. (૧)
આત્મશક્તિઓ ભગવતી, ભજતાં પ્રીતિ બંધાશે,
સુરનર મુનીવર સ્મરણુ કરે, જપતાં શ્વાસોરે શ્વાસે. (૨)
સત સ્મરણુ સંજોગથી થશે કર્મોનો નાશ,
મનરે મંદીર સણુગારીયું, પ્રીતમ નહિં મારી પાસ. (૩)
જળ વિના જેમ માછલી, જીવ તેમ મારો ત્રાસે,
પિંડ બ્રહ્માંડપાર પરમેશ્વર ભક્તિરસમાં ભાસે. (૪)
ખોળતાં ખોળતાં ખોવાઈ ગયો, ઘાટ ગળે કંચન થાશે,
ઇષ્ટદેવ મારી અંબીકા, **અમીચંદ** છે વિશ્વાસે. (૫)

÷ ÷ ÷ ÷ ÷

ગુરૂ દત્તાત્રયે કીયે સત્તાવીશ ન્યારે ન્યારે,
ગુરૂ નહિં એ ગુણુ સબી તીરને કે ઓવારે.

÷ ÷ ÷ ÷ ÷

જળ હળ જ્યોત ઝળકી રહી વરસે નુર અપાર,
વિરામ વાણી વેદની, જઈ બેઠો તે ઠાર.

÷ ÷ ÷ ÷ ÷

જાણુપણું જેમાં રહ્યું, માને બંધને મોક્ષ,
ભવસાગરમાં તે ભમે, પડે ચોર્યાસી કુપ.

× × × ×

જગતમાં એક બ્રહ્મ જાણો સરખો,
ભક્ત જન પોતે પોતામાં પરખો.

\+ + + +

**સુરતા સાધન યુક્તિઃ—**

મનકી કલ્પના મીટાઈ કે, મન પવન કર એક,
ઉંચી ખેંચો સુરતકું જ્યાંહે પુરૂષ અલેખ (અલક્ષ્ય).
સુરતમાં કડી (ત્રીકુટી), પવન સ્વરૂપ તાર,
મન પવન કર એકસાં, અધર ચડો આકાશ.
ઘટમાં તીરથ બહોત હૈ ભાઈ, સદ્‌ગુરૂ મીલે તો દે લખાઇ.
ગંગા જમના સરસ્વતી નામક ત્રીકુટી ઉપર દમકે દામા.
શુન્ય શિખર ઉપરે મૂળ પુરૂષ અસ્થાન,
મન માયા પહોંચે નહિં નહિં શશી નહિં ભાણુ.

શુન્ય એટલે મીંડું (૦) તેમાં ઉપાધિરૂપી માયાનો આકાર એકડાનો (૧)નો બન્યો છે તેનો રેશો (સંસાર પ્રવાહ) નીચે ચાલ્યો છે.

\+ + + + +

## મસ્તરામની સાખીઓ.

**ભોંય** પથારી ઓઢે અંબર, ત્યાગ પાળવો પહેલે નંબર,
**જાય** મોક્ષમેં બાંધી કમર, ભજ **મસ્તરામ** દેવ વિશ્વંભર. (૧)
વિધિ નિષેધ ભોંય તળીઆ હેઠ, વિદ્યા અવિદ્યા ધરી સમેટ,
**બ્રહ્માસ્મિ** બાંધી ભેટ, **મસ્તરામ** કોઈ પહોંચે ઠેઠ. (૨)
રામ ભજન અંતર લેહ લાવે, વિના જાણે બ્રહ્મવિદ્યા આવે,
જીવ પલટ બ્રહ્મ હો જાવે, **મસ્તરામ** નિર્ભય પદ પામે. (૩)
ખટ્ દર્શનમાં ખોજો ખુદા, જીવ બ્રહ્મ રહેવે નહિં જુદા,
**મસ્તરામને** પકડયા મુદ્દા, જો સમજે તો રસ્તા સુધા. (૪)
લેવું હોય તો લઈ લે, દેવું હોય તો દે,
**મસ્તરામને** ન લેવા દેવા, રામ રામ કહે. (૫)

દેશ હમારા દૂર હૈ, દેશ ન આવે હાથ,
મેં ખેપીઆ દૂર દેશકા, ખેપ કરૂ દીનરાત,
દેશી હમારા દેશકા ચલો હમારે સાથ,
**મસ્તરામ** કહે રામ ભજી લ્યો, દેશ આ જાવે હાથ. (૬)
ઉપર અંબર ધરતી હેઠ, **મસ્તરામને** બાંધી ભેટ,
રોકીશ માં શામળીઆં શેઠ, મારે જાવું ઠેઠા ઠેઠ. (૭)
સકામીનો સંગ ન કીજે, ત્યાગી શકો તો ત્યાગો,
કાયા નગરીમાં ચોર લુટણીઆ, જાગ શકે તો જાગો,
કંચન કામની દોય દુઃખદાયક, ભાગ શકે તો ભાગો,
**મસ્તરામ** કહે ખળ દુઃખદાયક, ખળથી રહેજો આઘો. (૮)
ત્યાગ પુરૂષકી આ હૈ રીત, વરણુ આશ્રમથી સદા પતીત,
ત્યાગ પુરૂષ રહે ઇંદ્રિયજીત, **મસ્તરામ** કહે હોય અતીત. (૯)
ખરેખરો ઉપજે વૈરાગ્ય, ત્યાગી કરે ધન પતિનો ત્યાગ,
બુજ જાવે ભીતર કી આગ, **મસ્તરામ** કયું લાગે ડાઘ. (૧૦)
નવધા ભક્તિ, ખડગની ધારા, કામ ક્રોધના કરે પરારા,
ભજે રામ સબ જાય વિકારા, **મસ્તરામ** ઉતરે ભવપારા. (૧૧)
ત્યાગ પુરૂષ નહિં બાંધે મઠ, સુરા કરે જુધનો હઠ, મુક્કો મરડે,
દે દેવટ ( વળ ચડાવે ), **મસ્તરામ** ભજ સુધરે શઠ. (૧૨)
સત પુરૂષ તો કરે કવિતા, ન જાચે ભોપાળ,
ત્યાગી પૈસા પાસ ન રાખે, ખરેખરી હડતાલ;
અવિદ્યા શીર ખીલી ધરબી, પહોંચી ગઈ પાતાલ,
**મસ્તરામ** કોણુ માપી શકે, ત્યાગી બુદ્ધિ વિશાળ. (૧૩)

## ધીરાના પદનો રાગ.

અનુભવી સંતો આવો રે, સ્વધામ વિશે સરવાને,
સાચો લ્યોને લાવો રે, ખરેખરૂં તો મરવાનો. ટેક. (૧)

ખરેખરૂં તો મરવું તે છે, ફરી નહીં પડે જનમવું,
જુઠી બાજી જુઠું મરવું, શા માટે કરગરવું. સ્વધામ (૨)
બુદ્ધિથી પર પ્રભુ છે, વેગે જઈ મળીએ,
જીવપણાનું હું પણું છોડી, તત્સત્ તત્ત્વે ભળીયે. સ્વધામ (૩)
શાણા જનને શાન ટકોરો, એજ નગરાં સમજો,
સંસારીના વેણુ કુવેણો મિથ્યા જાણી ખમજો. સ્વધામ (૪)
મન વાણીથી દૂર સ્વદેશે, વળ્યા જાઓ, ના અટકો,
જગનો મોહ મીટાવી મનથી કાઢી નાંખો ખટકો. સ્વધામ (૫)
અટકે ખટક મટે નહીં એવું, કહે વેદ સુરજ્ઞાની,
નિર્ભય થઈ નિઃશંક બનીને, ઠરજો ઘર જઈ માની. સ્વધામ (૬)
માનો તો મહા મોજ મળે નિજ, ચિદ્દ્ઘન સૂર્ય પ્રકાશે,
**માણિક્ય** સદગુરૂ દેવ સ્વરૂપે સરતો મરતો (મળતો) જાશે. સ્વધામ (૭)

÷ ÷ ÷ ÷

## પદ ૨ જુ ધીરાના રાગનું.

સ્વપ્નું આતો ખોટું રે, રીઝો રડો શું કરવાને,
જુઠું જાણી જાગો રે, સ્વસ્વરૂપે ઠરવાને. ટેક. (૧)
ભલે જગત ગાંડો કહે કામી, લવે બકે કે નાચે,
વેણુ કડુ કે મધુર ભલે કહે, ભલે રડે કે રાચે;
રીઝો રડો શું કરવાને. સ્વપ્નું (૨)
જાગ્યા તેતો સ્વપ્ન ભાન સૌ, નિશ્ચય જુઠું જાણે,
શા માટે તે ભુલી ભડકે, સુખ દુઃખ મન નવ આણે;
સ્વસ્વરૂપે ઠરવાને. સ્વપ્નું (૩)
ખમે ખાય પણ રમે રંગમાં, વિરલા જે નર જાગ્યા,
મૂઢ જગતના કીટ સમાજન, ભડકી ભડકી ભાગ્યા;
રીઝો રડો શું કરવાને. સ્વપ્નું (૪)
જોઇ ઇચ્છો ભવપાર જવાને, નાંખો નીચે ભારો,
કટિ કસીને કેશરીયાં કરજો, સત્વર જોશો આરો,
સ્વસ્વરૂપે ઠરવાને. સ્વપ્નું (૫)
જુઠામાં જો મોહ થાય તો જાણો ઉંઘમાં છૈએ,
યત્ન આદરી જાગી છતાં નિર્ભય સુખીઆ થઇએ;
રીઝો રડો શું કરવાને. સ્વપ્નું (૬)
રંગે ચંગે રામ રસાયન ખાધું પીધું જેણે,
**માણિક્ય** હરિગુરૂ પદમાં સમવા કર્તવ્ય કીધું તેણે;
સ્વસ્વરૂપમાં ઠરવાને. સ્વપ્નું (૭)

× × × × ×

સદ્‌ગુરૂ તે પરમેષ્ટને, અનુભવી આત્મ અનુપ,
**માણિકય** સમજો સત્પદે, થજો ભૂપના ભૂપ.
હોય ઉપાધી જયમ ઘણી, કલેશ ઘણેરો થાય,
**માણિકય** પૈસા ખોળતાં મણી હાથથી જાય,

ખાતો તો દેખી સબ શાકર, ચાવી તો સબ રેતી,
ગુપચુપ હમને જાન લીઓ, કહેને મેં હોત ફજેતી.
કહેવાનું જે કહી દીધું, દેનો યંત્રેસાર,
શબ્દો કયાંથી આવીયા, શોધો જઈ ભવ પાર.

× × × ×

પગ પવિત્ર તીર્થ ગમને, હાથ પવિત્ર દે દાન,
જીભ પવિત્ર જબ હોત હેં, ભજતેં સીતારામ.

* * * * * *

**ઇશ્વરનો મહિમા ને સર્વાત્મભાવ પ્રતિદિન સ્મરણ કરવાની ભાવનાવાળા દોહામાંથી.**

બાહ્યાંતર વ્યાપી રહ્યા જે પરમાત્મા નિત્ય, આપે જે મુજને આજે જ્ઞાન પુનીત,
મુજ દોષો સઘળા હણી કરે હૃદય મુજ શુદ્ધ, જેથી આજે હું થતો, સમર્થ યોગી પ્રબુદ્ધ;
અસૂયા ઇર્ષ્યા શોકને ક્રોધ લોભ ભય દ્વેષ, કોઇતિણો ન થતો હવે મારે હૃદય પ્રવેશ.
ભૂતમાત્ર પ્રતિ મુજ ઉરે, પ્રકટે અપૂર્વ પ્રેમ, હું ઇચ્છું જીવ માત્રનું, સદા સર્વદા ક્ષેમ,
પ્રેમ સ્વરૂપ પ્રભુ વ્યાપતા, મારા અણુઅણુ માંહ્ય, પ્રેમ સૂર્ય મુજ ઉર વિષે આજે ઝગઝગ થાય;
ધન્ય ધન્ય પ્રભુ આપનો, મહિમા કહ્યો ન જાય, આપ સ્વરૂપ આજે મને, આખું વિશ્વ જણાય.

\+ \+ \+ \+ \+ \+

હું પ્રિય પ્રભુ તણો, પ્રભુ છે માહા બાપ, ભય ચિંતા ધરી કેમ હું હવે કરૂં સંતાપ.
હું પુત્રને આપતાં, જ્ઞાન અને વિજ્ઞાન, આપે છે પ્રતિક્ષણ દયા, દૈવી સંપદ દાન.
લહી પ્રિય સુત પ્રભુનો મને, હવે સકલ આ જીવ, અનુકૂળ મુજને થઈ રહી, સાધે છે મુજ શિવ.
જડ પદાર્થ પણ મુજ પ્રતિ, અનુકૂળ રાખે ભાવ, ધન્ય ધન્ય પ્રભુ આપનો, કથશે કોણ પ્રભાવ.
સ્ત્રી સુત, બંધુ આદિ જે, મુજ કુટુંબ સમુદાય, પ્રેરે છે ઉર તેમને, જ્ઞાન સદા જગરાય.
હણીને તેઓ સર્વની, મતિના વિધવિધ દોષ, ઉત્તમ ગુણથી તેમનાં, ભરે પ્રભુ હૃદકોષ.
આપે છે વળી તે મને, સર્વોત્તમ આરોગ્ય, સાધે છે તે સર્વનો, સ્વરૂપથી સયોગ.
મુજ પ્રતિ જે જે દ્વેષને, ધરે ધરે વળી વેર, તે સૌને પણ ત્યાં કરે, મુજ પ્રભુ લીલાલહેર.
મુજ શત્રુની શત્રુતા, નિવારતા મુજ ઇશ, નિર્મળ પ્રેમથી તેમનાં ભરે હૃદય દીન નીશ.
દીવસે મુજ સંગે રહી, રાત્રે રહી પણ તેમ, સતત પ્રભુ રક્ષે મને, ધન્ય ધન્ય પ્રભુ પ્રેમ.
મુજ શ્રદ્ધાને દ્રઢ કરે, પ્રતિક્ષણ મારા નાથ, અહિતની શંકા નવ થતી, હવે મને મન સાથ.
ભય ચિંતાના મૂળને, કાપે છે પ્રભુ આજ, પ્રેમથી આપે મને, નિજાનંદનું રાજ.
જે જે મુંજને જોઇએ, અનુપમ રહી ઉદાર, આપે છે મુજ પ્રભુ મને, પસારી હસ્તહજાર.
પ્રભુના નિર્મળ અંકમાં, પ્રભુની છાંયામાંય, સુખથી પોઢું હું હવે, દેવસુયશ મુજ ગાય.
દે છે મુજ પ્રિયતમ પ્રભુ, હિતનું આજે દાન, હિતાબ્ધિમાં હું ડુબી જઈ, કરૂં છું પ્રભુ ગુણગાન.

÷ ÷ ÷ ÷ ÷ ÷

**વિવિધ ભેદમય વિશ્વ આ, નજરે પડતું જેહ, નથી જુદી વસ્તુ બીજી, પણ મુજ પ્રભુ છે તેહ.**
**એકજ પ્રભુ અસંખ્ય આ, વિચિત્ર ધરતા વેશ, જગત હરિ હરિ જગત છે, શ્રુતિનો એ આદેશ.**
સકળ વિશ્વ જબ છે હરિ, હું પણ તબ હરિ છુંજ, પ્રસન્ન ઉર થતો હવે, ભાળી હરિરૂપ મુજ.
નિજરૂપ કીધો જો મને, હવે થવું શીદ જીવ, અમૃત કુંડથી અગ્નિમાં, પડી સીદ સાધું અશિવ.
હું ચૈતન્યસ્વરૂપ છું, હું સામર્થ્યસ્વરૂપ, પ્રેમસ્વરૂપ પણ હુંજ છું, હુંજ ભૂપનો ભૂપ.
જ્ઞાનતણું અધિકરણ હું, સર્વતણું હું મૂલ, સર્વ સ્વરૂપ હું સર્વમાં, હું સૂક્ષ્મ, હું સ્થૂલ.
કશું મને મળવું હવે, રહ્યું ન વિશ્વે શેષ, પૂર્ણકામ હું થઇ રહ્યો, સચ્ચિદરૂપ **મહેશ.**
**'તત્વમસિ'** વદી વેદ પણ, દે છે એ ઉપદેશ, કે નહિં તુચ્છ તું જીવ પણ, તું છું તેજ **મહેશ.**
દશ દિશ જે વ્યાપી રહ્યા, અનંત તત્સત્ બ્રહ્મ, **તેજ હું, તેજ હું તેજ હું તેજ હું શ્રીહરિ ઓમ્.**
આહા હું હરિ, હું પ્રભુ, ધન્ય ધન્ય હું આજ, ત્રિભુવનમાંહિ છે થયું, આજ મારૂં સામ્રાજ્ય.

\+ + + + +

પ્રેમવડે પરિપૂર્ણ છે, થયું આજ મુજ ઉર, કાંજે પ્રેમસ્વરૂપ પ્રભુ, વ્યાપી રહ્યા ભરપુર.
તનમનના સૌ બળવડે, ધરૂં હું પ્રભુ પર પ્રેમ, આત્મસ્વરૂપ મૂજ નાથને, હવે હું વિસરૂં કેમ.
સૂર્ય પ્રકટતા નવ રહે ક્ષણ પણ તિમિર લગાર, મુજ હૃદયે પ્રભુ વ્યાપતાં, રહે ન સ્વલ્પ વિકાર.
ચિંતા ભય કે શોકનું, જડે ન મુજમાં સ્થાન, મુજ હૃદયે તો એક છે, **વ્યાપક શ્રી ભગવાન.**
**વિશુદ્ધ પ્રભુનો** મુજ ઉરે, આજે થતાં નિવાસ, અનુપમ વિશુદ્ધિનો થતો, મુજ ઉર આજે ભાસ.
પૂર્ણ તૃપ્તિ શાંતિ અને, પૂર્ણ સુખ સંતોષ, રાજે આજે મુજ હૃદય, કરૂં હું જય જય ઘોષ.
મતિ મારી રહેતી હવે, નિરોધમાં સુસ્થિર, થયું દિવ્ય મુજ મન અને, વાણી તથા શરીર.
સમર્થ પ્રભુની શક્તિઓ, મારા સૌ વ્યવહાર, અદ્રષ્ટ બળથી આજથી, ચલવે શ્રેષ્ઠ પ્રકાર.
કુટુંબીનું જ્ઞાતિતણું, દેશનું વિશ્વનું હિત, કરવાનું બળ પ્રભુ મને દે છે અપરિમિત.
અખિલ વિશ્વનું હિત પ્રભુ, જેમ કરે છે નિત્ય, હું પણ વિશ્વ સકળતણું, તેમ કરૂં છું હિત.
પ્રભુમાં જે જે સદ્‌ગુણો તે સૌ છે મુજમાંહિ, કહાં જે બાહ્યાંતર હુંમાં, વ્યાપી રહ્યા **જગરાય.**
અગ્નિ કાષ્ઠમાં વ્યાપતાં, કાષ્ઠ અગ્નિરૂપ થાય, મુજમાં પ્રભુ વ્યાપ્યાથી હું થયો વિશ્વનો રાય,
જય જય જય **જગદીશ** જય જય **આત્મ સ્વરૂપ,** સિંધુ લહરી મળી સિંધુમાં બની મહોદધિરૂપ.

÷ ÷ ÷ ÷ ÷ ÷

જે શાંતિને વાણી મન, વર્ણી શકે ન લેશ, અપૂર્વ એવી શાંતિ હું, પામ્યો આજ અશેષ,
જે લાભથી બીજો નથી, અધિક લાભ કોઈ અન્ય, પામી તે હું લાભને, આજ થયો છું ધન્ય.
જે વિદ્યાત્મક વૃત્તિ થતી, જીતતાં રજ તમ પાસ, તે વૃત્તિનો મુજ હૃદય, પ્રકટયો આજ પ્રકાશ,
ખોટું મારૂં હું પણું, ગયું આજ અળપાય, હિમની કણિકા ઓગળી, જતી જેમ જળમાંય.
સ્પર્શ મણિનિજ સ્પર્શથી, કરે લોહ જેમ હેમ, **પ્રભુનિજ સ્પર્શથી શિવ મને,આજ કરે છે તેમ.**
હું શિવને હવે ન રહ્યો, દુઃખતણો ભય લેશ, તિમિરતણો રવીમાં થવો, કયાંથી કદી પ્રવેશ.
હું સત્ય છું, હું જ્ઞાન છું, હું છું પૂર્ણાનંદ, એક સ્વરૂપ હું સૌ સ્થળે, નથી મુજમાં દ્વંદ્વ,
જન્મ મરણ મુજમાં નથી, નથી વ્યાધિ નથી દૈન્ય, કલ્પિત આ સૌ ભેદ તે, મુજમાં મનના જન્ય.
**મન મુજ હરિમય થઈ જતાં** થયું સર્વ હરિરૂપ, ધ્યેય માત્ર રહેતા હવે, **ધ્યાતા થાતો ચુપ.**

÷ ÷ ÷ ÷ ÷ ÷

## પદ જીજ્ઞાસુ માટે.

**જીજ્ઞાસુ જાણો રે જગમાં આતમા, મહા વાયક મનથી વિચારો વીરજો.**
**પૃથ્વી જળ તેજ** રે વાયુ વ્યોમથી, અસંગ રહ્યો પણ એજ વિષે દરશાયજો. જીજ્ઞાસુ (૧)
દૃષ્ટા તે દીસે રે સર્વે દૃશ્યમાં, દ્વૈતાદ્વૈત તે કાર્ય કારણ કહેવાય જો,
જીવ શિવ નહિં જુદાં પણ દીસે માયાવડે, **સદા સદોદિત એક અખંડીત શિવ જો.** જીજ્ઞાસુ (૨)
કનકતણાં ભૂષણમાંરે શો છે આંતરો, જળ તરંગમાં ભાસ્યો છે કંઈ ભેદ જો,
પટતંતું પૃથક ઉપાધિ યોગમાં, પામર પ્રાણી ક્ષણે ક્ષણે પામે ખેદ જો. જીજ્ઞાસુ (૩)
રૂપવિશે અરૂપી આતમારામ છે, અરૂપી વિશે કંઇરૂપ રહ્યા અપાર જો,
બ્રહ્મ વિશે બ્રહ્માંડની ઉત્પત્તિ એમ છે, જેમ બીજ થકી કંઈ વૃક્ષતણો વિસ્તાર જો. જીજ્ઞાસુ (૪)
મુખતણો આભાસ મુકરમાં પેખીએ, દ્રષ્ટા માટે દ્વૈતપણું નહિં હોય જો,
ચિદાભાસ જાહેર રે જીવ જગતમાં, ભાસિક તે તો જાણો બ્રહ્મ સ્વરૂપ જો. જીજ્ઞાસુ (૫)
પાણીને પાળો રે પૃથક સૌ કહે, અંતે પાળો જાણો પાણી રૂપ જો,
ઉપાધિ અનુભવી રે જીવ શિવ એ કહે, વિના ઉપાધિ જીવ શિવ બ્રહ્મ સ્વરૂપ જો. જીજ્ઞાસુ (૬)
ત્રણે પદટળતાં રે પરબ્રહ્મ પેખીએ, નામરૂપને ગુણતણો તો નાશ જો,
વસ્તુમાં વિલસ્યો રે આદિ મધ્ય અંતમાં, ત્રણેકાળ આત્મા અખંડ અવિનાશ જો. જીજ્ઞાસુ (૭)
શ્રવણ કરીને, મનન મનમાં ધરો, નિદિધ્યાસે નિરખો સઘળે બ્રહ્મ જો,
**શિવાનંદ** કહે રે વિશ્વ સકળ પરમાત્મા બ્રહ્મ વિના કંઈ ઠાલો ન દીશે ઠામ જો. જીજ્ઞાસુ (૮)

÷ ÷ ÷ ÷ ÷ ÷

## પદ.

દાસો હું દાસો હું કરતાં, દદદો વિસરી જૈયે રે,
ગયુંદરિદ્ર અનાદિ કાળનું મહાધન લાધ્યું તેંઅરે. દાસો. (૧)
ઘરનું ઘરમાં ધન હતું પણ ભોગ ન પડયું કૈંયે રે,
દદદાશિલાતળે દટાણું સમજ વિના દુઃખ સહીયે રે. દાસો. (૨)
પણ પરિપકવ મન સ્થિર રખાય નવ રખાય કોઇ છૈયે રે,
અક્ષર ધનએ ગુરૂએ બતાવ્યું હવે કેમ દુખીયા થૈએ રે. દાસો. (૩)
સમજ્યા વિના શોક મોહ ન જાય, મિથ્યાભાર શિદ વહીએ રે,
એ રે **અનુભવાનંદ** આતમા, સમઝી કૃતારથ થઈએ રે. દાસો. (૪)

÷ ÷ ÷ ÷ ÷ ÷

એ સો બાળક ખેલે નંદ કે દ્વાર, તીન લોક જાકે મુખ મોઝાર, (૧)
કાને કુંડલ જાકે પદ્મ પાયે, જાકે પિતા વસુદેવ દેવકી માય,
અનંત કોટી જાકે શરીર, ઐસો તો ધેન ચરાવે જમના તીર. (૨)
બ્રહ્માદિક જાકો લહેન ભેવ, જાકી શિવ શનકાદિક કરત સેવ;
કહેત **કબીરા** તોરી લીલા અપાર, જાકું સમર જન ઉતરે પાર. (૩)

÷ ÷ ÷ ÷

૫૬.

પરિબ્રહ્મ ગોવાળા સંગ રમે, જેને કાજે જોગેશ્વર દેહ દમે. ટેક

વા'લો વ્યાપી રહ્યો સચરાચર, એણે નંદ ઘેર ચારી વાછરં;
વા'લો ત્રણ ભુવન ભાંગે ઘડે, મા'વો માખણને કાજે રડે. (૧)
એનો મુનિવર પાર ન પામીઆ, એને ઉખળે બાંધીને તાણીયા;
વા'લો દેવને ધ્યાને ન આવીઆ, એ તો જનુની જશોદાને ધાવીયા. (૨)
વા'લો જગન કરે તેને વાંય છે, વા'લો વહાલપણે વશ થાય છે;
વા'લો ભક્તિને ભાવે મીઠડો, મેતા નરસઇએ સ્વામીને દીઠડો. (૩)

* * * * *

## રાગ હોરિ.

હરિ તોરા નામકી બલિહારી, રટે સદા શેષ પુરારી.—ટેક.

નામ બિના નર ભવમે ભટકે, શ્વાન શુકર મંજારી;
કાગકીટ પતંગ તન ધરી કે, ભોગે દુ:ખ અતિ ભારી;
સુણો સબ નર અરૂ નારી—હરિ તેરે૦ (૧)
જંબુ દ્વીપ ભરતખંડ ભૂમિ, ઉત્તમ નર દેહ ધારી;
સ્વાદ વાદ વિષય સુખ છાંડી કે, મુખસે રટોગે મોરારી;
પરમગતી હોઇગી તુમારી—હરિ૦ (૨)
નામ પ્રતાપ ભયો નવ ખંડમેં, પ્રહલાદ લીયો ઉગારી;
નરસિંહ દેહ ધરી હરિ આપે, દૈત્યકું ડાર્યો વિદારી;
ભયો જગમેં જે જેકારી—હરિ૦ (૩)
દેવ કહાંઈ દૈત્યકું દેખી કે, જાનકી નાથ પોકારી;
શત યોજનકો સમુદ્ર બાંધી કે સૈન્યા પાર ઉતારી;
રામે રાવણ માર્યો અહંકારી—હરિ૦ (૪)
નામ લેનેસે અધમ જાત ઉધારી, દેખો દીલમેં વિચારી;
ગજ ગુણકા અરૂ ગીધ જટાયુ, સદનો સબરી તારી;
અધમ એસે લીને ઉધારી—હરિ૦ (૫)
**મોતી** કહે તુમ મન વશ કરકે, નામકું લૈઇઓ ઉચારી;
ધ્રુવ પ્રહલાદ વિભીષણ સબને, જમકી ત્રાસ નિવારી.
ભયે ભવસાગર પારી—હરિ૦ (૬)

÷ ÷ ÷ ÷

## રાગ પરજીયા.

બ્રહ્મ રહ્યા સબમાંહિ, સબ બ્રહ્મમાં રહે; એમ સમજો નરનાર, ગીતામાં ગોવિંદ કહે. (૧)
રાગ અરૂ દ્વેષ મુકો મદ માનને, અખંડ સ્વરૂપ છે એક ભજો ભગવાનને;
શીલ સંતોષ અને સત્ય સદા ઉરમેં ધરો, કામ ક્રોધ અને લોભ તેને તમે પરહરો. (૨)
સદા સતસંગ કરો, શુદ્ધ ચિત્ત કરી; જન્મ મરણ દુર થાય, ભજો તમે શ્રીહરિ. (૩)
કહે **મોતી** પરિબ્રહ્મને, સત્ય એક માનજો; શ્રુતિ સ્મૃતિ અને સંત, કહે તે પરમાણજો. (૪)

÷ ÷ ÷ ÷

## સ્તુતિ.

જય જય અખંડાનંદ, બેઉ કરજોડીને મન તું વંદ.
જેના મહિમા છે અગમ અપાર, ત્રણુ લોકનું એ તત્ત્વજ સાર.
જેને વદે ગાય નેતિ નેતિ કહી, બતાવ્યો સદ્દગુરૂએ સહી.
લાગું તેને વારંવાર હું પાય, જેનું નામ લેતામાં કર્મ કપાય.
અનામીના નામ પડયાંરે અપાર, અરૂપીના રૂપ શિરમણુ સાર.
નિર્ગુણીના ગુણુ ગણ્યામાં ન આવે, એવું તારૂં સામર્થ્ય દૈવ કહાવે.
છાના છપી રહ્યા છોરે લપાઈ, તારી ગતિ ગુપત નારે લખાઈ.
અછેદ્ય અભેદ અનુપમ રૂપ, અગમ્ય અપાર અનંત સ્વરૂપ.
નિરંજન નિરાકાર નિરમળ, ઓ નિર્ગુણુ નાથ જાઉં બલબલ.
સચ્ચિદાનંદ સ્વરૂપે અપાર, નહિં સૂર કોટી કલા રવિસાર.
નમું નમું તોહિ કરૂં પરણામ, શૂન્ય શિખરમાં છે જેનું ધામ.
એક તું, એક તું, વ્યાપક રામ, તારે અંગે લેપે નહિં કોઈ કામ.
અસંગ, અમલ, અલક્ષ્ય, અજીત, અવિનાશી અજન્મા છો નીત.
પૂરણુ બ્રહ્મ પૂરી રહ્યો પોતે, જોતાં કાંઈએ ન આવે નજરે.
અદૃશ્ય અવાણુ તું ચેતન ઘન, જોતાં કંઈ પહોંચે ન બુદ્ધિ મન.
દીઠું જેણે તે તો ત્રિગુણી માયા, તે તો તહાં તેટલા માંહિ બંધાયા.
તને જોવા જાય તે તો ખોવાય, જોનારો જોનારા માંહે સમાય.
એવી અટપટી છે તારી કલા, સમજણુ વિના ભુલા પડયા ભલભલા.
ભૂલવણીમાં ભૂલે નહિં મમ ચિત્ત, કહે **જનઘેલો** આનંદ નીત.

* * * *

## રાગ કલ્યાણુ ત્રિતાલ.

ઝટપટ ભજ હરિ, હો હોંશીયાર, ચટપટ લે તહિ કાલ ગમાર;
ખટપટ છોડી વેગે પરવાર, જઠરા અગનકો દુઃખ સંભાર;
**ત્રિવિક્રમાનંદ** કહે વારંવાર, અબકે ભુલ્યો તો ભયો હે ખુવાર.—ઝટપટ.

÷ ÷ ÷ ÷

## રાગ ગોડી ચોતાલ.

પ્યારો પ્યારો સબ કહે, પ્યારોકો ન જાણે કોઈ, લોકનમેં ધન પ્યારો, પ્યારે કે અજાણુ તે,
ધન દે છોડાયો પૂત, સુત છોડી પોખ્યો તન, ઇંદ્રિય બચાય છોડી, પ્રાણુ કે પીયાર તેં. ટેક.
પ્રાણુ તજી ચલ્યો સ્વર્ગ, સાક્ષી કાજ જીવ તજ્યો, સબ તે પીયારો આતમા, જાણ્યો હેં વિચાર તેં,
**ત્રિવિક્રમાનંદ** "સોહં પરમ પ્રેમાસ્પદ," ગુરૂ કે પ્રસાદ જાણ્યો, પરનાહિં ચાહિ તેં. (૧)

÷ ÷ ÷ ÷ ÷ ÷

## રાગ માન કલ્યાણુ.

પરમ પુનીત નિરજન નિરાકાર, પર નહિં તેરે,
નહિં તોમેં કાળચક્ર ભય વ્યાપત, શુદ્ધ બુદ્ધ ગાય વરણુ વેદ ટેરે. ટેક.
તેરે નાહિં જાતિગોતિ, નિરાપેક્ષ્ય સ્વયં જ્યોતિ, કહાબરણું મતિ છોટી,
ગુણુ તો ઘણે રે, **ત્રિવિક્રમાનંદ** "સોહં બાહ્યાભ્યંતર" દૂર નહિં હે તો નીયરે પરમ. (૧)

÷ ÷ ÷ ÷ ÷ ÷

## રાગ હમીર કલ્યાણ.

નહિં જાણું કોણ નિર્મળ, ઉઠ પુણ્ય જાગી ભઈ હૈં, પ્રભુસું એકતાન,
આનંદ બોધ બાદે, મુખસું ન કહેજાત, હૈ પોં હીશરાહત, ભાસત નહિ કછું આન. ટેક.
હમ ભયેતમાસગીર, બકવાદ છુટી ગયો, સુખ સિંધુમાંહિ મન કરન લગ્યો પાન,
**ત્રિવિક્રમાનંદ** કહા તો કોણ કરે સરભર ગુરૂ કે પ્રસાદ ભયોજ્ઞાન—**નહિં.**(૧)

÷ ÷ ÷ ÷ ÷ ÷

અબતો' આન બાત નહિં બોલું, "સદેવ સોમ્યેદમગ્રમાસીત્,"
"એકમેવાદ્વિતીયં બ્રહ્મ," "તદ્ બ્રહ્મ વિજીજ્ઞાસસ્વ" બોલું. ટેક.
"સત્યં જ્ઞાન મનન્તં બ્રહ્મ" એહી પદ તેં નહિં ડોલું,
**ત્રિવિક્રમાનંદ** મન ઇતિ ઉત ડગે નહિં, ચિદાનંદ સિંધુ મેં ઝકોલું—**અબ.** (૧)

÷ ÷ ÷ ÷ ÷ ÷

## રાગ ભુપાલી કલ્યાણ ત્રિતાલ.

અરે મિતા અમી સુખરૂપ તો ભઇલો. (ટેક.)
કર્તવ્યતા કોઉહમરે નહિયા, યોગ યજ્ઞ જપ તપ સંયમ,
સબ પૂરણ ભયા લો આજ, અહો અમી ધન્ય. **અરે** (૧)
**ત્રિવિક્રમા** નામરૂપ અંજતીયા, વિધિનિષેધ જીવ ઇશ્વર તઇયાં,
અમી તો પૂર્ણાનંદ શીતળચંદ. **અરે** (૨)

÷ ÷ ÷ ÷ ÷ ÷

નહિં કોઈ ઓરા રે, અબ કાહેકો ધરૂં મે ધ્યાન. ટેક.
અધ્યેય વસ્તુ કું ધ્યેય કરી સ્થાપત, એહી બડો અજ્ઞાન—નહિં (૧)
જે પદ યોગી ધ્યાન કરી પાવત, સોઇ હમારો ધામ—નહિં (૨)
ગાય ગાય કરી જાકું રીઝાવત, રીઝન વારો ન આન—નહિં (૩)
સબ મિલિ ધ્યાન ધરત હૈ જાકો, સોઈ **ત્રિવિક્રમ રામ**—નહિં (૪)

× × × ×

## રાગ કનડો ચોતાલ.

જબ તેં આદરી પ્રતીત, તબ તેં ધરી મન ધીર,
વિશ્વાધાર વિશ્વ પોષક યોગક્ષેમ કીનો મેરો, તબ તેં ગઇહે તન પીર. ટેક.
અધ્યાતમ અધિભૂત અધિદૈવ તાપત્રય જ્ઞાને કે પ્રકાશ ભયે તીન મુવે વીર,
**ત્રિવિક્રમાનંદ**કે તો એક ઈષ્ટ સનકાદિક, મહા મુનિ મતિ ગંભીર. જબ (૧)

\+ + + + + +

સરસ્વતી માઇ કુરૂ નિજદાશ, કંજ સુતા હંસ વાહિની,
વીણા પુસ્તક દંડ ધારિણી, વિદ્યાદાતા, અવિદ્યા કીજે નાશ. ટેક.
શ્વેતવર્ણા કુંદવત્ મુક્ત માલ ઉર રાજત, તત્વવેત્તા બ્રાહ્મણ કે,
સદા મુખવાસ, **ત્રિવિક્રમાનંદકું** તો, દીજે સદા બ્રહ્મ સ્મર્તિ;
મુજકું તો, એક તેરી આસ. સરસ્વતી (૧)

× × × × ×

સરવેશ્વરરે, સર્વ અધિષ્ઠાન, તુંહી તો પ્રકાશક,
જગત પ્રકાશ્યરૂપ "યદ્ ભાસા અનુભાતિ" શ્રુતિમાન—ટેક—
ચક્ષુ હૂકો ચક્ષુ તું તો, શ્રોત્ર હૂકો શ્રોત્ર પ્રભુ, સ્પર્શહૂકો સ્પર્શરામ,
ઘ્રાણુ હૂકો ઘ્રાણુ, રસના કો રસના તું. મન હૂકો મનદેવ.
**ત્રિવિક્રમાનંદ** સુખધામ. સર્વેશ્વર (૧)

* * * * *

**૫૬**

ધીરજ મન કયું ન ધરેરે, અણુ હોનિ નહિં હોય,
જા દિન ગર્ભમેં બુંદ પડી હે, તાદિન લીખ્યો સો હોય. ટેક.
નહિં ચિંતા તહાં ચિંતા કરતહે, ફીતની સુનાવું તોય,
ચિંતા કરરે હરિ મિલનકી, જાતેં ભલો તેરો હોય.—ધીરજ (૧)
જ્ઞાનકો ફળ મુકિત લીખ્યો હે, સબ ઉપનિષદ્ જોય,
જ્ઞાન પાયકે વિષયકું માગે, આત્મ હત્યારો સોય.—ધીરજ (૨)
એસે જાણી કે સદા સુખ લીજે, દુઃખ સંભવ નહિં હોય,
**ત્રિવિક્રમાનંદ** મનુષ્ય પાયકે, યામે રહો જીન સોય.—ધીરજ (૩)

## ભૈરવી ત્રિતાલ.

કયા સોયા ઉઠ જાગરે, બીત ગયા જન મારા સારા, ટેક.
કોટિકાલકા સોયા **ત્રિવિક્રમ,** વેદ જગાવે ઉઠ ભાગરે. કયા (૧)

÷ ÷ ÷ ÷ ÷

## આશાવરી ત્રિતાલ.

ઇતિનો માગ હું તો પેં, જ્ઞાન ભુલ્યો નહિં જાવ હું,
દુર્ઘટ ત્રિગુણી માયા તેરી, ઉસ તેં નીકે બચાવહુ.—ટેક.
ભરત મૃગી સંગ સ્મૃતિ ભૂલાનો, તીસરે જનમ છુટાવહુ,
**ત્રિવિક્રમાનંદ** છેલ્લી બિનંતી, ફેર તો સુ નહિં માગ હું. ઇતનો (૧)

÷ ÷ ÷ ÷ ÷

## પૂર્વિ ચોતાલ.

પૂજોપહાર ઓર કછુ દીસે નાહિં, કયા લેકે પૂજું ભગવાન જલે વિષ્ણુ,
સ્થલે વિષ્ણુ, સ્થાવર જંગમ વિષ્ણુ, અંતરયામી સીતારામ. ટેક.
પૂજ્ય પૂજા સોઈ વિષ્ણુ, પૂજક સો દૂજા નાહિ,
"તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્" શ્રુતિ કરે ગાન;
**ત્રિવિક્રમાનંદ** કર જોરિ, આગે ઠાડો ભયો, કહો કોન વિધિ હો સુજાન. **પૂજોપહાર** (૧)

÷ ÷ ÷ ÷ ÷

## રેક્તા

ઇશ્કકે હવાલમેં દુસરા તો, કોઉ દીસતા નહિં, જોપે દુજા સત દિખાવે, ગુરૂ કરૂં ઉસકુ તહિં. ૧
જ્યાં સુવર્ણમેં ઘાટ દુજા, કારજ કારણુતા ભઈ, સૂન્નેં તેં દૂજા કરી દિખાવે, ઉનો કિતો જાત નહિં. ૨
"સર્વ ભૂતસ્થ માત્માનં," "સર્વ ભૂતાનિચાત્માનિ" એસે કરી ભગવંત બોલ્યા, જો કહાવે જગમણિ. ૩
**ત્રિવિક્રમાનંદને** બિચારા, આલોડન ફિર ફિર કિયા અનુભવમેં આઇયા, સોઈ તો પદમેં લીખ દીયા. ૪

\+ \+ \+ \+ \+ \+

## હુસેની એકતાલ.

અબ તો પડી હે કતલરે હો સંતો—ટેક—
ચલી સમશેર જ્ઞાનગુરૂકી, મારી ઇચલાગે મરદરે. હો સંતો-અબ-(૧)
કામભિ મારા, ક્રોધભિ મારા, લોભ મારા લંગરરે,
તૃષ્ણા મારિ ચલાઈ ત્રિવિક્રમ સોઈ સુખી નીડરરે. હો સંતો-અબ (૨)

* * * * * *

## રાગ મારૂ પરજ.

દેખ્યા દિલમેં જગત, શોધ નહિં પાતિ હે, માયામેં ચિદાભાસ, એક જાતિ હે.-દેખ્યા (૧)
દેખ્યા મેં ચૈતન્ય કોર્ણ, આદિ માયા ભાતિ હે, કિયા મેં વિચાર જેસે, મરિચિકિ પાતિ હે.-દેખ્યા (૨)
સદચિદ આનંદ એક, ચૈતન્યકિ ખ્યાતિ હે, માયા અરૂ આભાસ વિવર્ત, સમજ પરિધાતિ હે.-દેખ્યા (૩)
કિયા મેં વિચાર ફેર ફેર, દિનરાતિ હે, ત્રિવિક્રમાનંદ કિતો, જરત નહિં છાતિ હે.-દેખ્યા (૪)

× × × ×

## રાગ પિસ્તો.

વારિયાં તુમ્પે જાઉં હે ગુરૂદેવ, મેં મસ્ત ભયા પૂર્ણ ભયા.-હેગુરૂદેવ વારિયાં (૧)
લધુ સુખ દેખ્યામેં જગત સારા, યાંતે દીલ છુટ ગયા નહિં પ્યારા.-વારિયાં (૨)
સદ ચિદ આનંદ સ્વરૂપ મેરા, કોણુ ગુણ યાદ કરૂં મેં ગુરૂ તુમેરા-વારિયાં (૩)
મૃતકો અભ્યાસ ત્યજી અમૃત કિયા, ત્રિવિક્રમાનંદકું તો ખુશી કીયા-વારિયાં (૪)

÷ ÷ ÷ ÷ ÷

## દુહો.

રૈયત સબ રાજી રહે, મીટે ન રાવત માન,
આમદ ઘટે ન રાજકો, સો પ્રધાન પ્રમાણ.

÷ ÷ ÷ ÷

## દુહો.

હમ હતે, જબ હર ન તે, અબ હર હે, હમ નાય,
પ્રેમગલી હે સાંકડી, હર હમ દો, ન સમાય.

÷ ÷ ÷ ÷

## ઈશ્વરનું સ્તવન ગરબી (ચોછક)

જે આ જગતને નિભાવે, ભજું તેજ ભાવે; ખલક પલકમાં બનાવે, ભજું તેજ ભાવે. ૧
ચાહે ત્યારે ઝટ ડુબાવે, ભજું તેજ ભાવે; તે તો વિશ્વનાથ કહાવે, ભજું તેજ ભાવે. ૨
જે આ સૂર્યને શોભાવે, ભજું તેજ ભાવે; જે આ ચંદ્રને ચળકાવે, ભજું તેજ ભાવે. ૩
ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તેજ ભાવે; અસંખ્ય ગોળાઓ ગબડાવે, ભજું તેજ ભાવે. ૪
જડને ધર્મ જે ધરાવે, ભજું તેજ ભાવે; મનને મુકિતસું ચઢાવે, ભજું તેજ ભાવે. ૫
જે છે પ્રાણનો આધાર, ભજું તેજ ભાવે; જે છે સારમાંનું સાર, ભજું તેજ ભાવે. ૬
જે છે ડાહ્યો દયાવંત, ભજું તેજ ભાવે; જેને નહિંજ આદિ અંત, ભજું તેજ ભાવે. ૭
સકળ શકિતનો ભૂપ, ભજું તેજ ભાવે; જે છે એક ને અનુપ, ભજું તેજ ભાવે. ૮
જે છે અકળ ને અરૂપ, ભજું તેજ ભાવે; જ્યાં મન વાણી હોય ચૂપ, ભજું તેજ ભાવે. ૯
જેને **નવલ** કરે ગુંજ! ભજું તેજ ભાવે; **તું તે તુંજ, તુંજ, તુંજ** ભજું તેજ ભાવે. ૧૦

÷ ÷ ÷ ÷ ÷

## પ્રભાત.

જાગરે જાગ તું મોહ નિદ્રા તજી, સચ્ચિદાનંદ ઘન સ્વાત્મ તત્વે,
ઉગ્ર પુણ્યે યદિ, દેહનરનો મળ્યો, શું ઉંઘે શોધ તવ બુદ્ધિ સત્વે. (૧)

સ્ફુર્ણ ઉપજ્યા કરે, અતિથી મન વિશે, માનવી નામ તેથી મનાયું,
જે સ્ફુરે તે સમાવી સુખે જે રહે, તેહનું નામ તો સંતે ગાયું. (૨)

જેહના ઘટ વિશે સ્ફુર્ણ ઉપજે નહિં, શાંત નિજ મૌજમાં જે રમે છે,
તેહનું નામ ભગવંત સંતો કહે, તેજ મહા ભકત હરિને ગમે છે (૩)

તું નથી દેહ ચૈતન્ય હોવા થકી, દેહ ત્હારો નથી, દ્રશ્ય ત્હારો,
તું સાક્ષીમાં છે નહિં, કર્મ કર્તાપણું, થા સુખી નાંખી દઈ માન ભારો (૪)

વિચર તું મોજમાં, મોહ મમતા તજી, બુદ્ધિ નિરપેક્ષથી વિશ્વભરમાં,
ભકત **માણિકય** જગ દ્રષ્ટિ ઉથલાવીને, બ્રહ્મ દ્રષ્ટિ કરી જા તું ઘરમાં. (૫)

* * * * * *

જેને જે વસ્તુ ગમે, તેને મન તે શ્રેષ્ટ,
જેને જ્યાં રૂચી નહિં, તેને મન તે નેષ્ટ.

રૂચીઓ સૌની ભિન્ન છે, ગુણુ કર્મ અનુસાર,
જોર જુલમ ચાલે નહિં, વહ્યો જાય સંસાર.

* * * * * *

**કાયાને જીવના સંવાદ.** (પારસમણી ભજન સંગ્રહમાંથી)

કાયા જીવને કહે છે રે, સુણો મારા પ્રાણપતિ.
મેલી મુજને કયાં જાઓ। છોરે, આ વગડામાં અથડાતી. (૧)

જીવ તમારા લીધેરે, ચાલું છું હું મદમાતી,
તમ વિના નહિં મારેરે, આ દેહના સંગાથી. (૨)

જ્યારે તમે જાશોરે, ત્યારે તો મારી શીરે ગતી,
જ્યારે જાવુંજ હતુંરે, ત્યારે તો પ્રીત કરવી ન'તી. (૩)

ઘણાં લાડ લડાવ્યાંરે, ભેગી બેસી જમતી,
હવે કેમ તરછોડીરે, આવી કેમ ફરી મતી. (૪)

કોઈક ગુરૂજ મળીઆરે, અગમ અગાધ ગતિ,
કરશે બ્રહ્મ સ્વરૂપેરે, એ હું જાણુતી નોહોતી. (૫)

છો દેવ નિરંજનરે, મુખે મંગળ મુરતી,
તારો ભેદ ન જાણ્યોરે, એવી તારી અકળગતી. (૬)

મારી કરણી ના જોશોરે, હું કરજોડી કરગરતી,
મેલી માયા ને ચેતનરે, ચાલ્યા અમરાવતી. (૭)

દાસ **નારણસીંગ** કહે છેરે, માયા પછી રહી રોતી,
ગુરૂ ગોવિંદને ભજશોરે, થશે તેની સત્યગતી. (૮)

* * * *

જીવ કાયાને કહે છે રે, હું પંખી છું પરદેશી,
અમે ક્યાં સુધી રહીએરે, નથી અહીંના રહેવાશી. (૧)
તારા મોહના તે ફંદમાંરે, પડી અમને ફાંસી,
તારી વાસના લીધીરે, ફર્યો લખ ચોર્યાશી. (૨)
ગુરૂએ સમજ પાડીરે, જોયું સરવે તપાસી,
નીરખ્યા બ્રહ્મ સ્વરૂપનેરે, પોતાનું રૂપ પ્રકાશી. (૩)
મારી કેડજ મેલોરે, શાને કરો ઉદાસી,
તમને તીરથ કરાવ્યાંરે, શ્રી ગંગાને કાશી. (૪)
થયા રૂપ અરૂપરે, માયા ત્યારે દૂર ખશી,
ભળ્યા તેજમાં તેજરે, હરિ જેને ગયા વશી. (૫)
દાસ **નારણસીંગ** કહે છે રે, અચળ થયા અવિનાશી,
ગુરૂ ગોવિંદ ભજશેરે, અમરાપુરના વાશી. (૬)

* * * *

## જ્ઞાનબત્રીસી બારાખડીમાં.

શ્રી ગુરુદેવેભ્યોનમાઃ

**કકા** કલપતરૂ ગુરૂ જાણુઃ જેની પાસે અનુભવ ખાણુઃ
ખાણુ ચારના ફેરા ટરેઃ જો સતગુરૂ ચર્ણે ચિત્ત ધરેઃ
ધરે ધરમ ટેક નહી ડોલેઃ સતગુરૂ શબ્દે સંશય ખુલેઃ
ભુલે સંશય રહે ન તાણુઃ **કકા** કલપતરૂ ગુરુ જાણુઃ ૧

**ખખા** ખાલી અવસર જાયઃ તાતે લોહે કરને ધાયઃ
ધાય ચુકે ચોરાશી ફરેઃ અનંત જુગ એમ જન્મે મરેઃ
મરે મુઢ માથે ધરી ભારઃ શુજે નહી શીર ઊપર કાલઃ
કાલ શીચાણો સઊને ખાયઃ **ખખા** ખાલી અવશર જાયઃ ૨

**ગગા** ગામ ધામ ધન દારાઃ હરી માયાના સકલ પસારાઃ
સારા મૃગત્રષ્ના સમ જાણોઃ ભૂલી ભાવ મન કદી ન આણોઃ
આણો એક અલખ અવિનાશીઃ જેથી મટે મરણની ફાંસીઃ
ફાંસી સમ સૌ આર પંપારાઃ **ગગા** ગામ ધામ ધન દારાઃ ૩

**ઘઘા** ઘરની લેવા વાતઃ ભાવ ભરોસો ધરજે તાતઃ
તાત માત સાચાં તે જાણુઃ જે તારૂં ઇચ્છે કલ્યાણુઃ
લાણુ લેવાનો આવ્યો દાવઃ પાછો તું મત ભરજે પાવઃ
પાવ ઊપાસે થાશે શાંતઃ **ઘઘા** ઘરની લેવા વાતઃ ૪

**નના** નિગમ અગમ જે કહેઃ તે પ્રભુ તારે ભીતર રહેઃ
રહે રામ પણ જાણે નહીંઃ તેથી ભવમાં જાશો વહીઃ
વહી ગયે વસ્તુ નહીં મલેઃ પાછું જોતો ખબરજ પડેઃ
પડે ભાસ તો સેજે લહેઃ **નના** નિગમ અગમ જે કહેઃ ૫

**ચચા** ચતુર હંસ પ્રવીણ: જે કરે પય પાણી ભિન્ન:
ભીન્ન અનાતમ આતમ ગણી: ખોટાનો મ થાજે ધણી:
ધણી થયે ધરવો અવતાર: કરમ તણો શીર સેહવો ભાર:
ભાર ભરમના કરશે લીન: **ચચા** ચતુર હંસ પ્રવીન: ૬

**છછા** છો શાસ્ત્ર ને વેદ: તેનો સમજી લેજે ભેદ:
ભેદ જાણ્યા વિણુ સર્વે ફોક: જેમ જીવ વીના ચૌદે લોક:
લોક વીલોકી ભુલ્યો ભાન: હું મારૂં વાધ્યું અભિમાન:
માન સર્વમાં કર્યું નીષેધ: **છછા** છો **શાસ્ત્રને** વેદ: ૭

**જજા** જડ ચેતનની ગાંઠ: ત્રણે દેહના બાંધ્યા ઠાઠ:
ઠાઠ અલોકીક અગમ અપાર: ગણતાં તેનો નાવે પાર:
પાર જાય તો ખબરજ પડે: હું તું ત્યાં ગોત્યું નહી જડે:
જડે કુંચી ઊઘડે કપાટ: **જજા** જડ ચૈતન્યની ગાંઠ: ૮

**ઝઝા** ઝગડો મનથી કરે: મારી મનને પોતે મરે:
મરે વાસના થાશે સુખ: જનમ મરણનું જાશે દુ:ખ:
દુ:ખદાયક અજ્ઞાન પ્રમાણ: સુખદાયક સમ બુદ્ધિ જાણ:
જાણ આતમા કારજ સરે: **ઝઝા** ઝગડો મનથી કરે: ૯

**નના** નામ રૂપ નહી જાણ: વીઝા સુતની જેવી વાણ:
વાણ ચાર અવસ્થા ચાર: તેથી છે પરમાતમ પાર:
પાર વસે ને પાસે રહે: સૌથી ન્યારો સૌમાં છેહ:
છેહ આતમા એક પ્રમાણ: **નના** નામ રૂપ નહી જાણ: ૧૦

**ટટા** ટર ગઇ સર્વે તાણ: અહંકાર આથમીઓ જાણ:
જાણ થયે નહી ભેદાભેદ: નહી કોઇ વીધી નહી નીષેદ
ખેદપણાનું ખંડન કર્યું: પરમારથ રૂડામાં ધર્યું:
ધર્યું અરથ ને ઊગ્યો ભાણ: **ટટા** ટર ગઈ સર્વે તાણ: ૧૧

**ઠઠા** ઠાઠ રચ્યો । ત્રાતા: ઇચ્છાથી ઉપજી ભવ માતા:
માત તાત મીલી કીયો પસાર: ત્રણ ગુણ ચૌવી તત્વવીચાર:
ચાર વરણ ચાર આશ્રમ કર્યા: તેના પ્રપંચ બહુ વીસતર્યા:
તર્યા તેથી સજન મુની જ્ઞાતા: **ઠઠા** ઠાઠ રચ્યો જગ ત્રાતા: ૧૨

**ડડા** ડાપણ દીલમાં ધરી: આપું જોવા ઈચ્છા કરી:
કરી વિચાર તપાસ્યું બહુ: આપ વીશે જગ ભાસ્યું સહુ:
સહુ રૂપે થયો આપો આપ: પોતે જપે પોતાનો જાપ:
જાપ અજંપા જોવા ફરી: **ડડા** ડાપણ દીલમાં ધરી: ૧૩

**ઢઢા** ઢાલ ધીરજની ધરી: શુદ્ધ વીચારની સમશેર કરી:
કરી અવધ્યા સર્વે નાશ: ભાગ્યા અવગુણ પામી ત્રાસ:
ત્રાસ વીલોકી થાકયા સહુ: જે કરતા ઉપાધી બહુ:
બહુ પ્રકારે માર્યા અરી: **ઢઢા** ઢાલ ધીરજની ધરી: ૧૪

**ણુણા** રણુવટ સુરા ટકે: માર માર જ્યાં મુખથી બકે:
બકે નહીં સંપતી ને હાણુ: સનમુખ રહીને કરે કલ્યાણ
લાણુ લઇને પાછા ફરે: મરજીવા થઇને વીચરે:
ચરે અગોચર સુરતી થકે: **ણુણા** રણુવટ સુરા ટકે: ૧૫

**તત્તા** ત્વં પદ તતપદ જાણુ: અકરતા અસીપદ માન:
માન ઉપાધી સંગે ઇશ: અવીદ્યા સંગ જીવ કઇસ:
ઇશ્વર જીવ ઉપાધી કરી: નહીં તો એક રૂપ છે હરિ:
હરિ જાણી એ પદને બાંન: **તત્તા** ત્વંપદ તતપદ જાણુ: ૧૬

**થથા** થલ જલ તેજ સમીરા: અભ્રપાંચ મલી થુલ શરીરા:
શરીર છુટે સૌ સૌ ઘર સમ્યા: હંસા નીકસી કયાં જઈ રમ્યા:
રમ્યાં રામ તે સતગુરૂ કહો: મારા મનની ભ્રાંતી દહો:
દહો બાવના ભુતીક બીરા: **થથા** થલ જલ તેજ સમીરા: ૧૭

**દદા** દેહ દષ્ટ નહીં ટરે: લિંગ વાસના સુક્ષમ ધરે:
ધરે કારણ સુક્ષમ મલી થુલ: પોતે ન જાણે પોતાની ભુલ:
ભુલ મટે તો નાવે ફરી: હંસોરે હંસામાં ભરી:
ભરી વાસના પાછો ફરે: **દદા** દેહ દષ્ટ નહી ટરે: ૧૮

**ધધા** ધરમ અરથ મોક્ષ કામ: ફલ પામ્યાંની છુટી હામ:
હામ હટીને થીરતા થઈ: સુરતી ઊલટી બ્રહ્મ પદ ગઈ:
ગઈ જયાં નહીં રાતા સુર: આપે આપ ભર્યા ભરપુર:
પુરણમાં નહી ઇચ્છા નામ: **ધધા** ધરમ અર્થ મોક્ષ કાંમ: ૧૯

**નના** નિરગુણ નીરંજન દેવ: પોતે લહે પોતાનો ભેવ:
ભેવ ભાનુનો સુરજ વડે: ચંદર તારા તેજે જડે:
જડે જાણુ સૌ સૌથી જેમ: તેમ આતમા જાણો એમ:
એમ જાણ્યાની લીજે ટેવ: **નના** નિરગુણ નીરંજન દેવ: ૨૦

**પપા** પુરણ પદની વાત: જેનો કરતે નાવે માપ:
માપ અમાપી જે કેવાય: આદીઅંત નહી દેખાય:
ખાય નહીં અવસ્થા કાલ: એથી ઓરો સૌ જંજાળ:
જાલ વરણુ નહી જાત અજાત: **પપા** પુરણ પદની વાત: ૨૧

**ફફા** ફેરા ફોગટ પડ્યા: અવીનાશી ગોત્યા નહી જડ્યા:
જડ્યા તેએ નહીં ભીના ભીન: જેમ પાણીમા પાણી લીન:
લીન લખીને શાંતી થઇ: સંશય ગ્રંથી છુટી ગઈ:
ગઈ સમજણ તો પાછા વળ્યાં: **ફફા** ફેરા ફોગટ પડ્યા: ૨૨

**બબા** બહુ માટીના ઘાટ: ઘડા ગાગરડી ગોરા માટ:
માટ મૃતીકા આદીઅંત: પટકુડ રૂપે જેવા તંત:
તંત વીચારે તેમનું તેમ: કુંદનના બહુ આભરણ જેમ:
જેમ દારૂકના પેટીપાટ: **બબા** બહુ માટીના ઘાટ: ૨૩

**ભભા** બ્રહ્મ ભલી વીધી થયોઃ વસ્તુરૂપે વીલસી રહ્યોઃ
રહ્યો રમતને બારે માંયઃ નહીં કોઇ તડકો નહી કોઈ છાંયઃ
છાંય ધુપ છે ગુણનો ભાગઃ બ્રહ્મ ભાવમાં ગુણનો ત્યાગઃ
ત્યાગ ભાગ લક્ષણા લહ્યોઃ **ભભા** બ્રહ્મ ભલી વીધી થયોઃ ૨૪
**મમા** મરમ માયાનો બહુઃ થાકી ગયા સિધ સાધક સહુઃ
સહુથી પહેલી શુનમાં થઈ સહુ ઊપજાવી સઊમાં રહીઃ
રહી નહી તે રામ કેવાય સિધ્ધ સાધક સઊ માંયગણાયઃ
ગણાય નામરૂપને અહંકારઃ ચઊદ લોક ચોવીશ અવતારઃ
તાર બતાર ત્રીગુણી કહુંઃ **મમા** મરમ માયાનો બહુઃ ૨૫
**યયા** એક બ્રહ્મ એક નામઃ એક કૃષ્ણ એક સીતારામઃ
રામ રેમાન રસુલા એકઃ એક જાણ્યાતો લહ્યો વીવેકઃ
વીવેક વીનાનું વાતું કરેઃ એ જાણી નિંધા વીસતરેઃ
તરેદ્વૈતનું કાઢે ઠામઃ **યયા** એક બ્રહ્મ એક નામઃ ૨૬
**રરા** રંગ કસુંબો ચડયોઃ વાચ્ય લક્ષનો વાંધો ટળ્યોઃ
ટળ્યો કારણ કારજનો ભેદઃ અકરતાની થઇ ઊમેદઃ
ઊમેદી અધીકારી થાયઃ અધીકારી હરી ચરણે જાયઃ
જાય નહીં પાણીમાં પડમોઃ **રરા** રંગ કશુંબો ચડયોઃ ૨૭
**લલા** લવજીની લાગી એકઃ નહીં કોઇ સાધન નહી કો ટેકઃ
ટેક તંતની સેજે રહીઃ ઊચનીચ દ્વંદ બુધી ગઈઃ
ગઈ કરી આજે કરમજ તણી ખોટ લાભનો થાકયો ધણીઃ
ધણી ધરમનો રાખ્યો નેકઃ **લલા** લવની લાગી એકઃ ૨૮
**વવા** વણકર વસ્તુ ધરેઃ પાવ વીનાનો પંથજ કરેઃ
કરે કરમને છે નહીં કાયઃ મુખ વીનાની ગીતો ગાયઃ
ગાય વીનાનું વાછરૂ થાયઃ તેને કાલ કદી નહીં ખાયઃ
ખાય પ્રાણથી ન પેટજ ભરેઃ **વવા** વણકર વસ્તુ ધરેઃ ૨૯
**શશા**ઃ સત ચીદ્ આનંદ હરીઃ નીરાકાર સઘળે રાહ્યો ભરીઃ
ભર્યો એક ને ભાસે ફેરઃ ઘટ મઠમાં અમરની પેરઃ
પેરીક ઊપાધી દીસે તેમઃ નટવા વેસ ધરે બહુ જેમઃ
જેમ ઈછા તેમ માયા કરીઃ **શશા** સત ચિદ્ આનંદ હરીઃ ૩૦
**સસા** સરવણ સુરતે કરીઃ મનન કરી જે મનમાં ફરીઃ
ફરી નિદિધ્યાસ નીશ્ચે થાયઃ સાક્ષાત્કાર સેજે દેખાયઃ
ખાય અવીધા પ્રગટે નુરઃ હરખી ભેટે હરી હજુરઃ
જ્યોરંક ધન વાત કાંને ધરીઃ **સસા** સરવણ સુરતે કરીઃ ૩૧
**હહા** હરવો ભારે નહીંઃ અરધ ઊરધ કો શકે ન કહીઃ
કઈ જુગે જુનો નવ થાયઃ કોટ કલપ જો વીતી જાયઃ
જાય આવે નહીં તેમનો તેમઃ રસના એક કહી જે કેમઃ
કેમ જાણે બુધ્ધ ઓરી રહીઃ **હહા** હરવો ભારે નહીઃ ૩૨

**ળળા** રળતું રાંકનું ટળ્યું: જ્ઞાન આતમનું મહા ધન જડયું:
જડયું જીવનું મુળ મંડાણ: મન ક્રમ વચને છુટી તાણ:
તાણ ગઇ ને ત્રીપતી થઇ: ભુખ ભરમના ભાગી ગઇ:
ગઇ ગલાની પાંસરૂં પડયું: રેંડા રડું રાંકનુ ટળ્યું: ૩૩

**ક્ષક્ષા** ક્ષણ એક દરશન થાય: કંઇક જનમના પતક જાય:
જાય તાપ ત્રિવિધિ તણા: આતમ સુખમાં નહી કાંઇ મણા:
મણા નહીં તે કીજે કેમ: ગુંગે મીસરી ખાધી જેમ:
જેમ રવીથી તિમિર જાય: **ક્ષક્ષા** ક્ષણ એક દરશન થાય: ૩૪

**જ્ઞજ્ઞાન** બત્રીશી કહી: કૃષ્ણ કૃપાથી પુરી થઇ:
થઇ જથા મતી અનુકુલ: સજન સુધારી લેજ્ને ભુલ:
ભુલ હોય તો કરજ્ને સુધ: **દાસજેહાની** બળક બુધ:
બુધવંતાંનું બાનું લઇ: **જ્ઞજ્ઞાન** બતરીસા કહીં: ૩૫

× × × ×

**પદ.**

જ્ઞાન ગુરૂ ઉપદેશા, સુનલે હરદમ ॥
જડ ચેતનકી ગુડીઆ બોલે તુમ હમ ॥
જપતી અજપા માલા **સોહં સોહં** ॥

જડભૂતના પિંજરા, **મહારાજા** નામ ॥ જીવ પક્ષી ગારોડા ફિરતા સબ **ધામ** ॥
ફિર ફિર જન્મ કો પાયા મિઠુ આત્મારામ ॥ શબ્દ ગુરૂ મુખ જાના, એક રામહી રામ. ॥ ૧ ॥
જડ ચેતન બીન જગમેં કાંઇ જનમરા ॥ મન ભટકા ભંડવાડા મૈં તું તેરા મેરા ॥
ભુગતિ મુગતિ જ્યું સપનાં કયા ભયા પુરા ॥ લટકી ચોસર બાજી ના જીતાહરા. ॥ ૨ ॥
ક્યાં ડર લંડી માયા દિલકી ધુલ ઝડક ॥ ઉઠ સુનવેદ ઢંડોરા બ્રહ્મ હો કડક ॥
સકલમતી હમ સતો બોલી બેધડક ॥ **ચિન્માર્તાંડ** પ્રકાશા દસ્યકી ઝળક. ॥ ૩ ॥

× × × ×

**પદ.**

**સચ્ચિદાનંદ ગુરૂ** એકહી સાચ ઔર ઇતર ગુરુ જૂઠ પૈછાના લે હો **મના** ॥
માયા વિલાસ સબ નામ ઔર રૂપત્યજ સકળ જગ પરબ્રહ્મ દેખલે **હો મના** ॥ **ધ્રુવ** ॥
ઓહિ જગ રૂપ ઔર ઓહી ગુરુ ભૂપમન, જીવશીવ ભૂત પંચક **ત્રિગુણ સારા** ॥
એકહી સતૂરૂપ બહુ વિધા હોત હૈ શ્રુતિવાક્ય વેદાંત **માન** લે **હોમના** ॥ (૧)
શબલાર્થ છાંડ ઔર શુદ્ધ સો ગ્રાહ્ય કર ભાગલચ્છન **મહા વાક્ય સાધે** ॥
બ્રહ્મ જો જાને સો બ્રહ્મહી હોત હૈ નિગમ ડંકાર સુન બુઝ લે **હોમના** ॥ (૨)
નિત્ય સો સત્ય, જ્ઞાન સો ચૈતન્ય, પરમસુખ અતહિ આનંદ પદ સાજે ॥
અચળ અબિનાશ અજ એક ગુરુ **અબધુત બ્રહ્મજ્ઞાન ઘન નિર્વિકલ્પ** જાનમના ॥ (૩)



# પ્રકરણ અગીઆરમું.

## દેહ અવસાનની સૂરતા.
## ( બ્રહ્મનિષ્ઠ દંડી સ્વામી યોગાનંદજી પ્રણિત )

**પરીક્ષિત રાજાને** કાળના ભય કરતાં પણ અર્જુનના કુળમાં જન્મ લઇને તક્ષક નાગના દંશથી મૃત્યુ થાય એથી લોકનિંદાનો ભય વિશેષ હતો (તેને **શૃંગીઋષિના** શ્રાપને લીધે આ નાગનો દંશ થવાનો હતો). **શ્રી શુકદેવજીના વરથી** તે રાજાને શરીરયાત્રા પુરી થવાથી દેહના પતનકાળ સમયે યથાર્થ સ્વરૂપનો બોધ થવાથી સર્પ (નાગ) વાસનાથી સંશય રહિત થઈ મુક્તિ થઈ **વિષ્ણુ (પરબ્રહ્મ) સ્વરૂપમાં સ્થિતિ** થઈ હતી. તે એવી રીતે કે:-

**શ્રી શુકદેવજી** કહે છે:—

**હે રાજા પરીક્ષિત!** તમે 'હું મરી જઇશ' એવી પશુબુદ્ધિ છોડી દો. કારણ કે દેહ જેમ પ્રથમ ન હતો અને પછીથી ઉત્પન્ન થયો છે માટે નાશ પામશે તેમ તમે પ્રથમ ન હતા અને પછીથી ઉત્પન્ન થયા છો એમ નથી માટે તમે નાશ પામનાર નથી. જેમ બીજ અને અંકુરની રીતિ પ્રમાણે દેહ, પુત્ર પૌત્રાદિક રૂપે થઇને જન્મ ધર્યા કરે છે તેમ તમે કે જે કાષ્ટથી અગ્નિની પેઠે દેહાદિકથી ભિન્ન ( નોખા ) છો તે પુત્ર પૌત્રાદિકરૂપે જન્મ ધરવાના નથી. જેમ સ્વપ્નમાં પોતાના દેહના મસ્તકનું છેદન પોતે દેખે છે તેમ જાગ્રતમાં પણ પોતાના દેહના મરણાદિકને પોતે જુએ છે માટે 'હું મરૂં છું' એવી બુદ્ધિ કેવળ ભ્રાંતિથીજ થાય છે. વાસ્તવિક રીતે આત્મા તો અજર અને અમર છે. આત્માને આ જન્માદિક સંસારની ભ્રાંતિ દેહરૂપ ઉપાધિને લઇને છે માટે ઉપાધિની નિવૃત્તિ થતાં મુક્ત થાય છે. જેમ ઘડો ફુટી જતાં જળ નીકળી જઈ ઘટાકાશ જેવું પ્રથમ મહાકાશરૂપ હતું તેજ (મહાકાશરૂપજ) રહે છે તેમ તત્ત્વજ્ઞાનથી દેહનો લય થતાં પ્રાણકળા નીકળી જઇને **જીવ જેવો બ્રહ્મરૂપ હતો તેજ રૂપે રહે છે** જીવાત્માના દેહ, ગુણ અને કર્મોને મન ઉત્પન્ન કરે છે અને તે મનને માયા ઉત્પન્ન કરે છે. એ માયાદિક ઉપાધિઓના સમુદાયને લીધે જીવાત્માને જન્મ મરણાદિક ભ્રાંતિથી દેખાય છે, વાસ્તવિક રીતે થતાં નથી. જ્યાંસુધી તેલરૂપી કર્મ, કોડીઆરૂપી દેહ, દીવેટરૂપી મન અને અગ્નિના સંયોગ રૂપી ચૈતન્યનો અધ્યાસ ( તાદાત્મ્ય સંબંધ ) હોય ત્યાંસુધી દીવારૂપી સંસાર રહે છે. એટલે કે જ્યાંસુધી તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણની વૃત્તિરૂપ ઉપાધિઓનો સમુદાય હોય ત્યાંસુધી દેહાદિકે કરેલો સંસાર રહે છે. દીવો નાશ થતાં જેમ મહાભૂત રૂપ તેજ નાશ પામતું નથી તેમ સંસાર નાશ પામતાં આત્મા કે જે સ્વયં પ્રકાશ, સ્થૂળ સૂક્ષ્મદેહથી અન્ય, આકાશની પેઠે સર્વનો આધાર ( સત્તા સ્ફૂર્તિ આપનાર ) નિર્વિકાર, અને અંત તથા ઉપમા રહિત છે તે નાશ પામતો નથી. જે કારણથી જે કાર્યની ઉત્પત્તિ થઈ તે કાર્ય પાછું તેજ કારણમાં લય થઇ તે રૂપ થાય છે. મૃત્તિકાના ઘટશરાવાદિક મૃત્તિકારૂપજ છે, સુવર્ણના દાગીના સુવર્ણરૂપજ છે. ગાયનું વાછરડું ગાયરૂપ અને ગાયજ છે ને બ્રાહ્મણનો પુત્ર બ્રાહ્મણજ કહેવાય તેમ **"જે હું છું તે(પરમપદરૂપ)પરબ્રહ્મજ છે" અને "જે પરબ્રહ્મ છે તે હુંજ છું."** સર્પ જગતથી ભિન્ન નથી જગતરૂપજ છે. અને જગત વિષ્ણુથી ભિન્ન નથી, વિષ્ણુ (બ્રહ્મ) રૂપજ છે તેથી સર્પ પણ વિષ્ણુજ છે. જે મનથી જગત

ભાસ્યું છે તે મન વિના જડશરીરની નાશવંતતાનો નિશ્ચય થાય છે. જે વાસનારૂપી દોરડાથી ગાયરૂપ જીવાત્માને બાંધેલ છે તે વાસનારૂપી દોરડાથીજ મુક્ત થવાનું છે ગાય તો સદા મુક્ત છે એને છેજ તેમ **આત્મામાં નાશ થવાપણું નથી નિત્ય મુક્તજ છે.** આવી રીતનો વિચાર કરી **હે તાત પરીક્ષિત!** પોતાના આત્માને બ્રહ્મરૂપ જાણશો તો ઝેરવાળા મોઢાઓથી પગમાં કરડતા તક્ષક નાગને શરીરને અને જગતને પણ આત્માથી જૂદું દેખશો નહિ ને **તમે નિર્ભય કૈવલ્યરૂપ પરબ્રહ્મજ છો.** તેમાં સંશય નથી. આવી રીતે એકતાનતાથી, વૃક્ષની પેઠે લીનપ્રાણ થઈ ગયા.

**૩૦ મરણ વખતે કેમ વર્તવું?**

**૪૦** આપણામાં કહેવત છે કે **अंते या मतिः सा गतिः** મરણ વખતે જેવી બુદ્ધિ **થાય** છે તેવી ગતિ **થાય** છે. આ વિષય **કુરૂક્ષેત્રમાં અર્જુને શ્રીકૃષ્ણને પૂછયો હતો.** અને તેમણે તેને જે ઉપદેશ આપ્યો હતો તે આ હતો:–**અર્જુનને સંબોધીને શ્રીકૃષ્ણે કહ્યું કે, એ અર્જુન!** મરણ વખતે મનુષ્ય જે જે વસ્તુનું સ્મરણ કરે છે તે તે વસ્તુ તેને પ્રાપ્ત **થાય છે.** નિત્ય પોતાને જે જે પદાર્થની સાથે પ્રસંગ પડે છે, તે તે પદાર્થની વાસના તેના મનમાં દૃઢ **થઈ જાય છે.** અને મરણ વખતે તેજ સ્ફુરી આવે છે. મરણનો સમય બહુજ વીકટ છે તે વખતે મનુષ્ય પરાધીન થઈ જાય છે. માટે તે વેળા મનમાં જેવી વાસના હોય તે પ્રમાણે મન વલણ પકડે છે. માટે તારે નિત્ય અભેદ બુદ્ધાથી મારૂં સ્મરણ કર્યા કરવું, અને મારૂં સ્મરણ દૃઢ થવા માટે ચિત્તમાંથી રાગાદિક દોષો દુર કરીને ચિત્તને શુદ્ધ રાખવું. તું મારે વિશે મન અને બુદ્ધિ અર્પણ કરીશ તો તને મારીજ પ્રાપ્તિ થશે. જે મનુષ્ય **વારંવાર પરબ્રહ્મ સંબંધી વિચાર** કર્યા કરે છે તેનું **ચિત્ત પણ બ્રહ્માકાર** થઈ જાય છે. અને તેને **બ્રહ્મરૂપ થવામાં પછી કોઈ પણ જાતની અડચણ આવતી નથી. એ અર્જુન!** જે પુરૂષ મરણ વખતે મનને દૃઢ કરીને સુષુમણા નાડીને માર્ગેથી પ્રાણને બે ભ્રકુટીઓની વચ્ચે બરાબર લાવીને સર્વ વિધાના નિર્માતા, સત્ય, જ્ઞાન અને અનંત એવા અગાધ મહિમાવાળા પરમાત્માનું ધ્યાન કરે છે તે તેને પામે છે. **એ અર્જુન!** પુરૂષે ઇંદ્રિયોનાં સર્વ દ્વારને નિયમમાં રાખી, મનને બહારના વિષયોમાં જતું અટકાવીને બે ભ્રકુટીઓ વચ્ચે પ્રાણને સ્થિર કરવો અને પછી **ओं** નું સ્મરણ કરતાં કરતાં પોતાના વિનાશી શરીરનો ત્યાગ કરવો. આ પ્રમાણે મરણ સમયે વર્તવાથી મનુષ્ય મારા સ્વરૂપને પામે છે અને ફરીને તેને આ સંસારમાં જન્મ મરણ થતાં નથી.

**अत्रैव तस्य प्राणाः प्रविलीयन्ते घट कुंभो**
**यथाऽर्णवे। घटाकाश मिवाम्बरे वा ॥**

વળી જુઓ **શ્રીમદ્ ભગવદ્ગીતા** અધ્યાય ૮મો શ્લોકો ૫થી ૧૫ સુધી. તે નીચે આપ્યા છે:–

**अंतकालेच मामेव, स्मरन्मुक्त्वा कलेवरम ।**
**यः प्रयाति समद्भावं, याति नास्त्यत्र संशयः ॥ ५ ॥**
**यं यंवापि स्मरन् भावं तजत्यंते कलेवरम ।**
**तं तमेवैति कौंतेय, सदा मद्भाव भावितः ॥ ६ ॥**
**तस्मात्सर्वेषु कालेषु, मामनुस्मर युध्यच ।**
**मय्यर्पित मनोबुद्धिर्, मामेवैष्यस्यसंशयम ॥ ७ ॥**
**अभ्यास योग युक्तेन, चेतसानान्य गामिना ।**
**परमं पुरुषं दिव्यं, याति पार्थानुचिंतयन् ॥ ८ ॥**

कविं पुराण मनुशासितार मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातार मचिंत्यरूप मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥
प्रयाणकाले मनसाऽ चलेन भक्त्या युक्तो योग बलेनचैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्, स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥
यदक्षरं वेदविदो वदंति, विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति, तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥
सर्वद्वाराणि संयम्य, मनोहृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योग धारणाम् ॥ १२ ॥
ओमित्येकाक्षरं ब्रह्म, व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयातित्यजन्देहं, सयाति परमांगतिम् ॥ १३ ॥
अनन्य चेताः सततं, यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥
मामुपेत्य पुनर्जन्म, दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः, संसिद्धिं परमां गताः ॥ १५ ॥

**અર્થ:—શ્રી કૃષ્ણ ભગવાન કહે છે** કે જે પુરૂષ અસાવધાનવાળા મૃત્યુ સમયમાં પણ મારૂં (સગુણરૂપે કે નિર્ગુણરૂપે) સ્મરણ કરતો છતો દેહ છોડી જાય છે તે મારા (સગુણ કે નિર્ગુણ) બ્રહ્મભાવને પામે છે. (ત્યાં સગુણ બ્રહ્મોપાસક તો બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાંના ભોગ ભોગવીને અંતે નિર્ગુણ બ્રહ્મભાવને પામે છે અને **નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરનાર તો આ શરીરમાંજ અધિષ્ઠાન ચૈતન્યમાંજ લયભાવને પામે છે એમાં કાંઇપણ સંશય નથી. (૫)**

**હે કૌંતેય!** અથવા સદા તે તે દેવતાની ભાવનાવાળો થયેલ મરણ સમયમાં જે જે દેવતાનું સ્મરણ કરતો છતો આ શરીરને છોડે છે તે પુરૂષ તે તે દેવતાના ભાવનેજ પામે છે. (૬)

તેટલા માટે સર્વ કાળમાં (મૃત્યુની પહેલાંજ) અત્યંત શ્રદ્ધા ભકિતપૂર્વક મારૂંજ નિરંતર ચિંતન કર. અને અંતઃકરણની અશુદ્ધિના હેતુ જે આ તારા શત્રુઓ છે (કામ ક્રોધ લોભ મોહ મદઆદિક) તેના નાશ માટે નિત્ય નૈમિત્તિક કર્મોના શ્રદ્ધા ભકિતપૂર્વક અનુષ્ઠાનરૂપ યુદ્ધ કર. એટલે પછી મારામાં અર્પણ કરેલાં મન અને બુદ્ધિવાળો તું મનેજ પામીશ તેમાં સંશય નથી. (૭)

**હે પાર્થ:**—આવી રીતે પરમાત્માનું નિરંતર ચિંતન કરતો છતો પુરૂષ ચિત્ત વૃત્તિઓના પરિત્યાગના અભ્યાસયુકત તથા અનાત્મ પદાર્થમાં સ્વભાવથીજ નહિં જનારા યોગવડે યુક્ત થઇ **નિરતિશય આનંદરૂપ** તથા **પ્રકાશરૂપ પરમ પુરૂષને પ્રાપ્ત થાય છે.** (૮)

મરણ સમયમાં અચળ મનથી ભકિતથી યુક્ત થઈ તથા યોગબળથી યુક્ત થઈ બે ભ્રમરની મધ્યમાં પ્રાણને યથાર્થ રીતે સ્થાપન કરી, સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમાં રાખનાર સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વને આકર્ષણ શકિતથી ધારણ કરનાર, વિચારમાં ન આવે એવા અપાર મહિમાવાળા સૂર્યની પેઠે પ્રકાશરૂપ, તથા અજ્ઞાનથી પર **એવા સ્વરૂપનું જે સ્મરણ કરે છે તે એ પરમ દિવ્ય પુરૂષને પામે છે.** સર્વજ્ઞ=ત્રણે કાળની સર્વ વસ્તુઓના દ્રષ્ટા. (૯ અને ૧૦)

વેદને જાણનારાઓ જે **અક્ષર (ઓંકાર નામવાળા અવિનાશી બ્રહ્મ)**નું પ્રતિપાદન કરે છે. રાગરહિત સંન્યાસીઓ જેમાં પ્રવેશ કરે છે (અક્ષર બ્રહ્મને પોતાના આત્મારૂપે અનુભવે છે) અને જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે છે. (બ્રહ્મચર્યપૂર્વક શ્રવણ મનનાદિક કરે છે) તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. (૧૧)

સર્વ દ્વારોને બંધ કરીને (ઇંદ્રિયોને શબ્દાદિ વિષયોથી રોકીને) અને મનનો હૃદયમાં નિરોધ કરીને (વૃત્તિરહિત સ્થિર કરીને) અને (ચિત્ત ને ઇંદ્રિયોને ક્રિયામાં પ્રવર્તાવનાર) પોતાના પ્રાણને દશમદ્વારરૂપ બ્રહ્મરંધ્રમાં ધારણ કરીને યોગ ધારણામાં (આત્માનો અનુભવ કરાવનારી સ્થિર વૃત્તિરૂપ ધારણામાં) રહેલો **ૐ એમ એવા બ્રહ્મવાચક એકાક્ષરનું** ઉચ્ચારણરૂપ જપતો તથા તે પ્રણવના અર્થરૂપ તથા અવિનાશી એવો જે હું તેનું સ્મરણ કરતો છતો જે (સુષુમણા નાડીરૂપ માર્ગદ્વારા) **દેહ ત્યજીને જાય છે તે પરમગતિને પામે છે.** (૧૨ ને ૧૩)

જે કોઈ બીજી વસ્તુમાં ચિત્તની આસક્તિ નહિં રાખનારા થઈ નિરંતર જીવિત પર્યંત એમ મારૂંજ ચિંતન કરે છે, **હે પાર્થ !** તે નિત્ય સમાહિત ચિત્તવાળા યોગીઓને હું અનાયાસે પ્રાપ્ત થાઉં છું. (૧૪)

એવા **પરમ સંસિદ્ધિ (કૈવલ્ય)ને પામેલા મહાત્માઓ** મારા સ્વરૂપને પામીને પુનઃ દુઃખના ઘરરૂપ (અપવિત્ર ગર્ભવાસ), અને અનિત્ય એવા જન્મને પામતા નથી અર્થાત **તેમની સંસારમાં પુનરાવૃત્તિ થતી નથી.** (૧૫) ॥ **हरि ओं तत्सत्** ॥

× × × × ×

## પ્રશ્નોપનિષત્ ( પ્રશ્ન ૩ મંત્ર ૮ થી ૧૧ માંથી)

**आदित्यो ह वै बाह्यः प्राणउदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णानः । पृथिव्यां या देवता सैषा पुरुषस्यापान मवष्टभ्यांन्तरा यदाकाशः स समानो वायुर्व्यानः ॥**

આદિત્યજ (સૂર્યજ) પ્રસિદ્ધ અધિદૈવરૂપ બહારનો પ્રાણ છે, તે આ ઉદય પામે છે. જેમ આ સૂર્ય આ આધ્યાત્મિકરૂપ ચક્ષુ ઇંદ્રિયમાં સ્થિત પ્રાણપર પ્રકાશવડે અનુગ્રહ કરતો છતો એટલે રૂપના જ્ઞાનમાં ચક્ષુને સમર્થ કરતો છતો વિદ્યમાન છે; તેમ પૃથ્વીમાં અભિમાની જે પ્રસિદ્ધ પૃથ્વ દેવતા છે તે પુરૂષની અપાન વૃત્તિને વશ કરીને સર્વ તરફથી સમાન રીતે નીચે ખેંચવા વડે શરીર ધારણરૂપ અનુગ્રહ કરતા છતા વર્તમાન છે. સ્વર્ગ અને પૃથ્વીના મધ્યમાં રહેલા આકાશ વિશે સ્થિત જે વાયુ છે તે વાયુ સમાન વાયુ પર અનુગ્રહ કરતો છતો વર્તે છે. અને સામાન્યરૂપે રહેલા જે બહારનો વાયુ છે તે વ્યાન વાયુ પર અનુગ્રહ કરતો છતો વર્તે છે.

**तेजो ह वा उदानस्तस्मादुपशान्त तेजाः ।**
**पुनर्भवमिन्द्रियै र्मनसि सम्पद्यमानैः ॥**

જે બહારનું પ્રસિદ્ધ સામાન્ય તેજ છે તે પોતાના સામાન્ય પ્રકાશથી શરીરમાંના ઉદાન વાયુપર અનુગ્રહ કરે છે જેથી તેજ સ્વભાવવાળો અને સ્થૂલ શરીરથી સૂક્ષ્મ શરીરને બહાર કાઢવારૂપ કર્મ કરનારો ઉદાનવાયુ પણ બહારના તેજના અનુગ્રહને પામ્યો છતો શરીરમાં રહે છે. તેથી જ્યારે જીવના જીવનના હેતુ કર્મ પૂરાં થયે બહારના તેજના અનુગ્રહના અભાવથી લૌકિક પુરૂષ સ્વાભાવિક તેજથી રહિત થાય છે. ત્યારે તેને ક્ષીણ આયુષ્યવાળો મરણ સમીપ જાણવો. પછી તે મનમાં પ્રવેશ પામેલી વાગાદિક ઇંદ્રિયોની સાથે અન્ય શરીરને પામે છે.

**यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः ।**
**सहात्मना यथा संकल्पितं लोकं नयति ॥**

આ જીવ મરણકાળમાં જે દેવાદિક શરીરમાં ચિત્તવાળો થાય છે તે ચિત્તના સંકલ્પવડે ઇંદ્રિયોની સાથે મુખ્ય પ્રાણ વૃત્તિને પામે છે. ઇન્દ્રિયોની વૃત્તિઓ ક્ષીણ થઈ તે મુખ્ય પ્રાણ વૃત્તિ રૂપે સ્થિત થાય છે, ત્યારે એના જ્ઞાતિજનો કહે છે કે 'આ હજી જીવે છે.' તે પ્રાણ જ્યારે

**તેજના અનુગ્રહને પામેલી ઉદાન વૃત્તિવડે** યુક્ત થયો છતો શરીરના સ્વામી જીવાત્માની **સાથે અભેદભાવને** પામે છે ત્યારે ઉદાનવૃત્તિથી યુક્ત થયેલ ભોક્તારૂપ પ્રાણ, તે મુખ્ય ભોક્તારૂપ જીવાત્માને કર્મ અને ઉપાસનાદિ સાધનોની અનુષ્ઠાન દશામાં સંકલ્પિતને પુનઃ મરણકાલે વાસના **રૂપે અભિવ્યક્ત** દેવાદિ શરીરરૂપ લોક પ્રતિ લઈ જાય છે. આવી રીતે પ્રાણની ઉપાસના કરનારનું **શરીર** પતન થયે સકામિ પુરૂષને પ્રાણની (સૂત્રાત્માની) સાથે એકતારૂપ ગૌણ અમૃતની પ્રાપ્તિ **થાય** છે અને **નિષ્કામીને** પ્રાણની ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતાદ્વારા **તત્ત્વજ્ઞાન થઇને મુખ્ય અમૃતની પ્રાપ્તિ થાય** છે એમ જાણવું.

* * * *

**या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे याच चक्षुषि ।**
**याचमनसि सन्तता शिवांतां कुरु मोत्क्रमीः ॥**

**વિવેચનઃ—**હે પ્રાણ ! જે તારી અપાનરૂપ મૂર્તિ વક્તાપણાવડે વચનરૂપ ચેષ્ટાને કરતી છતી વાણીમાં સ્થિત છે, જે વ્યાનરૂપ મૂર્તિ શ્રોત્રમાં સ્થિત છે, તથા જે પ્રાણરૂપ મૂર્તિ ચક્ષુમાં સ્થિત છે અને જે સમાનરૂપ મૂર્તિ સંકલ્પાદિ વ્યાપારવડે મનમાં સ્થિત છે તેને શાંતકર અને તારા ઉત્ક્રમણ ( બહાર નીકળવા )થી તેને કાર્યને અયોગ્ય ન કર–( પ્રશ્નોપનિષદ્ પ્રશ્ન ૨ જો મંત્ર ૧૨–૧૩ માંથી. )

આ લોકમાં આ જે કાંઈ ઉપભોગનો સમૂહ છે તે સર્વ પ્રાણના વશમાં વર્તે છે અને સ્વર્ગમાં જે દેવાદિકના ઉપભોગરૂપ જગત્ છે, તેનો પણ પ્રાણજ રક્ષણ કર્તા છે. આથી **હે પ્રાણ પ્રજાપતિ !** તું માતાની પેઠે અમે જે તારા પુત્રો છીએ તેનું પાલનકર અને ત્રણ વેદરૂપ તથા ધનાદિ ઐશ્વર્યરૂપ લક્ષ્મિ અને તારી સ્થિતિરૂપ નિમિત્તવાળી બુદ્ધિ અમને આપ એવી રીતે સર્વ રૂપતાવડે વાગાદિ ઇન્દ્રિયોએ, પ્રાણ પ્રજાપતિની ઉપાસનાને સ્તુતિ કહી છે.

**यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।**
**तं देवाः सर्वे अर्पिता स्तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥**

**કાઠકોપનિષત્ અ. ૨ વલ્લી ૧માંથી.**

**વિવેચનઃ—**જે **હિરણ્યગર્ભરૂપ પ્રાણમાંથી સૂર્ય** ઉદય પામે છે અને જે પ્રાણમાં તે દિન દિન પ્રતિ અસ્ત થાય છે તથા સ્થિતિકાળમાં તે પ્રાણરૂપ આત્મામાં અગ્નિઆદિ અધિદૈવ અને વાગ્આદિ અધ્યાત્મરૂપ સર્વે દેવો પ્રવેશ પામેલા છે. તે સમષ્ટિ પ્રાણ પણ બ્રહ્મજ છે તે સર્વરૂપ બ્રહ્મનું કોઇપણ પુરૂષ ઉલ્લંઘન કરતો નથી અર્થાત તેના સ્વરૂપભાવને છોડીને તેનાથી અન્યભાવ પ્રતિ જતો નથી, **આજ તે બ્રહ્મ છે. હે નચિકેતઃ (ગૌતમ)** જેમ શુદ્ધ પ્રદેશમાં નાંખેલું શુદ્ધ જળ તેવુંને તેવુંજ રહે છે તેમ **એકતાને જાણનાર મનનશીલ મુનિનો આત્મા તેવોને તેવોજ રહે છે.** વિપરીત ભાવને પામતો નથી. માટે કુતાર્કિકોની ભેદદ્રષ્ટિને તથા નાસ્તિકોની કુદ્રષ્ટિને ત્યજી દઈને સહસ્ત્ર માતા પિતાથી પણ અધિક હિત ઇચ્છનાર **વેદભગવાને ઉપદેશ કરેલ આત્માના એકપણાનું જ્ઞાન** દર્પ રહિત પુરૂષોએ શ્રદ્ધાભક્તિથી આદર કરવા યોગ્ય છે.

* * * * * *

આ મુખ્ય પ્રાણ પાપ સંબંધથી રહિત છે. મનુષ્ય આ પ્રાણવડે નથી સુગંધિને જાણતો, નથી દુર્ગંધિને જાણતો, કારણકે આ પ્રાણ પાપ રહિત વિશુદ્ધ છે (અસુરોથી પરાભવ પામેલો નથી).

લોક તે વડે જે ખાય છે, જે પીએ છે, તે વડે ઘ્રાણાદિક અન્ય ઈંદ્રિયોનું રક્ષણ કરે છે. આ (મુખ્ય પ્રાણની વૃત્તિરૂપ અન્નપાન)નેજ મરણકાળે નહિં પામીને (ઈંદ્રિયોના સમૂહ દેહથી) નીકળે છે. (તેમનું નીકળવું થવાથી પ્રાણની ભક્ષણ કરવાની અનિચ્છાને લીધે) મરણ સમયમાં મુખ ફાડે છે. **नैवैतेन सुरभि न दुर्गन्धि विजानात्य पहतपाप्मा ह्येष तेन यदश्नाति यत्पिबति तेनेतरा न्प्राणानवति ॥ एतमु एवान्तोऽवित्त्वोत्क्रामति व्याददात्येवान्तत इति ॥** બીજી ઇંદ્રિયો તો સત્ય સાથે મિથ્યા બંને બોલે છે, જોવા યોગ્ય ને નહિં જોવા યોગ્ય તેમ સાંભળવા યોગ્ય અને નહિં સાંભળવા યોગ્ય બંને અનુક્રમે વાક, ચક્ષુ ને શ્રોત્ર ઇંદ્રિયો કરે છે તેથી તેવી રીતે તેમને અસુર પાપના સંસર્ગવાળી કરે છે તે અશુદ્ધ છે ને પ્રાણજ મુખ્ય ને વિશુદ્ધ છે ને તેજ ઉપાસના કરવા યોગ્ય છે. (છાંદોગ્યોપનિષત્ પ્રપાઠક ૧ ખંડ ૨ માંથી)

* * * * * *

## છાંદોગ્યોપનિષદ્ પ્રપાઠક ૬ ઠો ખંડ ૮ મો.

**तस्यक्व मूलꣲस्यादन्यत्राद्भयोऽद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथानुखलु सोम्येमास्तिस्रोदेवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तदुक्तं पुरस्ता देव भवतस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम ॥**

**શબ્દાર્થ:—ઉદ્દાલકમુનિ** પોતાના પુત્ર **શ્વેતકેતુને** કહે છેઃ-( સુષુપ્તિમાં જીવભાવનો પરિત્યાગ કરીને જીવબ્રહ્મની સાથે એકભાવને એટલે પોતાના સદ્રૂપને પામેલો થાય છે. જેમ બાજ પક્ષી-પોતાના ઘાતકના હાથમાં રાખેલા દોરાવડે બંધાયેલો હઇને મોકળો થવા માટે પ્રત્યેક દિશા પ્રતિ ઉડીને બંધનને લીધે બીજે આશ્રય ન પામીને બંધનનો આશ્રય કરે છે તેમ મનરૂપ ઉપાધિવાળો જીવ અવિદ્યાકામ ને કર્મવડે જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં સુખ દુઃખાદિરૂપ પ્રત્યેક દિશાનો અનુભવ કરીને બ્રહ્મથી બીજે વિશ્રામ સ્થાન નહીં પામીને બ્રહ્મનોજ આશ્રય કરે છે. વળી જ્યારે પુરૂષ ભૂખને લીધે અન્ન ખાય છે ત્યારે તે ભક્ષણ કરેલા કઠણ અન્નને પીધેલું જળ શરીરની નાડીઓમાં લઈ જાય છે તેને તેથી લોકો અશનાય કહે છે. (ભક્ષણ કરેલાને લઇ જનાર કહે છે) તે રસાદિવડે શરીર ઉપજ્યું છે. તેથી તે શરીરનું મૂળ અન્નજ છે. તે ખાધેલા અન્નનું પરિણામ વીર્ય થાય છે ને સ્ત્રીએ ખાધેલા અન્નનું પરિણામ લોહી થાય છે તે વીર્ય ને રજથી શરીરની ઉત્પત્તિ થાય છે. તેમ જળને પુરૂષ પીએ છે ત્યારે તેજ જ પીધેલા જળાદિકને શોષણ કરતું છતું રૂધીર અને પ્રાણભાવે પરિણામ પમાડે છે તેથી તે તેજને લૌકિક જન ઉદન્ય (જળને લઇ જનાર કહે છે.) તે શરીરનું જળથી અન્ય સ્થાને ક્યાં મૂળ હોય ? (જળજ તેનું મૂળ છે.) **હે સોમ્ય !** જળરૂપ કાર્યવડે તેજોરૂપ મૂળને જાણ ને **હે સોમ્ય ! તેજોરૂપ મૂળવડે સદ્રૂપ મૂળને જાણ. હે સોમ્ય ! આ સર્વ પ્રજા સદ્રૂપ મૂળવાળી** છે. (સ્થિતિકાળમાં) સદ્રૂપ આશ્રયવાળી છે ને અંતમાં સદ્રૂપ પરિશેષવાળી છે **હે સોમ્ય !** પ્રસિદ્ધ આ (અન્ન, જળ, તેજ) ત્રણ દેવ પુરૂષ શરીરને પામીને એક એક ત્રિવિધ ત્રિવિધ થાય છે (તે ભક્ષણ કરેલું અન્ન ત્રણ પ્રકારે વિભાગ પામે છે) તેમ કહેલું છે. **હે સોમ્ય !** મરનાર આ પુરૂષની વાણી મનમાં લીન થાય છે (ત્યારે તે બોલી શકતો નથી, માત્ર તેના મનનો વ્યાપાર ચાલે છે પછી) મન (સુષુપ્તિકાળની પેઠે) પ્રાણમાં લીન થાય છે પશ્ચાત પ્રાણ (ક્રમથી સંકોચ પામી) તેજમાં લીન થાય છે (ત્યારે પ્રાણનો સ્થૂળ વ્યાપાર બંધ પડી માત્ર શરીરમાં ઉષ્ણતા રહે છે) **અંતે તે તેજ પરદેવતામાં લીન થાય છે**

**(ત્યાંથી જ્ઞાનીનું પુનઃ ઉત્થાન થતું ન** . અને અજ્ઞાની સુષુપ્તિમાંથી જાગેલાની પેઠે અન્ય **શરીરમાં પ્રવેશ કરે છે. કેમકે તેમની પૂર્વભાવિત** વાસના નાશ પામતી **નથી.** જીવ ભાવરૂપ આત્માવડે અનુવ્યાપ્ત રહે છે.)

**सयएषोऽणिमैतदात्म्य मिदꣳसर्वं तत्सत्यꣳ सआत्मा तत्त्वमसि श्वेतकेतो इति ।**

**તે જે આ સૂક્ષ્મભાવ** (જગતનું મૂળ) છે તે આ રૂપ આત્માવાળું આ સર્વ જગત્ છે તેજ **વાસ્તવિક સત્ય છે** તેથી તેજ જગતનો આત્મા છે હે **શ્વેતકેતો ! તે સત્ તું છે** એમ પિતા ઉદ્દાલક મુનિએ કહ્યું—**છાંદોગ્યોપનિષદ** પ્રપાઠક ૬ઠો ખંડ ૯મો તથા ૧૧મો.

*  *  *  *  *  *

**છાંદોગ્યોપનિષદ પ્રપાઠક ૬ ઠો ખંડ ૧૨ મો.**

**શંકા:**—અત્યંત સૂક્ષ્મ, સદ્રૂપને નામરૂપ રહિત બ્રહ્મથી (સત્થી) આ અત્યંત સ્થૂળને પૃથ્વી આદિક નામરૂપવાળું જગત કેમ ઉપજે છે ?

**સમાધાન:—ઉદ્દાલક** મુનિએ **શ્વેતકેતુ** પુત્રને પાસેના વડના મહાન વૃક્ષમાંથી એક ફળ લાવી ભાંગવાનું કહ્યું ને તેમાં શું દેખે છે એમ પુછ્યું. **શ્વેતકેતુ**એ કહ્યું કે સૂક્ષ્મતર જેવાં બીજો દેખું છું. તેમાંથી એક બીજ ભાંગી જોવાનું પછી કહ્યું. તે ભાંગીને ઉત્તર આપ્યો કે તેમાં હું કાંઈ પણ દેખતો નથી. **तꣳहोवाच यं वै सोम्यैत मणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्यग्रोधस्तिष्ठति श्रद्धत्स्व सोम्येति ॥** તેને પિતા કહેતા હવાઃ **હે સોમ્ય !** જે આ વડના બીજના સૂક્ષ્મ ભાવને તું જોતો નથી તે આ સૂક્ષ્મ ભાવનાજ કાર્યભૂત આ એવો મોટો વડ બહાર સ્થિત થાય છે. **હે સોમ્ય !** શ્રદ્ધાકર (બાહ્ય વિષયમાં આસક્ત મનવાળાને ગુરૂતર શ્રદ્ધા વિના અત્યંત સૂક્ષ્મ વિષયનો નિશ્ચય થાય નહિં તેથી પિતાએ શ્રદ્ધા કરવાનું કહ્યું છે). તે જે આ સૂક્ષ્મભાવ છે તે આ રૂપ આત્માવાળું આ સર્વ જગત છે તે સત્ય છે તે આત્મા છે તે સત્ તું છે.

×  ×  ×  ×  ×  ×

**છાંદોગ્યોપનિષદ્ પ્રકરણ ૬ ઠું ખંડ ૧૩ તથા ૧૫ માં મોથી.**

**શંકા:**—તે સત્ જો જગતનું મૂળ છે તો તે કેમ દેખાતું નથી ?

**સમાધાન:**—પિતાએ કહ્યું કે આ મીઠાનો ગાંગડો છે તેને જળમાં નાંખીને પછી બીજે દીવસે પ્રાતઃકાલે તે લવણને મારી પાસે લાવજે, પુત્રે તે બીજે દીવશે શોધ્યું પણ જળમાં મળી ગયેલું હોવાથી ન મળ્યું. **પિતાએ કહ્યું હે પુત્ર !** યદ્યપિ જળમાં વિલય પામેલા મીઠાને તું નેત્રવડે ને સ્પર્શવડે જાણતો નથી તો પણ તે બીજા ઉપાયવડે ગ્રહણ થઈ શકે છે માટે તે છે એમ નિશ્ચય કર–પછી તે જળને ઉપરથી લઇને, મધ્યમાંથી તથા નીચેથી લઇને ત્રણે વખત આચમન કરાવ્યું તો તે ત્રણે વખત તેનો સ્વાદ ખારોજ લાગ્યો તેથી તે મીઠું તે જળમાં બધે વિદ્યમાન છે એમ કહ્યું. ત્યારે પિતાએ કહ્યું કે હે તાત ! એવી રીતે અહિં (આ શરીરમાં) આચાર્યે ઉપદેશ કરેલા પ્રસિદ્ધ સતને તું ઈંદ્રિયોવડે જોતો કે જાણતો નથી પણ જેમ જળમાં દર્શન સ્પર્શન વડે પ્રતીત નહિં થનાર લવણને જીભવડે જાણ્યું તેમ **અહિં (આ શરીરમાં)જ વિદ્યમાન જગતના મૂળ સતને લવણના સૂક્ષ્મભાવની પેઠે જાણ.**

**શ્વેતકેતુ કહે છે:—હે** પિતા ! **હે ભગવન !** જગતનું મૂળસત્ જે ઉપાયવડે પ્રતીત **થતું હોય** તે ઉપાય કૃપા કરી સમજાવો.

પિતા કહે છે:—હે સૌમ્ય ! **यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तंततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ्वोदङ्वाऽधराङ्वा प्रत्यङ्वा प्रध्मायीताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः ॥** જેમ ગંધાર નામના સ્વદેશથી કોઈ પુરૂષ તસ્કરોવડે આંખે પાટા બાંધી આણેલો, માર્ગોના વિવેકથી રહિત, દિશાઓને નહિ જાણનાર, ક્ષુધા તૃષાવાળો, વ્યાઘ્ર ચોરાદિક અનેક ભયરૂપ અનર્થ સમૂહવડે યુક્ત અરણ્યમાં પ્રવેશ પામેલો. દુઃખી પોકાર કરતો ને બંધનોથી મોકળો થવાની ઇચ્છાવાળો છતો ત્યાં સ્થિત થયો તે પૂર્વ ઉત્તર દક્ષિણ વા પશ્ચિમ ભણી-દિશા ભ્રાંત હોવાથી પોકારે છે.

**तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतांदिशं गन्धारा एतांदिशं व्रजेति स ग्रामाद् ग्रामं पृच्छन्पण्डितो मेधावी गन्धारानेवो पसंपद्यैतैवमेवेहाऽऽचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरंयावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति ॥**

પછી તેના પુણ્યના ઉદયથી કોઈ કારૂણિક (દયાળુ) પુરૂષ મળે અને તું (ઉત્તર) દિશાભણી ગંધાર છે તું એ દિશાભણી ગમનકર એમ કહેને તેને હાથ તથા આંખના બંધનથી મોકળો કરે. પછી તે એક ગ્રામથી અન્ય ગ્રામને પૂછતો છતો તથા **ઉપદેશ કરેલા માર્ગના નિશ્ચયમાં સમર્થ** ગંધાર સ્વદેશનેજ પ્રાપ્ત થાય છે. તેમજ અહિં આચાર્યવાન પુરૂષ **જગતના કારણ સત્‌ને જાણે છે.** આચાર્યવાળાને અવિઘ્નરૂપ બંધ નથી. **મોકળા થયેલા તેને ત્યાં સુધીજ આત્મ-સ્વરૂપની પ્રાપ્તિનો વિલંબ છે કે જ્યાં સુધી પ્રારબ્ધનો ક્ષય નથી થયો. ત્યારે** (પ્રારબ્ધ પુરૂં થયે શરીરનો પાત થાય તે સમયમાંજ) **સત્‌ને પ્રાપ્ત થશે** એમ પિતાએ ઉપદેશ કર્યો અહિં મૂત્ર વિષ્ટાદિવાળું તથા શીતોષ્ણાદિક અનેક દ્વંદ્વ ધર્મરૂપ દુઃખવાળું શરીર અરણ્ય સમજવું. પુણ્ય પાપાદિક ચોરોએ અવિવેકરૂપ પાટાબાંધી જીવને પોતાના આત્મસ્વરૂપ રૂપસ્વદેશથી આણેલો છે તથા અનેક દશ્ય વિષયોની તૃષ્ણારૂપ પાશોવડે બાંધેલો છે તે સંસારના અનેક દુઃખો (ઉપાધિઓ) સંબંધી પોકાર કરતો કરતો ભમ્યાકરે છે તેને **સદ્-બ્રહ્મ-રૂપ આત્માને જાણનાર બ્રહ્મવેત્તા સદ્‌વસ્તુની પ્રાપ્તિના ઉપાયરૂપ દિશા બતાવે છે** ને તે ગંધાર દેશના પુરૂષની પેઠે પોતાના **સદ્‌રૂપ આત્માને પામીને સુખી થાય છે.** જ્ઞાન થાય કે તુરતજ શરીર પડી જતુ નથી પણ પ્રારબ્ધની સમાપ્તિ પર્યન્ત રહી તે સમાપ્તિ થયે શરીર પડે છે ને તેથી તે જીવન-મુક્તને **વિદેહ કૈવલ્ય** શરીરપાત પછી થાય છે.

**પ્રશ્ન:**—આચાર્યવાળો વિદ્વાન જે ક્રમવડે સત્‌ને પ્રાપ્ત થાય છે તે કૃપા કરી સમજાવો.

**ઉત્તર:**—હે પ્રિય દર્શન ! જ્વરાદિક ઉપતાપવાળા મરનારને તેના બંધુઓ 'તું મને ઓળખે છે?' તું મને ઓળખે છે ? એમ પુછતાં છતાં ઘેરીને પાસે બેસે છે. જ્યાં સુધી તેની વાણી મનમાં લીન થતી નથી તથા મન પ્રાણમાં, પ્રાણ ઉષ્ણતારૂપ તેજમાં ને તેજ પર દેવતામાં લીન થતું નથી ત્યાં સુધી તે જાણે છે, પણ પછી **अथ यदाअस्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राण स्तेजसि तेज परस्यां देवतायामथ न जानाति ॥**

જ્યારે આની વાણી મનમાં લીન થાય છે તથા મન પ્રાણમાં, પ્રાણ તેજમાં ને તેજ પર દેવતામાં લીન થાય છે ત્યારે જાણતો નથી. (તેમાં અવિદ્વાન સત્‌થી ઉત્થાન કરીને પૂર્વે ભાવના કરેલા દેવ, મનુષ્ય વા વ્યાઘ્રાદિ ભાવ પ્રતિ પ્રવેશ કરે છે અને વિદ્વાન તો શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી ઉપજેલાજ્ઞાન દીપકવડે પ્રકાશિત **સદ્‌રૂપ બ્રહ્મપ્રતિ પ્રવેશ કરીને પુનર્જન્મ પામતો નથી એવો આ બ્રહ્મની પ્રાપ્તિનો ક્રમ છે. આનું સુષુમ્ણાનાડિવડે ઉત્ક્રમણ થતું નથી.**

**તેના પ્રાણ તો અહિંજ વિલીન થાય છે.)** તે જે સૂક્ષ્મ ભાવ છે તે આ રૂપ આત્માવાળું આ સર્વ જગત છે તે સત્ય છે તે આત્મા છે. **હે શ્વેતકેતો ! તે સત્ તું છે.**

**શંકા:—**જો મરનારને અને મોક્ષ પામનારને બ્રહ્મની પ્રાપ્તિ સમાન છે, તો વિદ્વાન બ્રહ્મને પામીને પુનર્જન્મ પામતો નથી અને અવિદ્વાન પુનર્જન્મ પામે છે. આમાં જે કારણ હોય તે **ભગવાન્** સમજાવો.

**સમાધાન:—હે સૌમ્ય !** ચોરીના સંદેહથી હાથ બાંધેલા પુરૂષને રાજપુરૂષો (પોલીસ) અધિકારી (મેજીસ્ટ્રેટ)ની સમીપ લાવે છે ને 'આણે અમુકનું ધન અપહરણ કર્યું છે–ચોરી કરી છે' એમ કહે છે 'આને માટે કુહાડી તપાવો' એમ અધિકારી કહે છે. તે જો ચોરી કરનાર પોતે હોય છે ને બહારથી છુપાવે છે તો તેથીજ અન્યથા રૂપ પોતાને અન્યથા કરે છે (પોતે ચોર છતાં ચોર નથી એમ જણાવે છે) તે મિથ્યા પ્રતિજ્ઞાવાળો થયો છતો મિથ્યાવડે પોતાને ઢાંકીને તપાવેલા કુહાડાને ભ્રાંતિથી ગ્રહણ કરે છે, તે દાઝે છે ને પછી મિથ્યા પ્રતિજ્ઞારૂપ દોષથી રાજપુરૂષોવડે માર ખાય છે અને જો તે ચોરીનો અકર્તા હોય છે તો તેથીજ પોતાને સત્ય કરે છે તે સત્ય પ્રતિજ્ઞાવાળો થયો છતો સત્યવડે પોતાને ઢાંકીને તપેલા કુહાડાને ગ્રહણ કરે છે, પણ તે દાઝતો નથી, પછી મિથ્યા આરોપ કરનારાઓથી મોકળો થાય છે.

**स यथा तत्रनादाह्येतैतदात्म्यमिदंँसर्वं तत्सत्यंँस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति ॥**

જેવી રીતે તે સત્ય પ્રતિજ્ઞાવાળો ત્યાં દાહ પામતો નથી તેમ **બ્રહ્મની પ્રતિજ્ઞા (બ્રહ્મરૂપ સત્યની પ્રતિજ્ઞા)વાળો વિદ્વાન સતને પામીને પુનર્જન્મ પામતો નથી** અને કાર્યરૂપ મિથ્યાની પ્રતિજ્ઞાવાળો અવિદ્વાન સતને પામીને કર્માનુસાર પુનર્જન્મ પામે છે. (જો કે ચોરી કરનારને નહિં કરનાર બંનેમાં તપેલા કુહાડાના અને હાથના તળાના સંયોગની સમાનતા છે તેમ વિદ્વાન અને અને અવિદ્વાન બંને સતને તો પ્રાપ્ત થાય છે તોપણ ગતિ ભિન્ન ભિન્ન છે) આરૂપ આત્માવાળું આ સર્વ જગત છે તે સત્ય છે તે આત્મા છે હે **શ્વેતકેતો ! તે સત્ તુંજ** છે આ પિતાના વચનને **શ્વેતકેતુ હું સતજ** છું એમ જાણતો હવો.

**तदेष श्लोको 'न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखतांँ सर्वँह पश्यः पश्यति सर्व माप्नोति सर्वश इति' ॥**

(એવી રીતે જાણનાર વિદ્વાનના આત્માથી પ્રાણ, આશા, સ્મરણ, પંચભૂત, આવિર્ભાવ તિરોભાવ, અન્ન, બળ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાણી, નામ, મંત્રો, કર્મો અને આ સર્વ થાય છે) તેમાં આ મંત્ર છેઃ–જ્ઞાની મૃત્યુને જોતો નથી, રોગને જોતો નથી, દુઃખ ભાવને પણ જોતો નથી, જ્ઞાની સર્વને આત્મારૂપજ જુએ છે તેથી સર્વ પ્રકારથી સર્વને પામે છે. (અને આહારની શુદ્ધિમાં શબ્દાદિક વિષયોને રાગ, દ્વેષ ને મોહ રહિત ગ્રહણ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. અંતઃકરણની શુદ્ધમાં ભૂમા (**यो वैभूमा तत्सुखं**) રૂપ આત્માની અવિચ્છિન્ન સ્મૃતિ થાય છે ને તે સ્મૃતિનો લાભ થયે સતે અવિદ્યાકૃત સર્વ ગ્રંથીનો અત્યંત વિનાશ થાય છે) આ બોધથી મૃદિત કષાયવાળા (જેના રાગ દ્વેષાદિક દોષો વિનાશ-વિપ્રમોક્ષ–પામ્યા છે એવા) **નારદજીને** અજ્ઞાનના તત્ત્વરૂપ પારને **ભગવાન્ સનત્કુમાર** દેખાડતા હવા. તે **સનત્કુમારદેવને સ્કંદ યા કાર્તિકસ્વામી** પણ કહે છે.

આ સર્વનો સાર એ છે કે **ब्रह्म संस्थोऽमृतत्वमेति ॥ બ્રહ્મમાં સારી રીતે સ્થિત થયેલો (આત્યંતિક) અમૃતભાવને (અમરપણાને) પામે છે. (છાંદોગ્યોપનિષત્** પ્રકરણ ૬ઠ્ઠું ખંડ ૧૬માંથી તથા પ્રકરણ ૭ મું ખંડ ૨૬ માંથી)

## બૃહદારણ્યકોપનિષદ્ અ. ૧ બ્રા. ૫મું માંથી.

શાસ્ત્રોક્ત સાધનયોગ્ય ત્રણ લોકો છે તેમાં આ મનુષ્યલોક પુત્ર વડેજ સાધ્ય છે, બીજો પિતૃલોક અગ્નિ હોત્રાદિક કર્મોવડે સાધ્ય છે અને ત્રીજો દેવલોક ઉપાસનાવડે સાધ્ય છે. હવે પુત્રનું આલોકનું સાધનપણું કેવી રીતે છે તે જણાવવા માટે સંપ્રદાન (પિતા વક્ષ્યમાણ પ્રકારે પુત્રને પોતાનો વ્યવહાર અર્પણ કરે છે તે કર્મ) કહેવાય છેઃ-**તે પિતા** જ્યારે " મરીશ " એમ અરિષ્ટ આદિ દર્શનવડે માને છે ત્યારે **પુત્રને બોલાવીને કહે છે. "તું બ્રહ્મ છે, તું યજ્ઞ છે, તું લોક છે."** એમ કહેસતે **તે પુત્ર** (મારે આ કર્તવ્ય છે એમ શિક્ષા પામેલો હોવાથી) **પ્રત્યુત્તર કહે છે-"હું બ્રહ્મ છું, હું યજ્ઞ છું, હું લોક છું"** ઇતિ. એ શબ્દનો અર્થ કઠિન જાણીને **શ્રુતિ ભગવતી** તેનું વ્યાખ્યાન કહે છે-જે કાંઇ પ્રસિદ્ધ અનુક્ત (અધ્યયન કરતાં અવશેષ રહેલું ને નહિં અધ્યયન કરેલું) છે તે સર્વની બ્રહ્મ આ (પદમાં) એકતા છે. અર્થાત્ આટલા સમય સુધી વેદને વિષય કરનારો જે અધ્યયનરૂપ વ્યાપાર મારે કર્તવ્ય હતો તે હવે પછી તારે કરવા યોગ્ય થાઓ. તથા જે કાંઈ પ્રસિદ્ધ યજ્ઞો મેં અનુષ્ઠાન કરેલાં છે ને અનુષ્ઠાન કરેલાં નથી તે સર્વેની યજ્ઞ આ (પદમાં) એકતા છે અર્થાત મારે જે યજ્ઞ કર્તવ્ય હતા તે હવે તારે કર્તવ્ય થાઓ. વળી જે પ્રસિદ્ધ લોકો મેં સંપાદન કરેલા છે ને સંપાદન કરેલા નથી તે લોક હવે તારે સંપાદન કરવા યોગ્ય થાઓ. એવી રીતે પિતાએ કહ્યા પછી પુત્ર શિક્ષિત હોવાથી તે સર્વનો તેણે એવી રીતે અંગીકાર કર્યો. આ કથનમાં **શ્રુતિ ભગવતી** પિતાના આ અભિપ્રાયને માનતી છતી કહે છે.-વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાનને લોક જયરૂપ જે હું ગૃહસ્થનું કર્તવ્ય હતું તે હવે પુત્ર પોતામાં સ્થાપન કરી આ લોકથી મારૂં પાલન કરશે. **એવી રીતે જાણનારો પુત્ર પિતાને કર્તવ્યરૂપ બંધનથી મોકળો કરે છે** માટે બ્રાહ્મણો શિક્ષિત પુત્રને પિતાનું લોકથી પાલન કરનાર કહે છે. પછી તે પિતા અનંતવાણી, મન અને પ્રાણરૂપ હું છું એમ જાણનાર જ્યારે આ શરીરથી મરે છે ત્યારે આ (વાણી, મન અને) પ્રાણો સહિતજ પુત્રપ્રતિ વ્યાપે છે. (ફળરૂપે પરલોકમાં વિદ્યમાન છતો શિક્ષિત પુત્રરૂપે અહિં પણ રહે છે.) ને તે પુત્ર પોતે જે કાંઇ પિતાથી ન કરાયું હોય તે સર્વને અનુષ્ઠાન વડે પૂર્ણ કરીને પિતાને મોકળો કરે છે **તેથી તેનુ પુત્ર એવું નામ છે.** ને તે પિતા તે પુત્ર વડે આ મનુષ્ય લોકને જીતે છે. અને તેવા પિતા પ્રતિ આધિદૈવિકી વાણી, મન અને પ્રાણો હિરણ્યગર્ભના સંબંધવાળા તથા મરણ ધર્મ રહિત થઇ પ્રવેશ કરે છે એવી રીતે જાણનાર સર્વ ભૂતોનો આત્મા (પ્રાણ, મન ને વાણી) થાય છે (ને તેથી સર્વજ્ઞ થાય છે) **स एवंवित्सर्वेषां भूतानामात्मा भवति यथैषा देवतैवꣳस यथैतां देवताꣳ सर्वाणिभूतान्यवन्त्ये वꣳ हैवंविदꣳ सर्वाणि भूतान्यवन्ति ॥** ને જેવી રીતે આ (હિરણ્યગર્ભ) દેવતાને સર્વ લોકો પૂજે છે તેવી રીતે એમ જાણનારને (પ્રજાપતિના પદમાં વર્તમાન પુરૂષને) નિશ્ચય સર્વે ભૂતો પૂજે છે.

* * * * *

## શ્વેતાશ્વતર ઋષીનો સંન્યાસીયો પ્રત્યે ઉપદેશ.

### (આત્મપુરાણ અધ્યાય ૮ મો)

**ૐ પૈતિમાષ્ય** બ્રહ્મવિદ્યાના પ્રવર્તક ગુરૂ.

સર્વ વિઘ્નોની નિવૃત્તિ માટે **અંતર્યામી સવિતાની સ્તુતિનો પ્રકારઃ-**

હે **तत्** પદના અર્થરૂપ બ્રહ્મ! હે **त्वं** પદના અર્થરૂપ જીવાત્મા! તમે બંન્નેના અભેદરૂપ યોગને હું અધિકારી પુરૂષ ગુરૂશાસ્ત્ર સહકૃત શુદ્ધ મનથી કરૂં છું. કેમકે **सत्यं ज्ञान मनंतं** બ્રહ્મ ઈત્યાદીક અવાંતર વાક્યો સહકૃત જે **तत्त्वमस्यादि** મહાવાક્યો છે તે મહાવાક્યો તમો બંન્નેના

વાસ્તવ સ્વરૂપના અભેદનેજ પ્રતિપાદન કરે છે. તથા **आत्मा वा इदमेक एवाग्र आसीत्** ઈત્યાદી શ્રુતિવચનો આ જગતની ઉત્પત્તિથી પૂર્વે તમે બંન્નેના અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ કરીને કથન કરે છે, અને જેવી રીતે લૌકીક પુરૂષ લોકપ્રસિદ્ધ માર્ગથી નગરને પ્રાપ્ત થાય છે તેવી રીતે તમારૂં ધ્યાન કરીને સર્વ વિઘ્નોથી રહીત થયેલ આ અધિકારી પુરૂષ **આત્મજ્ઞાનરૂપ માર્ગથી બ્રહ્માનંદરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.** અને જે અધિકારીને તમારો સાક્ષાત્કાર થયો છે તે પુરૂષ પોતાની મોક્ષરૂપ કીર્તિને બુદ્ધિમાન પુરૂષોના મુખથી બહુવાર શ્રવણ કરે છે. અને જેવી રીતે પિતાના ધનમાં પુત્રનો ભાગ હોય છે તેવી રીતે બ્રહ્માનંદરૂપ મોક્ષને વિષે તે અધિકારી પુરૂષ ભાગવાળા હોય છે. અને જે અધિકારી હૃદયાદિક સ્થાનો વિષે તમારૂં ચિંતન કરે છે તે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈને તે **આત્મસાક્ષાત્કારના પ્રભાવથી સૂર્યચંદ્રાદિ વિશે સ્થીત પરમેશ્વરના તેજને પ્રાપ્ત થાય છે,** અને વાસ્તવથી શુધ્ધ બ્રહ્મરૂપ અને ભેદથી રહીત જે તમો બંન્ને છો તે તમો બંન્નેની પ્રાપ્તિના દ્વારને હું અધિકારી જન ગુરૂશાસ્ત્રના ઉપદેશથી ભલી પ્રકાર જાણું છું. કેમકે કાષ્ટોના મથનથી ઉત્પન્ન થયો જે અગ્નિ તે અગ્નિ જે સ્થાનથી ઉત્પન્ન થાય છે તે સ્થાન વિષે લયભાવને પ્રાપ્ત થાય છે, તેવી રીતે વાયુ, ચંદ્ર સૂર્યાદીજગત જે માયા વિશિષ્ટ ચેતન વિશે ઉત્પત્તિલયને પામે છે તે માયા વિશિષ્ટરૂપજ તમો બંન્નેના શુદ્ધ સ્વરૂપને જણાવે છે આ કારણથી તે માયા વિશિષ્ટ સ્વરૂપ તમો બંન્નેનો પ્રાપ્તિનો માર્ગ છે કેમજે જેવી રીતે આ લોક વિષે મૃત્તિકારૂપ કારણનું જ્ઞાન થયા અનંતર ઘટ શરાવાદિક કાર્યોનું ભેદદર્શન નિવૃત્ત થઈ જાય છે, તેવી રીતે સર્વ જગતના કારણરૂપ જે માયા વિશિષ્ટચેતન છે તે વિશિષ્ટચેતનનું જ્ઞાન થયા બાદ આ અધિકારી પુરૂષ ભેદદર્શન જન્ય સર્વ ભ્રાંતિનો પરિત્યાગ કરીને **શુદ્ધબ્રહ્મને પામે છે.** આ પ્રકારે શુધ્ધ આત્માનો સાક્ષાત્કાર થયા અનંતર **तत्**પદના અર્થરૂપ તમે ઇશ્વર પોતાની પરોક્ષતાની નિવૃત્તી વાસ્તે તાદાત્મ્ય સંબંધ કરીને આ **त्वं** પદાર્થરૂપ જીવનું સેવન કરો છો અને આ **त्वं** પદાર્થરૂપ જીવ પોતાના પરિચ્છિન્નભાવની નિવૃત્તી વાસ્તે તાદાત્મ્ય સંબંધે કરીને તે **तत्** પદાર્થરૂપ ઇશ્વરનું સેવન કરે છે. **એવી અભેદ દશા** વિષે તમે પરમાત્માદેવ પોતાનો સાક્ષાત્કાર કરીને આ અધિકારી પુરૂષની અવિદ્યાનો નાશ કરો છો—કેવી છે તે અવિદ્યા કે જે આ જીવોના જન્મમરણાદીક દુઃખોનું કારણ છે તથા નાના પ્રકારના ભેદદર્શનનું કારણ છે.—જેથી આ અધિકારી પુરૂષ તમારી પ્રાપ્તિ વાસ્તે અગ્નિ હોત્રાદિક ઇષ્ટ કર્મોને તથા કુવા તળાવાદિક પૂર્ત કર્મોને કદાચીત પણ ન કરે કિંતુ તમારી પ્રાપ્તિ વાસ્તે આ અધિકારી પુરૂષ **આત્મજ્ઞાનનોજ અભ્યાસ કરે. આત્મજ્ઞાન વિના બીજો કોઈ ઉપાય તમારી પ્રાપ્તિનો છે નહીં.**

**હે સંન્યાસીઓ!** આ પ્રકાર જે અધિકારી પુરૂષ તે પરમાત્મા દેવની સ્તુતિ કરે છે તે અધિકારી પુરૂષના સર્વ પાપ નિવૃત્ત થાય છે અને તે પાપકર્મરૂપ પ્રતિબંધની નિવૃત્તી થયે સતે આ અધિકારી પુરૂષનું ચિત્ત શુદ્ધ થાય છે, અને તે ચિત્તશુદ્ધિ અનંતર આ અધિકારી પુરૂષને યોગની પ્રાપ્તિની ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે ઇચ્છાની ઉત્પત્તિ બાદ તે યોગ કરે છે અને તે યોગ કરે છે અને તે યોગ કરીને **આ અધિકારી પુરૂષ સાક્ષીઆત્માને જુવે છે,** તે સાક્ષીઆત્માના દર્શન કરીને તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે તેથી મુમુક્ષુ જને ઉપર કહી રીતિથી પરમેશ્વરની પ્રાર્થના અવસ્ય કરવી. ૐ.

× × × ×

**જીવનમુક્ત યા યોગીશ્વરના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી**
**મહાભારત—શાંતિપર્વ આપદ્ ધર્મમાંથી લીધેલ સાર.**

યોગીનું મરણ ઇચ્છા આધીન છે. વાસના આધીન નથી એ લે યોગી પોતાના પ્રાણ બ્રહ્મરંધ્રમાં ક્રમશઃ ચડાવી દે છે ને **સાંખ્ય વેદાંત રાજયોગ રીતીથી અભેદ અભય અખંડ બ્રહ્મસ્વરૂપમાં સ્થીત થાય છે** તેનું નામજ બ્રહ્મમાં લય પામવું કે બ્રહ્મમાં અભેદરૂપે સ્થિત થવું કે બ્રહ્મસ્વરૂપે રહેવું છે, ત્યાં પ્રાણ એટલે સૂક્ષ્મ શરીરની સમાપ્તિ છે. અને જેમ જળચર માછલાં આદિની જળમાં અને ખગચર પક્ષીઓની આકાશમાં ગતિકે પગલાં જણાતાં નથી (જોવામાં આવતાં નથી) **તેમ બ્રહ્મ જ્ઞાનીની ગતિ જાણવામાં કે જોવામાં આવતી નથી અર્થાત તે બ્રહ્મસ્વરૂપે બ્રહ્મમાંજ લય પામે છે, સ્થિતિ કરે છે એમાં સંશય નથી.** તે જ્ઞાની જીવનમુક્ત પોતાના સ્થૂલ શરીરને પંચતત્ત્વમાં મળતાં સુધી (દેહપાત થાય તે દરમીઆન) પ્રારબ્ધ કર્મના ક્ષયની વાટ જોતો વિચર્યા કરે છે. જેને કોઈ પણ પ્રાણી તરફનો ભય રહેતો નથી અને જેનાથી કોઈ પણ પ્રાણીને ભય હોતો નથી તે પુરૂષને દેહના ત્યાગનો કે કાળનો પણ ભય રહેતો નથી. **તે સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખીને તેઓને અભયદાન આપે છે**

× × × × × ×

## માંડૂક્યોપનિષદ્ પ્રકરણ ૧ લું મંત્ર ૧૨ માંથી

**अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपंचोपशमः शिवोऽद्वैत ।**
**एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद ॥**

**શબ્દાર્થ:**—અમાત્રરૂપ ચતુર્થ ( તુરીય ), અવ્યવહાર્ય, પ્રપંચના ઉપશમવાળો કલ્યાણરૂપ ( મંગળરૂપ )ને અદ્વૈત છે. એમ ૐકાર આત્માજ છે જે એમ જાણે છે તે આત્માવડે આત્મા પ્રતિ પ્રવેશ કરે છે.

**વિવેચન:**—ત્રણમાત્રા રહિત (અકાર, ઉકાર, મકાર રહિત) ૐકાર જે અમાત્ર તે તુરીયરૂપ આત્મા છે તે આત્મા મૂળાજ્ઞાનના ક્ષયવડે વાચક વાચ્યરૂપ વાણી મનના ક્ષીણ થવાથી વ્યવહાર કરવાને અયોગ્ય છે વળી તે નામ રૂપાત્મક (કાર્ય કારણરૂપ) પ્રપંચના અભાવવાળો, રાગદ્વેષાદિ વિકાર રહિત શાંત, શુદ્ધ પરમાનંદ બોધ સ્વરૂપ હોવાથી મંગળરૂપ ને ભેદરૂપ વિકલ્પથી રહિત અદ્વૈત છે એવી રીતે તુરીયરૂપ ૐકાર આત્માજ છે જે ઉત્તમ અધિકારી એમ જાણે છે તે પોતાના આત્માવડે પોતાના પરમાર્થરૂપ આત્મામા પ્રવેશ કરે છે અર્થાત સુષુપ્તિ નામના ત્રીજા સ્થાનરૂપ બીજભાવનો દાહ કરીને બ્રહ્મવેત્તા સ્વસ્વરૂપમાં પ્રવેશ કરે છે ને તુરીય બીજ રહિત હોવાથી પુનઃ ત્યાંથી તે જન્મ પામતો નથી.

× × × × ×

## કાઠકોપનિષદ્ વલ્લિ ૩ મંત્ર ૧૧ અને ૨ માંથી તથા માંડુક્યોપનિષદ્ પ્રકરણ ૩ શ્લોક ૪૪ માંથી.

ઇંદ્રીયોઆદિકની અચલ અવસ્થાને યોગીજનો સર્વ અનર્થના સંયોગના વિયોગરૂપ યોગ એમ માને છે. આ અવસ્થામાં આત્મા અવિદ્યાના આરોપથી રહિત સ્વરૂપમાં સ્થિતિવાળો હોય છે. વ્યવહારથી નિવૃત્ત કરેલું મન જ્યારે સુષુપ્તિને પામે, ત્યારે તે અવસ્થા અનર્થના બીજરૂપ છે. તેથી તે અવસ્થાની નિવૃત્તિ માટે **"હું પૂર્ણ બ્રહ્મ છું" એ અભ્યાસમાં મનને જોડવું.** અભ્યાસમાં જોડેલું મન જો વિષયોમાં ભ્રમણ કરવા લાગે તો તે વિષયોમાં દોષ દર્શન કરીને તેને વિષયોથી નિવૃત્ત કરવું. વિષયોથી મોકળું કરેલું મન જો બાહ્ય અને અંતરની પ્રવૃત્તિ રહિત થાય તો તે કષાયાવસ્થા (રાગના બીજરૂપ) છે, તેને પણ તીવ્ર દોષ દર્શનથી નિવૃત્ત કરવી. તે મન જ્યારે

વિષયાકાર થતું નથી, લય પામતું નથી તથા અંતરાજ્ઞાવસ્થાને પણ પામતું નથી કિંતુ પૂર્ણ **બ્રહ્મના પ્રકાશકપણાવડેજ** ક્ષીણ થાય છે ત્યારે સર્વ અનર્થના વિયોગરૂપ અવસ્થા થાય છે **ને તેજ અવસ્થાયોગ છે.**

\+ + + +

**કાઠકોપનિષત્ અ. ૨ વ. ૩ મંત્ર ૧૪-૧૫.**

**यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्य हृदि श्रिताः ।**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥**
**यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।**
**अथ मर्त्योऽमृतो भवत्येतावद्धयनुशासनम् ॥**

બોધથી પૂર્વે આ વિદ્વાનની બુદ્ધિમાં રહેલી શરીરની સ્થિતિ માટે અન્નપાનાદિમાં પ્રવૃત્તિના કારણરૂપ ઇચ્છાથી ભિન્ન આલોકના ઐશ્વર્યની વા સ્વર્ગાદિની જે કામનાઓ છે તે સર્વ જ્યારે કામના કરવા યોગ્ય અન્ય વસ્તુ (આત્મા સિવાય અન્ય)ના અભાવથી નાશ પામે છે ત્યારે બોધથી પૂર્વે જે મરવા યોગ્ય મનુષ્ય હતો (માનતો હતો) તે બોધથી ઉત્તર કાળમાં અવિદ્યા, કામ અને કર્મરૂપ મૃત્યુના વિનાશથી અથવા અન્ય લોકમાં ગમનના કારણરૂપ મૃત્યુના વિનાશથી મરણ રહિત થાય છે અને ગમનના અભાવથી આજ શરીરમાં **દીવાના નિર્વાણની પેઠે** સર્વ બંધનોની નિવૃત્તિથી બ્રહ્મને પામે છે અર્થાત **બ્રહ્મસ્વરૂપે સ્થિત રહે છે.** આવી રીતે અહિં (જીવતાંજ) ગ્રંથિની પેઠે દૃઢ બંધનરૂપ "હું આ શરીર છું મારૂં આ ધન, સ્ત્રી, પુત્રાદિ છે, હું સુખી છું, હું દુઃખી છું" ઇત્યાદિ **અવિદ્યાની વૃત્તિઓરૂપ બુદ્ધિની ગ્રંથીઓ છે તે સર્વ-તેમનાથી વિપરીત "હું અસંસારી બ્રહ્મ છું" એવી બ્રહ્મથી અભિન્ન આત્માની વૃત્તિની ઉત્પત્તિથી વિનાશ પામે છે** ત્યારે તે ગ્રંથીરૂપ કારણવાળી કામનાઓ મૂળ સહિત નિવૃત્ત થઈ જાય છે. પછી તે મરણ ધર્મ વાળો મનુષ્ય મરણથી રહિત થાય છે. એવા વિદ્વાનનું **न तस्य प्राणा उत्क्रामन्ति ॥** (તે જ્ઞાનીના પ્રાણો અન્યત્ર ગમન કરતા નથી) ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે લોકાંતરમાં અથવા આલોકમાં અન્ય શરીર વિશે ગમન થતું નથી.

× × × ×

**શાંતિપર્વ મહાભારત મોક્ષધર્મ અ. ૨૩૯માંથી.**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને સર્વ ઇંદ્રિયોથી રહિત એવા નિર્વિકાર પોતાના આત્મસ્વરૂપના (કે જે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી પણ રહિત છે તેના) શરીરની અંદરજ માત્ર મનરૂપી ઉજ્જ્વળ દીવાથી દર્શન કરવા. જે પુરૂષ મરણ ધર્મવાળા પ્રત્યેક દેહને આશ્રયે રહેલા અવ્યક્તરૂપ પરમાત્માનો, ગુરૂનાં તથા વેદનાં વાક્યોના શ્રવણાદિકપૂર્વક સક્ષાત્કાર કરે છે **તે જીવનમુક્ત મરણ પછી નિર્વિશેષ બ્રહ્મભાવને પામે છે.** તેઓ વિદ્યાસંપન્ન અને કુલસંપન્ન એવા બ્રાહ્મણને, ગાયને, હાથીને, કુતરાને તથા ચાંડાલને પણ એકસરખાજ જુએ છે કારણકે તેઓને એવું જ્ઞાનજ થયેલું હોય છે કે સ્થાવર જંગમ **સર્વ પ્રાણીઓમાં સર્વના કરતાં મહાન એવો એકજ આત્મા વસી રહ્યો છે કે જેનાવડે આ સમગ્ર જગત વ્યાપ્ત થઈ રહ્યું છે.** પ્રાણીમાત્રના આત્મારૂપ બનેલો યોગી પુરૂષ **સંપ્રજ્ઞાત સમાધિમાં** આરૂઢ થઈને જ્યારે જોઈ શકે છે કે "હું એકલોજ સર્વ પ્રાણીઓમાં ઓતપ્રોત થઈ રહ્યો છું." અને **અસંપ્રજ્ઞાત સમાધિમાં** આરૂઢ થઈને જ્યારે જોઈ શકે છે કે "મારામાંજ આ સર્વ જગત ઓતપ્રોત થઈ રહ્યું છે." **ત્યારે તે જીવનમુક્ત કેવળ બ્રહ્મરૂપજ થઈ રહે છે.** તેને જીવાત્મા પરમાત્માનું અભેદજ્ઞાનજ હોય છે, એટલુંજ

નહિં પણ આવા સર્વ ભૂતોના આત્મારૂપ થયેલા, આકાશની પેઠે સર્વવ્યાપક થયેલા, પ્રાણીમાત્રનું હિત કરનારા, દેવયાનમાર્ગ કે પિતૃયાનમાર્ગથી રહિત થયેલા અને બ્રહ્મસ્વરૂપ જ્ઞાની પુરૂષના માર્ગમાં (ગતિ જાણવામાં) દેવો પણ મોહાધીન બની જાય છે. અર્થાત **नतस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवनीयंते । ब्रह्मैवसन् ब्रह्माप्येति ॥ આ જ્ઞાની જીવનમુક્તના પ્રાણ કયાંય પણ બહાર જતા નથી, પરંતુ આત્મામાંજ એકીભાવને પામીને લીન થઈ જાય છે ને તે પુરૂષ બ્રહ્મસ્વરૂપ હઇને બ્રહ્મને પામે છે.** જેમ પક્ષીઓની ગતિ આકાશમાં જણાતી નથી અને માછલાં આદિની ગતિ જળમાં દેખાતી નથી તેમ તે **જ્ઞાનીની ગતિ પણ જોવામાં આવતી નથી.**

**शकुनीनामिवाकाशे, जले वारि चरस्य च ।**
**पदं यथा न दृश्येत, तथा ज्ञानविदां गतिः ॥**

પ્રાણીમાત્રને કાળ પોતાનામાં પોતાના સ્વરૂપે લય પમાડી દે છે; પરંતુ તે કાળ જેનામાં લય પામે છે તેને કોઇપણ જાણતો નથી (અર્થાત જેનામાં કાળનો પણ લય થઈ જાય છે **તેજ પરબ્રહ્મ છે.**) જે પુરૂષ મુકત થયેલો છે તેને ઉપરના ભાગમાંજ કે ખૂણાખાંચામાંજ કે આડો અવળો અથવા કેવળ મધ્યમાંજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે એમ કાંઈ નથી. **તેને તો સર્વદા સર્વત્ર કેવળ બ્રહ્મનાંજ દર્શન થાય છે.** વળી મુકત પુરૂષના આત્મામાં આ સર્વ લોકોનો અંતર્ભાવ થઈ ગયેલો હોય છે, જેથી આલોક માંહેનું કોઈ પણ બાહ્યસ્થાન તેને પ્રાપ્ત કરવા યોગ્ય રહેતું નથી. એ પરબ્રહ્મનો અંત કોઈ પામ્યો નથી, તે સૂક્ષ્મથી અતિ સૂક્ષ્મ અને સ્થૂળથી અતિશય સ્થૂળ છે, અને સર્વ પ્રદેશમાં વ્યાપ્ત થઇને રહેલ છે.

× × × × ×

**અવધૂત ગીતા અ. ૧લામાંથી તથા અ. બીજામાંથી.**

**सखे मनः किं बहु जल्पितेन । सखे मनः सर्व मिदं वितर्क्यं ॥**
**यत्सार भूतं कथितं मयाते । त्वमेव तत्त्वं गगनोपमोऽसि ॥**
**येनकेनापि भावेन यत्रकुत्रमृताअपि । योगिन स्तत्रलीयंते घटाकाश मिवाम्बरे ॥**
**तीर्थे चान्त्यज गेहेवा नष्टस्मृतिरपित्यजन् ॥**
**सम काले तनुं मुक्तः कैवल्य व्यापको भवेत् ॥ परे ब्रह्मणि लीयते ॥**

અવધૂત ગીતામાં કહેલ છે હે સખા મન! **ગગનની ઉપમાવાળું પોતાનું સ્વરૂપ સારભૂત છે તે તુંજ છે.** આ સર્વ વિતર્ક્ય ને બહુ જલ્પનાથી શું વિશેષ છે. ગમે તે ભાવથી ગમે ત્યાં યોગીઓના દેહનો પાત થયે-ઘટાકાશ જેમ મહાકાશમાં લીન થાય છે તેમ-ત્યાંજ **(સ્વરૂપમાંજ) લીન પ્રાણ થાય છે.** પછી તે દેહ તીર્થમાં, કે ચાંડાલને ઘેર પડો કે સ્મૃતિ નષ્ટ થઇને પડો તો પણ **દેહ છુટવાના સમકાલીન કૈવલ્ય વ્યાપક થાય છે. પરબ્રહ્મમાં લીન થાય છે.**

**घटे भिन्ने घटाकाश आकाशे लीयते यथा ।**
**देहाभावे तथा योगि स्वरूपे परमात्मनि ॥**

ઘડો નષ્ટ થયે તેમાં રહેલ આકાશ જેમ મહાકાશમાં લય થાય છે તેમ **દેહનો અભાવ થયે યોગી પરમાત્મસ્વરૂપે રહે છે.**

* * * *

**કાઠકોપનિષદ્ અ. ૨ વલ્લી ૨ માંથી.**

**य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ।**
**तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृत मुच्यते ।**
**तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदुनात्येति कश्चन । एतद्वैतत् ॥**

જે આ પુરૂષ સ્વપ્નમાં ઇંદ્રિયો લીન થયે સતે તે તે ઇચ્છિત ઇચ્છિત ધન સ્ત્રી આદિ વિષયને અવિદ્યાથી રચતો છતો જાગે છે, સુતો નથી **તેજ શુદ્ધ તે ગુહ્ય બ્રહ્મ છે. તે બ્રહ્મજ સર્વ શાસ્ત્રોમાં અવિનાશી કહેવાય છે.** પૃથ્વી આદિ સર્વે લોકો તે બ્રહ્મમાં આશ્રય પામેલા છે. **તે બ્રહ્મનું કોઇપણ પુરુષ ઉલ્લંઘન કરતો નથી. અર્થાત્ બ્રહ્મભાવને છોડીને અન્ય ભાવને પામતો નથી આ જે તે બ્રહ્મ છે.**

* * * *

**ભગવત્‌ગીતામાંથી અધ્યાય ૮ માંથી શ્લોક ૫ મો.**

**अंतकाले च मामेव, स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति समद्भावं, याति नास्त्यत्र संशयः ॥**

**વિવેચનઃ-શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ**-જે અધિકારી પુરૂષ મારૂં સગુણરૂપે કે નિર્ગુણરૂપે સ્મરણ કરતો છતો-તે સ્મરણના સંસ્કારોની દ્રઢતાથી શ્રવણાદિની અસાવધાતનાવાળા મૃત્યુ સમયમાં પણ ચિંતન કરતો છતો-આ શરીરમાંથી અહંતા મમતાનો પરિત્યાગ કરીને પ્રાણના વિયોગ સમયે પ્રયાણ કરે છે (જાય છે) તે અધિકાર પ્રમાણે મારા સગુણ કે નિર્ગુણ બ્રહ્મભાવને પામે છે. ત્યાં સગુણ બ્રહ્મોપાસક તો બ્રહ્મ લોકમાં જાય છે અને ત્યાં ભોગો ભોગવીને અંતે નિર્ગુણ બ્રહ્મભાવને પામે છે અને નિર્ગુણ બ્રહ્મનું ચિંતન કરનાર તો **આ શરીરમાંજ અધિષ્ઠાન ચૈતન્યમાંજ લય ભાવને પામે છે, એમાં કાંઈ પણ સંશય નથી.**

× × × × × ×

**માંડુકયોપનિષદ્ પ્રકરણ ૩ શ્લોક ૩ જો શ્લોક ૪, ૯, ૩૫ થી ૪૦ માંથી**
**તથા પ્રકરણ ૪ શ્લોક ૧ અને ૯૬ માંથી.**

**आत्मा ह्याकाशवज्जीवै र्घटाकाशैरिवोदितः ।**
**घटादिवच्च संघातै र्जातावेतन्निदर्शनम् ॥**

**વિવેચનઃ**—પરમાત્મા (બ્રહ્મ) જેથી આકાશની પેઠે સૂક્ષ્મ નિરવયવ ને સર્વગત છે તેને મહાકાશ સમાન કહેલ છે અને જીવોને ઘટાકાશોની સમાન કહેલા છે. તથા ઘટાદિની પેઠે પૃથ્વિ આદિસંઘાત પરમાત્માથી કલ્પીત ઉત્પન્ન થયેલ છે.

**ज्ञानेनाऽकाश कल्पेन धर्मान्यो गगनोपमान् ।**
**ज्ञेयाभिन्नेन सम्बुद्धस्तं वन्देद्विपदांवरम् ॥**

**શબ્દાર્થઃ**—જે **નારાયણ ભગવાન** જ્ઞેયથી અભિન્ન આકાશના જેવા જ્ઞાનવડે આકાશની ઉપમાવાળા આત્માના ધર્મોને સારી રીતે જાણતા હવા **તે પુરૂષોમાં ઉત્તમને** હું નમસ્કાર કરૂં છું.

**अजेष्वजम संक्रान्तं धर्मेषु ज्ञान मिष्यते ।**
**यतो न क्रमते ज्ञान मसगंतेन कीर्तितम् ॥**

**શબ્દાર્થઃ**—અચલ ( અજન્મા ) આત્માઓમાં અચલ ( અજન્મા ) અને અન્યત્ર નહિં જનાર જ્ઞાન અંગીકાર કરાય છે જેથી જ્ઞાન (અન્ય પદાર્થમાં) ગમન કરતું નથી તેથી તે (આકાશના જેવું) અસંગ કહ્યું છે (એવા પરિચ્છેદથી રહિત તત્ત્વને જાણનાર **મહાજ્ઞાની છે.**)

**घटादिषु प्रलीनेषु घटाकाशादयो यथा ।**
**आकाशे सम्प्रलीयन्ते तद्वज्जीवा इहात्मनि ॥**

જેમ ઘટાદિની ઉત્પત્તિથી ઘટાકાશાદિકની ઉત્પત્તિ પ્રતીત થાય છે અને જેમ ઘટાદિકનો લય થયે ઘટાકાશાદિકનો લય પ્રતીત થાય છે તેમ દેહાદિ સંઘાતની ઉત્પત્તિથી જીવોની ઉત્પત્તિ અને તેનો લય થયે જીવોનો લય આ આત્મામાં પ્રતીત થાય છે. સ્વરૂપથી ઉત્પત્તિ લય થતાં નથી.

ઘટાકાશની ઉત્પત્તિ, નાશ, ગમન, આગમન ને સ્થિતિની પેઠે સર્વ શરીરોમાં આત્માના જન્મ, મરણ, ગમન, આગમન ને સ્થિતિસતે પણ આત્મા આકાશની પેઠે પ્રતીતિ કરવા યોગ્ય છે તાત્પર્ય કે આત્મામાં તે સર્વ અવિદ્યાકૃત છે, વાસ્તવ નથી.

સુષુપ્તિ અવસ્થામાં મન સર્વ વાસનાઓ સહિત અવિદ્યામાં લીન થાય છે અને સમાધિમાં (વિવેક પૂર્વક નિગ્રહ કરેલું તે મન) અજ્ઞાનરૂપ બીજભાવને પામતું નથી. જ્યારે સમાધિને પામેલું મન અવિદ્યાના કરેલા ગ્રાહ્ય અને ગ્રાહકરૂપ બંને મળથી રહિત થાય છે ત્યારે તે મન અદ્વૈત બ્રહ્મનેજ પ્રાપ્ત થયું છે (બ્રહ્માકાર થયું છે.) તેથી તે મનજ ભયના નિમિત્તરૂપ દ્વૈતના ગ્રહણના અભાવથી નિર્ભય, ચૈતન્ય પ્રકાશરૂપ તથા સર્વ ભણીથી નિરંતર વ્યાપક બ્રહ્મરૂપ છે. **તે બ્રહ્મ** જન્મના હેતુ ભૂત અવિદ્યારૂપ નિમિત્તના અભાવથી જન્મ રહિત, અનાદિ અવિદ્યારૂપ નિદ્રાથી રહિત, દ્વૈત દર્શનરૂપ સ્વપ્નથી રહિત, વાણીથી પર હોવાથી નામથી રહિત, નિરવય હોવાથી રૂપથી રહિત, અગ્રહણ, અન્યથા ગ્રહણ આવિર્ભાવ ને તિરોભાવના અભાવથી **નિરંતર પ્રકાશરૂપ ને જ્ઞાન સ્વરૂપ છે;** એવા બ્રહ્મમાં (બ્રહ્મને જાણનાર વિદ્વાનમાં) કોઇપણ પ્રકારે સમાધિ આદિ કર્તવ્ય નથી જેની મૂળાવિદ્યાનો નાશ થયો છે તેને કર્તવ્ય કેમ સંભવે ? કર્તવ્યનો સંભવજ નથી.

**अजमनिद्रमस्वप्नमनामकमरूपकम् ।**
**सकृद्विभातं सर्वज्ञं नोपचारः कथञ्चन ॥**

**વિદ્વાનજ બ્રહ્મ છે** તેથી તે (વિદ્વાન) સર્વ વાણીથી રહિત, સર્વ અંતઃકરણથી સારી રીતે રહિત, અત્યંત શાંત (પ્રકૃતિથી પર), નિરંતર પ્રકાશરૂપ, સમાધિરૂપ, અક્રિય અને અભય છે. (તે સમાધિરૂપ એટલે ચિત્તને સ્થાપન કરવાના સ્થાનરૂપ હોવાથી સમાધિરૂપ કહેલ છે.) તેમાં ગ્રહણ નથી, ત્યાગ નથી, જેમાં ચિંતા વિદ્યમાન નથી ત્યારે (સત્યરૂપ આત્માનો અનુબોધ થયો ત્યારે) વિષયના અભાવથી આત્મા વિષે સ્થિત, જન્મથી રહિત, ને પરમ સમતાને પામેલ જ્ઞાનરૂપ થાય છે **તે કૃતાર્થ છે. આ અદ્વૈતાનુભવ અસ્પર્શ યોગ કહેવાય છે.** (વર્ણાશ્રમાદિ ધર્મ અને પાપાદિ મળ-અહંમમભાવ-ના સંબંધરૂપ સ્પર્શથી રહિત હોવાથી અને જીવને બ્રહ્મભાવથી જોડનાર હોવાથી **અસ્પર્શ યોગ કહેવાય છે.)**

**કૈવલ્ય બ્રહ્મસ્વરૂપ રહેવા સંબંધે यदा न लीयते चित्तं न चविक्षिप्यते पुनः। अनिङ्गन मनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥** જ્ઞાનાભ્યાસાદિ ઉપાયવડે ( અવિદ્યા રચિત સર્વ દ્વૈત દુઃખરૂપજ છે એમ સ્મરણ કરીને વિષયેચ્છાને વિષય ભોગથી ચંચળ થયેલા મનને વૈરાગ્યની ભાવનાવડે નિવૃત્ત કરે અને સર્વ બ્રહ્મરૂપ છે એમ શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી સ્મરણ કરીને ઉત્પન્ન થયેલા દ્વૈતને નજ જુએ એવી રીતે વૈરાગ્યને જ્ઞાનાભ્યાસથી મનનો નિગ્રહ થાય છે.) નિગ્રહ કરેલું ચિત્ત જ્યારે સુષુપ્તિમાં લીન થાય નહિં અને પુનઃ વિષયોમાં ભ્રમણ કરે નહિં; કિંતુ વાયુ વિનાના સ્થાનમાં રહેલા **દીપકની પેઠે અચલ** એટલે રાગાદિની વાસના રહિત તથા **અનાભાસ** (કોઈ પણ કલ્પિત વિષય ભાવવડે નહિં પ્રકાશનાર) થાય **ત્યારે તે ચિત્ત બ્રહ્મ-સ્વરૂપને પામેલું થાય છે.**

**स्वस्थं शांतं स निर्वाण मकथ्यं सुखमुत्तमम ।**
**अजमजेन ज्ञेयेन सर्वज्ञं परिचक्षते ॥**
**न कश्चिज्जायते जीवः सम्भवोऽस्य न विद्यते ।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किञ्चिन्न जायते ॥**

**વિવેચનઃ—**યોગીજનોને પ્રત્યક્ષ નિરતિશય સુખને **બ્રહ્મવેત્તાએ** આત્મામાં સ્થિત, સર્વ **અનર્થની** નિવૃત્તિરૂપ મોક્ષસહિત, અત્યંત અસાધારણ વિષયવાળું હોવાથી કહેવાને અશકય, ઉત્પત્તિથી રહિત અને ઉત્પન્ન નહિં **થયેલા જ્ઞેયથી અભિન્ન સર્વજ્ઞ (બ્રહ્મરૂપ)જ કહે છે.** મનના નિગ્રહ આદિક ઉપાયો પરમાર્થ સ્વરૂપની પ્રાપ્તિ માટે કહ્યા છે, પરંતુ તે વાસ્તવીક સત્ય નથી. વસ્તુતાએ તો કોઈ પણ કર્તા ભોકતારૂપ જીવ કોઈ પણ પ્રકારે ઉત્પન્ન થતો નથી; કારણ કે સ્વભાવથી અજન્મારૂપ આ એક આત્માનું કોઇ પણ કારણ વિશ્વમાં વિદ્યમાન નથી. પૂર્વે ઉપાયોપણાવડે કથન કરેલાં વ્યવહારિક સત્યરૂપ **સાધનોમાં આ બ્રહ્મ ઉત્તમ સત્ય છે.** જે સત્ય સ્વરૂપ બ્રહ્મમાં અણુમાત્ર પણ ઉત્પન્ન થતું નથી. **જેવી રીતે કલ્પિત પ્રતિબિંબથી બિંબનું જ્ઞાન થાય છે, તેમ વ્યવહારિક સત્ય સાધનોથી પરમાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે.**

× × × × × ×

**બૃહદારણ્યકોપનિષદ્ અધ્યાય ૩ બ્રાહ્મણ ૨ ને અધ્યાય ૪ બ્રાહ્મણ ૪ માંથી.**

**याज्ञवल्क्येति होवाच यत्रायं पुरुषो म्रियत उदस्मात्प्राणाः क्रामन्त्या हो ३ नेति नेति होवाच याज्ञवल्क्योऽत्रैव समवनीयन्ते सउच्छ्वयत्याध्मायत्याध्मातो मृतः शेते ॥**

**શબ્દાર્થઃ—પ્રસિદ્ધ (આર્તભાગ) "હે યાજ્ઞવલ્કય !"** એમ (સંબોધન કરીને) બોલ્યોઃ- (બ્રહ્માત્મ સાક્ષાત્કારરૂપ મહામૃત્યુવડે કાર્ય સહિત અજ્ઞાનરૂપ મૃત્યુનો નાશ કરવાથી મુકત થયેલો) આ પુરૂષ જ્યારે મૃત્યુ પામે છે ત્યારે આ (વિદ્વાનથી) [મુકિતનો પ્રતિબંધ કરનાર અંતરમાં રહેલ વાસનામય નામાદિ (વકતવ્ય વિષય તથા તન્માત્રાઓ) અતિગ્રહો સહિત વાગ નેત્રાદિ ગ્રહોરૂપ] પ્રાણો ઉત્ક્રમણ કરે છે, વા નહિં ?" (પ્લુતિ વિચારણા માટે છે) એમ પુછે સતે " (**ઉત્ક્રમણ કરતા) નથી** કિંતુ સમુદ્રમાં તરંગોની પેઠે) અહિં (બ્રહ્મમાં એકતા પામેલા આ વિદ્વાનમાં) જ પ્રલીન થાય છે, (તેનું સ્ફુરણ-**દીપકના નિર્વાણની જેમ વિલીન થાય છે)** તે મુકતનો દેહ ફૂલે છે (ધમણની પેઠે બાહ્ય વાયુવડે) પૂર્ણ થાય છે, (બાહ્ય વાયુવડે) પૂર્ણ થયો છતો નિશ્ચેષ્ટ સ્થિત થાય છે. (આથી મરણ ધર્મતા દેહની છે)" એમ પ્રસિધ્ધ **યાજ્ઞવલ્કય** બોલ્યા. તે મરણ પામેલા પુરૂષની વાણી, વાણીના આધષ્ઠાતા દેવતા અગ્નિમાં લીન થાય છે ઘ્રાણ, વાયુ દેવતામાં, ચક્ષુ આદિત્યમાં, મન ચંદ્રમામાં, શ્રોત્ર દિશાઓમાં, શરીર પૃથ્વીમાં, હૃદયાકાશ મહા આકાશમાં, ત્વચા સહિત લોમો ઔષધીયોમાં (તેના અધિષ્ઠાતા વાયુમાં), ત્વચા સહિત કેશો વનસ્પતીઓમાં (વાયુમાં) ને લોહી અને વીર્ય જળમાં સ્થાપન થાય છે, લીન થાય છે.

**अथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो ।**
**न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति ॥**

હવે જે કામનારહિત છે તે (સંસારમાં ભ્રમણ કરતો નથી) જે **બાહ્ય શબ્દાદિ વિષયની) ઇચ્છારહિત,** (અંતરમાં રહેલી **વાસનારૂપ)** ઇચ્છાથી **રહિત, પ્રાપ્ત કામ** ( સર્વાત્મભાવવડે જેને સર્વે ભોગો પ્રાપ્ત થયા છે એવો ) ને **માત્ર આત્માનીજ** ઇચ્છાવાળો છે તેના ( વાગ આદિ) **પ્રાણો** કામનાના અભાવવડે કર્મનો અભાવ થયે સતે ગમનના કારણના અભાવને લીધે

**ઉત્ક્રમણ કરતા નથી, આથી જીવતાં બ્રહ્મજ છતો શરીરના ત્યાગ પછી બ્રહ્મને પામે છે. બૃહદારણ્યકોપનિષદ્** અ. ૪ બ્રા. ૪ મંત્ર ૬–૭.

**तत्रैष श्लोकोभवति–यदासर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदिश्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्मसमश्नुत इति। तद्यथाऽहि निर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ताशयी तैव मेवेदं शरीरं शेतेऽथायम शरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव ॥**

**શબ્દાર્થ:**—તેમાં (કહેલ મોક્ષ અને તેના સાધનના સંબંધમાં) આ **મંત્ર** છેઃ—જ્યારે આ (**આત્મકામ બ્રહ્મવેત્તા**)ના હૃદયમાં રહેલી (ઇંદ્રિયોની પ્રવૃત્તિના કારણરૂપ) જે પ્રસિધ્ધ સર્વે વાસનાઓ મૂલ સહિત વિનાશ પામે છે, ત્યારે તે પૂર્વે મરણ ધર્મવાળો છતાં પણ **અવિનાશી થાય છે.** ને **અહિં (આ શરીરમાં) સ્થિત છતો બ્રહ્મને પામે છે. (બ્રહ્મરૂપ થાય છે.)** ઇતિ તેમાં (જીવનમુકતના શરીરમાં ને જીવનમુકતમાં) દૃષ્ટાંતઃ–જેમ સર્પની કાંચળી (સર્પ શરીરથી) પૃથક્ થયેલી રાફડાપર (સર્પે અનાત્મભાવવડે) ત્યજી દીધેલી સ્થિત થાય (અને સર્પ તેમાં અહંતા મમતા રહિત છે) તેમજ (જીવનમુકતે અનાત્મભાવવડે ત્યજેલું) આ (સ્થૂલ તથા સૂક્ષ્મ) શરીર (મુએલાના જેવું સંબંધરહિત ) સ્થિત થાય છે. હવે **આ ( જીવનમુક્ત પણ** સર્પની પેઠે અહંતા મમતા વિનાનો હોવાથી) શરીરરહિત, અવિનાશી, પ્રાણ (સાક્ષી) (ક્ષુધાદિરહિત) **બ્રહ્મજ** અને **વિજ્ઞાન જ્યોતિરૂપજ છે.** એમ **શ્રી યાજ્ઞવલ્કયે** વૈદેહજનકની સભામાં ઉપદેશ કર્યો ને **જનકરાજાએ** તેમને સહસ્ર ગાયો આપી.

× × × ×

**ઉત્તર નૃસિંહ તાપનીયોપનિષદ્**માં પણ કહેલ છે કે **તૃષ્ણારહિત જ્ઞાનીના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી. અહિંજ આત્મા સાથે એકતા પામે છે.** તે શરીરની પડવા પહેલાં બ્રહ્મ છતોજ ઉત્તર કાળમાં બ્રહ્મને પામે છે. આ સર્વ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ છે. બ્રહ્મ **અભય** છે એમ જે જાણે છે તે અભયરૂપ બ્રહ્મ થાય છે. આ આત્મા, અદ્વય, સન્માત્ર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન ને વ્યાપક છે **આ સર્વ સત્તામાત્ર છે असङ्गोह्ययमात्मा ॥** આ આત્મા અસંગજ છે.

* * * *

## મહાભારત શાંતિપર્વ મોક્ષધર્મ અ. ૨૧૯માંથી.

જે **જીવનમુક્ત આવી રીતે આત્મવિદ્યાને–આત્મસ્વરૂપને જાણે** છે ને સાવધાન થઈ આત્મચિંતન કરે છે તે જળથી સિંચેલું કમળનું પાંદડું જેમ જળથી લેપાતું નથી, તેમ અનિષ્ટ એવા કર્મોનાં ફળોથી લેપાતો નથી. મોક્ષની ઇચ્છાવાળો પુરૂષ જ્યારે પ્રજા (સંતતી)ના સ્નેહ નિમિત્તે પ્રાપ્ત થનારા તથા દેવતાઓની ઉપાસના નિમિત્તે પ્રાપ્ત થનારા અનેક પાશોથી છૂટો થાય છે. અને સુખનો અને દુઃખનો ત્યાગ કરી દે છે ત્યારે **લિંગશરીરથી મુક્ત થઇને પરમગતિને પામે છે.** જે પુરૂષ વેદોક્ત પ્રમાણોનો (**तत्त्वमसि** ઈત્યાદિ મહાવાકયોનો) તથા શમદમાદિ માંગલિક સાધનોનો આશ્રય કરીને નીરાંતે **આત્મપરાયણ રહે છે તે** જરા અને મૃત્યુના ભયમાંથી **મુક્ત થાય છે;** એટલુંજ નહિં પણ એમ કરતાં કરતાં પુણ્યનો તથા પાપનો જ્યારે ક્ષય થઈ જાય છે અને મોહ-જન્ય સુખદુઃખાત્મક ફળનો વિનાશ થઈ જાય છે ત્યારે **તેવા વિરક્ત પુરૂષને પોતાના બુદ્ધિતત્ત્વમાં પ્રથમ સગુણ બ્રહ્મના દર્શન થાય છે** અને પછી અનુક્રમે નિર્લેપ અને નિર્ગુણ **એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે** જેમ કરોળિયો પોતાની લાળના તાંતણાઓથી બનેલા ઘરમાં **રહે છે તેમ** અવિદ્યાને વશ થયેલો જીવ પણ પોતાનાં કર્મોરૂપી તાંતણાઓથી બનેલા શરીરરૂપી ગૃહમાં **રહે છે;**

પરંતુ કરોળીઓ પોતાના તંતુગૃહનો ત્યાગ કરીને જેમ છૂટો થાય છે તેમ જીવ પણ અવિદ્યાના ત્યાગ કરીને મુક્ત થાય છે; અને તે સમયે માટીનું ઢેફું જેમ પથ્થર સાથે અથડાઇને છિન્નભિન્ન થઈ જાય છે તેમ તેના દુઃખોનો પણ નાશ થઈ જાય છે. જેમ "રૂરૂ" નામનો મૃગ કોઇના જાણવામાં ન આવે તેમ પોતાનાં જુનાં શિંગડાનો ત્યાગ કરીને ઇષ્ટસ્થાને ચાલ્યો જાય છે અને સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરીને યથેષ્ટસ્થાને ચાલ્યો જાય છે તેમ તે મુક્ત પુરુષ પણ સર્વ પ્રકારના દુઃખોનો ત્યાગ કરીને પરબ્રહ્મસ્વરૂપ થઈ જાય છે જેમ કોઈ એક વૃક્ષને પાણીમાં તુટી પડતું જોઈ, તેનાપર આસક્તિ નહિં રાખનારૂં પક્ષી તેનો ત્યાગ કરીને ઉડી જાય છે તેમ મુક્ત પુરુષ પણ લિંગ શરીરપરની આસક્તિનો ત્યાગ કરીને તથા સુખદુઃખથી મુક્ત થઇને શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત કરે છે. આ પ્રકારનો બોધ મહર્ષિ પંચશિખ રાજા જનકને આપતા હવા.



# પ્રકરણ બારમું.

## પુસ્તક ઋગવેદતત્ત્વ કિંવા ઋગવેદાન્તર્ગત વેદાંત વિષય ગાયત્રી વિષે (૨૫-૩-૪-૧૦) પાનું ૩૩.

**तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धी महि।**
**धियो योनः प्रचोदयात् ॥ १० ॥**

૧ **અનુવાદ—જે સવિતાદેવ** હમારા કર્મોને અથવા ધર્મ અર્થ કામ અને મોક્ષ વિષયક બુદ્ધિને પ્રેરણા કરે છે, સકલ શ્રુતિઓમાં પ્રસિદ્ધ સર્વાન્તર્યામિ હોવાથી નિયંતા, સચરાચર વિશ્વની સૃષ્ટિ કરવાવાળા દેદીપ્યમાન પરમેશ્વરના આત્મભૂત અને સર્વોના ઉપાસ્ય અને જ્ઞેય હોવાથી ભજનીય ભજન કરવા યોગ્ય, અજ્ઞાન અને તેના કાર્યના નિવર્તક **સ્વયંજ્યોતિ: પરબ્રહ્માત્મક** તેજનું હમે (લોક) ધ્યાન કરીએ છીએ. એટલે **तद्योऽहं सोऽसौ योऽसौ सोहमिति.**

**"જે એ તેજ છે તે હું છું અને જે હું છું તે એ તેજ છે."** એવું અભેદ ચિંતન કરીએ છીએ. અથવા

૨ દેદીપ્યમાન આ સવિતાદેવના એવા તેજનું અમો ધ્યાન કરીએ છીએ કે જે તેજ હમારી બુદ્ધિને ધર્માર્થ કામ અને મોક્ષમાં તત્પર કરે.

૩ જે સવિતાદેવ બુદ્ધિને સુકૃતની તરફ પ્રેરણા કરે છે તે સવિતા સર્વ સૃષ્ટા દેદીપ્યમાન દેવનું જે તત્=સમસ્ત લોકોના અપરોક્ષ, અને વરેણ્યં=સર્વના ભજનીય. ભર્ગ=પાપોના દૂર કરવાવાળા, સવિતુ:=જગતના ઉત્પાદક છે તે શ્રી સૂર્યના તેજો મંડળનું હમે લોક (મનથી ધારણ કરીએ છીએ.) ચિંતન કરીએ છીએ. અથવા

૪ જે સવિતાદેવ બુદ્ધિને પ્રેરણા કરે છે, તેમની કૃપાથી અન્નાદિરૂપ ભોગોને અમે લોક પ્રાપ્ત થઇએ છીએ.

**य: सविता देवो नोऽस्माक धिय:=कर्माणि धर्मादि विषया वा बुद्धि: प्रेरयेत्**
**तत्देवस्य=तस्य सर्वासु श्रुतिषु प्रसिद्धस्य देवस्य द्योतमानस्य।**
**सवितु:=सर्वान्तर्यामितया प्रेरकस्य जगत्स्रष्टु: परमेश्वरस्य आत्मभूतं।**
**वरेण्यं=सर्वैरुपास्यतया ज्ञेयतयाच संभजनीयं।**
**भर्ग:=अविद्या तत्कार्ययोर्भजनाद्भर्ग: स्वयंज्योति: परब्रह्मात्मकं तेज:।**
**धीमहि="तद्योऽहं सोऽसौ योऽसौ सोहमिति" वयं ध्यायेम॥**

ભર્ગ=અન્નાદિલક્ષિત ફળ એવો પણ અર્થ થાય છે.

**આ ગાયત્રી મંત્રનું શાંકર ભાષ્ય:—**હવે સર્વ દેવાત્મક સર્વશક્તિમાન સમગ્ર વિષયોના અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપથી પ્રકાશ કરવાવાળા તેજોમય પરમેશ્વરની સર્વ સ્વરૂપતા ધોતન કરવા માટે સર્વાત્મકતા પ્રતિપાદક **"ગાયત્રી"** મહાન મંત્રની ઉપાસના પ્રકાર પ્રકાશિત કરે છે:—સકળ વેદોમાં પ્રણવાદિક સપ્ત **વ્યાહૃતિઓ** અને **"आपोज्योति"** ઇત્યાદિ **શિર:** સહિત કેવળ ગાયત્રીનેજ સર્વ વેદના સારરૂપ વિદ્વાન લોક કહે છે; એટલે શિર: સહિત **ૐકાર પૂર્વક** વ્યાહુતિસપ્તક સમેત ગાયત્રી મંત્રજ માત્ર વેદોમાં સારભૂત છે એટલા માટે તે ઉપાસ્ય છે. આ શુદ્ધ ગાયત્રી પ્રત્યગ્બ્રહ્મનો બોધ કરાવવાવાળી છે. **(धियो योनः प्रचोदयात्)** "હમારી બુદ્ધિને જે દેવ પ્રેરણા કરે" એમ કહેવાથી સકળ બુદ્ધિ સંજ્ઞક અંત:કરણના પ્રકાશ કરવાવાળા સર્વના સાક્ષી પ્રત્યગાત્મા ઉપલક્ષિત

થાય છે **"प्रचोदयात्"** શબ્દ નિર્દિષ્ટ જે આત્માનું સ્વરૂપ પરબ્રહ્મ તે **"तत्सवितुः"** ઇત્યાદિ પદોથી ઉપલક્ષિત થાય છે. એમાં **"तत्"** શબ્દથી પ્રત્યગ્ભૂત સ્વતઃ સિદ્ધ પરબ્રહ્મ અવગત થાય છે. **શ્રીમદ્‌ભગવત ગીતા**માં કહ્યું છે કે **"ॐ तत्सत्"** એ પરબ્રહ્મનો નિર્દેશ છે અને તે ત્રણ પ્રકારનું છે. (**"सवितुः"**) આ પદથી ઉત્પત્તિ સ્થિતિ પ્રલયવાન સમગ્ર પ્રપંચાત્મક દ્વૈત ભ્રમનું **અધિષ્ઠાન** ઉપલક્ષિત થાય છે (**"वरेण्यम्"**) એ પદથી સર્વને પ્રાપ્ત કરવા યોગ્ય **નિર્વિશેષ આનંદસ્વરૂપ** ઉપલક્ષિત થાય છે. "(**भर्ग**)" એ પદથી અવિદ્યા તેના કાર્યનું નિવર્તક જ્ઞાનસ્વરૂપ ઉપલક્ષિત થાય છે. (**"देवस्य"**) એ પદથી સર્વના પ્રકાશ કરવાવાળા **એકરસ અખંડ ચૈતન્ય** ઉપલક્ષિત થાય છે. યદ્યપિ આ મંત્રમાં "સવિતાદેવનું પ્રકાશક તેજ" એમ કહેવાથી સવિતાના તેજની ભિન્નતા ઉપલબ્ધ થાય છે. કેમકે જેવી રીતે "દેવદત્તનું કમ્બલ" એમ કહેવાથી સંબંધ પ્રત્યાયક ષષ્ઠી વિભક્તિદ્વારા દેવદત્ત અને કામળાનો ભેદ સ્ફુટ જણાય છે. તેવી રીતે "સવિતાદેવનું તેજ" એમ કહેવાથી ષષ્ઠી વિભક્તિદ્વારા ભેદની પ્રતીતિ થવાથી આ મંત્ર ભેદ બોધક એટલે દ્વૈત પ્રતિપાદક થયો એમ ભ્રમ થાય છે. તથાપિ આ ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ લૌકિક વ્યવહારાનુસારથી કરેલ છે. નહિં કે પારમાર્થિક ભેદ પ્રતિપાદન કરવાને માટે,—જેમ લોક કહે છે કે "રાહુનું મસ્તક" પુરૂષનું ચૈતન્ય "શિલાનું શરીર." રાહુસ્વયં મસ્તક રૂપજ છે. કેમકે એક અપરાધિ અસુરનો વિષ્ણુએ શિરચ્છેદ કર્યો ત્યારે મસ્તકનું નામ "રાહુ" થયું; અને કબંધ (ધડ)નું નામ "કેતુ" થયું. જ્યારે મસ્તકજ રાહુ છે ત્યારે રાહુનું મસ્તક કેમ બની શકે ? તથાપિ લોક "રાહુનું મસ્તક" એમ કહ્યા કરે છે. એટલે રાહુને મસ્તકનો ભેદ ન હોવા છતાં બળાત્ ભેદ કલ્પીત કરીને વ્યવહાર થાય છે. અને જેમ "પુરૂષનું ચૈતન્ય" પુરૂપ અને ચૈતન્ય નહીં હોવા છતાં પણ કલ્પીત ભેદથી વ્યવહાર થાય છે. "શિલાનું શરીર" અહીં પણ શિલા એજ શરીરાકાર છે "શિલા" અન્ય પદાર્થ અને "શરીર" અન્ય પદાર્થ એવું છે નહીં તથાપિ ઔપચારિક ભેદથી વ્યવહાર થાય છે. તેવીજ રીતે "સવિતા દેવનું તેજ" એનો ભેદ અવાસ્તવિક (કલ્પિત) છે. એટલે અધિષ્ઠાનાત્મક પરબ્રહ્મ સ્વયં તેજ સ્વરૂપજ છે. તથાપિ ભેદ દ્રષ્ટિવાળા લોકોને બોધ કરાવવાને માટે ભેદથી માત્ર વ્યવહાર કર્યો છે. અર્થાત ઔપચારિક (કલ્પીત) ભેદથી વાસ્તવિક અદ્વૈત બાધિત થઈ શકતું નથી. હવે પ્રકૃત પ્રસંગ કહીએ છીએ—"દેહાદિ બુદ્ધિ પર્યન્ત સકળ દ્રશ્યનો સાક્ષી હું સમગ્ર કલ્પિત પ્રપંચનો અધિષ્ઠાન સમસ્ત અનર્થ રહિત **સ્વપ્રકાશ પરમાનંદ ચૈતન્યાત્મક પરબ્રહ્મજ છું**" એવું ધ્યાન કરે છે. "સકળ પ્રપંચનું અધિષ્ઠાન પરબ્રહ્મ હુંજ છું" એવું કહેવાથી બ્રહ્મની સાથે **સ્વ** (બ્રહ્મનું) વિવર્ત જડ પ્રપંચના બાધ સામાનાધિકરણ્યરૂપ એકત્વ સિદ્ધ થાય છે. **एवं सति सह ब्रह्मणा स्व विवर्त जड प्रपञ्चेन रज्जु सर्प न्यायेनापवाद सामानाधिकरण्य रूपमेकत्वं सोऽयमिति न्यायेन सर्वसाक्षि प्रत्यगात्मनो ब्रह्मणासह तादात्म्यरूपमेकत्वं भवतीति सर्वात्मक ब्रह्मबोधकोयं गायत्रीमंत्रः संपद्यते ॥**

જેમકે રજ્જુરૂપ અધિષ્ઠાનનું સર્પની સાથે અવિદ્યાદ્વારા એકત્વ છે તેવી રીતે પરબ્રહ્મનો પ્રપંચની સાથે અજ્ઞાનદ્વારા અભેદ છે. અને જેવી રીતે "આજ આ દેવદત્ત છે." એ વાક્યમાં દેશકાળાદિક ઉપાધિનો ત્યાગ કરી શુદ્ધ દેવદત્તરૂપ દેહેન્દ્રિયાદિ સંઘાતાત્મક વ્યક્તિનો બોધ થાય છે. તેવી રીતે સર્વજ્ઞતા **સર્વશક્તિમત્તાદિક** ઇશ ધર્મ અને અલ્પજ્ઞતા સુખીત્વ દુઃખીત્વાદિક જીવધર્મનો બાધ કરીને **"હું પ્રત્યગ ભિન્ન નિરતિશયાનન્દ ચિદેકરસ છું"** એમ ચિંતન કરવાથી **બ્રહ્માત્મૈક્ય સિદ્ધ** થાય છે. આ **"ઐક્ય"** ને બતલાવવાવાળો આ **ગાયત્રી** મન્ત્ર હોવાથી **"સર્વાત્મકતા"** પ્રતિપાદક આ મંત્ર છે એમ કહેવામાં આવેલ છે.

**એમ વ્યાહૃતીયોનો આ અર્થ છે:—**

"**भूः**" આ શબ્દથી સન્માત્ર યાને કેવળ **સદ્રૂપ** કહેવાય છે.

"**भुवः**" આ શબ્દથી સર્વના પ્રકાશનાવાળું **શુદ્ધ ચૈતન્ય** કહેવાય છે.

"**स्वः**" આ શબ્દથી સર્વનું **પરમ ઇષ્ટ નિરતિશય સુખસ્વરૂપ** કહેવાય છે.

"**महः**" આ શબ્દથી પરમ પૂજ્યત્વરૂપ **અર્થ** પ્રતીત થઇને સર્વોત્કૃષ્ટ પદાર્થ કહેવાય છે.

"**जनः**" આ શબ્દથી સર્વનું ઉત્પાદક યાને પરમ કારણરૂપ અર્થ કહેવાય છે.

"**तपः**" આ શબ્દથી દેદીપ્યમાનતા યાને નિત્ય તેજસ્વિતારૂપ અર્થ કહેવાય છે.

"**सत्यम्**" આ શબ્દથી સમગ્ર બાધરહિત અને **નિખિલ બાધના અવધિરૂપ અર્થ** કહેવાય છે.

આથી એમ સમજવું જોઇએ કે જે કાંઈ લોકમાં "**સદ્રૂપ**" છે તે **ૐ ओमकारनुं वाच्य ब्रह्मज** છે. જીવ બ્રહ્મની એકતા પ્રતિપાદિત હોવાથી **આ જીવાત્મા પણ બ્રહ્મરૂપ યાને સચ્ચિદાનંદરૂપ** છે. અને આ "ભૂ"રાદિ લોક (સપ્તક) છે તે ૐકાર વાચ્ય પરબ્રહ્માત્મકજ છે. એ (બ્રહ્મ)થી ભિન્ન નથી. **સકળ વ્યાહૃતીયો પણ સર્વાત્મક બ્રહ્મજ બોધક** છે.

**ગાયત્રીનું શિર:—** **॥ आपो ज्योतिः रसोऽमृतं ब्रह्म ॥**

ગાયત્રીનું શિરઃ "**आपो ज्योतिः**" ઇત્યાદિકનો પણ આજ અર્થ થાય છે:—

"**आपः**" કહેવાથી વ્યાપક પદાર્થ કહેવાય છે. આકાશને પણ લોક વ્યાપક કહે છે. તેથી અતિ વ્યાપ્તિના પરિહારાર્થ કહે છે કે "**ज्योतिः**" સકળ જડવર્ગના પ્રકાશક યાને આકાશ સ્વયં યથાકથંચિદ્વ્યાપક હોવા છતાં પણ પ્રકાશક ન હોવાથી એ આ મન્ત્રનું લક્ષ્ય (ઉપાસ્ય) નથી.

"**रस**" કહેવાથી સર્વાતિશયતારૂપ અર્થ પ્રકટ કરે છે.

"**अमृतम्**" કહેવાથી જન્મ મરણાદિ સંસારથી નિર્મુક્ત કહેવાય છે.

**આ મંત્રનો સમુદિત અર્થ આ છે:—**

**"સર્વ વ્યાપક, સર્વ પ્રકાશક, સર્વોત્કૃષ્ટ, નિત્યમુક્ત, સચ્ચિદાનંદ આત્મક ૐકાર વાચ્ય પરબ્રહ્મ પરમાત્મા તે હુંજ છું."**

ગુહાગત પદાર્થ જેમ ગુપ્ત હોય છે તેમ આ **બ્રહ્મસ્વરૂપ** પણ અજ્ઞલોકોથી ગુપ્ત છે. એટલા માટે ગુહાગત આ બ્રહ્મરૂપ હુતાશન (અગ્નિ)માં આ પ્રપંચ (સચરાચર) નો હોમ (વિલય) કરીને યાને કલ્પિત ભેદોના બાધપૂર્વક અધિષ્ઠાન સાક્ષાત્કારદ્વારા હું **(જીવાત્મા) સ્વ (પરબ્રહ્મ) સ્વરૂપથી અભિન્ન** યાને તદ્રૂપ **થઈ** જાઉં, જે નિત્ય ચૈતન્ય છે અને સ્વયં પ્રકાશિત હઇને જડવર્ગને પ્રકાશિત કરે છે તે **આત્મસ્વરૂપજ** છે. એ (આત્મસ્વરૂપ)ને છોડીને અન્ય પદાર્થ છેજ નહીં અને પ્રકાશ કરી શકતો પણ નથી. **નિત્યજ્ઞાનરૂપ ચિતકળા (પણ) કે જે સદ્રૂપેણ સર્વત્ર અનુસ્યૂત છે તેજ યથાર્થ છે.** અને જે "ગ્રાહ્ય ગૃહીતા" ઇત્યાદિ કલ્પના છે તે વ્યવહાર અંતર્ગત હોવાથી મિથ્યા છે. ઇતિ**શ્રીમચ્છંકરાચાર્ય ભગવાનની ગાયત્રી ભાષ્યનો અનુવાદ સંપૂર્ણ** ॥૧૦॥

**सर्वव्यापि सर्वप्रकाशक सर्वोत्कृष्ट नित्यमुक्तमात्मरूपं सच्चिदानंदात्मकं यदोंकार वाच्यं ब्रह्मतदहमस्मीति गायत्रीमन्त्रस्यार्थः ॥ॐ॥**

**શ્રી શુકલ યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ્**

અધ્યાય ૫ મો બ્રાહ્મણ ૧૪–૧૫મું પાના ૫૪૬થી ૫૫૨

**પુસ્તક શ્રી પૂજ્યપાદ નથુરામ શર્મા પ્રણીત શ્રી ઉપનિષદોમાંથી.**

**ગાયત્રી નામ—एवम्वेषा गायत्र्यध्यात्मं प्रतिष्ठिता सा हैषा गयांस्तत्रे प्राणा वै गयास्तत्प्राणांस्तत्रे तद्यद्गयांस्तत्रे तस्माद्गायत्री नाम । स यामेवामूं सावित्रीमन्वाहैषैव सा स यस्मा अन्वाह तस्य प्राणांस्त्रायते ॥४॥**

આ **ત્રિપદા ગાયત્રી** આ ચોથા (પદરૂપ) દેખાયા જેવા લોકના અધિપતિમાં (આદિત્યમાં) સ્થિત છે. તે ચોથું પદ ( ત્રિપદા સહિત ) સત્યમાં સ્થિત છે. તેજ સત્ય છે. તે સત્યબળમાં સ્થિત છે. પ્રાણુજ બળ છે. તે બળરૂપ પ્રાણુમાં સત્ય સ્થિત છે. તેથી લોકો બળને સત્યથી બળવત્તર છે એમ કહે છે. આવી રીતે (આદિત્યનેત્રાદિમાં સ્થિતિદ્વારા)જ આ **ગાયત્રી અધ્યાત્મમાં (સૂત્રાત્મરૂપ પ્રાણુમાં)** સ્થિત (છે.) પ્રસિદ્ધ તે આ (મુખ્ય પ્રાણુરૂપ ગાયત્રી) ગાનારાઓનું રક્ષણુ કરતી હવી. ( વાગાદિ) પ્રાણોજ ગાયન કરનારા (છે.) તે ( વાગાદિ ) પ્રાણોનું રક્ષણુ કરતી હવી. તેમાં (પ્રયોગ કરનારના શરીરમાં) જેથી ગાનારાઓનું રક્ષણુ કરતી હવી. **તેથી ગાયત્રી (એમ) પ્રસિદ્ધ (છે.)** તે (આચાર્ય) [માણુવક બટુકને ઉપનયન આપીને] જે **આ પ્રસિદ્ધ સાવિત્રીને (સૂર્યદેવતાવાળીને)** અનુક્રમે કહે છે. **(તે સાવિત્રી) (આ જગતના પ્રાણુરૂપ ગાયત્રી)**જ (છે.) તે (ગાયત્રીની ઉપાસના કરનાર આચાર્ય) જે (માણુવક)ને (આ ગાયત્રી) કહે અનુક્રમે છે તેના પ્રાણોનું (તે નરકાદિના પતનથી) રક્ષણુ કરે છે.

**ગાયત્રી ઉપસ્થાન મંત્ર—तस्या उपस्थानं, गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि न हि पद्यसे । नमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसेऽसावदो मा प्रापदिति ॥** તે (ગાયત્રી)નું **ઉપસ્થાન** (સમીપ જઇને નમસ્કાર) [આ મંત્રવડે કર્તવ્ય છે:]–**હે ગાયત્રી !** [ તમે ત્રૈલોકય અભિધાનરૂપ [**ભૂમિઃ અંતરીક્ષ દ્યૌઃ (દિયૌઃ)** એક પદ **तत्सवितुर्वरेण्यं**વડે ] એક પદવાળાં છો. ત્રણુ વિદ્યા અભિધાનરૂપ **ऋचः, यजूंषि, सामानि** બીજાપદવડે [ તમે **भर्गो देवस्य धी महि** ] બે પદવાળાં છો. [ પ્રાણુાદિ અભિધાનરૂપ **प्राण, अपान, व्यान** પદ ત્રીજા **धियो योनः प्रचोदयात्** વડે તમે ] ત્રણુ પદવાળા છો. ને સૂર્ય મંડળની અંતર રહેલા અભિધેય પુરૂષરૂપ ચોથા પદવડે [ તમે અભિધેય **तुरीयं दर्शतं पदं परोरजाय एष तपति** (ચોથું પદ દેખાયા જેવો લોકો ઉપર (અધિપતિરૂપે) જે આ તપે છે.] ચાર પદવાળા છો. એવી **રીતે ચાર પદોવડે તમે ઉપાસકોવડે જણાઓ છો. હે ગાયત્રી ! નિરૂપાધિક સ્વરૂપે તમે પદરહિત છો. કેમકે ( કોઈવડે તમે વેદ્યરૂપે) જણાતા નથી.** (વ્યવહારના વિષયભૂત) ચોથા (પદરૂપ) દેખાયા જેવાં (ને) લોકોની ઉપર (સર્વાધિપત્યરૂપે) રહેલાં તમોને નમસ્કાર હો. આ (પાપરૂપ શત્રુ તમારી પ્રાપ્તિમાં વિઘ્ન કરે છે.) આ (પાપરૂપ શત્રુ)નું (તમારી, પ્રાપ્તિમાં જે વિઘ્ન કર્તાપણું છે તે મને) ન પ્રાપ્ત થાઓ." ઇતિ.

દરેક પદના તથા રૂપના આઠ આઠ અક્ષરો છે. તે તે ગાયત્રી છંદરૂપ ઉપાધિ વિશિષ્ટ બ્રહ્મની **ઉપાસના છે.**

## ચોથા પદની ઉપાસનાનું ફળ અનંત છે.

(પ્રતિગ્રાહ્ય વસ્તુનો અભાવ હોવાથી તેનો ક્ષય નથી) તે સૂર્યની પેઠે સર્વાધિપત્યરૂપ લક્ષ્મી તથા યશવડે પ્રકાશે છે.

**આ ગાયત્રીનું મુખ અગ્નિ** છે એમ જાણુનાર ઉપાસક જો કે બહુજ (પ્રતિગ્રહાદિ) દોષ કરે છે. તોપણુ તે સર્વજ (પાપ સમૂહનું) સારી રીતે ભક્ષણુ કરીને **શુદ્ધ** (પાપના સંસ્પર્શથી રહિત) **પવિત્ર** (પ્રતિગ્રહજનિત પાપફળના સંબંધથી રહિત) જરા રહિત, તથા અવિનાશી થાય છે.

જે ઉપાસના તથા કર્મનું સાથે અનુષ્ટાન કરનારા છે તે અંતકાળમાં આદિત્ય પ્રતિ પ્રાર્થના કરે છે. અને ગાયત્રીના ચોથા પદરૂપ આદિત્યના ઉપસ્થાનનો પ્રસંગ છે તેથી તે આદિત્યજ પ્રાર્થનાનો વિષય કરાય છેઃ—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये । पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् । समूह तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि । योऽसावसौ पुरुषः सोऽहमस्मि वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् । ॐ क्रतोस्मर कृतꣳ स्मर क्रतो स्मर कृतꣳ स्मर । अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य पञ्चदशं सूर्याग्नि प्रार्थना ब्राह्मणम् ॥ १५ ॥**

**શબ્દાર્થઃ**—પ્રકાશમય (મંડળરૂપ) પાત્રવડે (પાત્રની પેઠે આચ્છાદકવડે) સત્યનું (સૂર્યનું) સ્વરૂપ આચ્છાદિત (છે) **હે (જગતનું) પોષણ કરનાર !** (હે સૂર્ય) **(મારા આત્માથી અભિન્ન તમારા) દર્શન સારૂ સત્ય ધર્મ માટે (પરમાર્થ સ્વરૂપ બ્રહ્મ સ્વભાવવાળો જે હું તે મારા માટે)** તે (સ્વરૂપ)ને તમે નિવારણ કરો. (દર્શનના પ્રતિબંધકને દૂર કરો) હે (ઉષ્ણતાદિના દાનવડે જગતનું) પોષણ કરનાર ! હે એકલા ગમન કરનારા ! હે (સર્વ જગતના) નિયામક ! હે (બુદ્ધિઆદીને) સારી પેઠે પ્રેરણા કરનાર ! હે **પ્રાજાપત્ય !** (ઇશ્વરના વા હિરણ્યગર્ભના પુત્ર !) કિરણોનો વિનાશ કરો, (એટલે ચક્ષુનો પરાભવ કરનારા તમારા તીવ્ર) તેજનો સંકોચ કરો. (કે જેથી) તમારૂં જે (સત્યજ્ઞાન અનંત આનંદાદિ) અત્યંત કલ્યાણ સ્વભાવવાળું રૂપ (છે) તે તમારા (રૂપને) હું અનુભવું. જે આ (વ્યાહૃતીરૂપ અવયવવાળો) આ **(આદીત્યમાં સ્થિત અવિનાશી) પુરૂષ (છે) તે હું છું.** (મારા શરીરનો પાત થયે સતે તેમાં રહેલો પ્રાણ) વાયુ આધિદૈવિક (બાહ્ય) વાયુ પ્રતિ (જાઓ. બીજી ઇંદ્રિયો પણ પોતપોતાના કારણ પ્રતિ જાઓ) પછી આ શરીર રાખરૂપ અંતવાળું (થયું છતું પૃથ્વિ પ્રતિ જાઓ) હે **સર્વરક્ષક ક્રતો !** (મનમાં રહેલ સંકલ્પરૂપ અગ્ને !) (તમે સ્મરણ કરવા યોગ્યનું) સ્મરણ કરો. (મેં જે કર્મ તથા ઉપાસના) કર્યાં (છે તેનું) સ્મરણ કરો. **હે ક્રતો !** સ્મરણ કરો. (મેં કર્માદિ) કર્યાં (છે તેનું) સ્મરણ કરો. (પુનરૂક્તિ આદર માટે છે.) **હે પ્રકાશરૂપ અગ્ને !** તમો સર્વ ઉપાસનાઓને (તથા કર્મોને) જાણનાર (છો તેથી) કર્મ-ફળના ભોગ માટે અમને (પુનરાવૃત્તિ રહિત) ઉત્તર માર્ગવડે પ્રાપ્ત કરો. (વળી) અમારાં (સર્વ) કુટિલ (દેવયાનની પ્રાપ્તિના પ્રતિબંધક) પાપને દૂર કરો. (અમો દેહાવસાનકાળે અન્ય કરવાને અશક્ત છીએ તેથી હમણાં) તમને ઘણાંજ નમસ્કાર વચન સમર્પણ કરીએ છીએ. (નમસ્કાર મંત્રવડે પરિચર્યા કરીએ છીએ.) ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના **સૂર્યાગ્નિ પ્રાર્થના** નામના ૧૫ માં બ્રાહ્મણની તાત્પર્ય દીપિકા (**શ્રી બૃહદારણ્યકોપનિષદ્‌ની**) પૂરી થઇ.

**ગાયત્રીરૂપ ઉપાયવડે બ્રહ્મનું** નિરૂપણ કરીને **બ્રહ્મવિદ્યા અતિશય ફળ વાળી** છે તે પણ બતાવે છે.

**શ્રી સામવેદીય છાંદોગ્યોપનિષત્ પ્રપાઠક ૩ ખંડ ૧૨ પાનું ૩૩૧થી ૩૩૩.**

**गायत्री वा इदꣳ सर्वंभूतं यदिदं किञ्चवाग्वै गायत्री वाग्वा इदꣳ सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—આ સર્વ ભૂત (પ્રાણીઓનો સમૂહ) વા જે કાંઇ આ (સ્થાવર જંગમ છે તે સર્વ) ગાયત્રીજ (છે. ગાયત્રી છંદનું સર્વ ભૂતરૂપપણું ઘટે નહીં તેથી તે ગાયત્રીનું કારણ જે

શબ્દરૂપ વાણી છે તે ગાયત્રી છે એમ કહે છે:–) **વાણીજ ગાયત્રી છે.** વાણીજ આ સર્વભૂતનું (આ અશ્વ છે, ગાય છે એમ) કથન કરે છે અને (આનાથી ભય ન પામ ઇત્યાદિ કથનવડે તેમનું ભયથી) રક્ષણ કરે છે. (વાણીને ગાયત્રીના અનન્યપણાથી વાણી જે કથન ને રક્ષણ કરે છે તે કથન ને રક્ષણ ગાયત્રીજ કરે છે).

તેવી રીતે **સર્વભૂતોરૂપ પ્રસિદ્ધ ગાયત્રી છે.** સર્વભૂતો પૃથ્વીમાં સ્થિત છે તેથી સર્વ ભૂતોના સંબંધથી પૃથ્વી ગાયત્રી છે. વળી પૃથ્વી તે પુરૂષમાં શરીર છે. અને આ શરીરમાં આ ભૂત શબ્દવડે વાચ્ય પ્રાણો સ્થિત છે તેથી સર્વ પ્રાણોના સંબંધથી ગાયત્રી શરીર છે. તે પ્રાણો શરીરના હૃદયકમળમાં સ્થિત છે. તેથી સર્વ ભૂતરૂપ પ્રાણોના સંબંધથી **ગાયત્રીહૃદય છે.**

આવી રીતે **ગાયત્રીનું ચારેભણીથી ઉપકારકપણું** હોવાથી તેનું ચાર પાદવાળાપણું જણાવે છે:—

**सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाऽभ्यनूक्तम् ॥५॥**

તે આ ગાયત્રી (છ અક્ષરનું એક પદ એવા) ચાર પદવાળી, ને (વાણી, ભૂતો, પૃથ્વિ, શરીર હૃદયને પ્રાણોરૂપ) છ પ્રકારવાળી થાય છે. તે આ (અર્થ) મંત્રે પણ કહ્યો છે. અર્થાત્ આ ચાર પદવાળી ને છ પ્રકારવાળી જે ગાયત્રી કહી તે ગાયત્રી નામવાળું **ગાયત્રી અવચ્છિન્ન બ્રહ્મ** છે તેમાં નિચેનો મંત્ર પ્રમાણ છે.

**तावानस्य महिमा ततोज्यायाँश्च पूरुषः पादोऽस्य सर्वाभूतानि त्रिपादस्यामृतं दिवीति ॥ ६ ॥**

**શબ્દાર્થ:**—(ગાયત્રી અવચ્છિન્ન બ્રહ્મના ચાર પદ ને છ પ્રકાર ઉપર કહ્યા) તેટલો આનો (ગાયત્રી અવચ્છિન્ન બ્રહ્મનો) **મહિમા** (વિભૂતિનો વિસ્તાર) છે અને **તેથી મહત્તર** (વિકારરહિત) **પુરૂષ** છે. આ (ગાયત્રી અવચ્છિન્ન બ્રહ્મનો એકપાદ સર્વ ભૂતો (છે અને) આનું ત્રણ પાદવાળું **(પુરુષરૂપ) અમૃત પ્રકાશવાળા (આત્મા)માં સ્થિત છે.** (૬)

**શરીરની બહારના આકાશની બ્રહ્મરૂપતા કહે છે:—**

જે તે **(ત્રણપાદવાળું અમૃત પ્રધાન ભૂત ગાયત્રીવડે) પ્રસિદ્ધ બ્રહ્મ** એમ (કહ્યું) છે **આ બ્રહ્મજ તે** (છે) જે આ પુરૂષથી બહાર આકાશ (છે) જે **તે** પુરૂષથી બહાર આકાશ **છે.**

**यद्वैतद्ब्रह्मेतीदंवाव तद्योऽयं बहिर्धा पुरुषादाकाशो यो वै स बहिर्धा पुरुषादाकाशः ॥७॥**

**હવે શરીરના અંતરના આકાશની બ્રહ્મરૂપતા કહે છે:—**

**अयंवाव सयोऽयमन्तः पुरुष आकाशो यो वै सोऽन्तः पुरुष आकाशः ॥ ८ ॥**

આ બ્રહ્મ જતે છે જે આ પુરૂષની (પુરૂષના શરીરની) અંતર આકાશ છે જે તે પુરૂષની અંતર આકાશ છે. (૮)

**હવે હૃદયકમળના અંતરના આકાશની બ્રહ્મરૂપતા કહે છે:—**

**अयंवाव सयोऽयमन्त र्हृदय आकाशस्तदेतत्पूर्णमप्रवर्ति पूर्णामप्रवर्तिनीं श्रियं लभते सएवं वेद ॥ ९ ॥**

આ બ્રહ્મજ તે છે જે આ હૃદયકમળની અંતર આકાશ છે. તે આ (હૃદયાકાશ નામનું બ્રહ્મ) **સર્વ** વ્યાપક છે ને **અવિનાશી** છે, જે એ પ્રમાણે **( સર્વ વ્યાપક અને અવિનાશીરૂપે ) બ્રહ્મને ઉપદેશી છે તે** પૂર્ણને ઉચ્છેદ રહિત વિભૂતિને પામે છે. (૯) ૐ

### ૩ વ્યાહૃતિઓની ત્રણ વેદોથી ઉત્પત્તિ છે:-શ્રી સામવેદીય છાંદોગ્યોપનિષદ્ પ્રપાઠક ૪થો ખંડ ૧૭ મો મંત્ર ૩ જો પાનું ૩૬૮-૩૬૯

**स एतांस्त्रयीं विद्यामभ्यतपत्तस्यास्तप्यमानाया रसान्प्रावृहद्भूरित्यृग्भ्यो भुवरिति यजुर्भ्यः स्वरिति सामभ्यः ॥ ३ ॥**

(ત્રણ લોકમાંથી ત્રણ દેવોની ઉત્પત્તિને ત્રણ દેવો અગ્નિથી (ઋચાઓ) વાયુથી (યજુષાઓ) ને આદિત્યથી (સામો) એમ ત્રણ દેવોના રસોને (સારરૂપ) તે ત્રણ વિદ્યાને ઉદ્દેશીને (પ્રજાપતી) ધ્યાન કરતા હવા. ધ્યાન કરેલી તે વિદ્યાના રસોને ( **સારરૂપ વ્યાહૃતીઓને** ) ગ્રહણ કરતા હવા ઋચાઓથી **ભૂ**:ને યજુષાઓથી **ભુવ**:ને સામોથી **સ્વ**:ને (૩)

ત્યાં **સ્વાહા શબ્દ ભુરાદિ** પછી યજ્ઞમાં વાપરે છે તે ઋચાઓની થયેલી ત્રુટ (વિચ્છિન્નતા) કે છિદ્ર કે ક્ષત) સાંધવાને ( દૂર કરવાને ) માટે તે વ્યાહૃતિ ત્યાં પ્રાયશ્ચિત છે. જેમ ટંખણખારથી સુવર્ણ સાંધે, સોનાવડે રૂપું, રૂપાવડે કલઈ, કલઈવડે સીસું, સીસાવડે લોઢું, લોઢાવડે કાષ્ટને તથા ચામડાવડે કાષ્ટના અવયવોને સારી રીતે સાંધે (જોડે) છે તેમ ત્રુટ સંધાય છે. જેમ કુશળ વૈદના ઔષધથી રોગીનું શરીર સુધરે છે તેમ યજ્ઞ નિશ્ચય સુધરે છે તેમ અહીં બ્રહ્મા કુશળ યજ્ઞવેત્તા હોય છે.

### સાવિત્રી ઉપનિષદ્ સાર નંબર ૧૧૧ પાનું ૮૦૦.

**સવિતા:**—અગ્નિ, વરૂણ, વાયુ, યજ્ઞ, આદિત્ય.

**સાવિત્રિ:**—પૃથ્વી, જળ, આકાશ, વેદો, સ્વર્ગ.

જ્યાં જ્યાં અગ્નિ છે ત્યાં ત્યાં પૃથ્વી વા જ્યાં પૃથ્વી ત્યાં અગ્નિ એવી રીતે અનુક્રમે સવિતા ત્યાં સાવિત્રી ને સાવિત્રી ત્યાં સવિતા જાણી લેવાં. **भूः तत्सवितुर्वरेण्यम्** એ સાવિત્રીનો પ્રથમ પાદ **भुवोभर्गो देवस्य धीमहि** એ તેનો બીજો પાદને **स्वर्धियो यो नः प्रचोदयात्** એ તેનો ત્રીજો પાદ છે. જે **એ સાવિત્રીને જાણે છે તે પુનર્મૃત્યુને જીતે છે.**

### વ્યાહૃતિરૂપ બ્રહ્મની ઉપાસના કહેલી છે:-શ્રીકૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીયોપનિષદ્ શિક્ષાધ્યાય અનુવાક ૫ મો પાનું ૨૨૩ થી ૨૨૭.

**મહ: એ ચોથી વ્યાહૃતિને માહાચમસ્ય ઋષિ** દેખતા હવા. તે **મહ:** બ્રહ્મ છે. ને તે આત્મા છે. સૂર્યાદિ અન્ય દેવો અને ત્રણે લોકો આ વ્યાહૃતિરૂપ બ્રહ્મના અવયવો છે. **ભૂ:** આ પ્રસિદ્ધ લોક, **ભુવ:** એ અંતરીક્ષ લોક અને **સ્વ:** એ સ્વર્ગ લોક છે. **સૂર્યવડે પ્રસિદ્ધ સર્વ લોકો** વૃદ્ધિ પામે છે અને ચંદ્રમાવડે સર્વ પ્રસિદ્ધ (દેવો) જ્યોતિઓ વૃદ્ધિ પામે છે. **ૐકારવડે સર્વ પ્રસિદ્ધ** વેદો પૂજાય છે. **બ્રહ્મ ઉપાસના માટે હૃદયાકાશરૂપ સ્થાન છે** જેથી તે સ્થાનમાં ઉપાસના કરેલ મનોમયાદિધર્મોવડે યુક્ત તે **બ્રહ્મ જાણવામાં આવે છે ને સર્વાત્મભાવ પમાય છે.**

**તે હૃદયાકાશ સ્થાન:**—તે જે આ હૃદયની અંતર આકાશ છે તેમાં આ પુરૂષ (સગુણ બ્રહ્મ અંતઃકરણના સંબંધવાળો) મનોમય, અમૃતરૂપ ને પ્રકાશમય **हिरण्मयः** છે તાલુની મધ્ય જે આ સ્તનની પેઠે લટકે છે, તેની મધ્યમાં જ્યાં આ કેશોનું મૂલ વિભાગવડે વિદ્યમાન છે ( ત્યાં મૂર્ધ દેશથી નીકળી ) મસ્તકના કપાળનું (ખોપરીનાં ભાગનું) ભેદન કરીને (જે નીકળી છે) તે (સુષુમ્ણા નાડી) બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્તીનો માર્ગ ( દ્વાર ) છે. વિદ્વાન તે મૂર્ધથી નીકળી આ લોકના અધિષ્ટાતા **ભૂ:** તે અગ્નિમાં સ્થિત થાય છે. ( બ્રહ્મના અંગભૂત **અગ્નિમાં એટલે અગ્નિરૂપે આ** લોકને પામે છે) **ભુવ:** એ બીજી વ્યાહૃતીરૂપ **વાયુમાં સ્થિત થાય છે. વળી**

**સ્વઃ** આ ત્રીજી વ્યાહુતીરૂપ સૂર્યમાં સ્થિત થાય છે. પછી તે **મહઃ એ અંગીભૂત ચોથી વ્યાહૃતીરૂપ બ્રહ્મમાં** સ્થિત થાય છે તેમાં **આત્મભાવથી સ્થિત થઇને બ્રહ્મરૂપ થયેલો સ્વારાજ્યને** પામે છે અર્થાત **જેમ બ્રહ્મ છે તેમ અંગભૂત દેવોનો પોતે અધિપતિ થાય છે** અને સર્વ દેવો અંગભૂત થઈને બ્રહ્મને જેમ બલિ આપે છે તેમ આને પણ ઇચ્છિત **વિષયોરૂપ બલિ** આપે છે. **એવો વિદ્વાન મનોના પતિરૂપ બ્રહ્મને પામે છે. તે સર્વાત્મા હોવાથી સર્વ વાણીઓનો પતિ થાય છે,** ચક્ષુઓ તથા શ્રોત્રોનો પતિ થાય છે ને વિજ્ઞાનપતિ થાય છે. તેથી પણ આ અધિક વિશેષણોવાળો થાય છે એટલે કેઃ—

**બ્રહ્મ** આકાશ જેવા સૂક્ષ્મ સ્વરૂપવાળું, મૂર્તામૂર્તરૂપ સત્ય સ્વભાવવાળું, પ્રાણોની જેમાં સ્થિતિ છે તેવું, મનને વાસ્તવીક સુખ કરનારૂં, શાંતિ સંપન્ન (દુઃખ શૂન્ય)ને મરણ ધર્મ રહિત છે. **आकाश शरीरं ब्रह्म। सत्यात्म प्राणारामं मन आनंदम्। शान्ति समृद्ध ममृतम। इति प्राचीन योग्योपास्स्व ॥ २ ॥ હે પ્રાચિન યોગ્ય!** તું એમ સગુણ બ્રહ્મની ઉપાસના કરે એવો **માહાચમસ્ય ઋષિ** ઉપદેશ કરે છે.

**ॐमिति ब्रह्म। ओमितीदꣳ सर्वम्। ઓમ** એ આ અનુકૃતિ (અનુકરણ) પ્રસિદ્ધ છે. **ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह ब्रह्मोपाप्नवानीति। ब्रह्मैवोपाप्नोति ॥** બ્રાહ્મણ પ્રવચનમાં (**બ્રહ્મયજ્ઞના** આરંભ આદિમાં) **ॐ** એમ કહે છે બ્રહ્મને પામું એમ (ઇચ્છતો છતો) બ્રહ્મનેજ પામે છે. વૈદિક ઉદાહરણોવડે **ॐ**ની વ્યાપ્તી છે હોમ, ભણ, એમ આજ્ઞા કર્યા પછી **ॐ એ ઉચ્ચારણ પુરઃસર** કર્તા તે ક્રિયાનો અંગીકાર કરે છે.

આ ગાયત્રી મંત્રનો અભ્યાસ પ્રાણાયામની સાથે વિધિપૂર્વક થવો જોઇએ તો ફળની સિદ્ધિ આપે છે. **તે વિધિ શ્રી બ્રહ્મનિષ્ઠ નિર્વિકલ્પ યોગીંદ્ર મહારાજે** નીચે પ્રમાણે બતાવી છેઃ—

ગાયત્રી વાકયને જ્ઞાનવાન અદ્વૈત નિશ્ચયવાળા સંતના મુખારવિંદથી શ્રવણ કરવુ જોઇએ. અથવા તે વેદવક્તા કે જેને મિથ્યા દેહાભિમાન ન હોય અને જગતના સુખોની ઇચ્છારહીત સંતોષી હોવા જોઇએ. અથવા તે સર્વદા કાળ યથાર્થ સ્વરૂપને સિદ્ધ કરવા નિમિત્ત સત્સંગ વિચારમાં સ્થીત હોય એવા બ્રહ્મજીજ્ઞાસુ હોવા જોઇએ અથવા તે આવી રીતે બ્રહ્મસ્વરૂપને જાણે છે અને ગૃહસ્થમાં રહીને જગતના વ્યવહારમાં નિવૃત્તિને ધારણ કરી રાખી હોય એવા બ્રહ્મજીજ્ઞાસુ હોવા જોઈએ. **તેનું નામ બ્રાહ્મણ** છે. તેને ગાયત્રીનો અધિકાર છે. ઇતિર દેહાભિમાની મૂઢ પુરૂષોનો અધિકાર નથી. એવા **બ્રાહ્મણથી પૂજવા યોગ્ય સંન્યાસી** છે અને તે **સંન્યાસીથી પૂજવા યોગ્ય અવધૂત પરમહંસ** છે. જે ગૃહસ્થના માર્ગથી વિરક્ત થઇને મનના નિરોધ નિમિત્ત કે ઈંદ્રિયોના દમન નિમિત્ત યોગાભ્યાસ આદિક કર્મમાં પ્રવૃત્ત છે તે સંન્યાસી છે. અને સાધુ, ભિક્ષુ અભ્યાસીએ સર્વ સંન્યાસીના વાચક છે. અને જેને અદ્વૈતપદનો નિશ્ચય દૃઢ થયો છે ને સર્વ જગતને પોતાની શકિતમાં શકિતરૂપ દેખે છે ને શુભાશુભ પુણ્ય પાપ આદિક કર્મના બંધનથી રહિત સ્વઇચ્છાથી વિચરે છે; અજ્ઞાનીની દૃષ્ટિમાં તે શરીરરૂપ ભાસે છે **પરંતુ તે બ્રહ્મરૂપ છે. એવા અવધૂત પરમહંસ સર્વને પૂજવા યોગ્ય** છે. ને તેવોજ પરમહંસ સંન્યાસી બ્રાહ્મણ ઉત્તમ અધિકારીના **ગુરૂ** કહેવાય છે. ને ગુરૂની સેવા કલ્યાણરૂપ છે. તેથી નિત્ય પ્રતિ એમને ભોજન કરાવી બ્રાહ્મણે ભોજન કરવું જોઈએ. પણ જો તેઓ સમીપમાં ન હોય તો એમના નામપર ભોજન રાખી લઈ તે કોઈ ભૂખ્યા અધિકારીને દઈ દેવું એ પ્રમાણે વેદમાં કહેલ છે. અને આવી પ્રકારની પ્રવૃત્તિમાં સ્થિત થઇને પછી **નીચે પ્રમાણે ગાયત્રી મહાવાકયનો અભ્યાસ યત્નથી કરવો જોઇએઃ—**

**ॐ भूः** ના ઉચ્ચારણની સાથે ગુદાથી બહારના વાયુને નાભિ માર્ગ તરફ ખેંચીને પૃથ્વીનું ધ્યાન કરવું. તે વખતે મુખને કંઠ પર્યંત ભલી પ્રકારથી બંધ કરવું જોઇએ. અને વળી

**ॐ भुवः** ના ઉચ્ચારણની સાથે નાભિથી વાયુને કંઠ માર્ગ તરફ ખેંચીને જળના પ્રવાહનું ધ્યાન કરવું, અને બાંહી એટલે ડાબી નાસિકા ભલી પ્રકારે બંધ કરવી જોઇએ. અને વળી

**ॐ स्वः** ના ઉચ્ચારણ સાથે કંઠના વાયુને સુષુમ્ણા માર્ગ તરફ ખેંચીને સૂર્યનું ધ્યાન કરવું. તે વખતે દહની એટલે જમણી નાસિકા ભલી પ્રકારે બંધ કરવી જોઈએ. વળી

**ॐ महः** ના ઉચ્ચારણની સાથે સત્વગુણી સંકલ્પનું ધ્યાન શરીરમાં કરવું. વળી

**ॐ जनः**–સદર–રજોગુણી–સદર–.

**ॐ तपः**–સદર–તમોગુણી–સદર–.

આ સંકલ્પના ધ્યાનમાં નેત્ર બંધ રાખવાં.

**ॐ सत्यं** ના ઉચ્ચારણની સાથે સંકલ્પના જાણવાવાળા **સૂક્ષ્મ (સાક્ષી) ચેતન** સ્વરૂપનું ધ્યાન કરવું. તેમ વળી

**ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्यधीमहि । धियो यो नः प्रचोदयात् ॥** ના ઉચ્ચારણની સાથે આકાશનું ધ્યાન કરીને આકાશમાં પૃથ્વી, ચંદ્રમા ને સૂર્યની સ્થિતિને દેખવી જોઈએ. વળી

**ॐ आपोज्योतिरसोमृतं ब्रह्मभूर्भुवः स्वरोम** ના ઉચ્ચારણની સાથે પૂર્ણ **આકાશમાં જ્ઞાનમાત ચેતન અને આનંદસ્વરૂપની સ્થિતિનું ધ્યાન કરવું.**

એ પ્રકારે એકાગ્ર ચિત્ત થઈને જગતના સુખોની ઇચ્છાથી રહિત થઇને નિત્ય પ્રતિ પાંચ ઘટિકા પર્યંત મહાવાક્યનો આ સુગમ અભ્યાસ કરે **તે બ્રાહ્મણ છે. તે મોક્ષને પરમ શાંતિનું કારણ છે.**

× × × × × ×

અન્ય મહાત્માએ નિચે પ્રમાણે ગાયત્રી મંત્રનો અર્થ બતાવેલો છે:—

**भूरितिप्राणः**=જે જીવન આધાર પ્રાણથી પ્રિય અને સ્વયંભૂ છે તે પરમેશ્વરને **भूः** કહે છે. **यः प्राणयति चराचर जगत् सस्वयं भूरीश्वरः**

**भुवरित्य पानः**=જે સર્વ દુઃખોથી રહિત અને જેના સંગથી જીવ દુઃખોથી રહિત થાય છે. તે **भुवः** પરમેશ્વર છે. **यः सर्व दुःखमपानयतिसोऽपानः**

**स्वरिति व्यानः**=જે જગતમાં વ્યાપક રહીને સર્વને ધારણ કરે છે તે પરમેશ્વરને **स्वः** કહે છે. **योविविधं जगत् व्यानयति व्याप्नोति स व्यानः**

**सवितुः**=જે સર્વ જગતનો ઉત્પાદક અને સર્વ સુખોનો દાતા છે તે ઇશ્વર **सविता छे. यः सुनोत्युत्पादयति सर्व जगत्.**

**देवस्यः**=જે સર્વ સુખોનો દાતા ને જેની પ્રાપ્તિની સર્વ ઇચ્છા કરે છે તે ઇશ્વર છે **यो दीव्यति दीव्यते वासुदेवः** સ્વપ્રકાશ ઇશ્વર.

**वरेण्यं=वर्तुमर्हम्** સ્વીકાર કરવા યોગ્યને અતિ શ્રેષ્ઠ છે. કાર્ય યોગ્ય (વ્યવહાર યોગ્ય) ॐ કાર છે.

**भर्गः=शुद्ध स्वरुप** શુદ્ધ સ્વરૂપ ચેતન બ્રહ્મ છે સંસારને પકવે છે, જીવ વાચક **છે કર્મ** વિપાકનું પરિવર્તન કરે છે પુણ્ય પાપ બાળે છે, **भर्गश्चासौ देवश्च** જીવ શિવની એકતા બનાવે **છે.**

**ધી મહિ:= ધરે મહિ** ધારણ કરીએ છીએ (શા પ્રયોજન માટે તે કહે છે.)

**ય:=જગદીશ્વર** જે સવિતા દેવ પરમેશ્વર છોતે.

**ન:=अस्माकम्** હમારી.

**ધિય:=बुद्धि:** બુદ્ધિયોને.

**प्रचोदयात्:=प्रेरयेत्** પ્રેરણા કરે.

**ओं=**વિરાટ અગ્નિ વિશ્વ (**अ**)—જગતને પ્રકાશનાર, જ્ઞાન સ્વરૂપ વ્યાપક સ્વરૂપ હિરણ્યગર્ભ વાયુ તેજસ (**उ**)—તેજને ઉત્પન્ન તથા ધારણ કરનાર જીવનરૂપ ને પ્રલયરૂપ તથા સૂર્યાદીક લોકને પ્રકાશનાર ને સ્વયંપ્રકાશ૦

ઈશ્વર આદિત્ય પ્રાજ્ઞ (**म**)—જે સત્ય વિચારશીલ જ્ઞાન અને અનંત ઐશ્વર્ય સ્વરૂપ, જેનો વિનાશ કદી નથી. તેવા અને જે નિભ્રાંત જ્ઞાન યુક્ત જગત્ વ્યવહારને યથાવત્ જાણનાર છે.

**हे सच्चिदानंदानंतस्वरूप हे नित्यशुद्ध मुक्तस्वभाव, हे करुणामृतवारिधे सवितुर्देवस्य तव यदोंभूर्भुवः स्व वरेण्यं भर्गोस्ति तद्वयं धीमहि धरेमहि ध्यायेम वा कस्मै प्रयोजनायेत्यत्राह हे भगवन् यः सवितादेवः परमेश्वरोभवान स्माकं धियः प्रचोदयात् स य त्वास्माकं पूज्य उपासनीय इष्टदेवोभवतुनान्यं भवत्तुल्यं भवतोऽधीकं च कश्चित् कदाचित् मन्यामहे ॥** સ્વન્‌સ્વરૂપ, અન્ય અર્થ સ્પષ્ટ છે.

હે મનુષ્યો જે સર્વ સમર્થોમાં પણ મહા સમર્થ કૃપાસાગર ન્યાયકારી અંતર્યામી સર્વ ઐશ્વર્ય સંપન્ન જગત કર્તા છે એ **પરમાત્માનું જે શુદ્ધ સ્વરૂપ છે તેને અમે ધારણ કરીએ છીએ** જેથી કરીને આ અંતર્યામી અમને દુષ્ટાચાર, અધર્મ માર્ગથી હઠાવીને શ્રેષ્ટાચાર અને સત્માર્ગમાં ચલાવે.

સંન્યાસી ગાયત્રીમાં "**परोरजसे सावदोम्**" પાદ ઉમેરી અનુષ્ટાન કરે છે. **रज थी पर** (ત્રણ ગુણરૂપ રાગથી અતીત) **असौ** આત્મા **अदः** (ॐ) પરમાત્મા.

**आपो ज्योति रसोऽमृतं ब्रह्म=**જળ દ્રવ્યથી પ્રાણ બને છે, તેજ દ્રવ્યથી વાણી બને **છે रस** જળનો ગુણ છે. જળના ગુણનું ફળ અમૃત છે બધું જગતપાણીથી (જળથી) થયું ને જળમાં સમાયું. રસને તેજ મળી અમૃત **અમૃત થાય છે.** તે **જીવન અમૃત બ્રહ્મ સ્વરૂપ પોતે છે.** આ ગાયત્રીનું ચોથું પાદ છે.

**ब्रह्म=भूः** પૃથ્વી (સ્થૂલ), **भुवः** અંતરીક્ષ (સૂક્ષ્મ)થી વ્યક્ત, **स्व**થીલય ( શૂન્યકાશ )થી **પર સ્વરૂપ છે.**

* * * * * *

## હિંદી ભાષાના શ્રી યોગવાશિષ્ટ નિર્વાણ પ્રકરણ ઉત્તરાર્ધના સર્ગ ૨૭૧ તથા ૨૭૨નો સાર શંકા સમાધાન રૂપે.

### (ગુજરાતી ગ્રંથના અધ્યાય ૧૮૯ તથા ૧૯૧.)

### (સર્વ બ્રહ્મરૂપ યાને જગત સ્વપ્નવત્ મિથ્યા પ્રતિપાદન.)

**શ્રી વશિષ્ટજી** કહે છે:—**હે રામજી** ! જે કાંઈ જગત દેખો છો તે **સંવેદનરૂપ છે.**

૧) **સંવેદન=**શુદ્ધ ચિન્માત્ર સત્તાનો **આદિ આભાસ** અને **ચેતનતા** (ચેતનપણા) નું **લક્ષણ ચિત્ત અહં જે હું છું** તે અને તેના પર્યાય બ્રહ્મા, વિષ્ણુ, પ્રજાપતિ, શિવ આદિ **છે** **એમ કેટલાક કહે છે.**

પછી તે સંવેદનથી સંકલ્પ સ્ફુર્યું અને વિશ્વ રચ્યું તે અકારણ છે. કોઈ કારણથી બન્યું નથી. તે કાકતાલીયવત્ અકસ્માત્ આભાસ સ્ફુર્યો છે અને આકાર સહીત દ્રષ્ટ આવે છે પરંતુ અંતવાહક (નિરાકાર સંકલ્પ) છે અને વ્યવહાર સહીત દૃષ્ટી આવે છે પરંતુ અવ્યવહાર્ય છે. તે વિશ્વ અંતવાહકરૂપ છે પણ અજ્ઞાનીના સંકલ્પની દૃઢતાથી અધિભૌતિકરૂપ થઇને ભાસે છે. જેમ સંકલ્પ નગર અને સ્વપ્નપુર સંકલ્પથી ભિન્ન નથી અને સંકલ્પની દૃઢતાથીજ આકાર રૂપ પહાડ, નદીઓ, ઘો, વસ્ત્ર આદિ પ્રત્યક્ષ ભાસે છે પણ કાંઈ બન્યું તો નથી. શૂન્યરૂપ છે. તેવી રીતે આ જગત પણ નિરાકાર શૂન્યરૂપ છે. આદિ અંતવાહકરૂપ સંવેદનજ બહિર્મુખ સ્ફુરવાથી દેશકાલ પદાર્થરૂપ થઇને સ્થિત થઈ છે. જ્યારે બહિર્મુખ સ્ફુરણ મટી જાય છે, ત્યારે જગત આભાસ પણ મટી જાય છે. જેમ સ્વપ્નનો આભાસ જગત ત્યાંસુધી ભાસે છે કે જ્યાં સુધી નિદ્રામાં સુતેલ હોય છે પણ જ્યારે જાગે છે ત્યારે સ્વપ્નનું જગત મટી જાય છે. અને એક અદ્વૈતરૂપ પોતેજ ભાસે છે. તેવી રીતે આ જગત અજ્ઞાનની નિવૃત્તિ થયે લીન થઇ જાય છે–સંવેદનમાં જે સંકલ્પ સ્ફુરે છે તેજ અંતઃકરણ ચતુષ્ટય થઇને ભાસે છે. હે રામજી! પદાર્થના ચિંતવવાથી તેનું નામ ચિત્ત પડે છે અને સંકલ્પ વિકલ્પના સંસરણથી તેનું નામ મન પડયું. જેવો હોય તેવો નિશ્ચય કરવાથી તેનું નામ બુદ્ધિ થઈ; વાસનાના સમુહ મળવાથી તેનું નામ પુર્યષ્ટકા કહે છે પણ સર્વ સંકલ્પમાત્ર છે અને તેનાથી જગત ઉપજ્યું છે તે પણ સંકલ્પરૂપ છે. જેવી રીતે ઇંદ્રજાળની બાજી અને સ્વપ્નનું નગર સંકલ્પની દૃઢતાથી પિંડાકાર ભાસે છે. પરંતુ સર્વ આકાશરૂપ છે. તેવી રીતે આ જગત આકાશરૂપ છે; આત્માથી ભિન્ન કાંઈજ છે નહીં. જો તમે કહો કે ભાસે છે કેમ? તો જેમ તે ભાસે છે તે તે રૂપજ જાણો. દેશકાળ, નદી, પહાડ, પૃથ્વી, દેવતા, મનુષ્ય દૈત્ય, બ્રહ્માથી લઇને કીડી પર્યંત જે સ્થાવર જંગમરૂપ જગત ભાસે છે તે તથા વેદ, શાસ્ત્ર જગત કર્મ સ્વર્ગ તીર્થ ઈત્યાદિક જે પદાર્થ છે તે પણ સર્વ બ્રહ્મરૂપ છે તેજ નિરાકાર અદ્વૈત બ્રહ્મસત્તા સંવેદનથી જગતરૂપ થઈ ભાસે છે. જેમ સ્વપ્નમાં આપણો અનુભવ સૃષ્ટિરૂપ થઈ ભાસે છે, તેમજ પોતાનોજ અનુભવ આ જગત થઇ ભાસે છે અને જેમ સમુદ્ર દ્રવતાથી તરંગ થઈ ભાસે છે પણ જળજ જળ છે તેવી રીતેજ શુદ્ધ (ચૈતન્ય) ચિન્માત્રમાં સંવેદનથી જગત આભાસ સ્ફુરે છે તે બ્રહ્મજ બ્રહ્મ છે, ભિન્ન કાંઈજ નથી. હે રામજી! જે કાંઈ તમને ભાસે છે તે સર્વ અચ્યુત અને અનંતરૂપ પોતે પોતામાં સ્થિત છે. આ સર્વ બ્રહ્મરૂપ પ્રતિપાદન નામનો અધ્યાય ૨૭૧મો પુરો થયો. હિંદી ભાષાના ગ્રંથમાંથી હવે ૨૭૨ મો અધ્યાય નિર્વાણ પ્રકરણ ઉત્તરાર્ધનો યોગવાશિષ્ઠ રામાયણનો વસિષ્ઠજી બોલે છે:—

હે રામજી! જ્યારે દૃષ્ટા દૃશ્યરૂપને ચેતે છે ત્યારે વિશ્વ થાય છે તે સર્વ વિશ્વ અંતવાહક છે.

અંતવાહક=નિરાકાર સંકલ્પને અંતવાહક કહે છે. જ્યારે દૃશ્યમાં અહંભાવથી ચેતનતા (ચેતનપણું) રહે છે ત્યારે અંતવાહકથી અધિભૌતિક શરીર થઈ જાય છે. આદિ જે બ્રહ્મા સંવેદન સ્ફુર્યું છે તે અંતવાહક શરીર થયું અને જ્યારે તેણે વારંવાર પોતાના શરીરને જોયું ત્યારે તે પણ ચતુષ્ટય મુખ અધિભૌતિક થઈ ગયા. એણેજ ॐ (ओम्) ઓમકારનો ઉચ્ચાર કરીને વેદ અને વેદના ક્રમને રચ્યા અને સંકલ્પથી વિશ્વ રચ્યું. જેમ કોઇ બાળક મનોરાજ્યથી બગીચો રચે અને તેમાં નાના પ્રકારના વૃક્ષ, ફળ ફૂલ, ડાળી પાંદડાં રચે તેવી રીતેજ

બ્રહ્માજીએ રચ્યા અને અંતવાહક જીવ ઉપજ્યા અને સર્વ જીવોનો **શરીરમાં દૃઢ અભ્યાસ થયો ત્યારે** તે અંતવાહકથી અધિભૌતિક થઈ ગયા.

**શંકા**—બ્રહ્મસત્તા તો નિરાકાર હતી તેમાં તેને શરીરનો સંયોગ કેવી રીતે થયો ? અને તેનાથી અધિભૌતિકતા કેવી રીતે થઈ ગઈ ?

**સમાધાન—હે રામજી !** ન કોઈ શરીર છે અને ન કોઈને શરીરનો સંયોગ થયો છે. **કેવળ અદ્વૈતસત્તા પોતે પોતામાં સ્થીત છે.** અને તેમાં જે ચેતનતા સંવેદન સ્ફુરી છે તેજ સંવેદન દૃશ્યને ચેતતી રહે છે. અને તેજ જગતરૂપ થઈને સ્થિત થઈ છે. જ્યારે **સંકલ્પની દૃઢતા થઈ** ત્યારે પોતાની સાથે શરીરને આકાર ભાસવા લાગ્યા પણ સર્વ આકાશજરૂપ છે. કાંઈ બન્યું નથી. **જેવી રીતે સ્વપ્નની સૃષ્ટિને ઉપજી કહીએ તો તે ઉપજી નથી તેમ તેનું કારણ પણ કોઈ નથી. કેવળ આકાશરૂપ છે ને કોઇ પદાર્થ ઉપજ્યા નથી પણ સ્વરૂપના વિસ્મરણથી આકાર ભાસે છે તેવી રીતે આ શરીરને જગત જે ભાસે છે તે કેવળ આભાસમાત્ર છે.** અને અસંભાવનાથી દૃઢતાથી પ્રત્યક્ષ ભાસે છે. જ્યારે **સ્વરૂપનો વિચાર કરીને જોશો તો શાંત થઈ જશે. હે રામજી !** અવિદ્યા પણ કાંઈ વસ્તુ નથી જેમ સ્વપ્નના પદાર્થ અવિદ્યમાન છે છતાં વિદ્યમાન ભાસે છે પણ સર્વ જાગે છે ત્યારે અવિદ્યમાન થઈ જાય છે. તેવી રીતેજ **આ જગત અવિચારસિદ્ધ છે.** અને વિચાર કરવાથી શાંત થઈ જાય છે. અને જ્યારે **વિચાર કરીને જોશો** તો **સર્વાત્માજ ભાસશે. હે રામજી ! આત્મસત્તા અવ્યભિચારી છે. અર્થાત સત્તામાત્ર છે.** એનો અભાવ કદાચિત્ થતો નથી તથા **અચ્યુત** છે અર્થાત્ સદા જેવીને તેવી છે પોતાના ભાવને કદાચિત ત્યાગતી નથી. તેથી કરીને જે એનાથી ભિન્ન ભાસે તેને ભ્રમમાત્ર જાણો. વિચાર કરવાથી જ્યારે દૃશ્ય ભ્રમ શાંત થઈ જાય છે ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે. **આત્મસત્તા જ્ઞાનરૂપ અને નિરાકાર સદા પોતે પોતામાં સ્થિત છે. જ્યારે સમ્યક (યથાર્થ) જ્ઞાનનો બોધ થાય છે. ત્યારે જગત ભ્રમનષ્ટ થાય છે.**

**શંકાઃ**—સમ્યક્જ્ઞાન અને બોધ એટલે શું ?

**સમાધાનઃ**—કેવળ જે બોધમાત્ર છે તે **બોધ** કહેવાય છે. અને તેને જેવું છે તેવું જાણવું તે **સમ્યક્જ્ઞાન** કહેવાય છે.

**શંકાઃ**—કેવળબોધ ને કેવળજ્ઞાન કોને કહે છે ?

**સમાધાનઃ**—દૃશ્યથી રહિત જે ચિન્માત્ર તેને તમે **બોધ જાણો** તેમાં વાણીની ગમ નથી. એવી પ્રકારે અચેત ચિન્માત્રસત્તાને જેવીને તેવી જાણવી **તેજ કેવળજ્ઞાન.**

**શંકાઃ**—કેવળબોધ અચેત ચિન્માત્ર છે તો તેમાં જગત **ભ્રમ** કેમ ભાસે છે. ?

**સમાધાનઃ**—ચિન્માત્ર જે દૃષ્ટારૂપ છે તેમાં જ્યારે સંવેદન ચેતના સ્ફુરે છે ત્યારે તેજ ચેતના ચૈત્યરૂપ દૃશ્ય **થઈને** ભાસે છે. **જેમ સ્પંદથી રહિત વાયુ નિર્લક્ષરૂપ થાય છે. અને જ્યારે સ્પન્દરૂપ થાય છે ત્યારે સ્પર્શથી ભાસે છે.** તેવીજ રીતે સંવેદનથી જે દૃશ્ય ભાસે છે, તે તેજ સંવેદન દૃશ્ય થઇને ભાસે છે.

**શંકાઃ—હે ભગવન્**—જો દૃષ્ટા દૃશ્યરૂપ ભાસે છે તો દૃશ્ય બાહિર કેમ ભાસે છે ?

**સમાધાનઃ**—એજ **કારણથી ભ્રમ કહેલ છે** કે પોતાની અંદર છે અને બહાર ભાસે છે. જેમ સ્વપ્નની સૃષ્ટિ પોતાનીજ અંતર થાય છે પરંતુ વાસ્તવમાં ન ભીતર છે ન બહાર છે.

**આત્મસત્તા પોતે પોતામાં સ્થિત છે.** તેવી રીતેજ હમણાં પણ જેમની **તેમ સ્થિત છે.** ભિતર અને બહાર ભ્રમથી ભાસે છે.

**શંકા:**—જો **આત્મસત્તા** જેમની તેમ છે અને દ્રશ્ય ભ્રમથી ભાસે છે તો **શશશૃંગ પણ** ભ્રમમાત્ર છે તે કેમ ભાસતું નથી? હું અને તું (ત્વં) કેમ ભાસે છે? ભૂતોની ચેષ્ટા તો પ્રત્યક્ષ ભાસે છે.

**સમાધાન:**—અહંત્વમાદિક જગત પણ **કલ્પનામાત્ર છે જેમ શશલાનું શિંગડું કલ્પનામાત્ર** છે અને આકાશમાં બીજો ચંદ્રમા ભ્રમથી ભાસે છે તેમજ આ જગત **પણ** ભ્રમમાત્ર છે, જેમ મૃગ તૃષ્ણાનું જળ અને સંકલ્પનગર ભ્રમમાત્ર છે. આ જગત ભ્રમમાત્ર **છે** કોઇ કારણથી ઉપજ્યું નથી. **જેમ સ્વપ્નમાં શશશૃંગ નથી ભાસતું અને જગત ભાસે છે.** તેવોજ આ ભ્રમ છે.

**શંકા:**—ભૂત ભવિષ્યત્ અને વર્તમાન ત્રણે કાળમાં જગતની સ્મૃતિ અનુભવથી જાણવામાં આવે છે અને કાર્ય કારણ ભાવ પામે છે અને **હે મુનિશ્વર!** આપ તેને ભ્રમમાત્ર કેમ કહો છો?

**સમાધાન:**—હું એમ કહું છું કે કારણથી કાર્ય જે થાય તે સત્ય થાય છે. **હે રામજી!** તમે કહો કે જગતનું કારણ કોણ છે? **અર્થાત જેમ બીજથી વડ થાય છે તેમ એનું કારણ કયું છે?**

**રામજી કહે છે:**—જગત સૂક્ષ્મ અણુથી ઉપજે છે? અને લય પણ સૂક્ષ્મતત્વના અણુમાંજ (લીન) થાય છે.

**વશિષ્ટજી પુછે છે:**—સૂક્ષ્મ અણું શેમાં રહે છે?

**રામજી બોલ્યા:**—મહા પ્રલયમાં શુદ્ધ ચિન્માત્ર સત્તાશેષ રહે છે અને તેમાં અણું રહે છે.

**વશિષ્ટજી પુછે છે:**—મહા પ્રલય કોને કહો છો? જ્યાં સર્વ શબ્દ અને **અર્થનો અભાવ** છે તેનું નામ **મહા પ્રલય છે. ત્યાં તો શુદ્ધ ચિન્માત્ર સત્તા રહે છે** જેમાં વાણીની ગમ નથી તો તેમાં સૂક્ષ્મ અણુ કેવી રીતે રહે અને કારણ કાર્યભાવ કેવી રીતે બને?

**શંકા:-રામજી પુછે છે:**—જો શુદ્ધ ચિન્માત્ર સત્તાજ રહે છે તો તેમાં જગત કેવી રીતે નીકળી આવે છે?

**સમાધાન:**—વિશ્વ કાંઈ ઉપજ્યું હોય તો હું તમને કહું કે આવી પ્રકારે જગતની ઉત્પત્તી થઈ છે, પણ તે ઉપજ્યુંજ નથી (અજાત છે,તો તેજ ઉત્પત્તી કેવી રીતે કહું? જ્યારે ચિન્માત્રમાં ચેતતા ફુરે છે ત્યારે જગત હું, તું આદી ભાસે છે તે ફુરણરૂપજ છે બીજું કાંઈ ઉપજ્યું નથી તેજ રૂપ છે. **હે રામજી! જ્ઞાનનો જે દ્રશ્ય ભ્રમ સાથે મિલાપ છે તેજ બંધનનું કારણ છે ને** તેનો અભાવ થવો **તે મોક્ષ છે.**

**શંકા:**—જ્ઞાન હોવા (થવા)થી જગતનો અભાવ કેવી રીતે થાય છે તે તો દ્રઢ થઈ રહ્યું છે તેને શાંતિ કેવી રીતે થાય?

**સમાધાન:**—સમ્યક જ્ઞાનથી જે બોધ થાય છે તે બોધથી દ્રશ્યનો સબંધ નિવૃત્ત થાય છે. **તે બોધ નિરાકાર અને નિજ શીતલરૂપ છે** તેનાથી મોક્ષમાં પ્રવર્તાય છે.

**શંકા:**—બોધ તો કેવળરૂપ છે-**સમ્યક્ જ્ઞાન** કોને કહો છો કે જેનાથી આ જીવબંધનથી મુક્ત થાય છે?

**સમાધાન:**—જે જ્ઞાનથી જ્ઞેય દ્રશ્યનો સંયોગ નથી થતો **તેને કેવળજ્ઞાન અવિનાશીરૂપ** કહે છે. જ્યારે જ્ઞેયનો અભાવ થાય છે ત્યારે **સમ્યક્ જ્ઞાન** કહેવાય છે. **જગત જ્ઞેય** અવિચાર સિદ્ધ છે.

**શંકા:**—જ્ઞાનથી જ્ઞેય ભિન્ન છે અથવા અભિન્ન છે અને જ્ઞાન શી રીતે ઉત્પન્ન થાય છે?

**સમાધાન:**—બોધ માત્રનું નામ જ્ઞાન છે અને તેનાથી જ્ઞાન જ્ઞેય ભિન્ન નથી **જેમ વાયુનું ફુરણું વાયુથી ભિન્ન નથી.**

**શંકા:—હે સર્વજ્ઞ ત્રીકાળદર્શી !** જો શશશૃંગની જેમ જ્ઞેય અસત્ય છે તો ભિન્ન થઇને શા માટે ભાસે છે?

**સમાધાન:**—બાહ્ય જગત જ્ઞેય ભ્રાંતિથી ભાસે છે તેનો સદ્‌ભાવ નથી અને બાહીર ભીતર જગત કાંઈ છે નહિં. **અર્થથી રહિત ભાસે છે.**

**શંકા:**—અહંત્વંઆદીકતો પ્રત્યક્ષ ભાસે છે અને તેનો અર્થ સહીત અનુભવ પણ થાય છે તો આપ કેમ તેનો અભાવ કહો છો?

**સમાધાન:—હે રામજી!**—આ સર્વ જગત વિરાટ પુરૂષનું વપુ છે તે આદિ વિરાટજ ઉત્પન્ન થયેલ નથી તો બીજાની ઉત્પત્તી કેવી રીતે કહીએ!

**શંકા:**—જગતનો સદ્‌ભાવ તો ત્રણે કાળમાં પ્રાપ્ત થાય છે તો આપ શા માટે કહો છો કે ઉપજ્યુંજ નથી?

સ૦ જેમ સ્વપ્નમાં સર્વ જગત અર્થ પ્રત્યક્ષ ભાસે છે પણ કાંઈ પણ ઉપજ્યું નથી જેમ મૃગ તૃષ્ણાનું જળ, આકાશમાં દ્વિતીયચંદ્રમા, અને સંકલ્પ નગર ભ્રમથી ભાસે છે તેવીજ રીતે અહં ત્વમાદી જગત ભ્રમથી ભાસે છે.

**શંકા:—હે ભગવન!** અહંત્વં આદિ જગત દ્રઢ ભાસે છે તો કેવી રીતે જાણીયે કે તે ઉપજ્યું નથી?

**સમાધાન:**—જે પદાર્થ કારણથી ઉપજ્યો હોય તે નિશ્ચય સત્ય જણાવામાં આવે છે. જ્યારે મહા પ્રલય થાય છે ત્યારે કારણ કાર્ય કાંઇજ રહેતું નથી સર્વ શાંતરૂપ થાય છે અને પાછું તે મહા પ્રલયમાંથી જગત ફુરી આવે છે તેથી જાણવામાં આવે છે કે સર્વ આભાસ માત્ર છે.

**શંકા:**—જ્યારે મહા પ્રલય થાય છે ત્યારે અજ અને અવિનાશી સત્તા શેષ રહે છે તેથી જણવામાં આવે છે કે તેજ જગતનું કારણ છે.

**સમાધાન:—જેવું કારણ હોય છે તેવુંજ તેનું કાર્ય હોય છે તેથી વિપર્યય હોતું નથી. જો આત્મ સત્તા અદ્વૈત અને આકાશરૂપ છે તો જગત પણ તેજરૂપ છે. ઘડાથી વસ્ત્રની પેઠે બીજું કાંઈ તો ઉપજતું નથી.**

**શંકા:**—જ્યારે મહા પ્રલય થાય છે ત્યારે જગત સૂક્ષ્મરૂપ થઈને સ્થિત થાય છે અને તેનાથીજ ફરી ઉત્પત્તી (પ્રવૃત્તિ) થાય છે.

**સમાધાન:—હે નિષ્પાપ રામજી!** મહા પ્રલયમાં જે તમે સૃષ્ટીનો અનુભવ કર્યો તેનું શું રૂપ છે?

**રામજી બોલ્યા:—હે ભગવન્! જ્ઞપ્તિરૂપ સત્તાજ ત્યાં સ્થિત થાય છે અને આપના જેવાએ અનુભવ પણ કર્યો છે કે આકાશરૂપ છે.** સત્ય અને અસત્ય શબ્દથી કહેવામાં આવતી નથી.

**વશિષ્ટજી કહે છે:—હે મહા બાહુ!** જ્યારે એવી રીતે છે ત્યારે પણ જગત તો **જ્ઞપ્તિરૂપ થયું તેથી જન્મ મરણથી રહિત શુધ્ધ જ્ઞાનરૂપ છે.**

**રામજીએ પુછ્યું:**—જ્યારે તમો કહો છો કે જગત કાંઈ ઉત્પન્ન થયું નથી ભ્રમ માત્ર છે તો તે ભ્રમ કયાંથી આવ્યો?

**સમાધાનઃ—આ જગત ભ્રમ ચિત્તના ફુરણાથી ભાસે છે** જેવું જેવું ચિત્ત સ્ફુરે છે તેવું ને તેવુંજ ભાસે છે તેનું બીજું કાંઈ કારણ નથી.

**શંકાઃ**—જો તે ચિત્તના ફુરણાથી ભાસે છે તો પરસ્પર વિરૂદ્ધ કેમ ભાસે છે? કે અગ્નિનો જળ નાશ કરે છે અને જળનો અગ્નિ નાશ કરે છે.

સ૦—જે દ્રષ્ટા પુરૂષ છે તે દ્રશ્ય ભાવને પ્રાપ્ત થતો નથી અને એવી કાંઇ વસ્તુ વિરોધ છે નહીં **ભાવરૂપ આત્માજ ચૈતન્યઘન સર્વરૂપ થઈ ભાસે છે.**

**શંકાઃ—**ચિન્માત્ર તત્ત્વઆદિ અંતથી રહીત છે અને જ્યારે એ જગતને ચેતવે છે ત્યારે થાય છે, ત્યારે તે પણ તો કાંઈ થયું ને? જગતને ચૈત્યનો (ચેતતાનો) અસંભવ કેમ કહેવાય?

**સમાધાનઃ**—એનું કારણ કોઇ નથી તેથી ચૈત્યનો તો અસંભવ છે. **ચેતન સદા મુક્ત અને અવાચ્ય પદ છે.**

**શંકાઃ**—જ્યારે એમ છે તો પછી જગત ને તત્ત્વ કેવી રીતે સ્ફુરે છે અને અહંત્વ આદિદ્વૈત ક્યાંથી આવ્યાં?

**સમાધાનઃ—કારણના અભાવથી એ જગત કાંઈ આદિથી ઉપજ્યું નથી સર્વ શાંતરૂપ છે અને નાના ભાસે છે તે ભ્રમ માત્ર છે.**

**શંકાઃ—નિર્મળ તત્ત્વ જે સર્વદા પ્રકાશરૂપ છે તે નિરૂલ્લેખ ( નિલક્ષ્ય ) અને અચલરૂપ છે તેમાં ભ્રાંતિ કેવી રીતે થઈ અને કોને થઈ?**

**સમાધાનઃ**—કારણના અભાવથી નિશ્ચય કરીને જાણો કે ભ્રાંતિ કાંઈ વસ્તુજ નથી. **અહંત્વઆદિ સર્વ એક અનામય (નિર્મળ) સત્તા સ્થિત છે.**

**રામજી કહે છેઃ**—હું ભ્રમને પ્રાપ્ત છું અને અધિક પુછવાનું જાણતો નથી ને અત્યંત પ્રબુદ્ધ પણ નથી તો હવે શું પુછું?

**વશિષ્ટજી કહે છેઃ**—એ પ્રશ્ન કરો કે કારણ વિના જગત કેવી રીતે ઉત્પન્ન થયું. **જ્યારે વિચાર કરીને કારણનો અભાવ જાણશો ત્યારેજ પરમસ્વભાવ અશબ્દપદમાં વિશ્રાંતિ પામશો.**

**શંકાઃ—રામજી કહે છેઃ—**હું એ જાણું છું કે કારણના અભાવથી જગત કાંઇ ઉપજ્યું નથી પરંતુ ચૈતનું ફુરણું ભ્રમ કેવી રીતે થયું?

**સમાધાનઃ**—કારણના અભાવથી સર્વ શાંતિરૂપ છે. ભ્રમ કાંઈ બીજી વસ્તુ નથી. **જ્યાંસુધી આત્મપદમાં અભ્યાસ નથી થતો ત્યાંસુધી ભ્રમ ભાસે છે.** અને શાંતિ નથી થતી પણ જ્યારે **અભ્યાસ કરીને કેવળતત્ત્વમાં વિશ્રાંતિ પામશો ત્યારે ભ્રમ મટી જશે.**

**શંકાઃ—હે ભગવન્!** અભ્યાસ અને અનભ્યાસ કેમ થાય છે? અને એક અદ્વૈતમાં અભ્યાસ અનભ્યાસ ભ્રાંતિ કેવી રીતે થાય છે?

**સમાધાનઃ—હે રામજી!** અનંતતત્ત્વમાં શાંતિ પણ કાંઇ વસ્તુ નથી. અને જે **આભાસ શાંતિ ભાસે છે તે મહાચિદ્દઘન અવિનાશરૂપ છે.**

**શંકાઃ—હે બ્રાહ્મણ!** ઉપદેશ અને ઉપદેશના અધિકારીએ જે ભિન્ન ભિન્ન શબ્દ છે તે સર્વ આત્મામાં કેવી રીતે ભાસે છે?

**સમાધાનઃ—ઉપદેશ અને ઉપદેશને યોગ્ય એ શબ્દો પણ બ્રહ્મમાંજ સ્થિત** છે. શુદ્ધ બોધમાં બંધ અને મોક્ષ બંનેનો અભાવ છે.

**શંકા:**—જો આદિમાં કાંઈ ઉત્પન્ન થયું નથી તો દેશકાળ, ક્રિયા અને દ્રવ્યનો ભેદ કેવી રીતે ભાસે છે?

**સમાધાન:**—દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યનો જે **ભેદ છે તે સંવેદન દૃશ્યમાં છે.** અને અજ્ઞાનમાત્ર ભાસે છે. અજ્ઞાનમાત્રથી કાંઇ ભિન્ન નથી.

**શંકા:**—બોધને દ્રશ્યની પ્રાપ્તિ કેવી રીતે થઈ? જ્યાં દ્વૈત અને એકતા, ને કારણનો અભાવ છે ત્યાં દ્રશ્યભ્રમ કેમ છે?

**સમાધાન:**—બોધ ને દ્રશ્યની પ્રાપ્તિ અને દ્વૈત એકનો ભ્રમ એ મૂર્ખનો વિષય છે-હમારા જેવાનો વિષય નથી.

**શંકા:**—અનંતતત્ત્વ જો કેવળ બોધરૂપ છે તો અહંત્વં અમારામાં શા માટે કેવી રીતે થાય છે?

**સમાધાન:—શુદ્ધ બોધસત્તામાં જે બોધનું જાણવું છે તે અહંત્વં કરીને કહેવાય છે. જેમ પવનમાં ફુરણું છે તેમજ એમાં ચેતના ફુરે છે.**

હે રામજી! કહે છે જેમ **નિર્મળ અચળ સમુદ્રમાં તરંગ અને બુદબુદા હોય છે તે કાંઈ જળથી ભિન્ન નથી. તેવી રીતેજ બોધમાં બોધસત્તાથી ભિન્ન કાંઈ નથીજ. પોતે પોતામાં સ્થિત છે.**

**વશિષ્ઠજી પુછે છે કે:**—જો એમ છે તો કોને કોનું દુઃખ બને? એક **અનંતતત્ત્વ પોતે પોતામાં સ્થિત અને પૂર્ણ છે.**

**શંકા:**—જો એ એક અને નિર્મળ છે તો અહંત્વંઆદિ કલના ક્યાંથી આવીને દ્રઢ થઇ **કે જે ભોક્તાની પેઠે ભોગવે છે?**

**સમાધાન:**—જ્ઞેય જે દ્રશ્યસત્તા છે તેનું જાણવું તે એને (જ્ઞાનીને) બંધનરૂપ નથી કેમકે **જ્ઞાનજી સર્વ અર્થરૂપ થઈને સ્થિત થયું છે.** તો બંધ અને મોક્ષકોને છે. (બને)?

**શંકા**—જ્ઞપ્તિજ બાહ્ય અર્થને જુએ છે-જેમ આકાશમાં નીલતા અને સ્વપ્નમાં પદાર્થ તે અસત્યરૂપ સત્યરૂપ થઇને ભાસે છે તેમજ આ બાહ્ય અર્થ પણ અસત્યજ સત્ય થઈ ભાસે છે.

**સમાધાન:—કારણથી રહિત જે બાહ્ય અર્થ સત્ય થઇ ભાસે છે તે ભ્રમમાત્ર છે ભિન્ન કાંઈ નથી.**

**શંકા:**—જેમ સ્વપ્નકાળમાં સ્વપ્ન પદાર્થોનું દુઃખ થાય છે ચાહે તે સત્ય હો કે અસત્ય હો. તેમજ આ જગતમાં સત્ય અને અસત્યનું દુઃખ થાય છે માટે તેની નિવૃત્તિનો ઉપાય કૃપા કરી બતાવો.

**સમાધાન:**—તે આ પ્રકાર છે કે જગત સ્વપ્નની પેઠે **છે તે સર્વ પિંડાકાર ભ્રમ-માત્રથી ભાસે છે. અને સર્વ અર્થ શાંતરૂપ છે નાનાત્વ કાંઈજ છે નહીં.**

**શંકા:**—સ્વપ્ન અને જાગ્રતમાં પિંડાકાર અને પર અપર રૂપ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કેવી રીતે શાંત થાય છે?

**સમાધાન:—પૂર્વ અપરનો વિચાર કરીએ કે જગત આદિમાં શું રૂપ હતું અને અંતમાં શું રૂપ થાય છે જ્યારે એવો વિચાર થશે ત્યારે શાંતિ થઈ જશે. જેમ સ્વપ્નમાં સ્થૂલ પદાર્થ પિંડરૂપ ભાસે છે તે સર્વ આકાશરૂપ છે તેવીજ રીતે જાગ્રતના પદાર્થો પણ આકાશરૂપ છે.**

શંકા—જ્યારે ભિન્નભાવની ભાવના પ્રાપ્ત થાય છે ત્યારે જગતને કેવું જુએ છે અને સંસ્કાર ભ્રમ શાંત કેવી રીતે થાય છે?

સમાધાન:—જે નિર્વાસી (વાસનારહિત) પુરુષ છે તેના હૃદયમાંથી જગતનો સદ્ભાવ ઉઠી જાય છે. જેમ સંકલ્પ નગર અને કાગળની મૂર્તિ અસત્ ભાસે છે. તેમજ તેને જગત અસત્ ભાસે છે.

શંકા:—જ્યારે વાસનાથી રહિત પિંડભાવ શાંત થયે જગતને સ્વપ્નવત્ જાણે છે તો તેથી આગળ (ઉપરાંત) કેવી અવસ્થા થાય છે?

સમાધાન:—જગતને જીવ જ્યારે સંકલ્પરૂપ જાણે છે ત્યારે વાસના નિર્વાણ થઈ જાય છે. અને પંચતત્વોનો ક્રમ ઉપજવો અને વિનાશવો લીન થઈ જાય છે (બંધ પડે છે) ત્યારે કેવળ પરમતત્ત્વ ભાસે છે અને સર્વ આકાશરૂપ થઈ જાય છે (જણાય છે).

શંકા:—અનેક જન્મની જે વાસના દૃઢ થઈ રહી છે અને અનેક શાખા થઈને ફેલાઈ છે તેથી સંસારનું કારણ ઘોર વાસનાજ છે તે કેમ શાંત થાય?

સમાધાન:—જ્યારે યથા ભૂતાર્થ જ્ઞાન થાય છે ત્યારે આત્મામાં ભ્રાંતિરૂપ જગત સ્થિત થયેલ શાંત થઈ જાય છે. જ્યારે પિંડાકાર અર્થ પદાર્થ સૂઈ જાય છે ત્યારે કર્મરૂપ દૃશ્ય ચક્ર પણ શાંત થઈ જાય છે. જેમ સ્વપ્નના પદાર્થ જાગ્રતમાં નષ્ટ થઈ જાય છે તેમ આત્મતત્ત્વના બોધથી સર્વ વાસના નષ્ટ થઈ જાય છે.

શંકા—જ્યારે પિંડ ગ્રહણ નિવૃત્ત થયું અને કર્મરૂપ દૃશ્ય ચક્ર નિવૃત્ત થયું ત્યારે પછી શું પ્રાપ્ત થાય છે?

સમાધાન:—જ્યારે પિંડ ગ્રહણ ભ્રમ શાંત થાય છે ત્યારે જીવ નિર્મળ થઇને ક્ષોભથી રહિત થાય છે; જગત આસ્થા દૃસ્યની શાંત થઈ જાય છે; અને ચિત્ત પરમાત્મતત્ત્વને પામે છે.

શંકા:—આ (જગત) બાળકના સંકલ્પની જેમ કેવી રીતે સ્થિત છે? જો સંકલ્પરૂપ છે તો તેના જે જડમય પદાર્થ છે તે નષ્ટ થયે તેને દુ:ખ કેમ પ્રાપ્ત થાય છે? અને આ જગતની આસ્થા કેવી રીતે શાંત થાય છે?

સમાધાન:—જે પદાર્થ સંકલ્પથી ઉત્પન્ન થયા છે તેને નષ્ટ કરવામાં દુ:ખ થતું નથી અને જો પૂર્વાપર વિચાર કરીને ચિત્તથી રચેલ આકાશરૂપે જાણીએ તો ભ્રમ શાંત થઈ જાય છે.

શંકા:—ચિત્ત કેવું છે અને તેનાથી રચેલનો કેવી રીતે વિચાર કરીયે?

સમાધાન:—ચિદ્ સત્તા જો ચૈત્યોન્મુખત્વ (ચેતવાપણારૂપે) ફુરે છે તેના સંકલ્પરૂપને ચિત્ત કહે છે. તેના રહિત (સંકલ્પ રહિત) વિચારવાથી વાસના શાંત થઈ જાય છે.

શંકા:—હે ભગવન્! હે બ્રહ્મન્! ચૈત્યથી રહિત ચિત્ત કેવી રીતે થાય છે અને ચિત્તથી ઉત્પન્ન (ઉદય) થયું જગત નિર્વાણ કેવી રીતે થાય?

સમાધાન:—ચિત્ત કાંઇ ઉત્પન્ન થયુંજ નથી. આણ હોતાંજ (નહીં હઇને) દ્વૈત ભાસે છે કાંઈ છે નહીં.

શંકા:—જગત તો પ્રત્યક્ષ ભાસે છે. જો ઉપજ્યુંજ નથી તો તેનો અનુભવ કેવી રીતે થાય છે?

**સમાધાનઃ**—અજ્ઞાનીને જે જગત ભાસે છે તે સત્ય નથી. અને **જ્ઞાનવાનને તો જે ભાસે છે તે અવાચ્યસત્તા અદ્વૈતરૂપ છે.**

**શંકાઃ**—અજ્ઞાનીને જે ત્રણે જગત જો સત્ય નથી તો કેમ ભાસે છે? અને જ્ઞાનવાનને તે કેવા રૂપમાં ભાસે છે? કેમકે અવાચ્ય હોવાથી કહેવામાં તો આવતું નથી.

**સમાધાનઃ—હે રામજી!** અજ્ઞાનીને દ્વૈત સઘન દૃઢ ભાસે છે ત્યારે જ્ઞાનીને સઘનદ્વૈત **નથી ભાસતું કેમકે આદિમાં તો ઉપજ્યું નથી અદ્વૈત આત્મતત્વ અવાચ્ય પદ છે.**

**શંકા**—જો આદિ ઉપજ્યુજ નથી તો અનુભવ પણ ન થવો જોઇએ પણ આતો પ્રત્યક્ષ અનુભવાય છે. તેથી અસત્ય કેવી રીતે કહીયે?

**સમાધાનઃ—અસત્યજ સત્યની પેઠે થઇને ભાસે છે. તેથી કારણ રહિત ભાસે છે. જેમ સ્વપ્નમાં** પદાર્થનો અનુભવ થાય છે પણ વાસ્તવમાં કાંઇજ છે નહીં તેવીજ રીતે આ અસત્યજ અનુભવાય છે.

**શંકાઃ**—સ્વપ્નમાં અસંકલ્પમાં જે દૃસ્ય શંકાનો અનુભવ થાય છે તે જાગ્રતના સંસ્કારથી થાય છે. બીજું કાંઈ નથી.

**વશિષ્ઠજી** પુછે છેઃ—**હે રામજી**! સ્વપ્નું અને સંકલ્પ તેના સંસ્કારથી થાય છે તે જાગ્રતના સંસ્કારથી કેવી રીતે થાય છે? તેજરૂપ છે અથવા જાગ્રતથી અન્ય છે?

**રામજી** પ્રત્યુત્તર આપે છેઃ—**હે ભગવન્**! સ્વપ્નના પદાર્થ અને મનોરાજ્ય જાગ્રતના સંસ્કારથી ભ્રમથી જાગ્રતની પેઠે ભાસે છે.

**વશિષ્ઠજી** કહે છેઃ—**હે રામજી!** જો સ્વપ્નમાં જાગ્રત સંસ્કારથી જગત જાગ્રતની પેઠે ભાસે છે તો સ્વપ્નમાં કોઇનું ઘર લુટાઇ ગયું અથવા જળના પ્રવાહમાં વહી ગયું-ત્યારે જાગ્રતમાં તો કાંઈ થયું નથી કેમકે પ્રાતઃકાળ ઉઠીને જુવે છે તો ઘર જેવું ને તેવું ભાસે છે-**તો સંસ્કાર તો ત્યાં પડેલ નથી માટે સર્વ કલ્પના માત્ર જાણો.**

**શંકાઃ—રામજી** કહે છે કે હવે મેં જાણ્યું કે **આ સર્વ બ્રહ્મજ** છે. ન કોઈ દેહ છે; ન જગત છે; ન ઉદય છે; ન અસ્ત છે; **સર્વદાકાળ સર્વ પ્રકાર એજ બ્રહ્મ સત્તા પોતે પોતામાં સ્થિત છે અને એનાથી ભિન્ન જે કાંઈ ભાસે છે તે ભ્રમ માત્ર છે. અને ભ્રમ પણ કાંઈ વસ્તુ નથી સર્વ ચિદાકાશ બ્રહ્મ રૂપ છે.**

**વસિષ્ઠજી ઉપદેશે છેઃ—હે રામજી! જે કાંઈ ભાસે છે તે સર્વ બ્રહ્મનોજ પ્રકાશ છે તેજ પોતે પોતામાં પ્રકાશે છે.**

**રામજી પુછે કેઃ—હે ભગવન્!** સર્ગના આદિમાં દેહ ચિત્તાદી કેવી રીતે ફુરી આવ્યા છે? અને આત્માના પ્રકાશરૂપ કેવી રીતે છે? પ્રકાશ પણ તેનો હોય છે કે જે સાકારરૂપ હોય છે. પરબ્રહ્મ તો નિરાકાર છે એનો પ્રકાશ કેમ કહેવાય?

**વસિષ્ઠજીએ** પ્રત્યુત્તર આપ્યોઃ—**હે રામજી! સર્વ બ્રહ્મરૂપ છે. પ્રકાશ અને પ્રકાશકનો ભેદ પણ કાંઈ નથી. અને બીજી વસ્તુ પણ કાંઇ નથી. તેજ પોતેપોતામાં સ્થિત છે.** તેથીજ **સ્વપ્રકાશ કહેલ છે.** સૂર્યાદિકનો પ્રકાશ ત્રિપુટીથી ભાસે છે. તે પણ તેનો આશ્રય લઇને પ્રકાશે છે અને તેના પ્રકાશના **આધારભૂત** કહેવાય છે. જેનો આશ્રય લઇને સૂર્ય જગતને પ્રકાશે છે. **આત્મસત્તા અદ્વૈત અને વિજ્ઞાનઘન છે.** એમાં જે **ચિત્ત સંવેદન ફુરી છે** તેજ જગતરૂપ થઇને સ્થિત થઈ છે. **આત્મસત્તા અને જગતમાં કાંઈ ભેદ નથી.**

જેવી રીતે આકાશ અને શૂન્યતામાં કાંઈ ભેદ નથી-તેજ આ પ્રકાર થયાની પેઠે સ્થિત થયેલ છે. હે રામજી ! નિરાકારજ સ્વપ્નની પેઠે સાકારરૂપ થઈ ભાસે છે. આ જગતના આદિમાં અદ્વૈત ચિન્માત્રસત્તા છે. તેનાથી જે નાના પ્રકારનું જગત દૃષ્ટ પડ્યું તે તેજરૂપ થયું અને તેનું કારણ તો કાંઈ નથી. જેમ સ્વપ્નની આદિ અદ્વૈતસત્તા નિરાકાર છે. અને સૂર્યાદી પદાર્થ જે તેનાથી ભાસી આવે છે તે પણ તે રૂપ થયા. પરંતુ પ્રગટ ભાસે પણ છે. તેવી રીતે આ જગતને પણ અકારણ અને નિરાકાર જાણો. હે રામજી ! ન કોઈ જાગ્રત છે, ન સ્વપ્ન છે કે ન સુષુપ્તિ છે સર્વ આભાસમાત્ર છે-તેજ આત્મસત્તા પોતે પોતામાં સ્થિત છે. હમને તો સદા વિજ્ઞાનઘન આત્મસત્તા ભાસે છે જેમ દર્પણમાં પોતાનું મુખ ભાસે છે, તેવી રીતેજ હમને પોતે પોતાનું સ્વરૂપ ભાસે છે. અને અજ્ઞાનીને ભ્રાંતિરૂપ જગત ભાસે છે. જેમ વૃક્ષના ઝુંડમાં દૂરથી ભ્રાંતિથી પુરૂષ ભાસે છે. તેવીજ રીતે અજ્ઞાનીને જગત ભાસે છે. હે રામજી ! ન કોઈ દૃષ્ટા છે, ન કોઈ દૃસ્ય છે. દૃષ્ટા તો ત્યારે કહેવાય કે જ્યારે દૃસ્ય હોય અને દૃસ્ય કયારે કહેવાય કે જો દૃષ્ટા હોય. જો દૃસ્ય નથી તો દૃષ્ટાકોનો અને જો દૃષ્ટાજ નથી તો દૃસ્ય કોનું. એથી કરીને નિર્વિકાર બ્રહ્મસત્તા પોતે પોતામાં સ્થિત છે. જો આકાર પણ ભાસે છે તો તે પણ નિરાકાર છે. આત્મસત્તાજ સંવેદને કરીને આકારરૂપ થઈ ભાસે છે અને જેમ થાંભલામાં ચિતારો પુતળીઓ કલ્પે છે કે આટલી પુતળીઓ આ થાંભલામાંથી નિકળશે તે તેને ખોદયા વિના પણ પ્રત્યક્ષ ભાસે છે તેવીજ રીતે ખોદયા વિના બ્રહ્મરૂપી થાંભલામાં મનરૂપી ચિતારો એ પુતળીઓ જુએ છે પણ થયું કાંઈ નથી. હે રામજી ! આ મારા વચનોને તમે સ્વપ્ન અને સંકલ્પના દૃષ્ટાંતથી જુઓ કે અનુભવરૂપજ આકાર થઇ ભાસે છે. અનુભવથી ભિન્ન કાંઈ નથી. આ મારા વચનરૂપી ઉપદેશને હૃદયમાં ધારો. અને અજ્ઞાનીના વચનને ત્યાગી દો. (ઇતિશ્રી યોગવાશિષ્ટ નિર્વાણ પ્રકરણમાં વિદ્યાવાદ બોધોપદેશનામ ૨૭૨મો સર્ગઃ)

# પ્રકરણ તેરમું.

ॐ श्री गणेशायनमः ॥ अथ शान्तिपाठः ॥ महेश्वराय शान्तिमयायनमः ॐ॥ ॐ शन्नो मित्र इशंवरुणः ॥ शन्नो भवत्वर्यमा ॥ शन्न इन्द्रो बृहस्पतिः ॥ शन्नो विष्णुरुरुक्रमः ॥१॥ नमो ब्रह्मणे नमस्ते वायो ॥ त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ॥ त्वामेव प्रत्यक्षं ब्रह्मवदिष्यामि ॥ ऋतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु ॥ तद्वक्तारमवतु ॥ अवतुमाम ॥ अवतु वक्तारम ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥१॥ ॐ सहनाववतु ॥ सह नौभुनक्तु ॥ सह वीर्यं करवावहै ॥ तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥२॥ ॐ यश्छंदसा मृषभोविश्वरूपः ॥ छन्दोभ्योऽध्यमृतात्सम्बभूव ॥ समेन्द्रो मेधया स्पृणोतु ॥ अमृतस्यदेवधारणो भूयासम ॥ शरीरंमेविचर्षणम ॥ जिव्हामे मधुमत्तमा ॥ कर्णाभ्याम भूरि विश्रुवम ॥ ब्राह्मणः कोशोऽसि मेधया पिहितः श्रुतंमे गोपाय ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥३॥ ॐ अहं वृक्षस्यरेरिव ॥ कीर्तिः पृष्टं गिरेरिव ॥ ऊर्द्ध्व पवित्रो वाजिनीव ॥ स्वमृतमस्मि ॥ द्रविणं सुवर्चसं ॥ सुमेधा अमृतोऽक्षितः ॥ इति त्रिशंकोर्वेदानु वचनं ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥४॥ ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय ॥ पूर्णमेवावशिष्यते ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥ ५ ॥ ओमाप्यायन्तुममांगानि वाक् प्राण श्चक्षु श्श्रोत्र मथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं माऽहं ब्रह्म निराकुर्याम् मा मा ब्रह्म निराकरोद् निराकरणमस्त्व निराकरणं मे अस्तु ॥ तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥६॥ ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठित मा विरावीर्मे एधि वेदस्यम आणीस्थश्श्रुतं मे माप्रहासीरनेनाऽधीतेनाऽहोरात्रात्सन्दधाम्यृतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु ॥ तद्वक्तारमवतु ॥ अवतुमाम् ॥ अवतु रक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥ ७ ॥ ॐ भद्रंनो अपिवातय मनः ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥८॥ ॐ भद्रं कर्णेभिश्शृणुयाम देवा भद्रं पश्येमाऽक्षभिर्यजत्राः ॥ स्थिरै रङ्गै स्तुष्टु वाँ सस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवास्स्वस्तिनः पूषा विश्ववेदाः ॥ स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः ॥ स्वस्तिनो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिश्शा शान्तिश्शान्तिः ॥ ९ ॥ ॐ यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥ तँ हो देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ ॐ शान्ति इशान्ति इशान्तिः ॥ १० ॥ (ॐ नमो ब्रह्माऽऽदिभ्यो ब्रह्मविद्या सम्प्रदाय कर्तृभ्यो वंश ऋषिभ्यो महद्भ्यो नमो गुरुभ्यः) ॥ सर्वोपप्लव रहितः प्रज्ञानघनः प्रत्यगर्थो ब्रह्मैवाऽहमस्मि ॥१॥ ॐ ॥ ॐ नारायणं पद्मभवं वसिष्ठं ॥ शक्तिंच तत्पुत्र पराशरंच ॥ व्यासँ शुकं गौडपदं महान्तं ॥ गोविन्द योगीन्द्रमथाऽस्य शिष्यम ॥२॥ श्री शंकराऽऽचार्यमथाऽस्य पद्मपादं च हस्ताऽऽमलकं च शिष्यम ॥ तं त्रोटकं वार्तिककार मन्यानस्मद् गुरून् सन्तत मा नतोऽस्मि ॥ ३ ॥ श्रुति स्मृति पुराणानामालयं करुणाऽऽलयम ॥ नमामि भगवत्पादं शंकरं लोक शंकरं ॥४॥ शंकरं शंकराऽऽचार्यं केशवं बादरायणं ॥ सूत्र भाष्य कृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥५॥ ईश्वरो

गुरुरात्मेति मूर्तिभेद विभागिने ॥ व्योमवद्व्याप्त देहाय दक्षिणामूर्तये नमः ॥ ६ ॥ भिषजे सर्वविद्यानाम भिषजेमव रोगीणाम गुरवे सर्वलोकानाम तस्मै श्री दक्षिणामूर्तये नमः ॥ ७ ॥ ॐ ॥ श्रीं ॥ ॐ ॥

× × × × × ×

## શાંતિ મંત્રોનું ભાષાંતર.

### ॐ શ્રી પૈતિમાબ્ય ગુરવે નમઃ

(બ્રહ્મ વિદ્યા સંપ્રદાયવંશ ઋષિઓ.)

### તૈતિરીયનામા ઉપનિષદ યજુર્વેદનો મંત્ર.

ॐ શ્રીગણેશાયનમઃ ॥ અથ શાંતિ પાઠઃ ॥ મહેશ્વરાય શાંતિમયાય નમઃ ॥ ॐ ॥

૧ ॐ મિત્ર દેવતા (દિવસ તથા પ્રાણ વૃત્તિના અભિમાની દેવતા) અમને સુખકર થાઓ વરૂણદેવતા (રાત્રિ અને અપાન વૃત્તિના અભિમાની દેવતા) અમને સુખકર થાઓ. અર્યમાં દેવતા (ચક્ષુના તથા આદિત્ય મંડળના અભિમાની દેવતા) અમને સુખકર થાઓ. ઇંદ્રિ દેવતા (બાહુ બળના અભિમાની દેવતા) સુખકર થાઓ. બૃહસ્પતિ (વાણી તથા બુદ્ધિના અભિમાની દેવતા) અમને સુખકર થાઓ. વિસ્તીર્ણ પાદયુક્ત વિષ્ણુ (વામન અવતાર) પાદના અભિમાની દેવતા અમને સુખકર થાઓ ॥

(૧) (કારણ) બ્રહ્મને નમસ્કાર. હે સુત્રાત્મક પ્રાણવાયુ તમને નમસ્કાર કરૂં છું ॥ તમેજ કાર્ય કારણના અભેદરૂપે પ્રત્યક્ષ બ્રહ્મ છે ॥ હે પ્રાણરૂપ વાયુ તમનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. ॥ (શાસ્ત્ર વિહીત બુદ્ધિમાં સારી રીતે નિશ્ચીત કરાએલો અર્થ) ઋત (તમારે આધીન હોવાથી) પ્રાણ શબ્દીત ઋત તું છે એમ કહીશ ॥ શાસ્ત્ર વિહીત પૂર્વ નિશ્ચીત વાણીથી સંપાદન કરવા યોગ્ય.) સત્ય શબ્દીત તુંજ છે એમ કહીશ ॥ તે (સર્વાત્મા સુત્રાત્મક પ્રાણ) મારૂં રક્ષણ કરો ॥ તેજ (બ્રહ્મ) ઉપદેષ્ટાનું રક્ષણ કરો મારૂં રક્ષણ કરો ॥ ઉપદેષ્ટાનું રક્ષણ કરો ॥ ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥ (૧) ॥

### શ્વેતા શ્વેતર યજુર્વેદ તથા કાઠક ઉપનિષદ ઋગવેદનો મંત્ર.

૨ ॐ તે બ્રહ્મ (નિશ્ચય) અમો શિષ્ય આચાર્ય બંનેનું રક્ષણ કરો ॥ તે અમો બંનેનું વિદ્યાફળ પ્રકાશ કરી પાલણ કરો [મોક્ષ (સ્વરૂપસ્થિતિ) આપો] અમો બે (બ્રહ્મ વિદ્યાકૃત) સામર્થ્ય (શોક મોહાદી તથા જન્મ મરણાદી સંસારના અભાવ)ને પ્રાપ્ત કરીએ અમોએ અધ્યયન કરેલું (બ્રહ્માત્મ જ્ઞાન) વીર્યવાન (સામર્થ્યવાળું) થાઓ. અમો પરસ્પર દ્વેષ ન કરીએ. ॥ ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥ ૨ ॥

### છાંદોગ્ય ઉપનિષદ સામવેદનો મંત્ર.

૩ ॐ સર્વ (ગાયત્રી આદિ) છંદોમાં શ્રેષ્ઠ સર્વ જગદાત્મક પ્રણવ છે ॥ તે છંદોમાં ધ્યાનથી ઉત્પન્ન થએલ છે (નિત્ય સ્વરૂપ વેદથી થએલ છે) ॥ તે ઇંદ્ર અંતર્યામી (સૂર્ય) મને પવિત્ર બુદ્ધિથી યુક્ત કરો. ॥ હે દેવ હું મોક્ષ સાધનરૂપ યથાર્થ જ્ઞાન નામક અમૃતનો ધારણ કરનાર થાઉં ॥ મારૂં શરીર રોગહીન થાઓ ॥ મારી (વાચા ઇંદ્રીયરૂપી) જીવ્હા મધુરતમ ભાષિણી થાઓ ॥ કર્ણવડે પવિત્ર જ્ઞાનનો શ્રવણ કરનાર થાઉં ॥ હે ઇંદ્ર! તું બ્રહ્મનો કોશ [ઉપલબ્ધી સ્થાન (બ્રહ્મ જ્ઞાનનો ખજાનો) બુદ્ધિમાં સ્થિત છે.] છે. તું લૌકીક પ્રજ્ઞાવડે આચ્છાદીત છે. મેં (વેદાંત શાસ્ત્રની ઉત્તમ બ્રહ્મ વિદ્યા) શ્રવણ કરેલ તેની વિસ્મૃતિઆદીનું નિવારણ કરી રક્ષણ કરો. ॥ ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥ ૩ ॥

## કઠ ઉપનિષદ સામવેદ મંત્ર.

૪ ૐ હું સંસાર વૃક્ષનો છેત્તા (કે અંતર્યામીરૂપે પ્રેરયીતા) થાઉં ॥ કૈલાસ પર્વતના ઉચ્ચ શિખરવત્ મારી કીર્તી સર્વત્ર પ્રસરો ॥ સૂર્યની જેમ હુ ઉત્તમ પવિત્ર છું ॥ અમૃત સ્વરૂપ બ્રહ્મ છે તેમ હું અમૃતરૂપે નિત્ય શુધ્ધ સ્વપ્રકાશ) બ્રહ્મ છું ॥ સારૂં વર્ચસ (બ્રહ્મ) તે મારૂં દ્રવ્ય છે ॥ હુ સુમેધાવાન છું તેથી અમૃત અને અક્ષર છું (અમૃત જે નિત્ય સ્વરૂપ અનુભવ તે વડે હું બ્યાપ્ત છું) એવા ત્રિશંકુ ઋષિના વેદાનુવચન છે. ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ ॥ (૪) ॥

## બૃહદારણ્ય તથા ઇશાવાસ્ય ઉપનિષદ યજુર્વેદ મંત્ર.

૫ ૐ તે (પરોક્ષ તત્પદ બ્રહ્મ) પૂર્ણ છે (નિરતીશય વ્યાપક છે) આ (અપરોક્ષ ત્વં પદ નામરૂપ ઉપાધીવાળું સબળ બ્રહ્મ તે પણ સર્વાનુગત સૂત્રાત્મક સાક્ષીરૂપે કે અસ્તિ ભાતિ પ્રીયરૂપે નિરૂપાધીકરૂપે) પૂર્ણ છે. પૂર્ણ (કારણરૂપથી, પૂર્ણ (કાર્યરૂપે પૃથક જેવું પ્રતીત થાય છે) વૃદ્ધિ પામે છે (કે ઉત્પન્ન થાય છે) ॥ પૂર્ણનું (કાર્યાત્માનું) પૂર્ણત્વ લઇ લઈએ તો (પૃથકભાવ ત્યજી દેતો) પૂર્ણજ (પૂર્ણભાવને સંપાદન કરીને) સચ્ચિદાનંદસ્વરૂપજ અવશેષ રહે છે. ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥૫॥

## કેન તથા છાંદોગ્ય ઉપનિષદ સામવેદ મંત્ર.

૬ ૐ મારા સર્વ અંગો વાક, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર આદી ઇંદ્રીઓ (મન બુદ્ધિ) આદી (બ્રહ્મના નિર્વિકલ્પ સ્વરૂપ ચિંતનના અભ્યાસમાં બળને પ્રાપ્ત થાઓ. ॥ સર્વ ઉપનિષદ્ પ્રોક્ત (ઉપનિષદવડે ગમ્ય) બ્રહ્મજ છે. ॥ હું બ્રહ્મનું નિરાકરણ ન કરૂં (અથાગ શ્રદ્ધા રાખું બ્રહ્મ નથી એમ ન માનું, બ્રહ્મથી બીજી વસ્તુ સત્ય છે એમ ન માનું) ॥ બ્રહ્મ મારૂં નિરાકારણ ન કરો ન કરો (બ્રહ્મથી પોતાને જુદો ન કરો, મારૂં વિસ્મરણ ન કરો એટલે વિષયાસક્ત બુધ્ધિ ન આપો ને પોતાના સ્વરૂપ ચિંતનથી વિમુખ ન કરો.) ॥ અમારૂં અનિરાકરણ હો (પરસ્પર પ્રીતિ રહો એટલે અમારો વાસ્તવિક અભેદ સર્વદા રહો ॥ મરૂં અનિરાકરણ હો (આત્મ સ્વરૂપે સર્વદા રહું (જાણું) ॥ પરમ પ્રેમાસ્પદ બ્રહ્માત્મામાં પ્રીતિ (નિરંતર) કરનાર મારામાં ઉપનિષદ (વેદ) પ્રકાશીત ધર્મો (શમ દમાદી, યમ નિયમાદી વિવેક વૈરાગ્યવાદી શ્રવણાદી) મને પ્રાપ્ત થાઓ. તે મારામાં રહો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥ ૬ ॥

## ઐતરીય ઉપનિષદ ઋગ્વેદ મંત્ર.

૭ ૐ મારી (તત્વવિદ્યામાં પ્રવૃત્ત થયેલ) વાણી સર્વદા મનમાં સ્થિર થાઓ. (મનથી જેવું, જેટલું વિવક્ષીત તેજ વાણી ભણો) ॥ મારૂં મન (સાવધાન થઈને) વાણીમાં સ્થીતિ પામો (જેથી વાણી શબ્દોનું યથાયોગ્ય ઉચ્ચારણ કરે) ॥ હે આવિઃ (સ્વપ્રકાશ આત્મન્) (અવિદ્યા દૂર કરી) મારે માટે પ્રગટ થાઓ ॥ હે મન તથા વાણી મારે માટે વેદ આણુવા (તત્ત્વવિદ્યાના પ્રતિપાદક ગ્રંથને સંપાદન કરવામાં) સમર્થ થાઓ. [અથવા મન વાણીવડે સ્તવેલા (જાણેલા સ્વ-પ્રકાશ સ્વરૂપ)તે મારી વાણી અને મન વિષે રહો ને તે વિરામ પામેલું મન વેદગર્ભરૂપ થઈને જેને જણાવે છે તે સ્વરૂપ વિસ્મરણ ન થાઓ તે સ્વરૂપ જે જાણેલું છે તે અહોનિશ અભ્યાસથી ધારણ કરૂં છું.] મેં સત્ય શાસ્ત્રનું શ્રવણ કરેલું તે પરિત્યાગ ન કરો (જતું રહો નહિ.) એ અભ્યાસમાં અહોનિશ મન વાણી જોડું છું. ॥ શાસ્ત્રથી નિશ્ચીત કરેલ બુદ્ધિવડે ઋત (ગ્રંથપઠીત પરમાર્થ વસ્તુ) કહીશ ॥ શાસ્ત્રના નિશ્ચય પહેલાની બુદ્ધિ વૃત્તિરૂપ વાણીવડે (એટલે શાસ્ત્રવિહીત પૂર્વ નિશ્ચીત વાણીથી) વ્યવહારીક સત્ય કહીશ ॥ તે બ્રહ્મ મારૂં (અવિદ્યા તથા તેના કાર્યની નિવૃત્તિવડે) પાલણ કરો ॥ તે બ્રહ્મ (બ્રહ્મતત્ત્વ બોધકપણાના સામર્થ્ય પ્રદાનવડે) વક્તાનું પાલણ કરો. ॥ તે બ્રહ્મ મારૂં પાલણ કરો. ॥ વક્તાનું (સત્શિષ્યને પ્રાપ્તી થવાથી પણ સંતોષવડે આચાર્યનું) પાલણ કરો. ॥ વક્તાનું પાલણ કરો. ॥ પુનરૂક્ત આદરાર્થે છે ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥ ૭ ॥

## માંડુક્ય ઉપનિષદ અથર્વવેદ મંત્ર.

૮ ૐ હે પ્રભુ! (હે મંગળ સ્વરૂપવાયુ દેવતા) મારૂં ચંચળ મન આપની કૃપાથી શુભ પવિત્ર સંકલ્પવાળું હો (જીવન સ્વરૂપે મારા હૃદયમાં રહો) ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥૮॥

## મુંડક, માંડુક્ય કે પ્રશ્ન ઉપનિષદ અથર્વ વેદ મંત્ર.

૯ ૐ હે દેવો! (તમો યજન કરવા યોગ્ય છો) કર્ણવડે અમે કલ્યાણ (વિહિત-શ્રેયઃ) સાંભળીએ ॥ (હે અધ્યાત્મ નિષ્ઠો, (યજનશીલ)! ચક્ષુવડે અમો કલ્યાણ વસ્તુ (વિહિત-પરમાત્મ સ્વરૂપ) જોઈએ ॥ સ્થીર અંગો (અવયવો)વડે શ્રુતિવચનથી આપની સ્તુતી અમો કરીએ ને પ્રજાપતિ દેવે નિર્માણ કરેલું ચિરંજીવીપણું અમો પ્રાપ્ત કરીએ ॥ બૃહત્કીર્તી ઇંદ્રિ અમને કલ્યાણ શ્રેયઃ) આપો ॥ સર્વજ્ઞ સૂર્ય અમને કલ્યાણ (શ્રેયઃ) આપો, અકુંઠીત (અપ્રતિબદ્ધ) ગતિવાન ગરૂડ અમને કલ્યાણ આપો ॥ તથા બૃહસ્પતિ અમારૂં કલ્યાણ (શ્રેયસ્) કરો ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥૯॥

૧૦ ૐ જે પૂર્વે (સગાદી કાળમાં) બ્રહ્માને ધારણ કરે છે (ઉત્પન્ન કરે છે) ને જેમણે વેદોનું જ્ઞાન તેમને આપ્યું ॥ તે આત્મબુદ્ધિ પ્રકાશક દેવને હું મુમુક્ષુ શરણે જાઉં છું. (તે પ્રકાશ-સ્વરૂપ આત્માના પ્રકાશક દેવને (અભેદ એક અદ્વૈત સ્વરૂપને) હું જ્ઞાનનો અભિલાષી શરણને પ્રાપ્ત થાઉં છું. ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥૧૦॥

ૐ બ્રહ્માદી બ્રહ્મવિદ્યા સંપ્રદાયકર્તા મહાન વંશ ઋષિઓને તથા ગુરૂઓને નમસ્કાર ॥ સર્વ ઉપપ્લવહીન (સર્વાત્મભાવ સર્વ કારણરહીત (જેને વિષે જગત પ્રપંચ કલ્પના નથી તે) પ્રજ્ઞાન--ઘન પ્રત્યગર્થ (એક અનુસ્યુત આત્મા કારણના કારણ) આત્મા (એક અદ્વિતીય સ્વપ્રકાશ આનંદસ્વરૂપ) બ્રહ્મજ હું છું. ॥ૐ॥૧॥

ૐ નારાયણ, બ્રહ્મા, વશિષ્ઠ, શક્તિ, પરાશર, તેના પુત્ર વ્યાસ, શુક, ગૌડપાદ મહાન્ત તથા તેના શિષ્ય ગોવિંદ યોગીન્દ્ર ॥૨॥ તેના શ્રી શંકરાચાર્ય ને તેના શિષ્ય પદમપાદ હસ્તામલક ત્રોટક વાર્તિકકાર તથા બીજા અમારા ગુરૂઓને નિરંતર નમસ્કાર કરૂં છું. ॥૩॥ કરૂણાલય (લેશ) શ્રુતિ, સ્મૃતિ, પુરાણના આલય, આનંદકર (કલ્યાણકર) ભગવત્પાદ શ્રી શંકરને નમસ્કાર કરૂં છું ॥૪॥ સૂત્રકારને ભાષ્યકાર **ભગવાન કલ્યાણકર શંકરાચાર્ય તથા બાદરાયણરૂપી વિષ્ણુને** વારંવાર નમસ્કાર કરૂં છું. ॥૫॥

ઈશ્વરને ગુરૂની મૂર્તિભેદ ભાંગનાર આત્મા આકાશની જેમ, દેહ વિષે વ્યાપ્ય **શ્રી દક્ષિણા મૂર્તિને** નમસ્કાર કરૂં છું. ॥૬॥

સર્વ વિદ્યાઓના નિધિ સંસારરૂપી રોગના ઔષધરૂપ તથા સર્વ લોકોના ગુરૂ **શ્રી દક્ષિણા મૂર્તિને** નમસ્કાર કરૂં છું ॥ ૭ ॥ ૐ ॥ શ્રીં ॥ ૐ ॥

ૐ આકાશ શાંત થાઓ અંતરિક્ષ શાંત થાઓ પૃથ્વી શાંત થાઓ જળ શાંત થાઓ ઔષધીઓ (વનસ્પતિઓ) શાંત થાઓ, સર્વ શાંત થાઓ સર્વત્ર શાંતિ થાઓ તે શાંતિ મને વ્યાપ્ત થાઓ. ॥

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ શાંતિઃ થાઓ શ્રેયઃ (આનંદ) થાઓ સર્વ લોક સુખી થાઓ હે બ્રહ્મ (હે સર્વાન્તર્યામિ) સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ પરમાત્મન્ તે પ્રમાણે શાંતિ થાઓ. સુખી થાઓ. ૐ.

ૐ એ શબ્દ સગુણ નિર્ગુણ બ્રહ્મનો વાચક, સર્વ વિઘ્નની નિવૃત્તી કરનાર મંગળરૂપ પ્રયોજનવાળો છે.

શાંતિઃ એ પદના ત્રણ ત્રણવાર કથનથી ઉપનિષદ્ અધ્યયન કરનારની પરમ કારૂણીક પરમાત્મા પ્રતિ પોતાના સ્થૂળસૂક્ષ્મ તથા કારણ શરીરના જ્વરોની વા આધ્યાત્મિક, આધિદૈવીકને આધિભૌત્તિક ત્રણ [તાપો (તત્ત્વવિદ્યાના ત્રણે વિઘ્નો (પ્રતિબંધોની)] નિવૃત્તિ કરવા માટે પ્રાર્થના છે.

**॥ હરિ ઓમ્ તત્સત્ ॥**